# ભારતીય અભિલેખવિદ્યા

# ( Indian Epigraphy )

ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી

પ્રથમ આવૃત્તિ - 1973




યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય, અમદાવાદ–૬.

# ભારતીય અભિલેખવિદ્યા

## (INDIAN EPIGRAPHY)




લેખક

ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી

અધ્યક્ષ

ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન

અમદાવાદ-૯

**Dr. H. G. Shastri**

Director

**B. J. Institute**

of Learning & Research

**Ahmedabad-9**





યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ,

ગુજરાત રાજ્ય, અમદાવાદ-૬

પ્રકાશક :
ઈશ્વરભાઈ જે. પટેલ
અધ્યક્ષ,
યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ,
ગુજરાત રાજ્ય, અમદાવાદ-૬



પ્રથમ આવૃત્તિ : ૧૯૭૩
નકલ ૧૦૦૦

કિંમત રૂ. 


"Published by the University Book Production Board, Gujarat State, under the Centrally Sponsored Scheme of Production of Literature and Books in Regional Languages at the University level, of the Govt. of India in the Ministry of Education and Social Welfare (Department of Culture), New Delhi."

મુદ્રક :
શ્રી ઇન્દુભાઈ શાહ
નેશનલ ટ્રેડર્સ
કોઠી મહોલ્લા, લાલ દરવાજા,
અમદાવાદ-૧

વિતરક :
મેસર્સ બાલગોવિંદ બુકસેલર્સ
ગાંધીરોડ,
અમદાવાદ-૧

# પ્રકાશકનું પુરોવચન

ઉચ્ચ કેળવણીનું માધ્યમ માતૃભાષા બને એ ખ્વાહિશ મૂર્તિમંત કરવી હોય તો યુનિવર્સિટીએ અનેક વિદ્યાશાખાઓ માટે વિપુલ ગ્રંથસામગ્રી તૈયાર કરવી જોઈએ. આ સામગ્રી અનેક કક્ષાના અને રસના વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓને ઉપયોગી થાય તે રીતે નિર્મિત થાય તો વિદ્યાભ્યાસંગનું ઉત્તમ કાર્ય હાથ ધરી શકાય. યુનિવર્સિટી કેળવણીનું સનાતન ધ્યેય યુવાન પેઢીમાં વિદ્યાભ્યાસંગની વૃત્તિ જન્માવવાનું છે. આ વૃત્તિ યુવાન વિદ્યાર્થીના માનસ–જગતનું એક આજીવન અંગ બને તેવી ઇચ્છા આપણે સૌએ સેવવી જોઈએ.

આ ઇચ્છાને બર લાવવા માટે કેન્દ્રીય સરકારે, રાજ્ય સરકાર દ્વારા હરેક ભારતીય ભાષા માટે આર્થિક સહાય આપવાની હૈયાધારણ આપી ભૌતિક પરિસ્થિતિ સર્જી છે. આવી ભૌતિક સગવડના સંદર્ભમાં ઉત્તમ માનક ગ્રંથો ગુજરાતની નવી પેઢીને ચરણે ધરવાનો પડકાર યુનિવર્સિટીઓની વિદ્યાપ્રવૃત્તિ સાથે સંકળાયેલા સૌની સમક્ષ પડેલો છે.

ગુજરાત રાજ્ય સરકારે ગ્રંથનિર્માણનું આ કામ ત્વરાથી અને અપેક્ષિત ધોરણે થાય તે હેતુસર યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડની રચના કરી છે. આ બોર્ડ પર ગુજરાતની યુનિવર્સિટીઓના બધા કુલપતિઓ તેમ જ વિદ્વાનો, સંલગ્ન સરકારી ખાતાંઓના નિયામકો વગેરે નિયુક્ત થયા છે અને માનક ગ્રંથોની ધારણા પરિણામજનક બને તે માટે વિદ્યાશાખાવાર વિષયવાર અનુભવી વિદ્વાન પ્રાધ્યાપકોનાં મિલન યોજી એમની ભલામણ અનુસાર લેખન માટે પ્રાધ્યાપકોને નોતર્યા છે, અને લખાણ સક્ષમ તથા ધ્યેયપૂર્ણ બને તે હેતુસર એવા જ વિદ્વાનોને પરામર્શક તરીકે નિમંત્ર્યા છે.

ગુજરાત રાજ્યની યુનિવર્સિટીઓમાં વિનયન વિદ્યાશાખાના વિદ્યાર્થીઓને સુયોગ્ય ગુજરાતી ગ્રંથો મળી રહે તે હેતુથી આ યોજના અન્વયે તૈયાર થયેલા પુસ્તક 'ભારતીય અભિલેખવિદ્યા'ને પ્રકાશિત કરતાં હું આનંદ અનુભવું છું. એ આનંદમાં ઉમેરો એ વાતે થાય છે કે પુસ્તકના લેખક ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી

તે વિષયના ખાસ જાણકાર છે અને પોતાનાં જ્ઞાન અને અનુભવનો લાભ વિદ્યાર્થીઓને આપવાનું એમણે સ્વીકાર્યું છે. ડૉ. પનુભાઈ ભટ્ટ જેવા વિદ્વાને આ ગ્રંથ પ્રમાણભૂત બને અને વિષયવસ્તુની સર્વગ્રાહી રજૂઆત થાય તે માટે સલાહસૂચનો અને માર્ગદર્શન આપી પરામર્શક તરીકે જે સેવાઓ આપી છે તે બદલ તેમનો હું સાનંદ આભાર માનું છું.

પ્રેસ તથા બોર્ડના સ્ટાફે આ ગ્રંથ આ વિદ્યાના અભ્યાસીઓને જલદી પ્રાપ્ત થાય તે માટે જે જહેમત ઉઠાવી છે તે બદલ સૌનો આભાર માનું છું.

યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ
ગુજરાત રાજ્ય, અમદાવાદ-૬
૮-૧૦-'૭૩

**ઈશ્વરભાઈ પટેલ**
અધ્યક્ષ

Rajeshkumar Gambhava

# પ્રસ્તાવના

અભિલેખ એટલે કોતરેલું લખાણ. પથ્થર પર કોતરેલા લેખ 'શિલાલેખ' કહેવાય છે. લેખ કોતરેલાં તાંબાનાં પતરાંને 'તામ્રપત્ર' કહે છે. મંદિરો, મસ્જિદો, વાવો વગેરેમાં ઘણી વાર શિલાલેખ મૂકેલો હોય છે. મંદિરોમાં ઘણી વાર મૂર્તિ પર લખાણ કોતરેલું જોવામાં આવે છે. એને 'પ્રતિમાલેખ' કહે છે. કેટલાંક સ્થળોએ શિલાસ્તંભ પર લેખ કોતરેલો હોય છે. ગુજરાતમાં, ખાસ કરીને સૌરાષ્ટ્ર અને કચ્છમાં, ઠેકઠેકાણે પાળિયા ઊભા કરેલા હોય છે ને એના પર કંઈ લખાણ કોતર્યું હોય છે. હાલ અનેક જાહેર તથા ખાનગી મકાનોમાં લખાણ કોતરેલી તકતી મૂકવામાં આવે છે. આ અને આવા બીજા પ્રકારના અભિલેખોમાં કંઈ ને કંઈ યાદગાર હકીકત નોંધાઈ હોઈ, એ ઇતિહાસનું એક મહત્ત્વનું સાધન બની રહે છે. ઇતિહાસનાં વિવિધ સાધનોમાં અલિખિત સાધનો કરતાં લિખિત સાધનો વધુ ઉપયોગી નીવડે છે ને લિખિત સાધનોમાંય અભિલેખો વિશેષ ઉપયોગી નીવડે છે, કેમકે એમાંનું લખાણ એના મૂળ સ્વરૂપમાં હજારો વર્ષ સુધી ટકી રહે છે.

ભારત ઘણો વિશાળ દેશ છે ને એનો ઇતિહાસ ઘણો લાંબો છે. પરંતુ ભારતીય ઇતિહાસના પ્રાચીન સાહિત્યમાં રાજવંશાવળીઓ જ વધારે જળવાતી, પ્રાચીન રાજાઓના ચરિતમાં મુખ્ય આધાર અનુશ્રુતિનો લેવાતો અને સમકાલીન રાજાઓનાં ચરિત મુખ્યત્વે નાયકોચિત પ્રશસ્તિ તથા કાવ્યોચિત કલ્પનાની દૃષ્ટિથી લખાતાં. મુસ્લિમ લેખકોની તવારીખમાં રાજકીય દસ્તાવેજોનો ઠીક ઉપયોગ કરવામાં આવતો. પરંતુ ઇતિહાસ માટે સર્વવિધ સાધનસામગ્રીનું અન્વેષણ ભાગ્યે જ કરવામાં આવતું. આ પ્રકારના અન્વેષણનો આરંભ ભારતમાં ૧૮ મી સદીના ઉત્તરાર્ધમાં થયો. ત્યારે એમાં અભિલેખોમાં નોંધાયેલા વૃત્તાંતોનો ય સમાવેશ થયો.

[પ્રાચીન અભિલેખોમાં ૧૦મી–૧૨મી સદી સુધીના લેખ વાંચી શકાતા, પરંતુ એની પહેલાંના લેખ વાંચવા મુશ્કેલ હતા, કેમકે લિપિના મરોડમાં હંમેશાં પરિવર્તન થયા કરતું. આથી કેટલાક લેખ સંસ્કૃત ભાષામાં લખાયેલા

હોવા છતાં સંસ્કૃતના પંડિતોને પણ એ ઉકેલતાં મુશ્કેલી પડતી. વધુ પ્રાચીન કાલના લેખો તો જાણે કોઈ લુપ્ત કે વિદેશી લિપિમાં ન લખાયા હોય તેવો ભાસ થતો, કેમકે એ કાલનું લિપિસ્વરૂપ એના વર્તમાન સ્વરૂપથી સાવ ભિન્ન હતું. ભારતીય પંડિતો તો એને 'દેવલિપિ' માની હાથ ધોઈ નાખતા, પરંતુ પાશ્ચાત્ય વિદ્વાનોએ ખંત અને સૂઝ દ્વારા છેક મૌર્યકાલ સુધીના લિપિ–મરોડ બંધ બેસાડયા. આ પુરુષાર્થ દ્વારા ભારતીય પ્રાચીનલિપિવિદ્યાનાં મંડાણ થયાં ને પ્રાચીન હસ્તપ્રતો તથા પ્રાચીન અભિલેખો વાંચવામાં લિપિ–મરોડનો અંતરાય દૂર થયો. ભારતીય પ્રાચીનલિપિવિદ્યાએ ભારતીય અભિલેખવિદ્યાના વિકાસને વેગ આપ્યો.

ભારતના પુરાતત્ત્વ–સર્વેક્ષણમાં અભિલેખવિદ્યાનો વિભાગ ઉમેરાયો. એમાં બ્રાહ્મી અને ખરોષ્ઠી જેવી પ્રાચીન લિપિઓમાં કોતરેલા અભિલેખોના તેમજ અરબી–ફારસી લિપિઓમાં કોતરેલા અભિલેખોના જાણકાર નિમાવા લાગ્યા. એનાં વિભાગીય વર્તુલોમાં વર્તમાન પ્રાદેશિક લિપિઓના જાણકારો તો હતા જ. પુરાતત્ત્વ–સર્વેક્ષણ તરફથી ભારતીય અભિલેખો માટે ખાસ સામયિક પણ શરૂ થયું.

શૈલલેખો, શિલાસ્તંભલેખો, શિલાલેખો, તામ્રપત્રલેખો, ગુફાલેખો, પ્રતિમાલેખો વગેરે પ્રકારના અભિલેખોનું અન્વેષણ, વાચન, સંપાદન, ભાષાંતર અને પ્રકાશન થતાં ભારતના ઇતિહાસમાં વિપુલ માહિતી ઉમેરાઈ ને એ પણ તે તે સમયનાં સમકાલીન સાધનોના આધારે. પ્રતિવર્ષ અનેક અભિલેખ પ્રકાશિત થતા રહે છે, અભિલેખ–સંગ્રહોના કેટલાક ગ્રંથ પણ તૈયાર થતા રહે છે ને અભિલેખોની સૂચિઓ પણ પ્રસિદ્ધ થતી રહે છે. ભારતીય ઇતિહાસના અન્વેષણ, સંશોધન તથા નિરૂપણમાં અભિલેખો માહિતીના સાધન તરીકે ઘણા ઉપકારક નીવડયા છે.

પરંતુ ભારતીય અભિલેખવિદ્યા વિશે ઘણું જૂજ સાહિત્ય લખાયું છે. ૧૮૯૪–૧૯૧૮ દરમ્યાન ભારતીય પ્રાચીનલિપિવિદ્યા વિશેના સાહિત્યનાં હિંદી, જર્મન અને અંગ્રેજીમાં પગરણ થયાં. એમાં ભારતમાં લેખનકલાની પ્રાચીનતા, ભારતની પ્રાચીન લિપિઓનો ઉદ્ભવ તથા વિકાસ, લિપિ–સ્વરૂપો તથા અક્ષર–મરોડોનાં ક્રમિક રૂપાંતર ઉપરાંત લેખન તથા અભિલેખનની સામગ્રી અને અભિલેખોમાં આપેલી મિતિઓના જુદા જુદા સંવતો જેવી કેટલીક આનુષંગિક બાબતોનું ય નિરૂપણ કરવામાં આવ્યું. એ પછી છેક

૧૯૫૭–૧૯૬૧ દરમ્યાન ભારતીય અભિલેખવિદ્યાના વિષયોના નિરૂપણમાં કેટલોક ઉમેરો થયો.

પરંતુ ભારતીય અભિલેખવિદ્યા વિશેનું પદ્ધતિસરનું પુસ્તક લખાયું છેક ૧૯૬૫ માં. એ પુસ્તક અંગ્રેજીમાં છે ને આ વિષયનું હજી વધુ વિસ્તૃત નિરૂપણ જરૂરી છે.

અભિલેખવિદ્યાની જાણકારીના અભાવે ઇતિહાસના ઘણા અધ્યાપકો અભિલેખોની મૂળ સામગ્રીના મહત્ત્વના સાધનનો ઘણો ઓછો લાભ લઈ શકે છે. આપણી યુનિવર્સિટીઓમાં ઇતિહાસના અનુ-સ્નાતક અભ્યાસક્રમમાં અભિલેખવિદ્યાનો અભ્યાસક્રમ ઘડાયો હોય તો પણ જવલ્લે જ શીખવાય છે! સંસ્કૃતના અનુસ્નાતક અભ્યાસક્રમમાં અભિલેખવિદ્યાનું વૈકલ્પિક શાસ્ત્ર પસંદ કરનાર વિદ્યાર્થીઓને ભારતીય પ્રાચીનલિપિવિદ્યાનો તથા મહત્ત્વના પ્રાકૃત-સંસ્કૃત અભિલેખોનો અભ્યાસ કરવો પ્રાપ્ત થાય છે. એવી રીતે ભારતીય સંસ્કૃતિના અનુસ્નાતક વિદ્યાર્થીઓને પણ અભિલેખવિદ્યા તથા સિક્કાશાસ્ત્રના વૈકલ્પિક જૂથમાં ભારતીય અભિલેખવિદ્યાનો અભ્યાસ કરવાનો લાભ મળે છે.

છતાં મારી જાણ મુજબ આ વિષય પર ગુજરાતી ભાષામાં કોઈ પુસ્તક ભાગ્યે જ લખાયું છે. ત્રણેક વર્ષ ઉપર આ લેખકે લખેલી 'ભારતીય અભિ-લેખવિદ્યા : એક રૂપરેખા' પુસ્તિકા બહાર પડી, તેનાથી ગુજરાતીમાં આ વિષયનું અવતરણ થયેલું. પરંતુ એ તો 'પાશેરામાં પહેલી પૂણી' ગણાય. ભારતીય ઇતિહાસ, સાહિત્ય અને સંસ્કૃતિના અનુસ્નાતક વિદ્યાર્થીઓને તેમજ અભ્યાસીઓને આ વિગતવાર ગ્રંથ વિશેષ ઉપયોગી નીવડે તેવો છે.

પ્રાસ્તાવિક પ્રકરણમાં ભારતીય અભિલેખવિદ્યાનાં પગરણ કેવી રીતે થયાં તે નિરૂપાયું છે.

પ્રકરણ ૨–૭ લિપિને લગતાં છે. ભારતમાં લેખનકલાની પ્રાચીનતા ૧૯૨૧ પહેલાં લગભગ ઈ. પૂ. ૫૦૦ સુધી દર્શાવી શકાતી, જ્યારે હડપ્પીય સભ્યતાના અવશેષોમાં મળતી અભિલિખિત મુદ્રાઓની શોધ પછી એ હવે ઈ. પૂ. ૨૫૦૦ સુધી દર્શાવી શકાય છે. પ્રાચીન ઐતિહાસિક કાલમાં ભારતમાં બે લિપિ વપરાતી —ઉત્તરપશ્ચિમ ભાગમાં ખરોષ્ઠી અને બાકીના બધા ભાગમાં બ્રાહ્મી. ખરોષ્ઠી લિપિ થોડા શતકોમાં લુપ્ત થઈ, જ્યારે બ્રાહ્મી લિપિ દેશના જુદા જુદા ભાગમાં જુદી જુદી રીતે ક્રમિક પરિવર્તન પામી વર્તમાન ભારતીય લિપિઓ રૂપે અદ્યપર્યંત ચાલુ રહી છે. મૌર્યકાલીન બ્રાહ્મી લિપિમાંથી આ વર્તમાન લિપિઓ કેવી રીતે વ્યુત્પન્ન થઈ છે તે પ્રાચીન લિપિવિદ્યાનાં પુસ્તકોમાં વિગતે દર્શાવાયું છે; અહીં

માત્ર દેવનાગરી તથા ગુજરાતી લિપિના ક્રમિક વિકાસનાં કોષ્ઠક આપવામાં આવ્યાં છે. ભારતમાં આવી બીજી અનેક લિપિઓ પ્રચલિત છે. દ્રાવિડ કુલની ભાષાઓ માટે પ્રયોજાતી લિપિઓ (તમિળ, તેલુગુ, કાનડી વગેરે) પણ બ્રાહ્મી લિપિનો જ પરિવાર છે.

બ્રાહ્મી લિપિની ઉત્પત્તિને માટે ભિન્નભિન્ન મતો પ્રવર્તે છે. હડપ્પીય લિપિની શોધે એની ઉત્પત્તિ ભારતમાં થઈ હોવાના સંભવને સમર્થન આપ્યું છે. પદ્યબદ્ધ લખાણોમાં મોટી સંખ્યાઓ દર્શાવવા માટે શબ્દસંકેતો કે અક્ષર-સંકેતો પ્રયોજાતા, તેનો પણ અહીં પરિચય આપવામાં આવ્યો છે.

ભારતીય-મુસ્લિમ અભિલેખવિદ્યા એ ભારતીય અભિલેખવિદ્યાનું એક મહત્ત્વનું અંગ છે. એમાં સુલેખનકલાની વિવિધ શૈલીઓ વિકસી હતી.

અભિલેખોના વાચનમાં પહેલી જરૂર પડે છે એ લેખોની લિપિઓની જાણકારીની ને એ પછી એ લેખોની ભાષાઓની જાણકારીની. ભારતીય અભિલેખોમાં પ્રાકૃત-સંસ્કૃત, અરબી-ફારસી, ગુજરાતી-હિંદી-બંગાળી-મરાઠી, તમિળ-તેલુગુ, ફ્રેન્ચ-અંગ્રેજી જેવી અનેક વિવિધ ભાષાઓ પ્રયોજાઈ છે (પ્રકરણ ૭).

અભિલેખો કોતરવા માટે જે વિવિધ પદાર્થ વપરાય છે તેમાં શિલા અને ધાતુ સહુથી વધુ ઉપયોગી નીવડયાં છે (પ્રકરણ ૮).

ગ્રંથલેખનની જેમ અભિલેખન માટે પણ પ્રાચીન કાળમાં કેટલીક પદ્ધતિઓ પ્રચલિત હતી (પ્રકરણ ૯).

ભારતીય અભિલેખોના વિષયોના દસબાર મુખ્ય પ્રકાર પડે છે. તેમાં દાનશાસનો, પૂર્તનિર્માણલેખો અને પ્રતિમાલેખો સહુથી વધુ સંખ્યા ધરાવે છે. સિક્કાલેખો પણ રાજકીય ઇતિહાસના અન્વેષણમાં ઘણા ઉપયોગી નીવડે છે (પ્રકરણ ૧૦).

કાલગણના એ ઇતિહાસની કરોડરજ્જુ છે ને સમયનિર્દેશ એ અભિલેખોનું એક મહત્ત્વનું અંગ છે. આથી ભારતીય અભિલેખવિદ્યા માટે ભારતમાં કયા કયા સંવત પ્રચલિત હતા ને તેનાં વર્ષ માસ પક્ષ તિથિ વગેરે કેમ ગણાતાં એની જાણકારી અનિવાર્ય છે. અહીં આ માહિતી પ્રકરણ ૧૧-૧૩ માં આપવામાં આવી છે.

ભારતીય અભિલેખો અનેક ગ્રંથો રોકે તેટલી મોટી સંખ્યા ધરાવે છે. અહીં નમૂના તરીકે કેટલાક મહત્ત્વના પ્રાકૃત તથા સંસ્કૃત અભિલેખોનો મૂળ પાઠ તથા ગુજરાતી અનુવાદ આપીને ઇતિહાસ અને સંસ્કૃતિના સાધન તરીકે એનું વિવરણ કરવામાં આવ્યું છે (પ્રકરણ ૧૪-૧૭). એમાં શિલાલેખો

ઉપરાંત તામ્રપત્ર–લેખોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. એમાં અશોક, સમુદ્રગુપ્ત અને હર્ષ જેવા સુપ્રસિદ્ધ ભારતીય રાજાઓના લેખો પણ છે તેમજ ખારવેલ, રુદ્રદામા, ધરસેન બાલાદિત્ય અને સિદ્ધરાજ જયસિંહ જેવા પ્રાદેશિક રાજાઓના લેખો પણ છે. આવા થોડાક અભિલેખોના ચોક્કસ નમૂનાઓ પરથી અભિલેખોની ઉપયોગિતાનો નક્કર ખ્યાલ આવશે.

આથી ભારતીય અભિલેખો રાજકીય ઇતિહાસ, રાજ્યતંત્ર, ભૂગોળ કાલગણના, ધર્મ, ભાષા, લિપિ, સાહિત્ય, સામાજિક સ્થિતિ, આર્થિક સ્થિતિ, વાસ્તુકલા, શિલ્પકલા ઇત્યાદિને લગતી માહિતીના સાધન તરીકે ભારતના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસના અન્વેષણમાં કેવું મહત્ત્વ ધરાવે છે તે હવે સહેજે સ્ફુટ થાય છે (પ્રકરણ ૧૮).

અભિલેખનું અન્વેષણ, વાચન, સંપાદન અને પ્રકાશન કેવી રીતે થાય છે ને એનું સંરક્ષણ કેટલું જરૂરી છે એ આ ગ્રંથના અંતિમ પ્રકરણમાં દર્શાવાયું છે.

પ્રકરણની અંદર આવેલા લિપિને લગતા આલેખો તથા ગ્રંથના અંતે આપેલા અભિલેખોના ફોટોગ્રાફ તે તે વિષય સમજવામાં મદદગાર નીવડશે. અનુક્રમણિકામાંની વિગતો વિષયસૂચિની ગરજ સારે છે. વિશેષ નામોની શબ્દ-સૂચિ ગ્રંથના અંતે આપી છે. શાસ્ત્રીય વિષયોના શિષ્ટ ગ્રંથોમાં આવી સૂચિઓ અનિવાર્ય ગણાય.

ગુજરાતી ભાષામાં ભારતીય અભિલેખવિદ્યા વિશે ગ્રંથ લખાય અને પ્રકાશિત થાય એની જરૂર ઘણાં વર્ષોથી રહી હતી. યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડે આ વિષય પર પુસ્તક તૈયાર કરાવી પ્રકાશિત કરવાનું યોજ્યું તે માટે હું આ ગ્રંથના લેખક તરીકે તેમજ આ વિષયના અધ્યાપક તરીકે એ બોર્ડનો તથા ખાસ કરીને એના અધ્યક્ષ શ્રી ઇશ્વરભાઈ પટેલનો ઘણો આભાર માનું છું. ગ્રંથના સુરેખ મુદ્રણ માટે શ્રી ઇન્દુભાઈ શાહે રાખેલી કાળજીની પણ કૃતજ્ઞતાપૂર્વક નોંધ લઉં છું.

ભારતીય અભિલેખવિદ્યાને લગતો આ ગ્રંથ ભારતીય ઇતિહાસ, સાહિત્ય અને સંસ્કૃતિના અભ્યાસીઓને ઉપયોગી નીવડશે એવી આશા રાખું છું.

'સુવાસ', ૧૯૨, આઝાદ સોસાયટી
અમદાવાદ, ૩૮૦૦૧૫ હરિપ્રસાદ ગં. શાસ્ત્રી
વિજયાદશમી, વિ. સં. ૨૦૨૯; તા. ૬–૧૦–૧૯૭૩

# અનુક્રમણિકા

## ચિત્રસૂચિ



### (ગ્રંથના અંતે)

# સંદર્ભસૂચિ

## (અ) અભિલેખસંગ્રહો અને અભિલેખો


Barua, B. M. (Ed.) Old Brahmi Inscrpitions in the Udayagiri and Khandagiri Caves, Calcutta, 1929

Cunningham, A. (Ed.) Corpus Inscripitionum Indicarum, Vol. I : Inscriptions of Asoka, Calcutta, 1877

Diskalkar D. B. (Ed.) Inscriptions of Kathiawad, pub. in New Indian Antiquary, Vols. I–III, Bombay, 1934–1941

Fleet, J. F. (Ed.) Corpus Inscriptionum Indicarum, Vol. III : Inscriptions of the Early Gupta Kings and their Successors, Calcutta, 1888

Gadre, A. S. (Ed.) Important Inscriptions from the Baroda State, Baroda, 1943

Hultzsch, E. (Ed.) Corpus Inscriptionum Indicarum, Vol. I : Inscriptions of Asoka (rev. ed.), London, 1925

–South Indian Inscriptions, Vols. I–III, Madras, 1887–1921

Krishnamacharlu, C. R. — Bombay-Karnataka Inscriptions, Madras, 1940

Mirashi, V. V. (Ed.) — Corpus Inscriptionum Indicarum, Vol. IV : Inscriptions of the Kalachuri-Chedi Era, Parts I-II, Ootacamund, 1955

— Corpus Inscriptionum Indicarum, Vol. V : Vakataka Inscriptions, Delhi, 1972

Peteroon, P. (Ed.) — A Collection of Prakrit and Sanskrit Inscriptions, Bhavanagar, 1905

Rice, Lewis (Ed.) — Mysore Inscriptions, Mysore, 1879

Sastri, H. Krishna (Ed.) — South Indian Inscriptions, Vols. I-II, Madras, 1924-26

Sewell, Robert & Aiyangar S. K. (Ed.) — Historical Inscriptions of Southern India, Madras, 1932

Sircar D. C. (Ed.) — Select Inscriptions Bearing on Indian History and Civilization, Vol. I, Calcutta, 1942

Sten Konow (Ed.) — Corpus Inscriptionum Indicarum, Vol. II, Part I : Kharoshthi Inscriptions, Calcutta, 1929

उपाध्याय, वासुदेव (सं.) — प्राचीन भारतीय अभिलेखोंका अध्ययन, दिल्ली, १९६१

पांडेय, रा. ब. (सं.) — अशोकके अभिलेख, वाराणसी, सं. २०२२

આચાર્ય, ગિ. વ. (સં.) — ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૧-૩, મુંબઈ, ૧૯૩૩-૧૯૪૨

ઓઝા, વ. ગૌ. (સં.) ભાવનગર પ્રાચીનશોધસંગ્રહ, ભાવનગર, ૧૮૮૭
મુનિ, જયંત વિજયજી (સં.) આબૂ, ભાગ ૨ : અર્બુદપ્રાચીનજૈનલેખસંદોહ, ઉજ્જન, સં. ૧૯૯૪
આબૂ, ભાગ ૫ : અર્બુદાચલપ્રદક્ષિણાજૈન–લેખસંદોહ, ભાવનગર, સં. ૨૦૦૫

મુનિ, જિનવિજયજી (સં.) પ્રાચીનજૈનલેખસંગ્રહ, ભાગ ૧–૨, ભાવનગર, ૧૯૧૭–૨૧

મુનિ, પુણ્યવિજયજી (સં.) 'પુણ્યશ્લોક મહામાત્ય વસ્તુપાલના અપ્રસિદ્ધ શિલા–લેખો તથા પ્રશસ્તિલેખો,' મહાવીર જૈન વિદ્યાલય સુવર્ણજયંતી અંક, મુંબઈ, ૧૯૬૮

મુનિ, વિદ્યાવિજયજી (સં.) પ્રાચીનલેખસંગ્રહ, ભાગ ૧, ભાવનગર, ૧૯૨૯
શાસ્ત્રી, હરિપ્રસાદ ગં. (સં.) 'અડાલજની વાવનો શિલાલેખ,' બુદ્ધિપ્રકાશ, પુ. ૧૦૪, અમદાવાદ, ૧૯૫૭

## (આ) પ્રાચીનલિપિવિદ્યા

Bühler, G. Indian Paleography, Bombay, 1904
Dani Indian Paleography, London, 1963

Pandey, R. B. Indian Paleography, Vol. I, Varanasi, 1957

Rao, S. R. Illustrated Weekly of India, Bombay, December 12, 1971

Upasak History and Paleography of the Mauryan Brahmi Script, Patna, 1960

ओझा, गौ. ही. भारतीय प्राचीनलिपिमाला, तीसरा संस्करण, दिल्ली, १९५९

ओझा, गौ. ही. और मिश्र, के. दे. — नागरी अङ्क और अक्षर, प्रयाग, शंक १८८१

દેસાઈ, ઝિ. અ. — 'ઇસ્લામી સુલેખનકલા' કુમાર, અંક ૫૭૩, અમદાવાદ, ૧૯૭૧

પરીખ, પ્ર. ચિ. — ગુજરાતમાં બ્રાહ્મીથી નાગરી સુધીનો લિપિવિકાસ (અપ્રસિદ્ધ મહાનિબંધ), અમદાવાદ, ૧૯૬૬

## (ઈ) અભિલેખવિદ્યા

Sircar, D. C. — Indian Epigraphy, Delhi, 1965

શાસ્ત્રી, હરિપ્રસાદ ગં. — ભારતીય અભિલેખવિદ્યા : એક રૂપરેખા, અમદાવાદ, ૧૯૭૦

## (ઉ) અભિલેખ-સૂચિઓ

Bhandarkar, D. R· — List of Inscriptions of Northern India (publishid in Epigraphia Indica, Vols. XIX–XXIII), Delhi, 1927–1936

Kielhorn, F. — List of Inscriptions of Northern India (published in Epigraphia Indica, Vol. V), Calcutta, 1898–1899

List of Inscriptions of Southern India (published in Epigraphia Indica, Vol. VII), Calcutta, 1902–1903

Lüders, H. — List of Brahmi Inscriptions (published in Epigraphia Indica, Vol. X), Calcutta, 1912

Rangacharya — Inscriptions of the Madras Presidency, Vols. I–III, Madras, 1919

આચાર્ય, ન. આ. — ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ, ખંડ ૩ : પ્રતિમાલેખો (ઈ. સ. ૧૩૦૦ સુધી), અમદાવાદ, ૧૯૬૬

ત્રિવેદી, ઇ. વિ. — ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ, ખંડ ૪ : શિલાલેખો (ઈ.સ. ૧૩૦૧–૧૭૬૦) અને ખંડ ૫ : પ્રતિમાલેખો (ઈ. સ. ૧૩૦૧–૧૭૦૦), અમદાવાદ, ૧૯૬૯

દેસાઈ, ઝિ. અ. — ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ, ખંડ ૬ : અરબી-ફારસી શિલાલેખો, અમદાવાદ, ૧૯૭૨

પરીખ, પ્ર. ચિ. — ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ, ખંડ ૨ : અભિલેખો (ઈ. સ. ૧૩૦૦ સુધી), અમદાવાદ, ૧૯૬૨

## (ઉ) ઇતિહાસ અને પુરાતત્ત્વ

— — Archaeology in India, Delhi, 1950

Barnet — Antiquities of India, London, 1964

— — Bombay Gazetteer, Vol. I, Pt. 1, Bombay, 1896

— — Bombay Gazetteer, Vol. VIII, Bombay, 1884

| | |
|---|---|
| Heras | Studies in Proto–Indo–Mediterranean Culture |
| Kane, P. V. | History of Dharmasastra, Vol II, Poona, 1941 |
| Majumdar, A. K. | Chaulukyas of Gujarat, Bombay, 1956 |
| Majumdar, R. C. (Ed). | The Age of Imperial Unity, Bombay, 1953 |
| | —The Clasical Age, Bombay, 1954 |
| Mehta, R. N. | "Sudarsana Lake," J. O. I., Vol. XVIII, Baroda, 1968 |
| Mehta, R. N. & Chowdhary, S. N. | Excavation at Devnimori, Baroda, 1966 |
| Mirashi, V. V. | Studies in Indology, Vol. II, Nagpur, 1960 |
| Pargiter | Ancient Indian Historical Tradition, London, 1922 |
| Pillai, L. D. S. | Indian Chronology, Madras, 1911 |
| Sachau | Alberuni's India, London, 1914 |
| Shah, U. P. | Akota Bronzes, Bombay, 1959 |
| Stein, M. A. | Introduction, Kalhana's Rajatarangini, Delhi, 1961 |
| Thaker B. K. | The Chronological Systems of Gujarat (Unpublished Thesis), Ahmedabad, 1968 |

| | |
|---|---|
| Tod, James | Travels in Western India, London, 1839 |
| मुनि, कल्याणविजयजी | वीर निर्वाण संवत् और जैन कालगणना, जालोर, सं. १९८७ |
| જોટ, રત્નમણિરાવ ભી. | ગુજરાતનો સાંસ્કૃતિક ઈતિહાસ : ઇસ્લામયુગ, ખંડ ૧, અમદાવાદ, ૧૯૬૮ |
| દીક્ષીત, શં. બા. | ભારતીય જ્યોતિષશાસ્ત્ર (ગુજ. અનુ.), ખંડ ૧, અમદાવાદ, ૧૯૭૨ |
| નાયક, ર. છો. | ગુજરાતી પર અરબી–ફારસીની અસર, ભાગ ૧, અમદાવાદ, ૧૯૫૫ |
| પરીખ, ર. છો. અને શાસ્ત્રી હ. ગં. (સં.) | ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ, ગ્રંથ ૨ : મૌર્યકાલથી ગુપ્તકાલ, અમદાવાદ, ૧૯૭૨ |
| ભાંડારકર, દે. રા. | અશોકચરિત (ગુજ. અનુ.), અમદાવાદ, ૧૯૨૭ |
| મુનિ, જયંતવિજયજી | આબૂ, ભાગ ૧, ભાવનગર, ૧૯૩૪ |
| મુનિ, જિનવિજયજી | "પુરાતત્ત્વ સંશોધનનો પૂર્વ ઈતિહાસ," આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા, અમદાવાદ, ૧૯૨૨ |
| મુનિ, પુણ્યવિજયજી | "ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકલા," જૈનચિત્રકલ્પદ્રુમ, અમદાવાદ, ૧૯૩૬ |
| વૈદ્ય, બાપાલાલ ગ. | સંસ્કૃત સાહિત્યમાં વનસ્પતિ, અમદાવાદ, ૧૯૫૩ |
| શાસ્ત્રી, દુ. કે. | ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, શોધિત-વર્ધિત આવૃત્તિ, અમદાવાદ, ૧૯૫૩ |
| શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ | ગુજરાતી ભાષાનો ઇતિહાસ (ચોથી આવૃત્તિ), અમદાવાદ, ૧૯૨૬ |

| | |
|---|---|
| શાસ્ત્રી, હરિપ્રસાદ ગંગાશંકર | ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, અમદાવાદ, ૧૯૬૪ |
| | —'નેશનલ કેલેન્ડર', અખંડ આનંદ, પુ. ૧૦, અમદાવાદ, ૧૯૫૭ |
| | —મૈત્રકકાલીન ગુજરાત, ભાગ ૧–૨, અમદાવાદ, ૧૯૫૫ |
| | —હડપ્પા ને મોહેંજોદડો, અમદાવાદ, ૧૯૫૨ |
| સાંડેસરા ભો. જ. | મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ તથા સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો, અમદાવાદ, ૧૯૫૭ |


## (ઊ) સંસ્કૃત ગ્રંથો


| | |
|---|---|
| पाणिनि | अष्टाध्यायी, दिल्ली, १९६२ |
| — | भगवद्गीता, मुंबई, १९३६ |
| — | मनुस्मृति, वाराणसी, १९७० |
| — | महाभारत, शान्तिपर्व, पूना, १९६१ |
| — | ललितविस्तर, दरभंगा, १९५८ |
| — | लेखपद्धति, वडोदरा, १९२५ |
| वराहमिहिर | बृहत्संहिता, भा. १–२, काशी, १८९५ |
| विनयचन्द्रसूरि | काव्यशिक्षा, અમદાવાદ, १९६४ |

# સંક્ષેપસૂચિ

| | |
|---|---|
| B. G. | Bombay Gazetteer |
| C. I. I. | Corpus Inscriptionum Indicarum |
| E. I. | Epigraphia Indica |
| IA | Indian Antiquary |
| Ibid. | Ibidem (એજન) |
| IE | Indian Epigraphy |
| IP | Indian Paleography |
| J. G. R. S. | Journal of Gujarat Research Society |
| J. O. I. | Journal of the Oriental Institute |
| J. R. A. S. | Journal of the Royal Asiatic Society |
| op. cit. | Opere citato (ઉપર્યુક્ત) |
| S. I. | Select Inscriptions by D. C. Sircar |
| Sel. Ins. | Select Inscriptions by D. C. Sircar |
| प्रा. भा. अ. अ. | प्राचीन भारतीय अभिलेखोंका अध्ययन (ले. वासुदेव उपाध्याय) |
| भाप्रालि | भारतीय प्राचीन लिपिमाला (ले. गौ. ही. ओझा) |
| ગુ. ઐ. લે. | ગુજરાતના ઐતિહાસિક લેખો (સં. ગિ. વ. આચાર્ય) |
| ફા. ગુ. સભા | ફાર્બસ ગુજરાતી સભા |
| બુ. પ્ર. | બુદ્ધિપ્રકાશ |
| મૈ. ગુ. | મૈત્રકકાલીન ગુજરાત (લે. હ. ગં. શાસ્ત્રી) |

# ૧. પ્રાસ્તાવિક

## અભિલેખ એટલે શું ?

અભિલેખ એટલે કોઈ પદાર્થ પર કોતરેલું લખાણ. આવાં લખાણ સામાન્ય રીતે શિલા પર કોતરેલાં હોય છે, તેથી એને 'શિલાલેખ' કહેવામાં આવે છે. પરંતુ કેટલાંક લખાણ તામ્રપત્રો અને ધાતુપ્રતિમાઓ જેવા બીજા પદાર્થો પર કોતરેલાં હોય છે, તેને 'શિલાલેખ' કહેવાય નહિ. કોતરેલા લેખ માટે ગુજરાતીનાં પહેલાં 'ઉત્કીર્ણ લેખ' શબ્દ પ્રયોજાતા, પરંતુ હવે હિંદીમાં તેમ જ ગુજરાતીમાં 'અભિલેખ' એવો પારિભાષિક શબ્દ પ્રચલિત થયો છે. આ શબ્દ સર્વ પ્રકારના પદાર્થો પર કોતરેલાં લખાણોને લાગુ પડે છે.

શિલાલેખ એ અભિલેખોનો એક ઘણો પ્રચલિત પ્રકાર છે. શિલાલેખ એટલે શિલા (પથ્થર) પર કોતરેલું લખાણ. ભારતમાં તેમ જ અન્ય દેશોમાં ઘણા અભિલેખ શિલા પર કોતરેલા હોય છે. મંદિરો, મસ્જિદો, વાવો વગેરે ઇમારતોમાં પથ્થરની તકતી પર કોતરેલા લેખ જોવા મળે છે. હાલ પણ વિદ્યાલયો, ગ્રંથાલયો, રુગ્ણાલયો, સ્મારકો વગેરે સાર્વજનિક ઇમારતોમાં લખાણ કોતરેલી 'તકતી' મૂકવામાં આવે છે. અગાઉ ક્યારેક પર્વતની મોટી મોટી શિલા જેને ખડક કે શૈલ કહેવામાં આવે છે, તેના પર લેખ કોતરાતા. એને 'ખડક લેખ' કે 'શૈલલેખ' કહે છે. ડુંગરમાં કોચેલી ગુફાની દીવાલ પર કોતરેલા લેખને 'ગુફા–લેખ' કહે છે. પથ્થરના સ્તંભ પર કોતરેલા લેખને 'શિલાસ્તંભ લેખ' કહેવામાં આવે છે. પથ્થરની ઊભી લાટ પર કોઈના મરણને લગતો લેખ કોતર્યો હોય છે તેને 'પાળિયો' કહે છે. આ બધા અભિલેખ શિલાલેખના પ્રકાર છે.

કેટલીક વાર માટીના પદાર્થો પર, તે થોડા ભીના હોય ત્યારે, લેખ કોતરવામાં આવે છે ને સુકાયા પછી તેને ઘણી વાર પકવવામાં આવે છે. ઇંટો

પર કોતરેલા લેખને 'ઇષ્ટિકાલેખ' કહે છે. માટીના વાસણ પર કોતરેલા લખાણને 'મૃત્પાત્ર લેખ' કે 'મૃદ્ભાણ્ડ લેખ' કહે છે.

લાકડું, શંખ, છીપ, હાથીદાંત વગેરે ઇતર પદાર્થ પર કોતરેલા લખાણને તે તે પદાર્થના નામે ઓળખવામાં આવે છે.

ભૂમિદાનને લગતાં રાજશાસન તાંબાનાં પતરાં પર કોતરવામાં આવતાં. આ પ્રકારના અભિલેખ 'તામ્રપત્ર' તરીકે ઓળખાય છે. ક્યારેક સોનાનાં કે ચાંદીનાં પતરાં પર ધાર્મિક લખાણ કોતરાતું. એને અનુક્રમે 'સુવર્ણપત્ર' કે 'રજતપત્ર' કહે છે. લોખંડના સ્તંભ પર કોતરેલા લેખને 'લોહ-સ્તંભ લેખ' કહે છે. ઓજારો, હથિયારો, વાસણો વગેરે પદાર્થો પર પણ ક્યારેક લખાણ કોતરવામાં આવે છે, ખાસ કરીને તે તે પદાર્થના દાતા કે માલિકના નામને લગતું.

પાષાણ કે ધાતુની પ્રતિમાની બેસણી કે પીઠ પર કોતરેલા લખાણને 'પ્રતિમા લેખ' કહેવામાં આવે છે. કોઈ વાર પાષાણ કે ધાતુના દાબડામાં કે પેટીમાં કોઈ વિદેહ વ્યક્તિના દેહાવશેષ (ધાતુ) રાખ્યા હોય છે ને એના પર એને લગતું લખાણ કોતર્યું હોય છે. દાબડા પરના લખાણને 'સમુદ્ગક લેખ' અને પેટી પરના લખાણને 'મંજૂષા લેખ' કહે છે.

આમ પદાર્થના દ્રવ્ય તથા આકાર પ્રમાણે અભિલેખો જુદા જુદા નામે ઓળખાય છે.

સિક્કાઓ તથા મુદ્રાંકો પર જે લખાણ જોવામાં આવે છે તે ખરી રીતે 'કોતરેલાં' હોતાં નથી, પરંતુ બીબાની છાપ લગાવીને ઉપસાવેલાં હોય છે. અલબત્ત એ બીબામાં એ લખાણના અક્ષર ઊલટા મરોડમાં કોતરેલા હોય છે. મુદ્રાંક માટીનાં, સેલખડીનાં, હાથીદાંતનાં કે ધાતુનાં હોય છે; સિક્કા ચાંદી, તાંબુ, સોનું, સીસું વગેરે ધાતુઓના હોય છે. છતાં સિક્કાઓ તથા મુદ્રાંકો પર અંકિત કરેલાં લખાણોને પણ અભિલેખ ગણવામાં આવે છે.[૧]

કેટલીક વાર, ખાસ કરીને અરબી, ફારસી અભિલેખોમાં અક્ષરોને કોતરવાને બદલે એની આસપાસના ભાગને કોતરી કાઢીને અક્ષરોને ઉપસાવેલા રાખવામાં આવે છે. છતાં આ લેખને પણ અભિલેખ ગણવામાં આવે છે.[૨]

ગુફાઓની દીવાલ પર ચીતરેલા લખાણને તથા લાકડાની પટ્ટી પર શાહીથી લખેલા લખાણને પણ, કોતરેલાં ન હોવા છતાં, અભિલેખ ગણવામાં આવે છે.[૩]

## અભિલેખવિદ્યા

અભિલેખનો ઉદ્દેશ અમુક વ્યક્તિ કે વૃત્તાંતને લગતી હકીકત ટકાઉ પદાર્થ પર કોતરીને એની કાયમી નોંધ રાખવાનો હોય છે. આથી એ લખાણ તે તે વ્યક્તિ કે વૃત્તાંતના ઇતિહાસ માટે મહત્ત્વનું સમકાલીન સાધન બની રહે છે. એમાં તે તે કાલની વ્યક્તિ કે ઘટનાનું નિરૂપણ તે તે કાલના લેખકે કરેલું હોઈ તેમાંની ઘણી હકીકત શ્રદ્ધેય હોય છે. અલબત્ત, એ નિરૂપણ કાવ્યમય કે પ્રશસ્ત્યાત્મક હોય તો તેમાં કલ્પના તથા અતિશયોક્તિ હોય છે. છતાં અનુકાલીન અનુશ્રુતિઓની સરખામણીએ એ સમકાલીન લખાણો તરીકે વિશેષ મહત્ત્વ ધરાવે છે. આથી કોઈ પણ દેશ કે પ્રદેશના ઇતિહાસ માટે એને લગતા તમામ ઉપલબ્ધ અભિલેખોનો ઉપયોગ કરવો ઘણો આવશ્યક, લગભગ અનિવાર્ય, છે. આથી અભિલેખોનો પદ્ધતિસર અભ્યાસ કરવાની વિદ્યા ખીલી છે. એને 'અભિલેખવિદ્યા' ( epigraphy )[૪] કહે છે.

અભિલેખ તે તે સમયની પ્રચલિત લિપિમાં કોતરેલા હોઈ તેમ જ લિપિમાં સમય જતાં પરિવર્તન થતું રહેતું હોઈ, પ્રાચીન અભિલેખો વાંચવા માટે તે તે સમયના લિપિમરોડથી માહિતગાર થવું પડે છે. લેખ જેમ વધારે પ્રાચીન, તેમ તેની લિપિ વધારે વિલક્ષણ લાગે છે. અતિપ્રાચીન લિપિનો મરોડ એના અર્વાચીન મરોડ કરતાં એટલો બધો બદલાઈ ગયો હોય છે કે એ જાણે કોઈ છેક અજાણી લિપિ ન હોય એવો ભાસ થાય છે. એ લિપિના ક્રમિક વિકાસના પરિચય વિના એ અતિ પ્રાચીન લિપિમરોડ અવાચ્ય બની રહે છે. ક્યારેક કોઈ લખાણ બે લિપિઓમાં કોતરાયું હોય ને એમાંની એક લિપિ જ્ઞાત હોય તો એ જ્ઞાત લિપિ પરથી બીજી અજ્ઞાત લિપિ ઉકેલી શકાય છે. પ્રાચીન લિપિનાં ઉત્તરકાલીન સ્વરૂપ ઉપલબ્ધ હોય તો એ પરથી એનાં પૂર્વકાલીન સ્વરૂપ ઓળખી શકાય છે. આથી પ્રાચીન અભિલેખો વાંચવા માટે સહુ પહેલાં તેની પ્રાચીન લિપિનો તથા તેના તે તે કાલના મરોડોનો પરિચય હોવો અનિવાર્ય છે. પ્રાચીન લિપિઓના અભ્યાસની ય વિદ્યા ખીલી છે. એને 'પ્રાચીનલિપિવિદ્યા' ( paleography ) કહે છે. તે તે દેશ કે પ્રદેશની તે તે કાલની લિપિ જાણી, એ લિપિમાં કોતરેલા અભિલેખ વાંચવા એ અભિલેખવિદ્યાનું પહેલું પગથિયું છે. લિપિના જ્ઞાન વિના અભિલેખ વાંચી શકાય નહિ; અને એ વાંચી શકાય નહિ ત્યાં સુધી એમાં નોંધેલી હકીકતો જાણી શકાય નહિ. પ્રાચીનલિપિવિદ્યા પ્રાચીન અભિલેખો ઉપરાંત પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો તથા લખાણો વાંચવા માટે પણ ઉપયોગી છે.

અભિલેખોના અભ્યાસ માટે તે તે સમયની લિપિની જેમ તે તે સમયની ભાષાનું જ્ઞાન પણ અનિવાર્ય છે. અભિલેખો સામાન્ય રીતે તે તે કાલની પ્રશિષ્ટ ભાષામાં લખાતાં હોઈ આ ભાષાઓનો પરિચય મેળવવો પ્રમાણમાં સહેલો છે. ભાષાના પરિચયમાં વ્યાકરણ અને શબ્દભંડોળ ઉપરાંત કેટલીક વાર છંદોના જ્ઞાનની પણ જરૂર પડે છે.

લિપિ તથા ભાષાના પરિચય દ્વારા અભિલેખને વાંચીને એનો પાઠ તૈયાર કરવામાં આવે છે. આ પાઠ હાલની લિપિમાં એનું લિપ્યંતર (transliteration) કરીને મૂળ ભાષામાં આપવામાં આવે છે; સાથે સાથે એનું ભાષાંતર કે એનો સાર પણ આપવામાં આવે છે. વળી મૂળ અભિલેખની છાપ કે છબી પણ આપવામાં આવે છે.

મૂળ અભિલેખની ભાષા તથા લિપિ પરથી તે તે કાલની પ્રચલિત ભાષા તથા લિપિ જાણવા મળે છે. પરંતુ ઇતિહાસ–સંશોધન માટે ખરી ઉપયોગિતા તો એ અભિલેખની અંદર નોંધેલી હકીકતની હોય છે. અભિલેખમાં મોટે ભાગે તે તે કાલના રાજાનો તથા તે તે સમયનો નિર્દેશ આવતો હોય છે. આ પરથી તે તે કાલના રાજકીય ઇતિહાસ તથા તેની સાલવારી માટે ઉપયોગી માહિતી મળે છે. વળી એમાં આવેલી બીજી વિવિધ હકીકત પરથી તે તે કાલના ધર્મ, સમાજ, અર્થ, રાજ્યતંત્ર, સ્થાપત્ય, શિલ્પ ઇત્યાદિ અનેક સાંસ્કૃતિક બાબતો વિશે પણ ઉપયોગી માહિતી તારવી શકાય છે. પ્રાચીન અભિલેખોમાં જણાવેલા રાજાઓ, સ્થળો, વર્ષો વગેરેનો નિર્ણય કરવો એ અભિલેખોના અર્થઘટનનું મહત્ત્વનું અંગ છે. રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસના અન્વેષણ, સંશોધન અને નિરૂપણ માટે આમ અભિલેખવિદ્યા એક મહત્ત્વનું સાધન નીવડે છે; ને વાચન અને અર્થઘટન એ આ વિદ્યાનાં બે મુખ્ય પાસાં છે.

## ભારતીય અભિલેખવિદ્યાનાં પગરણ

ઐતિહાસિક ચરિતો કે વૃત્તાંતો નિરૂપનાર પ્રાચીન લેખકો પોતાની નજીકના ભૂતકાળના અભિલેખો વાંચી એમાંની હકીકતનો લાભ લેતા હશે, પરંતુ વધુ પ્રાચીન અભિલેખોના લિપિમરોડની જાણકારી લુપ્ત થતી જતી હતી. અર્વાચીન પંડિતો તથા લહિયાઓ વધુમાં વધુ સાતમી સદી સુધીનાં જૂનાં લખાણ મહામહેનતે વાંચી શકતા, પરંતુ એની પહેલાંનાં લખાણોના મરોડ ઉકેલી શકાતા નહિ. ઈ. સ. ૧૩૫૬માં દિલ્હીના સુલતાન ફીરોઝશાહ તઘલખે ટોપરા( જિ. અંબાલા, પૂર્વ પંજાબ )માંથી એક જૂનો શિલાસ્તંભ ઘણી જહેમતથી ખસેડાવી

દિલ્હીમાં 'ફીરોઝશાહ કોટલા'માં અને મેરઠ (ઉત્તર પ્રદેશ)માંથી એવો એક બીજો શિલાસ્તંભ ખસેડાવી દિલ્હીમાં 'કુશ્ક શિકાર' પાસે ઊભો કરાવેલો. આ બંને સ્તંભો પર લેખ કોતરેલા છે. એ લેખોમાં આવેલી હકીકત જાણવા માટે સુલતાને ઘણા પંડિતોને એકઠા કર્યા. પણ અતિપ્રાચીન લિપિમાં કોતરાયેલા એ લેખ કોઈ પંડિતથી વાંચી શકાયા નહિ. સોળમી સદીમાં મુઘલ બાદશાહ અકબરે પણ એ લેખોમાંની હકીકત જાણવા કોશિશ કરેલી, પરંતુ એના સમયના કોઈ પંડિત એની એ જિજ્ઞાસાને પાર પાડી શક્યા નહિ.

પ્રાચીન લિપિ-મરોડોની જાણકારી લુપ્ત થતાં જૂના શિલાલેખો તથા તામ્રપત્ર-લેખો લોકોને મન રહસ્યમય બની જાય છે ને એથી તેઓ એમાંનાં લખાણો વિશે જાતજાતના તર્કવિતર્ક કરતા થાય છે. કોઈ એને સિદ્ધિદાયક યંત્ર ધારી લે છે, કોઈ એને દૈવી મંત્ર માની લે છે, તો કોઈ એને જમીનમાં દાટેલા ગુપ્ત ખજાનાની ગૂઢ નોંધ સમજી લે છે! દિલ્હીના પેલા બે શિલાસ્તંભોને લોકો ભીમની ગદા માનતા ને એના પર કોતરેલા લેખોમાં શ્રીકૃષ્ણે પાંડવોને આપેલી ગુપ્ત સૂચનાઓ પૈશાચી ભાષામાં લખાયેલી હોવાનું ધારતા! આ અજ્ઞાન અને ઉપેક્ષાને લઈને ભારતના અનેક પ્રાચીન અભિલેખો તથા હસ્તલિખિત ગ્રંથોની અમૂલ્ય સામગ્રી નષ્ટ થતી થઈ.

ઈ. સ. ૧૭૫૭-૧૭૭૪ દરમ્યાન અંગ્રેજોની ઈસ્ટ ઇંડિયા કંપનીએ ભારતમાં વહીવટી તથા રાજકીય અધિકાર પ્રાપ્ત કરવા માંડ્યા ત્યારે તેઓને અહીંના વર્તમાન રીતરિવાજોની પશ્ચાદ્ભૂમિરૂપે ભારતનાં પ્રાચીન ધર્મશાસ્ત્ર જાણવાની જરૂર પડી. એ ધર્મશાસ્ત્ર સંસ્કૃત ભાષામાં હતાં ને ભારતના રૂઢિચુસ્ત પંડિતો યુરોપીયોને 'મ્લેચ્છ' ગણી તેઓને ગીર્વાણ-ભાષા શીખવવા તૈયાર નહોતા! છતાં ચાર્લ્સ વિલિયમ વિલ્કિન્સ અને સર વિલિયમ જોન્સ જેવા અંગ્રેજ અધિકારીઓએ પંડિતોને રીઝવીને તેમના મિજાજને અનુકૂળ થઈને સંસ્કૃત જેવી પ્રાચીન કઠિન ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. પછી તેઓએ 'મનુસ્મૃતિ' અને 'અભિજ્ઞાનશાકુન્તલ' જેવી સંસ્કૃત કૃતિઓના અંગ્રેજી અનુવાદ કરી પ્રકાશિત કર્યા ને એ પ્રકાશનોએ યુરોપીય વિદ્વાનોમાં ભારતીય પ્રાચીન સંસ્કૃતિ તથા સભ્યતા વિશે ઘણી જિજ્ઞાસા ઉત્પન્ન કરી. પરિણામે ગવર્નર-જનરલ વૉરન હેસ્ટિંગ્સના પ્રોત્સાહનથી સર વિલિયમ જોન્સે એશિયાનાં ઇતિહાસ, પુરાતત્ત્વ, કલા, વિજ્ઞાન અને સાહિત્યની શોધખોળ કરવા માટે ૧૭૮૪માં કલકત્તામાં 'એશિયાટિક સોસાયટી' નામે સંસ્થા સ્થાપી. પશ્ચિમના તથા ભારતના વિદ્વાનો આ સંસ્થાના ઉપક્રમે પોતપોતાની રુચિ અનુસાર ભિન્ન ભિન્ન વિષયોમાં

અન્વેષણ કરી નિબંધ રજૂ કરવા લાગ્યા. એ લેખો ૧૭૮૮માં Asiatic Researches ગ્રંથમાળામાં પ્રગટ થવા લાગ્યા.

૧૭૮૧માં ચાર્લ્સ વિલ્કિન્સે મોંઘીર(બિહાર)માંથી મળેલું બંગાળાના પાલ વંશના રાજા દેવપાલ(૯મી સદી)નું તામ્રપત્ર વાંચેલું. એ પછી ૧૭૮૫માં વિલ્કિન્સે (પૂર્વ) બંગાળાના દીનાજપુર જિલ્લાના બહાલ ગામ પાસેના સ્તંભ પર કોતરાયેલો પાલ વંશના રાજા નારાયણપાલ(૯મી સદી)નો લેખ વાંચ્યો તેમ જ પંડિત રાધાકાંત શર્માએ દિલ્હીના ટોપરાવાળા સ્તંભ પર કોતરાયેલા લેખો પૈકી અજમેરના ચૌહાણ રાજા વીસલદેવ(૧૨મી સદી)ના ત્રણ લેખ વાંચ્યા. આ બધા લેખ Asiatic Researchesના ગ્રંથ ૧ (૧૭૮૮)માં પ્રકાશિત થયા. અર્વાચીન કાલમાં ભારતીય અભિલેખવિદ્યાનાં પગરણ ત્યારે થયાં ગણાય.

આ અભિલેખ નવમી સદી સુધીના હતા, તેથી એ થોડા ઘણા પ્રયત્ને વાંચી શકાતા. પરંતુ એ પહેલાંના લેખોની લિપિનો મરોડ વધારે જુદો હોઈ એ બરાબર વાંચી શકાતા નહિ. અનેક વિદ્વાનો એ જૂની વર્ણમાલા ઉકેલવા પ્રયત્નશીલ રહ્યા. આખરે ૧૮૩૪–૩૯ દરમ્યાન ભારતના પ્રાચીન અભિલેખોની લિપિઓ ઉકેલવાના પ્રયત્ન સફળ થયા. પહેલાં ગુપ્તકાલ(૪થી–૬ઠ્ઠી સદી)ની વર્ણમાલા બંધ બેઠી. એ પછી છેક અશોક મૌર્યના સમય (ઈ. પૂ. ૩જી સદી) સુધીની વધુ પ્રાચીન વર્ણમાલાનો પણ ઉકેલ આવ્યો. પ્રાચીનકાલમાં આ લિપિ 'બ્રાહ્મી' નામે ઓળખાતી. એ સમયે ઉત્તર–પશ્ચિમ ભારતમાં વળી એક બીજી લિપિ વપરાતી, જેમાં લખાણની લીટીઓ જમણી બાજુથી ડાબી બાજુ લખાતી. દ્વૈલિપિક અભિલેખોના તુલનાત્મક અભ્યાસ પરથી આખરે એ લિપિની વર્ણમાલા પણ બંધ બેસાડી શકાઈ. એ લિપિ 'ખરોષ્ઠી' નામે ઓળખાતી. પ્રાચીન ઐતિહાસિક કાલની સર્વ લિપિઓના ઉકેલ દ્વારા આમ ભારતીય પ્રાચીનલિપિવિદ્યાનું મંડાણ થયું.

અત્યાર સુધી પુરાતત્ત્વનું બધું અન્વેષણ વિદ્વાનો પોતાના અંગત શોખથી કરતા. ઈસ્ટ ઇન્ડિયા કંપનીની સરકાર તરફથી એ માટે કોઈ ખાસ પ્રબંધ કરવામાં આવ્યો નહોતો. ૧૮૫૮માં બ્રિટિશ તાજનું રાજ્ય સ્થપાતાં હિંદના પ્રથમ વાઈસરૉય લૉર્ડ કેનિંગે હિંદનાં પ્રાચીન સ્મારકોની સમીક્ષા માટે Archaeological Survey of India નામે કામચલાઉ ખાતું ખોલવાનું મંજૂર કર્યું ને એ વિષયમાં ઊંડો રસ ધરાવતા ઇજનેર કર્નલ કનિંગહમને

એ ખાતાના નિયામક નીમ્યા (૧૮૬૨). ૧૮૬૬માં આ કામગીરી બંધ કરવામાં આવી. ૧૮૭૦માં વાઇસરૉય લૉર્ડ મેયોએ કનિંગહમને આ ખાતાના વડા નિયામક નીમી ત્રણ મદદનીશોનો પણ પ્રબંધ કર્યો. ૧૮૭૨માં Indian Antiquary નામે સામયિક શરૂ થયું, જેમાં પુરાતત્ત્વના વિવિધ વિષયો વિશે લેખ પ્રકાશિત થવા લાગ્યા. શરૂઆતમાં Archaeological Survey of India ની પ્રવૃત્તિ ઉત્તર ભારત પૂરતી મર્યાદિત હતી. ૧૮૭૪માં પશ્ચિમ તથા દક્ષિણ ભારત માટે ડૉ. બર્જેસની નિમણૂક કરવામાં આવી. એ વર્ષે બર્જેસે દક્ષિણ ભારતીય પ્રાચીનલિપિવિદ્યા વિશે પુસ્તક પ્રકાશિત કર્યું. ૧૮૭૭માં કનિંગહમે ભારતીય અભિલેખોના સંગ્રહના ગ્રંથ ૧ તરીકે અશોકના અભિલેખોનો સંગ્રહ બહાર પાડ્યો. ભારતીય અભિલેખવિદ્યાનું આ એક નોંધપાત્ર પ્રસ્થાન ગણાય.

૧૮૮૩માં સંસ્કૃત, પાલિ અને દક્ષિણ ભારતની ભાષાઓના અભિલેખોના સંપાદન તથા અનુવાદ માટે અભિલેખવિદ (Epigraphist)નો ખાસ પ્રબંધ કરવામાં આવ્યો. આ જગ્યાએ ફ્લીટને નીમવામાં આવ્યા. ૧૮૮૮માં બર્જેસે ભારતીય અભિલેખો માટે Epigraphia Indica નામે ખાસ સામયિક શરૂ કર્યું, જે અદ્યપર્યંત ચાલુ છે. મદ્રાસ સરકારે દક્ષિણ ભારતના અભિલેખોના સંશોધન માટે ડૉ. હુલ્શની નિમણૂક કરીને એનું નિયમિત પ્રકાશન કરાવવા માંડ્યું. આગળ જતાં Archaeological Survey of India તરફથી ભારતના મુસ્લિમ અભિલેખો માટે ખાસ અભિલેખવિદની જગ્યા ઉમેરવામાં આવી ને Epigraphia Indo-Moslemic નામે દ્વિવાર્ષિક સામયિક કાઢવામાં આવ્યું. હાલ એને Epigraphia Indica : Arabic and Persian Supplement તરીકે પ્રકાશિત કરવામાં આવે છે.

દરમ્યાન ભારતમાં સંખ્યાબંધ અભિલેખ શોધાયા, વંચાયા ને સામયિકોમાં પ્રકાશિત થયા. અભિલેખોના બીજા કેટલાક સંગ્રહ પણ બહાર પડ્યા. અભિલેખોની સંદર્ભસૂચિઓ પણ તૈયાર કરાઈ પ્રકાશિત કરાઈ. ૧૮૯૪માં પં. ગૌરીશંકર ઓઝાએ હિંદીમાં प्राचीन लिपिमाला બહાર પાડી અને એ પછી ૧૮૯૫માં ડૉ. બ્યૂલરે જર્મન ભાષામાં Indische Palaeographie પ્રસિદ્ધ કર્યું. ત્યારથી ભારતીય પ્રાચીનલિપિવિદ્યાનાં કેટલાંક પુસ્તક પણ પ્રકાશિત થયાં છે.

ડૉ. બ્યૂલરે પોતાના જર્મન પુસ્તકનો કરેલો અંગ્રેજી અનુવાદ ૧૯૦૪માં Indian Antiquaryમાં પરિશિષ્ટરૂપે પ્રસિદ્ધ થયો. ૧૯૧૮માં પં.

ઓઝાના પુસ્તકની સુધારાવધારા સાથેની આવૃત્તિ બહાર પડી. ૧૯૫૨માં ડૉ. રા. બ. પાંડેયના Indian Paleographyનો ભાગ ૧લો પ્રકાશિત થયો, પરંતુ કોષ્ટકોને લગતો ભાગ હજી અપ્રકાશિત રહ્યો. ૧૯૬૩માં ડૉ. દાનીનું Indian Paleography પ્રકાશિત થયું.

આમ ૧૭૮૧માં ભારતીય અભિલેખવિદ્યાનાં પગરણ થયેલાં ને ૧૮૩૪-૩૯ દરમ્યાન પ્રાચીન લિપિઓના ઉકેલ દ્વારા અને ૧૮૮૩માં ભારતીય પુરાવસ્તુ સર્વેક્ષણમાં અભિલેખવિદના પ્રબંધ દ્વારા એ વિદ્યાનો વિકાસ થયો. વીસમી સદીમાં તો સંખ્યાબંધ અભિલેખોના તથા અભિલેખસંગ્રહોના પ્રકાશન દ્વારા ભારતીય ઇતિહાસના સંશોધનમાં ઘણી વિપુલ તથા મહત્ત્વની માહિતી પ્રાપ્ત થતી રહી છે.

## ભારતીય અભિલેખોનું પ્રકાશન

પ્રાચીન અભિલેખના સંપાદન તથા પ્રકાશન માટે પહેલાં એ લેખનું વર્તમાન લિપિમાં લિપ્યંતર તૈયાર કરવામાં આવે છે. આ લિપ્યંતર કેટલીક વાર મૂળ અભિલેખના પ્રત્યક્ષ વાચન પરથી કરવામાં આવે છે, તો કેટલીક વાર એની છાપ કે છબી પરથી કરવામાં આવે છે. લિપ્યંતરના પ્રકાશનની સાથે બને ત્યાં સુધી એની છાપ કે છબી પ્રકાશિત કરવી અપેક્ષિત છે, જેથી એના અભ્યાસીઓ લિપ્યંતરના સંદિગ્ધ પાઠોને મૂળ લખાણ સાથે સરખાવી શકે ને બને તો કોઈ અક્ષરોના વાચન માટે વધુ યોગ્ય પાઠ સૂચવી શકે.

અભિલેખના શીર્ષકમાં અંગ્રેજીમાં સામાન્ય રીતે પહેલાં એનું પ્રાપ્તિસ્થાન અને / અથવા સ્થિતિસ્થાન, પછી એનો પ્રકાર, પછી એ લેખ લખાવનાર કે એ સમયે રાજ્ય કરતા રાજાનું નામ મળતું હોય તો તે અને છેલ્લે, એમાં વર્ષ આપેલું હોય તો તે જણાવવામાં આવે છે, જેમકે Sarnath Pillar Edict of Aśoka, Junnar Cave Inscription of the time of Nahapāna – (Śaka) Year 46, Junagadh Rock Inscription of Rudradāman I – (Śaka) Year 72, Allahabad Stone-Pillar Incription of Śamadragupta, Sanchi Stone Inscription of the time of Chandragupta II – Gupta Year 93, Gondal Copper-Plate Inscription of Śilāditya V–(Valabhi) Year 403, Adalaj Step-well Inscription of the time of Mahmud Shah I (Begado)–V. S. 1555. ગુજરાતીમાં

એને માટે આવાં શીર્ષક લખાય : અશોકનું સારનાથ સ્તંભ શાસન, નહપાનના સમયનો જુન્નાર ગુફાલેખ – ( શક ) વર્ષ ૪૬, રુદ્રદામા ૧લાનો જૂનાગઢ શૈલલેખ – ( શક ) વર્ષ ૭૨, સમુદ્રગુપ્તનો અલાહાબાદ શિલાસ્તંભ લેખ, ચંદ્રગુપ્ત રજાના સમયનો સાંચી શિલાલેખ – ગુપ્ત વર્ષ ૯૩, શીલાદિત્ય ૫માનો ગોંડલ તામ્રપત્ર લેખ – ( વલભી ) વર્ષ ૪૦૩, મહમૂદશાહ ૧લા( બેગડા )ના સમયનો અડાલજ વાપીલેખ – વિ. સં. ૧૫૫૫.

ઘણીવાર લેખ હાલ એના મૂળ સ્થાને જ રહેલો હોય છે, પરંતુ કેટલીક વાર એનું સ્થાનાંતર થયું હોય છે. દાખલા તરીકે, દિલ્હીમાંનો અશોકનો શિલા-સ્તંભ ટોપરા નામે ગામમાંથી દિલ્હીમાં આણેલો છે. આથી એને દિલ્હી–ટોપરા શિલાસ્તંભ તરીકે ઓળખવામાં આવે છે. તામ્રપત્રો ઘણી વાર કોઈ ગામની સીમમાંથી મળ્યાં હોય છે પણ હાલ એને કોઈ મ્યુઝિયમમાં રાખ્યાં હોય છે, છતાં એના શીર્ષકમાં માત્ર એનું પ્રાપ્તિસ્થાન લખાય છે. પરંતુ મ્યુઝિયમમાં રહેલાં કોઈ તામ્રપત્રોનું મૂળ પ્રાપ્તિસ્થાન અજ્ઞાત રહેલું હોય, તો તેને તેના વર્તમાન સ્થિતિસ્થાનના નામે ઓળખવામાં આવે છે, જેમકે Prince of Wales Museum Copper–Plate Inscription of Dadda III – ( Kalachuri ) Year 427 અર્થાત્ દદ્દ ૩જાનો પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ તામ્રપત્ર લેખ–( કલચુરિ ) વર્ષ ૪૨૭.

અભિલેખના પ્રકાશનમાં મૂળ લેખના લિપ્યંતરની પહેલાં એને લગતી વિવિધ માહિતી આપવામાં આવે છે. એમાં પહેલાં એના પ્રાપ્તિસ્થાનની ( તથા એનું સ્થાનાંતર થયું હોય તો તેના વર્તમાન સ્થિતિસ્થાનની ) વિગત અપાય છે. પછી અભિલેખના પદાર્થ, આકાર, લંબાઈ, પહોળાઈ વગેરેની વિગત આપવામાં આવે છે. પછી એની લિપિનો તથા એની ભાષાનો પરિચય અપાય છે. લેખનશૈલીનાં કંઈ વિશિષ્ટ લક્ષણ હોય, તો તેની તથા લેખન અને / અથવા અભિલેખનમાં કંઈ ક્ષતિઓ કે અશુદ્ધિઓ રહેલી હોય તો તેની પણ નોંધ લેવામાં આવે છે.

પછી અભિલેખના લખાણનો સાર આપવામાં આવે છે. સાથે કે બનતાં સુધી એની પછી, લેખમાં જણાવેલાં રાજકુલ, રાજવંશ, રાજા વગેરેનું ઇતિહાસનાં પરિચિત કુલ વંશ રાજા વગેરે સાથેનું અભિજ્ઞાન દર્શાવવામાં આવે છે. એને વિશે આ અભિલેખમાં કંઈ નવી માહિતી મળતી હોય તો તે તરફ લક્ષ દોરવામાં આવે છે. અભિલેખમાં જણાવેલાં સ્થળોનું વર્તમાન સ્થળો સાથે

અભિજ્ઞાન મળતું હોય તો તે દર્શાવવામાં આવે છે. તેમ જ અભિલેખમાં વર્ષ આપ્યું હોય તો તેના નિર્દિષ્ટ કે સંભવિત સંવતના આધારે એની બરાબરનું ઈસ્વી સનનું વર્ષ તેમજ અભિલેખમાં મિતિની વિગત આપી હોય તો તેની બરાબરની ઈસ્વી સનની તારીખ દર્શાવવામાં આવે છે. આ બધી વિગતો તે તે સ્થળના તથા તે તે સમયના ઇતિહાસના અન્વેષણ તથા સંશોધન માટે ઘણી ઉપયોગી નીવડે છે.

ભારતીય અભિલેખોના પ્રકાશનનાં પગરણ ૧૭૮૮માં Asiatic Reserches નામે સામયિકમાં થયાં, જે કલકત્તાથી Asiatic Societyએ શરૂ કરેલું. એ સંસ્થાએ પછી Journal of Asiatic Society કાઢ્યું. લંડનથી Journal of the Royal Asiatic Society નીકળતું ને મુંબઈથી Journal of the Bombay Branch of the Royal Asiatic Society નીકળ્યું. ૧૮૭૨માં Archeological Survey of India તરફથી Indian Antiquary નામે સામયિક શરૂ થયું, એમાં ભારતના અનેકાનેક અભિલેખ પ્રકાશિત થયા છે. દક્ષિણ ભારતના ઘણા અભિલેખ ધારવાડ, માયસોર અને અને મદ્રાસને લગતા કેટલાક અહેવાલો તથા સંગ્રહોમાં પ્રકાશિત થતા ગયા. Epigraphia Indica (૧૮૮૮થી) નો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે.

Archaeological Survey of India ના ઉપક્રમે Corpus Inscriptionum Indicarum (ભારતીય અભિલેખોનો સંગ્રહ) નામે ગ્રંથમાળા યોજાઈ. એના ગ્રંથ ૧ તરીકે કનિંગહમે તૈયાર કરેલો Inscriptions of Asoka નો સંગ્રહ ૧૮૭૭માં પ્રકાશિત થયો. એની શોધિત આવૃત્તિ હુલ્શે તૈયાર કરી, તે ૧૯૨૫માં બહાર પાડી. ફ્લીટે તૈયાર કરેલો Inscriptions of the Early Gupta Kings and their Successors નામે સંગ્રહ ૧૮૮૮માં આ ગ્રંથમાળાના ગ્રંથ ૩ તરીકે પ્રસિદ્ધ થયો. સ્ટેન કોનોએ તૈયાર કરેલો Kharoshthi Inscriptions નો સંગ્રહ ગ્રંથ ૨ તરીકે ૧૯૨૯ માં ડૉ. મિરાશીએ તૈયાર કરેલો Inscriptions of the Kalachuri–Chedi Era નો સંગ્રહ ગ્રંથ ૪ તરીકે ૧૯૫૫માં અને Vakataka Inscriptions નો સંગ્રહ ગ્રંથ ૫ તરીકે પ્રગટ થયો છે

દક્ષિણ ભારતના અભિલેખોનું પ્રકાશન ૧૯મી સદીના આરંભથી થવા લાગેલું. ૧૮૭૮માં ફ્લીટે મુંબઈ ઇલાકો, મદ્રાસ ઇલાકો અને માયસોરના પ્રાકૃત, સંસ્કૃત અને જૂની કન્નડ ભાષાના અભિલેખોનો નાનો સંગ્રહ બહાર પાડ્યો.

૧૮૭૯માં રાઈસે Mysore Inscriptions નામે સંગ્રહ પ્રગટ કર્યો; ને આગળ જતાં Epigraphia Carnatica ના કેટલાક ગ્રંથ પ્રકાશિત કર્યા. ૧૮૮૫માં માયસોર સરકારે ૧૫૦ અભિલેખોનો સંગ્રહ બહાર પાડયો. ૧૮૮૬માં હોપે ધારવાડ અને માયસોરના ૬૪ અભિલેખોનો સંગ્રહ પ્રસિદ્ધ કર્યો. ૧૮૮૭થી ૧૯૨૧ સુધી મદ્રાસ સરકારે દક્ષિણ ભારતના અભિલેખોને લગતા વાર્ષિક અહેવાલ પ્રકાશિત કર્યા, જેમાં લગભગ ૨૫,૦૦૦ શિલાલેખ અને ૫૦૦ તામ્રપત્ર લેખ પ્રગટ થયા. હુલ્શે ૧૮૯૦–૧૯૨૯ દરમ્યાન South Indian Inscriptions ના ત્રણ ગ્રંથ બહાર પાડયા. આ ગ્રંથમાલામાં પછી પણ દસેક ગ્રંથ પ્રકાશિત થયા છે. સેવેલ અને કૃષ્ણસ્વામી આયંગરનું Historical Inscriptions of Southern India (૧૯૩૨) તથા કૃષ્ણામાચારલુનું Bombay –Karnataka Inscriptions (૧૯૪૦) પણ નોંધપાત્ર છે.

એવી રીતે બંગાળા, આસામ, ગુજરાત, કર્ણાટક વગેરે પ્રદેશોના અભિલેખોના સંગ્રહ પ્રકાશિત થયા છે. ગુજરાતમાં ભાવનગર સંસ્થાનના પ્રાકૃત–સંસ્કૃત તથા અરબી–ફારસી અભિલેખોના સંગ્રહ બહાર પાડેલા. ૧૯૨૧માં મુનિ જિનવિજયે પ્રકાશિત કરેલા प्राचीनजैनलेखसंग्रहના ભાગ ૨ માં ગુજરાતના અનેક જૈન અભિલેખોનો સમાવેશ થાય છે. ગુજરાતના ઐતિહાસિક અભિલેખો માટે મુંબઈની ફાર્બસ ગુજરાતી સભાએ ગિ. વ. આચાર્ય પાસે 'ગુજરાતના ઐતિહાસિક લેખો'ના ભાગ ૧ થી ૩ તૈયાર કરાવી એને ૧૯૩૩ થી ૧૯૪૨ દરમ્યાન પ્રકાશિત કરી ગુજરાતના ઇતિહાસ–સંશોધન માટે ઘણી મહત્ત્વની સામગ્રી પૂરી પાડી છે. ૧૯૪૩ માં ગદ્રેએ Important Inscriptions from the Baroda State પ્રકાશિત કર્યા. New Indian Antiquaryના ગ્રંથ ૧–૩માં ડિસકળકરે Inscriptions of Kathiawar કાલક્રમશઃ પ્રસિદ્ધ કરી સૌરાષ્ટ્રના અભિલેખોનો ઉપયોગી સંગ્રહ પૂરો પાડયો. ચરોતર, દક્ષિણ ગુજરાત તથા ઘણાં જૈન તીર્થોને લગતા અભિલેખો અમુક ગ્રંથો કે સામયિકોમાં સંગૃહીત થયા છે, તો રાધનપુર જેવાં સ્થળોના પ્રતિમા-લેખસંગ્રહ પણ પ્રકાશિત થયા છે. આબુ ભાગ–૨માં મુનિ જયંતવિજયજીએ પ્રકાશિત કરેલો अर्बुदप्राचीनजैनलेखसंदोह (૧૯૩૮) ગુજરાતના જૈન પ્રભાવકો સાથે ઘણો સંબંધ ધરાવે છે.

વર્ષ પ્રતિવર્ષ વધુ ને વધુ અભિલેખ ઉપલબ્ધ થતા રહે છે ને પ્રકાશિત થતા જાય છે. આથી અવારનવાર એની સૂચિ તૈયાર કરવાની જરૂર રહે છે. ૧૯૦૦ સુધીમાં પ્રસિદ્ધ થયેલા ઉત્તર ભારતના અભિલેખોને સંવતવાર વર્ગીકૃત

કરી દરેક સંવતના અભિલેખોને વર્ષવાર ગોઠવી કીલહોર્ને સૂચિ તૈયાર કરેલી છે તે Epigraphia Indicaના ગ્રંથ ૫ના પરિશિષ્ટરૂપે List of Inscriptions of Northern India તરીકે પ્રગટ થયેલી. આગળ જતાં દે. રા. ભાંડારકરે ૧૯૩૦ સુધીમાં પ્રસિદ્ધ થયેલા ઉત્તર ભારતના અભિલેખોની નવેસર સૂચિ તૈયાર કરી, જે Epigraphia Indicaના ગ્રંથ ૧૯–૨૩ના પરિશિષ્ટ રૂપે પ્રસિદ્ધ થઈ. એવી રીતે એના ગ્રંથ ૭ના પરિશિષ્ટમાં કીલહોર્ને તૈયાર કરેલી Inscriptions of Southern Indiaની સૂચિ બહાર પડી; અને ગ્રંથ ૧૦માં લ્યુડર્સે તૈયાર કરેલી સંવતોનો ઉપયોગ થતા પહેલાંના પ્રાચીન અભિલેખોની સૂચિ List of Brahmi Inscriptions નામે પ્રકાશિત થઈ. ૧૯૧૯માં રંગાચાર્યે Inscriptions of Madras Presidercyની સૂચિ ત્રણ ગ્રંથમાં પ્રકાશિત કરી. ગુજરાતના અભિલેખોની સૂચિને લગતા જુદા જુદા ખંડ ગુજરાત ઇતિહાસ પરિષદ તરફથી એની ‘ગુજરાત ઇતિહાસ સંદર્ભ સૂચિ’ ગ્રંથમાળામાં પ્રકાશિત થતી રહે છે.

## ભારતીય અભિલેખવિદમાં અપેક્ષિત જાણકારી

ભારતીય અભિલેખવિદ્યાના ક્ષેત્રમાં કાર્ય કરનાર અભિલેખવિદમાં અભિલેખવિદ્યાની સામાન્ય જાણકારી ઉપરાંત ભારતીય લિપિઓ, ભાષાઓ, ઇતિહાસ અને સંસ્કૃતિની જાણકારી અપેક્ષિત છે. શિલાલેખો, તામ્રપત્રલેખો, પ્રતિમાલેખો, સિક્કાલેખો વગેરે અભિલેખોની છાપ લેવાની સાધનસામગ્રી તથા પદ્ધતિ તો દરેક અભિલેખવિદ માટે અનિવાર્ય ગણાય. ભારતીય અભિલેખવિદ્યાનું કાર્ય કરનાર અભિલેખવિદને બ્રાહ્મી, ખરોષ્ઠી, અરબી, ફારસી તેમ જ પ્રાદેશિક પ્રાચીન–અર્વાચીન લિપિઓની જાણકારી હોય એ ઇષ્ટ છે. કાલ તથા પ્રદેશ પ્રમાણે એમાં જુદા જુદા પ્રકારની લિપિઓ માટે જુદા જુદા અભિલેખવિદો હોય તો પણ ચાલે. એવી રીતે પ્રાકૃત, સંસ્કૃત, અરબી, ફારસી તેમ જ પ્રાદેશિક પ્રાચીન–અર્વાચીન ભાષાઓની જાણકારી પણ ભારતીય અભિલેખવિદ્યામાં આવશ્યક છે. લિપિની જેમ ભાષામાં પણ જુદા જુદા વિશેષજ્ઞ હોય તો ચાલે. ભાષાની જાણકારીમાં તે તે ભાષાનાં વ્યાકરણ, શબ્દભંડોળ, છંદો વગેરેનું પૂરતું જ્ઞાન અપેક્ષિત છે.

વળી તે તે પ્રદેશના પ્રાચીન ઇતિહાસની તથા તેની પ્રાચીન ભૂગોળની પણ જાણકારી જરૂરી છે. ઘણા અભિલેખ તે તે રાજાના પરાક્રમ, પૂર્તકાર્ય કે દાનકાર્યને લગતા હોય છે, તો બીજા અનેક અભિલેખોમાં તે તે સમયે રાજ્ય કરતા રાજાનો નિર્દેશ હોય છે જ. ઘણી વાર તે રાજાના પૂર્વજો તથા પુરો-

ગામીઓની પણ પ્રશસ્તિ હોય છે ને તે સમયના રાજાના ચરિતનું નિરૂપણ કર્યું હોય છે. આ રાજા કયા વંશમાં થયો,એને વિશે અત્યાર સુધીમાં શી માહિતી મળેલી છે ને આ અભિલેખમાં આપેલી હકીકત પરથી એ રાજા કે એના કોઈ પૂર્વજ વિશે કંઈ વધુ માહિતી મળતી હોય તો તેનું વિવેચન કરવું આવશ્યક હોય છે. એ સમયના બ્રાહ્મણોનાં ગોત્રાદિની તેમજ જૈનોનાં ગચ્છાદિની માહિતગારી પણ કેટલીક વાર જોઈએ છે. વળી એ સમયના પ્રદેશોનાં નામ તેમ જ એના વહિવટી વિભાગો તથા પેટા વિભાગોને અર્વાચીન ભૂગોળની ભાષામાં સમજવાં પડે છે. અભિલેખોમાં જણાવેલાં પ્રાચીન સ્થળો હાલ શા નામે ઓળખાય છે ને તે ક્યાં આવેલાં છે તે વિગત પણ એ પ્રાચીન સ્થળોના અભિજ્ઞાન તથા સ્થાનનિર્ણય માટે જરૂરી નીવડે છે. આ માટે પ્રદેશનાં મોટાં નાનાં તમામ ગામોની યાદી અને તેનાં સ્થાન દર્શાવતા નકશાની સામગ્રીની જરૂર પડે છે.

અભિલેખોમાં કેટલીક વાર વર્ષ અને ઘણી વાર વર્ષ, માસ, પક્ષ, તિથિ, વાર વગેરે વિગત આપવામાં આવે છે. કોષ્ઠકોના આધારે આ તિથિ–વાર, ગ્રહણ, અધિકમાસ વગેરેની ખાતરી કરી શકાય છે ને એ દિવસે ઈસ્વી સનનું કયું વર્ષ, કયો મહિનો ને કઈ તારીખ હતી તે પણ શોધી શકાય છે. કેટલાક પ્રાચીન સંવત સમય જતાં લુપ્ત થયા હોય છે, તો કેટલીક વાર સંવતનું નામ આપેલું હોતું નથી. ભારતીય અભિલેખવિદે ભારતમાં પ્રચલિત થયેલી કાલગણનાની જુદી જુદી પદ્ધતિઓની માહિતગારી ધરાવવી જરૂરી છે.

પ્રાચીન અધિકારીઓ, મહેસૂલના પ્રકારો, ભૂમિદાનને લગતી માન્યતાઓ, દેવ–દેવીઓનાં પ્રતિમાવિધાન, દેવાલયો, દુર્ગો, કૂપો, વાપીઓ ઇત્યાદિનાં વાસ્તુ-લક્ષણ, અભિલેખના લેખન તથા અભિલેખનની પ્રક્રિયા ઇત્યાદિ અનેક સાંસ્કૃતિક બાબતો સમજવાની જરૂર રહે છે.

આમ લિપિ, ભાષા, ઇતિહાસ, ભૂગોળ, કાલગણના ઇત્યાદિ અનેક વિષયોનું પૂરતું જ્ઞાન હોવું અભિલેખવિદ માટે આવશ્યક છે. અભિલેખની છાપ અને / અથવા છબી લેવી, એની પ્રાપ્તિને લગતી નોંધ લેવી, એમાં કોતરેલા લખાણનું લિપ્યંતર કરી એનું સંપાદન કરવું, એનું પદ્ધતિસર વિવેચન કરવું ને અભિલેખના સંરક્ષણ માટે પ્રબંધ કરવો એ બધું અભિલેખવિદ માટે અપેક્ષિત ગણાય.

---

૧. D. C. Sircar, "Indian Epigraphy," p. 1

૨–૩. એજન

૪. Epigraph = inscription

# ૨. ભારતમાં લેખનકલાની પ્રાચીનતા અને અભિલેખોની પ્રાચીન લિપિઓ

લિપિ (લેખનકલા) એ પ્રાચીન ભારતમાં શિક્ષણના પ્રાથમિક વિષયોમાંના એક વિષય તરીકે સ્થાન ધરાવતી. આથી પ્રાથમિક શાળા માટે 'લિપિશાલા' શબ્દ પણ પ્રયોજાતો.

## ભારતીય અનુશ્રુતિ

વિદ્યાનાં પ્રાચીન દેવદેવીઓમાં બ્રહ્મા અને સરસ્વતીના હસ્તમાં હસ્તલિખિત ગ્રંથ ધારણ કરેલો હોય છે. જૈન અનુશ્રુતિમાં બ્રાહ્મી લિપિની ઉત્પત્તિ પ્રથમ તીર્થંકર ઋષભદેવે કરી મનાય છે, જ્યારે વૈદિક અનુશ્રુતિમાં એનું સર્જન જગતના સર્જક બ્રહ્માએ કર્યું મનાય છે.[1] પરંતુ આ અનુશ્રુતિઓની પ્રાચીનતા નક્કી કરવી મુશ્કેલ છે.

બૌદ્ધ સાહિત્યમાં 'લલિતવિસ્તર' નામે સંસ્કૃત ગ્રંથ જે ઈસ્વી સન ૩૦૦ પહેલાં લખાયેલો હોવાનું જણાય છે તેમાં ૬૪ લિપિઓની યાદી આપી છે.[2] એનાં ઘણા પ્રકાર લિપિના મરોડ કે લેખનશૈલીના આધારે પડેલા છે. પરંતુ બ્રાહ્મી, ખરોષ્ઠી વગેરે ભારતીય લિપિવિશેષોનાં નામ છે. પુષ્કરસારી, અંગલિપિ, વંગલિપિ, મગધલિપિ, દ્રાવિડલિપિ વગેરે પ્રાદેશિક લિપિઓનાં નામ છે, જ્યારે દરદલિપિ, ખાસ્યલિપિ, ચીનલિપિ, હૂણલિપિ વગેરે જાતિવિશેષ કે દેશવિશેષની લિપિઓનાં નામ છે.

જૈન આગમગ્રંથો જેની વર્તમાન વાચના ઈ. સ. ૩૦૦–૪૫૩ દરમ્યાન થઈ છે પરંતુ જેમાંના ઘણા ગ્રંથોની રચના એ કરતાં ઘણી વહેલી થઈ જણાય છે, તે પૈકીના 'સમવાયાંગસૂત્ર' (અનુશ્રુતિ પ્રમાણે લગભગ ઈ. પૂ. ૩૦૦) તથા 'પણ્ણવણા સૂત્ર' (અનુશ્રુતિ પ્રમાણે લગભગ ઈ. પૂ. ૧૬૮) માં ૧૮ લિપિઓની યાદી આપેલી છે.[3] આ ગ્રંથો અર્ધમાગધી ભાષામાં છે. આ યાદીમાં

બંભી (બ્રાહ્મી), ખરોટ્ઠી (ખરોષ્ઠી), પુક્ખરસારિયા (પુષ્કરસારિકા), દ્દામિલી (દ્રાવિડી) વગેરે નામોનો સમાવેશ થાય છે. વળી એમાં 'જવણાલિ' લિપિ જણાવી છે તે સ્પષ્ટતઃ 'યવનાની' લિપિ છે. યવનોની લિપિના અર્થમાં 'યવનાની' શબ્દ પ્રચલિત હતો, તેનો પ્રયોગ પાણિનિ-કૃત 'અષ્ટાધ્યાયી'– (ઈ. પૂ. ૫મી સદી)માં થયેલો છે.[૪]

આમ ભારતમાં લિપિઓના ઉલ્લેખ છેક ઈ. પૂ. ૫મી સદીથી મળે છે.

## (૧) ભારતમાં લેખનકલાની પ્રાચીનતા

છતાં ભારતમાં લેખનકલા વહેલામાં વહેલી ક્યારથી પ્રચલિત થઈ હશે એ બાબતમાં ઘણો મતભેદ રહેલો છે.

લિખિત સામગ્રીમાં હસ્તલિખિત લખાણ આ દેશની આબોહવામાં ઈ. પૂ. જેટલા પ્રાચીન કાલનાં મોજૂદ રહ્યાં નથી. અભિલેખોમાં ઐતિહાસિક કાલમાં સહુથી જૂના લેખ મૌર્ય રાજા અશોક(ઈ. પૂ. ૩જી સદી)ના મળ્યા છે. એમાં કેટલાક અક્ષરોના મરોડનું વૈવિધ્ય જોતાં એ લિપિસ્વરૂપના વિકાસને ઓછામાં ઓછાં એક બે શતક જેટલો સમય લાગ્યો હોવાનું સ્પષ્ટ થાય છે. વળી અશોક મૌર્યના રાજ્યકાલની પહેલાંના થોડાક અભિલેખ મળ્યા છે, જે ઈ. પૂ. ૫મી સદી સુધીના છે.[૫]

હવે પ્રાચીન સાહિત્યમાં મળતા લેખનકલાને લગતા ઉલ્લેખો જોઈએ. સિકંદરે ભારત પર ચડાઈ કરી (ઈ. પૂ. ૩૨૭-૩૨૫) તેને લગતી નોંધમાં તે સમયના સેનાપતિ નિઆર્કોસે અહીંના લોકો રૂ અને ચીંથરામાંથી કાગળ બનાવે છે એમ નોંધ્યું છે અને કર્ટિયસે અમુક વૃક્ષની (ભૂર્જવૃક્ષની) ત્વચાનો લેખન-સામગ્રી તરીકે ઉપયોગ થતો હોવાનું જણાવ્યું છે.[૬] વળી ચંદ્રગુપ્ત મૌર્ય (લગભગ ઈ. પૂ. ૩૨૨-૨૯૮)ના દરબારમાં રહેલા ગ્રીક એલચી મેગસ્થનીસે ત્યારે ભારતમાં ધર્મશાળાઓ વચ્ચેનું અંતર દર્શાવતી કોશ-શિલાઓ, પંચાગ પરથી વર્ષફલ વાંચવાનો રિવાજ, જન્મસમય પરથી તૈયાર થતી જન્મપત્રિકા અને ન્યાય આપવા માટેના આધારરૂપ સ્મૃતિ (સ્મૃતિગ્રંથો) હોવાનો ઉલ્લેખ કર્યો છે.[૭]

જૈન સાહિત્યમાં સહુથી પ્રાચીન એવા આગમ ગ્રંથોમાં લિપિઓની યાદી આપી હોવાનો ઉલ્લેખ ઉપર કરેલો છે.

બૌદ્ધ સાહિત્યમાં સુત્તંત(સૂત્રાંત)માં ઉલ્લિખિત અક્ખરિકા (અક્ષરિકા) નામે રમતમાં, વિનયપિટકમાં ઉલ્લિખિત લેખ(લેખનકલા)માં, સુત્તપિટક-

( સુત્તપિટક )માંની જાતકકથાઓમાં ઉલ્લિખિત પણ્ણ ( પર્ણપત્ર ), સાસન (શાસન= રાજશાસન ), અક્ખર ( અક્ષર ), પોત્થક ( પુસ્તક ), ઇણપણ્ણ ( ઋણપર્ણ–ઋણપત્ર ), સુવણ્ણપણ્ણ ( સુવર્ણપર્ણ = સુવર્ણપત્ર ), ફલક, વણ્ણક ( વર્ણક= કલમ ) ઇત્યાદિ લેખનસામગ્રી દ્વારા લેખનકલા સૂચિત થાય છે.[૮] આમ બૌદ્ધ ત્રિપિટકમાં સહુથી પ્રાચીન જણાતા વિનયપિટકમાં પણ લેખનકલાનો ઉલ્લેખ આવે છે.

પ્રશિષ્ટ સંસ્કૃત સાહિત્યમાં કાવ્યો, નાટકો, સ્મૃતિઓ, કથાઓ, દર્શનો, શાસ્ત્રો, ઇત્યાદિમાં લેખનકલાના અનેક ઉલ્લેખ મળે એ સ્વાભાવિક છે. કૌટિલ્યના ‘અર્થશાસ્ત્ર’માં[૯] અને વાત્સ્યાયનના કામસૂત્રમાં[૧૦] પણ લિપિ, લેખન, પત્ર, પુસ્તક વગેરેના ઉલ્લેખ આવે છે. રામાયણ તથા મહાભારતમાં પણ લેખ, લેખન, લેખક ઇત્યાદિના નિર્દેશ મળે છે.[૧૧] વ્યાસ અને ગણેશને લગતી કથામાં પણ મહાભારતની રચના તથા એના લેખનનો ઉલ્લેખ છે.

વેદાંગ સાહિત્યમાં લેખનકલાના ઉલ્લેખ છે. પાણિનિ-કૃત ‘અષ્ટાધ્યાયી’માં લિપિ, લિપિકર, યવનાની, ગ્રન્થ, સ્વરિત ચિહ્ન, અંકચિહ્નો, સ્વસ્તિકાદિ ચિહ્નો તથા અનેક પૂર્વવર્તી વૈયાકરણોનો ઉલ્લેખ આવે છે.[૧૨] પાણિનિ પૂર્વે થયેલા યાસ્કના ‘નિરુક્ત’માં નિરુક્ત જેવા શબ્દશાસ્ત્રનો વિકાસ જોવા મળે છે તેમ જ યાસ્કની પહેલાં થયેલા અનેક નિરુક્તકારોનાં નામ મળે છે.[૧૩] વ્યાકરણ અને નિરુક્તની જેમ શિક્ષા અને છન્દઃ તથા જ્યોતિષ પણ લેખનકલાની પ્રતીતિ કરાવે છે. કલ્પ-વેદાંગમાં વસિષ્ઠ-ધર્મસૂત્રમાં લિખિત આધારની પ્રમાણિતતાનું મહત્ત્વ દર્શાવ્યું છે. આમ વેદાંગના સૂત્રસાહિત્યમાં લેખનકલાના સ્પષ્ટ ઉલ્લેખ મળે છે.

વેદ સાહિત્યમાં લેખનકલાના ઉલ્લેખ છે કે કેમ એ એક વિવાદગ્રસ્ત પ્રશ્ન છે. મૅક્સ મ્યૂલર અને વેબર જેવા કેટલાક વિદ્વાનો વૈદિક સભ્યતામાં લેખનકલા ન હોવાનું માનતા, જ્યારે વ્હિટની, એનર્કે, પિશલ અને ગેલ્ડનર જેવા કેટલાક બીજા વિદ્વાનો વૈદિક સભ્યતાની વિકસિત સ્થિતિ જોતાં ત્યારે લખાણો તથા ગ્રંથો પ્રચલિત હોવાનું માનતા.[૧૪] આ બીજા મતના સમર્થનમાં પં. ગૌરીશંકર ઓઝાએ વેદસાહિત્યમાંથી અનેક પ્રમાણ રજૂ કર્યાં છે.[૧૫]

વૈદિક સાહિત્યમાં સંહિતાઓ, બ્રાહ્મણો, આરણ્યકો અને ઉપનિષદોનો સમાવેશ થાય છે. અહીં ઉપનિષદોથી શરૂ કરી ક્રમશઃ સંહિતાઓ સુધી જઈએ.

છાંદોગ્ય ઉપનિષદમાં 'અક્ષર' શબ્દ આવે છે એટલું જ નહિ, 'ઈકાર', 'ઊકાર' અને 'એકાર' જેવા સ્પષ્ટતઃ લિખિત વર્ણોનો ઉલ્લેખ આવે છે. વળી સ્વરો, ઊષ્માઓ (ઊષ્માક્ષરો) અને સ્પર્શો (સ્પર્શવર્ણો)નો પણ ઉલ્લેખ થયો છે. એવી રીતે તૈત્તિરીય ઉપનિષદમાં 'વર્ણ' તથા 'માત્રા' શબ્દ પ્રયોજાયા છે.[૧૬]

ઐતરેય આરણ્યકમાં ઊષ્મા, સ્પર્શ, સ્વર અને અંતઃસ્થનું, વ્યંજન અને ઘોષનું, ણકાર તથા પકારના નકાર તથા સકારથી રહેલા ભેદનું તેમ જ સંધિનું વિવેચન મળે છે. આમાંના ઘણાખરા ઉલ્લેખ શાંખાયન આરણ્યકમાં પણ છે.[૧૭]

ઐતરેય બ્રાહ્મણમાં 'ૐ' અક્ષર અકાર, ઉકાર અને મકારના સંયોગથી બન્યો હોવાનું બતાવ્યું છે. શતપથ બ્રાહ્મણમાં 'એકવચન', 'બહુવચન' તથા પુંલિંગ તથા સ્ત્રીલિંગ અને નપુંસકલિંગનો ઉલ્લેખ આવે છે. વળી એમાં વાણીના નિર્વચન(વ્યાકરણ)નો નિર્દેશ આવે છે.[૧૮]

તૈત્તિરીય સંહિતામાં વાણીના વ્યાકૃતીકરણ(વ્યાકરણ)નો કથાપ્રસંગ નિરૂપ્યો છે.[૧૯]

આમ વ્યાકરણશાસ્ત્રનો તથા એના પારિભાષિક શબ્દોનો ઉલ્લેખ ઉપનિષદો, આરણ્યકો, બ્રાહ્મણો અને તૈત્તિરીય સંહિતામાં મળે છે. વાણીનો મૌખિક ઉપયોગ નિરક્ષર પ્રજા કરી શકે છે, પરંતુ વ્યાકરણશાસ્ત્ર અને એની પરિભાષાનું જ્ઞાન અક્ષરજ્ઞાન વિના અસંભવિત છે. વ્યાકરણ જેવા શાસ્ત્રની ઉત્પત્તિ લેખનકલા પ્રચલિત થયા પછી જ સંભવે છે.[૨૦]

ઋગ્વેદાદિ સંહિતાઓનાં સૂક્તોની રચના પદ્યમાં થયેલી છે. 'સર્વાનુક્રમણી'માં તથા સાયણ–ભાષ્યમાં દરેક સૂક્તના છંદનો પરિચય આપવામાં આવ્યો છે. આવી પદ્યબદ્ધ રચના મૌખિક રીતે કોઈ નિરક્ષર કવિઓ પણ કરી શકે એ અસંભવિત નથી, પરંતુ વૈદિક સાહિત્યની અંદર પણ છંદોનાં નામ તથા લક્ષણ જણાવ્યાં છે. ઋગ્વેદ સંહિતામાં ગાયત્રી, ઉષ્ણિહ્, અનુષ્ટુભ્, બૃહતી, વિરાજ, ત્રિષ્ટુભ્, અને જગતી છંદોનાં નામ મળે છે. વાજસનેયિ સંહિતામાં એ ઉપરાંત 'પંક્તિ' છંદનું પણ નામ મળે છે તેમ જ દ્વિપદા, ત્રિપદા, ચતુષ્પદા, ષટ્પદા, કકુભ્ આદિ છંદોના ભેદ પણ બતાવ્યા છે. અથર્વવેદમાં જુદે જુદે ઠેકાણે કેટલાક છંદોનાં નામ આવે છે એટલું જ નહિ, એક જગ્યાએ

છંદોની સંખ્યા ૧૧ હોવાનું પણ જણાવ્યું છે. શતપથ બ્રાહ્મણમાં મુખ્ય છંદોની સંખ્યા ૮ આપી છે. વળી તૈત્તિરીય સંહિતા, મૈત્રાયણી સંહિતા, કાઠક સંહિતા અને શતપથ બ્રાહ્મણમાં કેટલાક છંદો તથા એનાં ચરણોના અક્ષરોની સંખ્યા પણ ગણાવી છે.[૨૧] આ રીતે છંદોનાં નામ તથા લક્ષણ ધરાવતું છંદઃશાસ્ત્ર વૈદિક કાલમાં વિકસ્યું હોઈ એ પરથી એ સમયે લેખનકલા પ્રચલિત થઈ ચૂકી હોવાનું સ્પષ્ટ થાય છે.[૨૨]

ઋગ્વેદમાં 'અષ્ટકર્ણી' ગાયો અર્થાત્ જેના કર્ણ પર આઠના અંકનું ચિહ્ન અંકિત કરેલું છે તેવી ગાયોના દાનનો ઉલ્લેખ છે. ઋગ્વેદસંહિતા, તૈત્તિરીય સંહિતા, વાજસનેયિ સંહિતા, ઐતરેય બ્રાહ્મણ, તૈત્તિરીય બ્રાહ્મણ વગેરેમાં ૧, ૨, ૩ અને ૪નાં અંકચિહ્ન કોતરેલા પાસાઓ વડે ખેલાતા દ્યૂતનો ઉલ્લેખ આવે છે.[૨૩] આ અંકચિહ્નોનો ઉલ્લેખ લેખનકલાના જ્ઞાનની પ્રતીતિ કરાવે છે.

નિરક્ષર પ્રજા એક, બે, ત્રણ...દસ, વીસું, સૈકું વગેરે નાની સંખ્યાઓ ગણી શકે છે, પણ લાખો ને કરોડો જેવી મોટી સંખ્યાઓની ગણતરી કરી શકતી નથી, તેમ જ મોટા ગુણાકાર કરી શકતી નથી, જ્યારે વૈદિક સાહિત્યમાં ઘણી મોટી સંખ્યાઓની ગણતરી તથા મોટા ગુણાકાર જોવા મળે છે.

યજુર્વેદની વાજસનેયિ સંહિતામાં ગણક(ગણનાર, ગણિત કરનાર)નો ઉલ્લેખ છે. વળી એમાં એક, દશ, શત, સહસ્ર, અયુત, નિયુત, પ્રયુત, અર્બુદ, ન્યર્બુદ, સમુદ્ર, મધ્ય, અંત અને પરાર્ધ સુધીની સંખ્યાઓ ગણાવી છે, તૈત્તિરીય સંહિતામાં પણ આ સંખ્યાઓ આપી છે. પંચવિંશ બ્રાહ્મણમાં ૧૨, ૨૪, ૪૮, ૯૬...એમ ઉત્તરોત્તર બમણી થતી છેક ૩૯૩૨૧૬ રતી સુધીની દક્ષિણા દર્શાવી છે. શતપથ બ્રાહ્મણમાં જણાવ્યું છે કે ઋગ્વેદમાં ૧૨,૦૦૦ અને યજુર્વેદ તથા સામવેદમાં ૪૦૦૦ + ૪૦૦૦ = ૮૦૦૦ બૃહતી છંદના શ્લોકો જેટલા અર્થાત્ અનુક્રમે ૪,૩૨,૦૦૦ અને ૨,૮૮,૦૦૦ અક્ષર છે. ૩૬ અક્ષરના બૃહતીને બદલે ૪૦ અક્ષરના પંક્તિ છંદને હિસાબે ગણતાં ૪,૩૨,૦૦૦ અક્ષરોમાં પંક્તિ છંદના ૧૦,૮૦૦ શ્લોક થાય છે. એક વર્ષમાં ૩૬૦ × ૩૦ = ૧૦,૮૦૦ મુહૂર્ત હોય છે, તે સંખ્યા પણ તેટલી જ છે. વળી એમાં એક અહોરાત્ર-(દિવસ-રાત)ના ૩૦ × ૧૫ × ૧૫ × ૧૫ × ૧૫ = ૧૫,૧૮,૭૫૦મા ભાગ સુધીના વિભાગ ગણાવ્યા છે. આટલી મોટી સંખ્યાઓ તથા આટલા મોટા ગુણાકાર લેખનકલાના જ્ઞાન વિના સંભવિત નથી.[૨૪]

નિરક્ષર પ્રજામાં છંદોબદ્ધ સ્તોત્રો ભજનો વગેરે શ્રવણ દ્વારા કંઠસ્થ થઈ શકે ને મૌખિક પરંપરા દ્વારા એ સાહિત્યનો વારસો પેઢીઓ ને પેઢીઓ લગી ચાલુ રહી શકે, પરંતુ ગદ્યમાં શબ્દબદ્ધ થયેલાં લાંબાં લખાણ સહુ સરખી રીતે કંઠસ્થ કરે ને એ લાંબાં ગદ્ય લખાણોનું સાહિત્ય મૌખિક પરંપરા દ્વારા હજારો વર્ષ સુધી અક્ષરશઃ યથાતથ જળવાઈ રહે એ સંભવિત નથી. સંહિતાઓના કેટલાક અંશ, બ્રાહ્મણો તથા આરણ્યકોનું વિપુલ સાહિત્ય અને કેટલાંક પ્રાચીન ઉપનિષદો ગદ્યમાં લખાયેલ છે ને હજારો વર્ષ સુધી અક્ષરશઃ યથાતથ જળવાઈ રહેલ છે. આટલું વિપુલ ગદ્યસાહિત્ય લિપિબદ્ધ થયા વિના માત્ર મૌખિક પરંપરા વડે આટલો લાંબો વખત અક્ષરશઃ જળવાઈ રહે નહિ.[૨૫]

આમ વૈદિક સાહિત્યમાં દેખા દેતો વ્યાકરણ, છંદઃશાસ્ત્ર, અંકવિદ્યા અને વિપુલ ગદ્યનો વિકાસ ઋગ્વેદ સંહિતાના સમયથી ભારતમાં લેખનકલા પ્રચલિત હોવાની પ્રતીતિ કરાવે છે. આ અનુસાર ભારતીય સાહિત્ય દ્વારા ભારતમાં લેખનકલાની પ્રાચીનતા ઈ. પૂ. ૫૦૦ પહેલાં ય લગભગ ઈ. પૂ. ૧,૦૦૦ સુધી દર્શાવી શકાય છે.

તો પછી ભારતમાં એટલાં પ્રાચીન લખાણ કેમ મળતાં નથી? પ્રાચીન કાલમાં ધાર્મિક તેમ જ શાસ્ત્રીય સાહિત્ય કંઠસ્થ રાખવાની ને શિક્ષણમાં એનું વિતરણ મૌખિક પરંપરા દ્વારા કરતા રહેવાની પરિપાટી પ્રચલિત હતી એ વાત ખરી છે, પરંતુ એનો અર્થ એવો નથી કે નવું રચાતું સાહિત્ય લિપિબદ્ધ થતું નહિ. વેદાંગમાં કંઠસ્થનો પાઠ કરનારની સરખામણીએ ગ્રંથસ્થનો પાઠ કરનારને ઊતરતી કક્ષાનો ગણવામાં આવેલો,[૨૬] પરંતુ એ જ બતાવે છે કે વેદસાહિત્ય ગ્રંથસ્થ પણ થતું હતું. ધાર્મિક સાહિત્યના સંક્રમણમાં લિખિત સામગ્રી કરતાં મૌખિક પરંપરાનો મહિમા મનાતો, એથી એની પ્રતો ઘણી ઓછી લખાતી. વળી એ પ્રતો ભૂર્જપત્રો અને તાડપત્રો જેવા બિન-ટકાઉ પદાર્થો પર લખાતી તેથી આ દેશની આબોહવામાં અતિપ્રાચીન પ્રતો મોજૂદ રહી નથી.[૨૭] છતાં વૈદિક સાહિત્યના કાલમાં પણ અહીં લેખનકલા પ્રચલિત હતી એ નિશ્ચિત છે.[૨૮]

સિંધુ પ્રદેશની હડપ્પીય સભ્યતાની શોધ થતાં આ વિવાદગ્રસ્ત પ્રશ્ન ઊકલી ગયો છે. હડપ્પા, મોહેંજોદડો વગેરે સ્થળોએ મળેલાં મુદ્રાઓ, મુદ્રાંકો વગેરેમાં લખાણ મળ્યાં છે, ને એ લખાણવાળા અવશેષ એ નગરોના સહુથી નીચલા અર્થાત્ સહુથી પ્રાચીન સ્તર સુધીના વસવાટના સર્વ જ્ઞાત સ્તરોમાં

મળ્યા છે.[29] આ સ્તરોમાં દટાયેલી સભ્યતાનો સમય લગભગ ઈ. પૂ. ૨૪૦૦ થી ઈ. પૂ. ૧૬૦૦ સુધીનો આંકવામાં આવ્યો છે.[30] આથી હવે ભારતમાં લેખનકલા ઈ. પૂ. ૫૦૦ પહેલાં ઈ. પૂ. ૧૦૦૦ કે ઈ. પૂ. ૧૫૦૦ જેટલા પ્રાચીનકાલમાં પ્રચલિત નહિ હોય એવી શંકા રહેતી નથી. ભારતમાં લેખનકલા ઓછામાં ઓછી લગભગ ઈ. પૂ. ૨૪૦૦થી તો પ્રચલિત હતી જ એ હવે નિર્વિવાદ છે. હડપ્પા અને મોહેંજોદડોનાં ખંડેરોના ખોદકામમાં જે સહુથી નીચલા સ્તર સુધી ઉત્ખનન થયું છે તે ત્યાંના વસવાટના સહુથી નીચલા સ્તર નથી, તેની નીચેના સ્તર હાલ અધસ્તલ જળની સપાટી નીચે ડૂબી ગયા છે ને એનું ઉત્ખનન થઈ શક્યું નથી. આથી લેખનકલાનો પુરાવો ધરાવતા અવશેષ વધુ પ્રાચીન સ્તરોમાં ય રહેલા હોય એવો સંભવ ખરો. આપણી હાલની જાણ મુજબ ભારતમાં લેખનકલાની પ્રાચીનતા લગભગ ઈ. પૂ. ૨૪૦૦ સુધી દર્શાવી શકાય તેમ છે.

## (૨) પ્રાચીન લિપિઓના ઉકેલનો વૃત્તાંત

અગાઉ જણાવ્યા મુજબ ૧૪મી થી ૧૮મી સદી દરમ્યાન ભારતના અતિ-પ્રાચીન અભિલેખ વાંચી શકાતા નહિ, કેમકે ભાષાની જેમ લિપિમાં પણ ક્રમિક પરિવર્તન થયા કરે છે, ને લાંબા ગાળે લિપિના મરોડમાં એટલો બધો ફરક પડી ગયેલો કે ૯મી સદી પહેલાંના મરોડ ઓળખવા મુશ્કેલ હતા.

### ઉત્તરકાલીન બ્રાહ્મી લિપિ

૧૮મી સદીના અંતભાગમાં પશ્ચિમના વિદ્વાનોએ ભારતના પ્રાચીન અભિ-લેખો વાંચવા કોશિશ કરી, ત્યારે તેઓને પણ ૯મી સદી પહેલાંના લેખો વાંચવા મુશ્કેલ લાગ્યા. ૧૭૮૫માં હેરિંગ્ટનને બુદ્ધગયા પાસે આવેલા બરાબર અને નાગાર્જુની ડુંગરોમાં કંડારેલી ગુફાઓમાં ત્રણ નાના અભિલેખ મળ્યા, ત્યારે તે વાંચી શકાયા નહિ. આ લેખો વાંચવા માટે ચાર્લ્સ વિલ્કિન્સે ચાર વર્ષ મહેનત કરી ને ૯મી સદીના અક્ષરોના મરોડ સાથે તુલના કરીકરીને એ લેખ ઉકેલવામાં સફળતા મેળવી. એ લેખ મૌખરિ વંશના રાજા અનંતવર્મા(૫મી–૬ઠ્ઠી સદી)ના નીકળ્યા. આ ત્રણ નાના લેખો પરથી એ કાલની અર્ધી વર્ણ-માલાના અક્ષર જાણવા મળ્યા.[31]

૧૮૧૮–૧૮૨૩ દરમ્યાન કર્નલ જેમ્સ ટૉડે રાજસ્થાનના ઇતિહાસના અન્વેષણ માટે રાજસ્થાન–ગુજરાતમાં ઠેકઠેકાણે ફરીને અનેકાનેક અભિલેખોની

નોંધ લીધી. યતિ જ્ઞાનચંદ્રની મદદથી એમાંના ઘણા લેખ વાંચી શકાયા, જે ૭મીથી ૧૫મી સદી સુધીના હતા.[૩૨]

૧૮૨૮માં બૅબિંગ્ટને દક્ષિણ ભારતમાં આવેલા મામલ્લપુરમના સંસ્કૃત તથા તમિળ અભિલેખો વાંચી ૭મી સદી સુધીની વર્ણમાલા તૈયાર કરી. એવી રીતે વૉલ્ટર ઇલિયટે પ્રાચીન કન્નડ અક્ષરો બંધ બેસાડી એની વર્ણમાલા તૈયાર કરી (૧૮૩૩).[૩૩]

અલાહાબાદમાં શિલાસ્તંભ પર કેટલાક લેખ કોતરેલા હતા, તે પૈકી એક લેખ ૧૮૩૪માં કૅપ્ટન ટ્રૉયરે અંશતઃ ઉકેલ્યો ને એ વર્ષે ડૉ. મિલે એને પૂરેપૂરો વાંચ્યો. આ લેખ ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્તનો છે. આ લેખ વંચાતાં ગુપ્તકાલની વર્ણમાલા તૈયાર થવા લાગી. નાગરી લિપિનું આ પ્રાચીન સ્વરૂપ બ્રાહ્મી લિપિના ગુપ્તકાલીન સ્વરૂપ તરીકે ઓળખાય છે. ટૂંકમાં એને 'ગુપ્તલિપિ' કહે છે.[૩૪]

૧૮૩૭માં ડૉ. મિલે સ્કંદગુપ્તનો ભિટારી (ઉ. પ્ર.) સ્તંભલેખ વાંચ્યો. એ અરસામાં બેથને ગુજરાતમાં મળેલાં વલભીનાં તામ્રપત્ર વાંચ્યાં. એ પછીનાં એક બે વર્ષમાં જેમ્સ પ્રિન્સેપે દિલ્હી, એરણ (મ.પ્ર.), સાંચી (મ.પ્ર.), અમરાવતી (આં.પ્ર.) અને જૂનાગઢ (ગુજરાત)ના ગુપ્તકાલીન અભિલેખ વાંચ્યા ને ગુપ્તલિપિની વર્ણમાલા પૂરી કરી.[૩૫] હવે બ્રાહ્મી લિપિના ચોથી સદી સુધીના મરોડ પરિચિત થયા.

## પૂર્વકાલીન બ્રાહ્મી લિપિ

પરંતુ બ્રાહ્મી લિપિના એ પહેલાંના મરોડ હજી બંધ બેસતા નહોતા.

૧૭૯૫માં સર ચાર્લ્સ મૅલેટે એલોરાની ગુફાઓના કેટલાક નાના નાના લેખોની છાપ લઈ સર વિલિયમ જોન્સને મોકલેલી. એ લેખ એમને પણ ઊકલ્યા નહિ. આથી એમણે એ નકલો વારાણસીમાં રહેતા મેજર વિલ્ફૉર્ડ પાસે મોકલી, જેથી તેઓ ત્યાંના પંડિતો પાસે એ વંચાવી શકે. પરંતુ કાશીના પંડિતોને પણ એ લેખ ઊકલતા નહોતા. આખરે એક વૃદ્ધ પંડિત મળી આવ્યા, જેમણે પ્રાચીન લિપિઓની વર્ણમાલાઓનું એક સંસ્કૃત પુસ્તક બતાવ્યું ને વિલ્ફૉર્ડે આપેલા પ્રાચીન લેખો વાંચી આપવાનું બીડું ઝડપ્યું. એમણે એ અભિલેખોનું લિપ્યંતર કરી આપ્યું. એમાં પાંડવોને વનવાસ દરમ્યાન વિદુર અને વ્યાસ જેવા હિતસ્વી સંબંધીઓએ સાવધતા માટે આપેલી અને સંકેત-લિપિમાં કોતરેલી સૂચનાઓ હતી.[૩૬] વિલ્ફૉર્ડે એ લેખોનું ભાષાંતર પણ કર્યું.

વિલ્ફોર્ડની આ શોધ ઘણી ઉપયોગી ગણાઈ. પરંતુ થોડાં વર્ષો પછી માલૂમ પડ્યું કે કાશીના વૃદ્ધ પંડિતે લખી આપેલો પાઠ કપોલકલ્પિત હતો ને એને મૂળ અભિલેખો સાથે કંઈ સંબંધ નહોતો ![37]

એશિયાટિક સોસાયટીના સંગ્રહમાં દિલ્હી અને અલાહાબાદના સ્તંભલેખોની તથા ખંડગિરિના ગુફાલેખોની નકલો આવેલી હતી, પરંતુ વિલ્ફોર્ડની શોધ નિષ્ફળ જવાથી કેટલાંય વર્ષો સુધી એ લેખો ઉકેલવાની કોશિશ થઈ નહિ. આખરે ૧૮૩૪–૩૫ માં જેમ્સ પ્રિન્સેપે એ લેખોનો મર્મ જાણવાની ઇચ્છાથી એના અક્ષર ઉકેલવા માટે સ્વતંત્ર પુરુષાર્થ આદર્યો. અલાહાબાદ, રાધિયા (બિહાર) અને માથિયા (બિહાર)ના સ્તંભલેખોની છાપને દિલ્હીના સ્તંભલેખ સાથે સરખાવી જોતાં માલૂમ પડ્યું કે એ ચાર લેખ એક જ છે. આથી પ્રિન્સેપનો ઉત્સાહ વધ્યો ને એમને પોતાની જિજ્ઞાસા પાર પડવાની આશા બંધાઈ. હવે એમણે અલાહાબાદ સ્તંભલેખના અક્ષરોનું પૃથક્કરણ કર્યું, તો ગુપ્તલિપિના અક્ષરોની જેમ આ લિપિના અક્ષરોમાં પણ અંતર્ગત સ્વરમાત્રાઓનાં ચિહ્ન લાગેલાં જણાયાં. આ પરથી એ લિપિ ગ્રીક હોવાનો ભ્રમ ભાગ્યો.[38]

આ લેખોના અક્ષર જોતાં સામાન્ય માણસને તો એ ગ્રીક જેવી કોઈ યુરોપીય લિપિના અક્ષર જેવો ભાસ થાય તેમ છે. ટૉમ કોરિએટ નામે યુરોપીય પ્રવાસીએ એને સિકંદરે પોતાના વિજયની યાદગીરીમાં કોતરાવેલો સ્તંભલેખ માની લીધેલો ![39] પરંતુ પ્રિન્સેપના પ્રયત્નથી હવે સ્પષ્ટ થયું કે આ પ્રાચીન લેખો પણ અહીંની લિપિમાં કોતરેલા છે.

પ્રિન્સેપે સ્વરચિહ્નો ઓળખી લીધા બાદ મૂળાક્ષરોને ઓળખવા માટે એ લેખોના દરેક અક્ષરને ગુપ્તલિપિના અક્ષરો સાથે સરખાવીને જે અક્ષર મળતા આવે તેને વર્ણમાલામાં ક્રમવાર દાખલ કરવા માંડ્યા. આ રીતે અનેક અક્ષર ઓળખાયા.[40]

એ અરસામાં જેમ્સ સ્ટીવન્સન પણ આ અક્ષરો ઓળખવા મથતા હતા. એમણે क, ज, ન અને व અક્ષર ઓળખ્યા.

પરંતુ બીજા કેટલાક અક્ષર ઓળખાતા નહિ ને ઓળખાયેલા અક્ષરોને આધારે વંચાતાં પદ બરાબર બંધ બેસતાં નહિ.

૧૮૩૭માં પ્રિન્સેપે સાંચીના સ્તૂપોનાં તોરણોના સ્તંભો તથા ત્યાંની વેદિકાઓ પર કોતરેલા નાના નાના લેખોની છાપ એકઠી કરી તેને એકબીજી સાથે

સરખાવી જોઈ તો એ તમામ લેખોમાં છેલ્લા બે અક્ષર એકસરખા નીકળ્યા. એમાંના પહેલા અક્ષરને કાનો હતો ને બીજાને અનુસ્વાર હતો. વળી એ બે અક્ષરોની પહેલાંનો અક્ષર स હતો ને એની પહેલાંના અક્ષર જુદા જુદા હતા. પૂર્વાપર સંબંધ પરથી પ્રિન્સેપે કલ્પના કરી કે છેલ્લા બે અક્ષર दानं હોવા જોઈએ ને स ની પહેલાં જુદા જુદા દાતાઓના નામ હોવાં જોઈએ. આ પરથી द અને न ઓળખાયા એટલું જ નહિ, स પ્રત્યય પરથી આ લેખોની લિપિ પ્રાકૃત હોવાનું જાણવા મળ્યું.[૪૧] એ પહેલાં ગુપ્તકાલીન લેખોની જેમ આ પ્રાચીન લેખોની ભાષા સંસ્કૃત હોવાનું માની લેવામાં આવેલું. ભાષાનો ખરો ખ્યાલ આવતાં એ લેખોના અક્ષર બંધ બેસાડવામાં સરળતા આવી.

હવે દિલ્હી, અલાહાબાદ, સાંચી, માથિયા, રાધિયા, ગિરનાર, ધૌલી વગેરે સ્થળોએ આવેલા પ્રાચીન પ્રાકૃત અભિલેખ બરાબર વાંચી શકાયા. એમાંના ઘણા સ્તંભલેખ તથા શૈલલેખ 'દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા'એ લખાવેલા નીકળ્યા ને આગળ જતાં એ રાજા મૌર્ય સમ્રાટ અશોક હોવાનું માલૂમ પડ્યું.

પ્રિન્સેપે બેસાડેલા અક્ષરો પૈકી उ અને ओ સિવાયના બધા અક્ષર ખરા નીકળ્યા. પછી બાકીના છ અક્ષરોનો પણ પત્તો લાગ્યો. ऊ અને ञ કનિંગહમે ઓળખ્યા, ष નો એક મરોડ સેનાર્તે અને બીજો મરોડ હોર્નલે ઓળખ્યો, ऋ બ્યૂલરે ઓળખ્યો ને ज ગ્રિયરસને. ई પણ બ્યૂલરે બંધ બેસાડ્યો.[૪૨]

આમ પૂર્વકાલીન બ્રાહ્મી લિપિ ઉકેલવામાં પણ જેમ્સ પ્રિન્સેપનો ઘણો ફાળો રહેલો છે. આથી એમને ભારતીય પ્રાચીનલિપિવિદ્યાના પિતા ગણવામાં આવે છે.

## ખરોષ્ઠી લિપિ

બ્રાહ્મી–ગુપ્ત–નાગરી લિપિ કરતાં સાવ ભિન્ન એવી ખરોષ્ઠી લિપિના લેખ ૧૮૧૮–૨૩ દરમ્યાન કર્નલ ટૉડને કેટલાક સિક્કાઓ પર મળેલા. એ સિક્કાઓની એક બાજુ પર ગ્રીક ભાષામાં લખેલું લખાણ ગ્રીક લિપિમાં કોતરેલું હતું. યુરોપીય વિદ્વાનોને આ લખાણ વંચાતું હતું, છતાં એ સિક્કાઓની બીજી બાજુ પર કોતરેલું લખાણ ઉકલતું નહોતું, કેમકે એ લખાણ કઈ ભાષામાં હતું તે સમજાતું નહિ. ઉત્તરકાલીન વિદેશીઓના સિક્કાઓ ઈરાનની સાસાની ભાષામાં હોવાથી ટૉડે ૧૮૨૪માં આ પૂર્વકાલીન વિદેશીઓના સિક્કાઓ પરનાં એ લખાણ સાસાની ભાષામાં હોવાની કલ્પના કરી.[૪૩]

૧૮૩૦માં જનરલ વેંટુરાએ માનિકયાલા( જિ. રાવળપિંડી, પાકિસ્તાન )ના બૌદ્ધ સ્તૂપનું ખોદકામ કરતાં, એમાં આ લિપિવાળા કેટલાક સિક્કા અને બે લેખ મળ્યા. સર એલેકઝંડર બર્ન્સ આદિ વિદ્વાનોને પણ આવા દ્વૈલિપિક સિક્કા મળેલા, જેની એક બાજુ પર કોતરેલું ગ્રીક લખાણ વંચાતું હતું, જ્યારે બીજી બાજુ પર કોતરેલું લખાણ ઊકલતું ન હતું.[૪૪]

ટૉડે આ લિપિનાં લખાણોની ભાષા સાસાની ધારેલી, તો પ્રિન્સેપે ૧૮૩૩માં એક દ્વૈલિપિક સિક્કા પરના એ લખાણની ભાષા પહ્‌લવી માની. વળી એવા એક બીજા સિક્કા પરના લખાણની તથા માનિકયાલા સ્તૂપના લેખની લિપિને પાલિ( બ્રાહ્મી )નો જ વળાંકદાર મરોડ હોવાની કલ્પના કરી. વધુ અભ્યાસ થતાં પ્રિન્સેપે આ કલ્પના છોડી દીધી. ૧૮૩૪માં આવા એક લેખની લિપિને એમણે વળી પહ્‌લવી માની.[૪૫]

એવામાં આ લિપિના ઉકેલની ચાવી મૅસનને સૂઝી. અફઘાનિસ્તાનના કાબુલ પ્રદેશમાં શોધખોળ કરતાં એમને એવા અનેક દ્વૈલિપિક સિક્કા મળેલા, જેમાંના ગ્રીક લખાણમાં વંચાતા મિનન્દર, અપોલોદોતસ, હર્મિઅસ વગેરે નામ બીજી લિપિમાં ઊલટા ક્રમે વાંચી શકાતાં. Basileos અને Soteros જેવાં ગ્રીક બિરુદોનું પ્રાકૃત ભાષાંતર કરતાં महाराजस અને त्रातारस જેવા શબ્દ પણ એમાં બંધ બેસતા હતા. આ પરથી એ લિપિની ભાષા પ્રાકૃત હોવાનું પણ જાણવા મળ્યું. મૅસને પોતાના સંશોધનનાં પરિણામ પ્રિન્સેપને લખી જણાવ્યાં.[૪૬]

પ્રિન્સેપે આ સૂચનો અનુસાર સિક્કા પરનાં લખાણ વાંચી જોયાં, તે તેમને એના આધારે ૧૨ રાજાઓનાં નામ તથા ૬ બિરુદ વંચાયાં. આ પરથી એ લિપિના લખાણની દિશા જમણી બાજુથી ડાબી બાજુની હોવાની પ્રતીતિ થઈ, પરંતુ એ પરથી એ લિપિ સેમેટિક વર્ગની જણાતાં એની ભાષા પહ્‌લવી હોવાનું માન્યા કર્યું. આને લઈને પ્રિન્સેપને આ લિપિના અક્ષર બરાબર બંધ બેસતા નહિ.[૪૭]

આખરે ૧૮૩૮માં એ ભારતીય-ગ્રીક રાજાઓના સિક્કા પરનું લખાણ પ્રાકૃતમાં હોવાની પ્રતીતિ થતાં તેમનો ભાષાને લગતો ભ્રમ દૂર થયો ને પ્રાકૃત ભાષા પ્રમાણે વાંચતાં તેમને આ લિપિના ૧૭ અક્ષર બંધ બેઠા.[૪૮]

આગળ જતાં નોરિસે બીજા ૭ અક્ષર ઓળખ્યા ને જનરલ કનિંગહમે બાકીના અક્ષર ઓળખ્યા.[૪૯] આ રીતે સિક્કાઓ પરના અક્ષરોની વર્ણમાલા પૂરી થઈ. આ લિપિનું નામ ખરોષ્ઠી છે.

અશોકના ચૌદ ધર્મલેખોની વાયવ્ય સરહદ પાસે કોતરેલી એ પ્રત ખરોષ્ઠી લિપિમાં મળી, જ્યારે એની બીજી પ્રતો બ્રાહ્મી લિપિમાં છે. એવી રીતે કાંગડા પ્રદેશમાં પણ બ્રાહ્મી અને ખરોષ્ઠીમાં દ્વૈલિપિક લેખ મળ્યા. આ લાંબા લેખોના આધારે ખરોષ્ઠી લિપિની વર્ણમાલામાં સુધારાવધારા થયા ને હવે એ વર્ણમાલાને પૂર્ણ સ્વરૂપ મળ્યું. શક રાજાઓ તથા ક્ષત્રપોના ખરોષ્ઠી લેખ હવે સરળતાથી વંચાયા. ખરોષ્ઠી લિપિમાં લખેલી બૌદ્ધ ગ્રંથ धम्मपद ની એક હસ્તપ્રત ખોતાનમાંથી મળી તે પણ સહેલાઈથી વંચાઈ.[૫૦]

આમ ખરોષ્ઠી લિપિ ઉકેલવામાં પણ પ્રિન્સેપે ઘણો મોટો ફાળો આપેલો.

## હડપ્પીય સભ્યતાની લિપિ

હડપ્પા અને મોહેંજો-દડો જેવાં સ્થળોએ સાંપડેલાં હડપ્પીય સભ્યતાનાં નગરોમાં મળેલાં મુદ્રાઓ, મુદ્રાંકો અને તામ્રપટ્ટિકાઓમાં જે લખાણ કોતરેલાં કે મુદ્રાંકિત કરેલાં છે તેની લિપિ ઉકેલવા માટે પાશ્ચાત્ય તથા ભારતીય વિદ્વાનોએ ઘણો પ્રયત્ન કર્યો છે. આ લખાણોમાં આવતાં જુદાં જુદાં ચિહ્નોનું વર્ગીકરણ કરી એના મૂળાક્ષરોની તથા એમાં ઉમેરાયેલાં માત્રાચિહ્નોની ગણતરી કરવાની કોશિશ થઈ છે. ડૉ. હન્ટરે કરેલા પૃથક્કરણ તથા વર્ગીકરણમાં જોડાક્ષર ન હોય તેવા અક્ષરોની કુલ સંખ્યા ૨૩૪ થઈ છે ને એમાં મૂળાક્ષરોની સંખ્યા ૧૦૨ છે.[૫૦અ] આ મૂળાક્ષરોમાં સ્વરચિહ્નો કે સ્વરભારચિહ્નો જેવાં ચિહ્ન ઉમેરેલાં જણાય છે. અક્ષરોમાંના કેટલાક ચિત્રાત્મક છે. એ અક્ષરોના આકાર પરથી એને તે તે પદાર્થના દ્યોતક માનવામાં આવ્યા છે. દા.ત., મનુષ્ય, નગર, ઘર, કેદી, ધનુર્ધારી, પક્ષી, મત્સ્ય વગેરે. અનેક શબ્દોને અંતે આવતી અમુક સંજ્ઞાઓને વિભક્તિના પ્રત્યય ધારવામાં આવ્યાં છે. આ લિપિમાંના ઘણા અક્ષર ચિત્રાત્મક ન હોઈ આ લિપિનું સ્વરૂપ પૂર્ણતઃ ચિત્રાત્મક રહ્યું ન હોવાનું માલૂમ પડે છે. કેટલાક એમાં ભાવાત્મક તથા ધ્વન્યાત્મક ચિહ્નો હોવાનું ધારે છે, તો કોઈ એને મુખ્યતઃ શ્રુત્યાત્મક માને છે. ગમે તેમ, ચિહ્નોની સંખ્યા પરથી ફલિત થાય છે કે આ લિપિ જેમ પૂર્ણતઃ ચિત્રાત્મક નથી તેમ બ્રાહ્મી વગેરેની જેમ પૂર્ણતઃ વર્ણાત્મક પણ નથી.[૫૧]

અક્ષરોના મરોડ પરથી તેમ જ એના ક્રમ પરથી આ લિપિના લખાણની દિશા નક્કી કરવા પ્રયત્ન થયો છે. એના અક્ષર ઉપરથી નીચે જતા મરોડના છે ને એ આડી લીટીમાં લખાય છે. આ લિપિનાં લખાણ મોટે ભાગે એક નાની લીટી જેટલાં, કેટલીક વાર સવા કે દોઢ લીટી જેટલાં ને ક્વચિત્ ત્રણ

લીટી જેટલાં ટૂંકાં છે. આમાંનાં એક લીટીનાં લખાણ જમણી બાજુથી ડાબી બાજુ તરફ અર્થાત્ ખરોષ્ઠી તથા ઉર્દૂની જેમ લખાતાં, જ્યારે લખાણ બે લીટીનાં હોય તો તેની પહેલી લીટી જમણી બાજુથી ડાબી બાજુ અને બીજી લીટી ડાબી બાજુથી જમણી બાજુ લખાતી એવું સંભવિત લાગ્યું છે.[૫૨] આ પદ્ધતિમાં કલમ જમણીથી ડાબી અને ડાબીથી જમણી બાજુ તરફ સળંગ ચાલુ રહે છે. ખેતર ખેડતી વખતે બળદ દર ચાસે દિશા ઉલટાવતો રહી સળંગ કદમ ભરે છે તેમ આ લિપિમાં દર લીટીએ દિશા ઉલટાવીને કલમની સળંગ ગતિનો સતત ઉપયોગ કરવામાં આવે છે. આથી આ પદ્ધતિને ‘boustrophedon’ અર્થાત્ ‘બલીવર્દ–આવર્તન’ પદ્ધતિ કહે છે.

આ લિપિની સંજ્ઞાઓને ઉકેલવાનો પુરુષાર્થ ઘણા વિદ્વાનો કરતા રહ્યા છે. હડપ્પીય સભ્યતા મુખ્યત્વે દ્રાવિડ પ્રજાની હોવાનું ધારીને કેટલાકે એના આકારોનાં પ્રાચીન તમિળ નામો પરથી લખાણોનો અર્થ તારવવા પ્રયત્ન કર્યો છે; ને એમાં અમુક અમુક માનવજાતિઓ વચ્ચેના સંધિવિગ્રહની ઘટનાઓનો નિર્દેશ હોવાનું બંધ બેસાડ્યું છે. કોઈ લેખોમાં તો પદ્ય–રચના દર્શાવી એની માત્રાગણના ય કરી છે![૫૨અ] પરંતુ દ્રાવિડ ભાષાઓનું એટલું પ્રાચીન સ્વરૂપ હાલ ઉપલબ્ધ રહ્યું નથી. વળી પ્રાચીન ઐતિહાસિક કાલથી તો એ ભાષાઓનાં લખાણ પણ બ્રાહ્મી લિપિમાં જ લખાતાં હોવાનું માલૂમ પડે છે.

બીજા કેટલાક વિદ્વાનોએ આ લખાણોની ભાષા વૈદિક સંસ્કૃત જેવી હોવાનું ધાર્યું છે ને આ લિપિનાં ચિહ્નોને બ્રાહ્મી લિપિનાં પ્રાચીનતમ ચિહ્નો અનુસાર ઉકેલવા કોશિશ કરી છે.[૫૨આ] આ લિપિનાં કેટલાંક ચિહ્ન બ્રાહ્મી લિપિના અમુક અક્ષરો સાથે આકારસામ્ય ધરાવે છે તેમ જ બ્રાહ્મી લિપિની જેમ આ લિપિમાં પણ મૂળાક્ષરોમાં અંતર્ગત ચિહ્નો ઉમેરવાની પદ્ધતિ દેખા દે છે. વળી ઐતિહાસિક કાલની એ પ્રાચીનતમ ભારતીય લિપિ આદ્ય–ઐતિહાસિક કાલની આ અણઉકલી લિપિમાંથી ઊતરી આવી હોય એ ઘણું સંભવિત છે. છતાં આ બે લિપિઓનાં ઉપલબ્ધ લખાણો વચ્ચે હજારેક વર્ષનો લાંબો ગાળો રહેલો છે ને અંતરાલ સ્વરૂપો દ્વારા એ બે લિપિઓ વચ્ચેના આંતરિક સામ્યની પ્રતીતિ થતી નથી.

આ લિપિને અન્ય પ્રાચીન દેશોની સમકાલીન લિપિઓ સાથે સરખાવીને પણ એને ઉકેલવાના તર્ક–વિતર્ક કરવામાં આવ્યા છે.[૫૨ઇ] પરંતુ એમાંની કોઈ પુરાતન લિપિ સાથે આ લિપિનું પ્રતીતિજનક સામ્ય નીકળ્યું નથી. કેટલાકે

વળી આ લિપિનાં ચિહ્નોમાં શાક્ત કે તાંત્રિક સંપ્રદાયમાં હોય છે તેવાં ગૂઢ સંકેતચિહ્ન ઘટાવીને એનાં લખાણોને વાંચવાનો દાવો કર્યો છે, પરંતુ એ મંતવ્ય પણ પ્રતીતિજનક નીવડયાં નથી. ભારતના તેમ જ વિદેશોના કેટલાક બીજા વિદ્વાનો આ લિપિનો ભેદ ઉકેલવા પોતપોતાની રીતે પ્રયત્ન કરી રહ્યા છે ને અવારનવાર કોઈ ને કોઈ વિદ્વાનને એ ઉકેલ મળ્યો હોવાનો દાવો રજૂ કરવામાં આવે છે. પરંતુ કમભાગ્યે હજી આ લિપિનાં ચિહ્ન ઉકેલવામાં સહુને પ્રતીતિ થાય ને સ્વીકાર્ય નીવડે તેવી સિદ્ધિ કોઈ ને સાંપડી નથી. ભવિષ્યમાં કાંતો એક વાચ્ય લિપિ અને આ અવાચ્ય લિપિ ધરાવતા દ્વૈલિપિક લેખ મળે અથવા ઐતિહાસિક કાલની લિપિ સાથે અનુસંધાન દર્શાવતાં અંતરાલ સ્વરૂપ દર્શાવતા વચગાળાના લેખ મળે, ત્યારે જ હડપ્પીય લિપિનાં ચિહ્ન સંતોષકારક રીતે ઊકલશે.

## નામાભિધાન

ભારતના ઐતિહાસિક કાલનાં પ્રાચીન લખાણોમાં મુખ્ય બે લિપિ પ્રયોજાઈ છેઃ એકમાં લીટીઓ ડાબી બાજુથી જમણી બાજુ તરફ લખાતી, જ્યારે બીજીમાં એ જમણી બાજુથી ડાબી બાજુ તરફ લખાતી. ચીની બૌદ્ધ વિશ્વકોશ 'ફા–યુઅન્–ચુ–લિન '( ઈ. સ. ૬૬૮ )માં જણાવ્યું છે કે લેખનકલાની શોધ દૈવી શક્તિ ધરાવતા ત્રણ આચાર્યોએ કરી. એમાં સહુથી પ્રસિદ્ધ બ્રહ્મ છે, જેમની લિપિ ડાબી બાજુથી જમણી બાજુ લખાય છે. એમના પછી ખરો[ ષ્ઠ ] છે, જેમની લિપિ જમણી બાજુથી ડાબી બાજુ લખાય છે. સહુથી ઓછા મહત્ત્વના ત્સં-કી છે, જેમની લિપિ ઉપરથી નીચે લખાય છે. આમાં બ્રહ્મા અને ખરોષ્ઠ ભારતમાં થયા અને ત્સં–કી ચીનમાં.[૫૩] આ પરથી ભારતીય પ્રાચીન લિપિઓમાં જુદી જુદી લેખનદિશાઓ ધરાવતી બંને લિપિઓનાં નામ જાણવા મળે છે. અશોક મૌર્યના ઘણા અભિલેખોમાં ડાબી બાજુથી જમણી બાજુ તરફ લખાતી લીટીઓવાળી જે લિપિ છે તેનું નામ બ્રાહ્મી, જ્યારે એના બે અભિલેખોમાં જમણી બાજુથી ડાબી બાજુ તરફની લેખનદિશા ધરાવતી લિપિ છે તેનું નામ ખરોષ્ઠી.

જૈન તથા બૌદ્ધ સાહિત્યમાં આપેલી લિપિઓની યાદીઓમાં સહુથી પહેલું નામ બ્રાહ્મીનું આપ્યું છે. ભારતીય અભિલેખોમાં તથા હસ્તપ્રતોમાં આ લિપિ જ વ્યાપક પ્રમાણમાં પ્રયોજાઈ છે ને ભારતની લગભગ બધી અર્વાચીન લિપિઓ આ લિપિમાંથી ઊતરી આવી છે.

બૌદ્ધ 'લલિતવિસ્તર'માં આપેલી યાદીમાં બ્રાહ્મી પછી તરત જ ખરોષ્ઠી લિપિ ગણાવી છે. જૈન આગમગ્રંથોમાં આપેલી યાદીમાં આ લિપિને બીજી

એ લિપિઓ પછી ગણાવી છે. આ લિપિનો ઉપયોગ મુખ્યત્વે ભારતના ઉત્તર-પશ્ચિમ ભાગમાં થતો ને એ લિપિ થોડાંક શતકોમાં સમૂળી લુપ્ત થઈ ગઈ.

હડપ્પીય સભ્યતામાં પ્રયોજાયેલી લિપિનું મૂળ નામ જાણવા મળ્યું નથી. આ સભ્યતાનાં મુખ્ય કેન્દ્ર પંજાબ અને સિંધમાં મળ્યાં છે, એથી કેટલાક એને 'સિંધ–પંજાબ લિપિ' તરીકે ઓળખે છે. એનો મુખ્ય પ્રદેશ સિંધુ અને એમાં ભળતી પંજાબની નદીઓના વિસ્તારમાં આવેલો હોઈ, એ 'સિંધુ લિપિ' તરીકે પણ ઓળખાય છે. હવે હડપ્પીય સભ્યતા સિંધુ પ્રદેશની બહાર પણ વિસ્તરી હોવાનું તથા સિંધુ પ્રદેશમાં અન્ય પુરાતન સંસ્કૃતિઓ પણ થઈ હોવાનું જણાતાં, આ લિપિને 'હડપ્પીય લિપિ' તરીકે ઓળખવી બહેતર છે.

## પાદટીપ

૧. નારદસ્મૃતિમાં તથા મનુસંહિતા પરના બૃહસ્પતિ–વાર્ત્તિકમાં આ માન્યતા આપેલી છે (Bühler, "Indian Paleography," p. 17)

૨. ललितविस्तर, अध्याय १० (આ ગ્રંથનો ચીની અનુવાદ ઈ.સ. ૩૦૮માં થયેલો છે.) જુઓ गौ. ही. ओझा, "भारतीय प्राचीन लिपिमाला," पृ. १७, पादटीप ३. R. B. Pandey, "Indian Paleography," pp. 23 f. ડૉ. પાંડેયે આ લિપિઓનું વર્ગીકરણ ઠીક કર્યું છે (Ibid., pp. 25 ff.)

૩. भाप्रालि, पृ १७, पादटीप १; Pandey, op. cit., pp. 22 f. સમય માટે જુઓ Bühler, op. cit., p. 17. જૈન આગમોમાં भगवतीसूत्रમાં 'બંભી (ब्राह्मी) લિપિને નમસ્કાર' એવો ઉલ્લેખ આવે છે (भाप्रालि, पृ. १७).

૪. अष्टाध्यायी ४. १.४९. એના પરના વાર્ત્તિકમાં કાત્યાયન તથા મહાભાષ્યમાં પતંજલિ એનો અર્થ યવન-લિપિ આપે છે (Pandey, op. cit., p. 11, n. 3).

૫. भाप्रालि, पृ. २–३; Pandey, op. cit., pp. 18 f. પિપ્રાવાનો લેખ હવે ઈ. પૂ. ૩જી સદીનો ગણાય છે.

૬. भाप्रालि, पृ. ३; Pandey, op. cit., pp. 5 f.

૭. भाप्रालि, पृ. ३–४; Pandey, op. cit., pp. 5 f.

૮. भाप्रालि, पृ. ४–६; Pandey, op. cit., pp. 6 ff.

૯. भाप्रालि, पृ. ६; Pandey, op. cit., pp. 9 f.

૧૦. भाप्रालि, पृ. ६

૧૧. भाप्रालि, पृ. ६; Pandey, op. cit., p. 9

૧૨. भाप्रालि, पृ. ६–८

૧૩. भाप्रालि, पृ. ८

૧૪. Bühler, op. cit., p. 20

૧૫. भाप्रालि, पृ. ९–१३

૧૬–૧૭. भाप्रालि, पृ. ९

૧૮–૧૯. भाप्रालि, पृ. ९–१०

૨૦. भाप्रालि, पृ. १०

૨૧–૨૨. भाप्रालि, पृ. १०–११

૨૩. भाप्रालि, पृ. ११–१२

૨૪. भाप्रालि, पृ. ११–१३

૨૫. भाप्रालि, पृ. १३

૨૬. भाप्रालि, पृ. १४

૨૭. Pandey, op. cit., pp. 14 f.

૨૮. બ્યૂલર, બોથલિંગ અને રોથ જેવા અનેક પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ આ સ્વીકાર્યું છે ( भाप्रालि, पृ. १५ ).

૨૯. હ.ગં. શાસ્ત્રી, "હડપ્પા ને મોહેંજો-દડો," પૃ. ૫૭–૫૯; પૃ. ૧૭

૩૦. એસ.આર.રાવ, 'આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓ,' "ઇતિહાસની પૂર્વ-ભૂમિકા," પૃ. ૧૫૪–૧૫૮

૩૧–૩૫. भाप्रालि, पृ. ३८–३९; Pandey, op. cit., pp. 59 f.

૩૬. મુનિ જિનવિજય, 'પુરાતત્વ સંશોધનનો પૂર્વ ઇતિહાસ', "આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા," પૃ. ૧૬-૧૮

૩૭–૩૮. भाप्रालि, पृ. ३९; Pandey, op. cit., p. 60

૩૯. भाप्रालि, पृ. ३९, पा. टी. ४

૪૦. भाप्रालि, पृ. ३९–४०; Pandey, op. cit., p. 61

૪૧. જેમ સંસ્કૃતમાં ષષ્ઠી વિભક્તિ એકવચનનો પ્રત્યય स्य છે તેમ પ્રાકૃતમાં स છે.

૪૨. Bühler, "Indian Paleography," p. 54

૪૩. Pandey, op. cit., p. 62

૪૪. भाप्रालि, पृ. ४०; Pandey, op. cit., pp. 62. f.

૪૫-૪૬. भाप्रालि, पृ. ४०-४१; Pandey, op. cit., p. 63

૪૭-૪૯. भाप्रालि, पृ. ४०-४१; Pandey, op. cit., pp. 63 f.

૫૦. Bühler, op. cit., p. 39; Pandey, op. cit., p. 64

૫૦અ. ડૉ. દાનીએ કરેલાં પૃથક્કરણમાં ૨૭ ચિત્રાક્ષરો, ૨૭ ભૌમિતિક ચિહ્નો, કેટલાક અંકચિહ્નો, કૌંસો અને બે જાદુઈ પ્રતીકો છે ને મૂળાક્ષરોમાં આંતરિક તથા બાહ્ય માત્રાઓ ઉમેરાઈ છે તેમ જ કેટલાક મૂળાક્ષરોને બીજા મૂળાક્ષરો સાથે જોડેલા છે (pp. 16 ff.).

૫૧. હ. ગં. શાસ્ત્રી, "હડપ્પા ને મોહેંજો-દડો," પૃ. ૫૯-૬૦; ૬૬-૬૮

૫૨. એજન, પૃ. ૬૮-૭૨

૫૨અ. ખાસ કરીને ફાધર હેરાસે ("Studies in Proto-Indo-Mediterranean Culture")

૫૨આ. ખાસ કરીને ડૉ. પ્રાણનાથે સ્વામી શંકરાનંદ તથા ડૉ. બરુઆ જેવા કેટલાકે તાંત્રિક ચિહ્નોની રીતે ઉકેલવા પ્રયત્ન કર્યો છે (Dani, op. cit., p. 13).

૫૨ઈ. દા. ત., વૅડેલે સુમેરિયન લિપિના, મેરિગ્ગીએ હિટાઇટ લિપિના અને હેવેસીએ ઈસ્ટર ટાપુની લિપિના આધારે ઉકેલવા કોશિશ કરી છે (Dani, op. cit., pp. 13 f.). તાજેતરમાં શ્રી. એસ. આર. રાવે ફિનિશયન લિપિ સાથેના સામ્યના આધારે આ લિપિ ઉકેલવા યત્ન કર્યો છે ("Illustrated Weekly of India," December 12, 1971, pp. 21 ff.)

૫૩. भाप्रालि, पृ. १८

# ૩. ખરોષ્ઠી લિપિ

પ્રાચીન ભારતીય લિપિઓમાં બ્રાહ્મી પછી ખરોષ્ઠીનું સ્થાન રહેલું છે. એ લિપિ સમય જતાં સદંતર લુપ્ત થઈ હોવાથી બ્રાહ્મીની પહેલાં ખરોષ્ઠી લિપિનો વિચાર કરી લઈએ.

**નામ**

'ખરોષ્ઠી' નામ વિચિત્ર છે. એના અર્થ માટે અનેક તર્કવિતર્ક થયા છે.

(૧) ચીનના બૌદ્ધ વિશ્વકોશ 'ફા-યુઅન-ચુ-લિન'(ઈ. સ. ૬૬૮)માં જણાવ્યા મુજબ આ લિપિ ખરોષ્ઠ નામે દૈવી શક્તિએ ઉપજાવેલી ને 'ખરોષ્ઠ'નો અર્થ 'ખર(ગર્દભ)નો ઓષ્ઠ (ઓઠ)' થાય છે.[૧]

(૨) ખરોષ્ઠ લોકો અર્થાત્ હિંદની વાયવ્ય સરહદ પર રહેતા યવનો, શકો, તુષારો વગેરે બર્બર લોકોએ પ્રયોજેલી લિપિ.[૨]

(૩) મધ્ય એશિયામાં આવેલા કાશગર પ્રદેશના નામનું સંસ્કૃત રૂપ 'ખરોષ્ઠ' થાય, તે પરથી ત્યાં પ્રયોજાયેલી લિપિ.[૩]

(૪) ઈરાની શબ્દ ખર-ઓષ્ટ (ગર્દભ-ચર્મ) પરથી 'ખરોષ્ઠી' રૂપ થયું છે ને આ લિપિનાં લખાણ ગર્દભ-ચર્મ પર લખાતાં.[૪]

(૫) 'ખરોષ્ઠ' શબ્દ અરમાઈક શબ્દ 'ખરોષ્ઠ'નું ભારતીય રૂપ છે.[૫]

(૬) 'ખરોષ્ઠ' એ સંસ્કૃત 'ખરૌષ્ઠ'નું પ્રાકૃત રૂપાંતર છે ને એના ઘણાખરા અક્ષર લાંબા વળાંકવાળા હોઈ ખર(ગર્દભ)ના હાલતા ઓઠના જેવા દેખાતા હોઈ એ લિપિ આ નામે ઓળખાઈ.[૬]

આ ભિન્ન મતો પૈકી કયો મત યથાર્થ ગણવો એ નક્કી કરવું મુશ્કેલ છે.

## વિસ્તાર અને કાલ

આ લિપિનો ઉપયોગ મર્યાદિત વિસ્તારમાં અને મર્યાદિત કાલમાં થયેલો છે.

ઈરાની સામ્રાજ્યની સત્તા ગાંધાર પ્રદેશમાં ઈ. પૂ. ૩૨૧ સુધી રહી તે દરમ્યાન ત્યાં ઈરાની ઢબના ચાંદીના ગોળ સિક્કા પડતા તેના પર બ્રાહ્મી લિપિનો કે ખરોષ્ઠી લિપિનો એકેક અક્ષર મુદ્રાંકિત કરાતો.[૭] આ સિક્કા ઈ. પૂ. ૪થી સદીના ગણાય.

મૌર્ય રાજા અશોકના ચૌદ શૈલલેખોની બે પ્રત પેશાવર આસપાસના પ્રદેશમાં બે સ્થળોએ[૮] ખરોષ્ઠી લિપિમાં કોતરેલી છે. આ લેખો લગભગ ઈ. પૂ. ૨૫૬ના છે.

મૌર્યકાલ પછી હિંદના આ પ્રદેશમાં બાહ્લિક યવન, શક–પહ્લવ, ક્ષત્રપ, કુષાણ વગેરે વિદેશી રાજવંશોનું શાસન પ્રવર્ત્યું. તેઓના સિક્કાઓની એક બાજુ પરનાં પ્રાકૃત લખાણ આ લિપિમાં કોતરાતાં. આ સિક્કાઓનો સમય ઈ. પૂ. બીજી સદીથી ઈ. સ.ની બીજી સદી સુધીનો છે.[૯] એ વિદેશી રાજ્યોના કેટલાક અભિલેખ મળ્યા છે આ લેખ ધાતુપત્રો, ધાતુપાત્રો, તકતીઓ, શિલાઓ અને મૂર્તિઓ પર કોતરેલા છે.[૧૦] ને એ ઈ. પૂ. બીજી સદીથી ઈ. સ.ની ૫મી સદીના છે.[૧૧]

ખરોષ્ઠી લિપિમાં લખાયેલા ઘણા અભિલેખ પ્રાચીન ગંધાર પ્રદેશમાં મળ્યા છે. આ પ્રદેશ સિંધુ નદીની બંને બાજુએ વિસ્તરેલો હતો. પશ્ચિમ ગંધારની રાજધાની પુષ્કલાવતી( હાલની ચારસદ્દા )હાલના પૂર્વ અફઘાનિસ્તાનમાં અને પૂર્વગંધારની રાજધાની તક્ષશિલા ( હાલની શાહઢેરી ) પશ્ચિમ પંજાબના ઉત્તર ભાગમાં આવેલી છે.

વળી અફઘાનિસ્તાનના એક સ્તૂપમાંથી મળેલા ભૂર્જપત્રો પર આ લિપિ વપરાઈ છે તેમ જ ખોતાન( ચીની તુર્કસ્તાન )માંથી આ લિપિમાં લખાયેલી બૌદ્ધ 'धम्मपद'ની હસ્તપ્રત મળી છે.[૧૨] આ પ્રત પ્રાયઃ ગંધારમાં કુષાણ કાલ દરમ્યાન લખાઈ હતી. ચીની તુર્કસ્તાન( મધ્યએશિયા )માં લાકડાનાં પાટિયાં અને ચામડા પર લખેલાં ખરોષ્ઠી લખાણ પણ મળ્યાં છે.[૧૨અ]

ખરોષ્ઠી લિપિમાં લખેલા છૂટક લેખ ગંધાર પ્રદેશની બહાર મુલતાન પાસે ભાવલપુરમાં, મથુરામાં અને કાંગડા( હિમાચલ પ્રદેશ )માં મળ્યા છે. આમ ખરોષ્ઠી લિપિનો ઉપયોગ મુખ્યત્વે ગંધારના પ્રદેશમાં હતો ને એનો પ્રસાર ગંધારની આસપાસના પ્રદેશોમાં પણ થયેલો.[૧૩]

આ લિપિનો વપરાશ મુખ્યત્વે ઈ. પૂ. ચોથી સદીથી ઈ. સ.ની ત્રીજી સદી સુધી રહ્યો.[૧૪] પછી એ ધીમે ધીમે લુપ્ત થઈ ગઈ.[૧૫]

## લક્ષણો

ખરોષ્ઠી લિપિમાં સ્વરોમાં તથા સ્વરમાત્રાઓમાં હ્રસ્વ–દીર્ઘનો ભેદ દર્શાવતાં અલગ ચિહ્ન ભાગ્યે જ વપરાતાં.[૧૫અ] અનુનાસિક માટે હંમેશાં અનુસ્વાર પ્રયોજાતો.[૧૬] ઘણા સંયુક્તાક્ષરોનું સરલીકરણ થતું, જેમકે क्कने બદલે क અને क्खने બદલે ख. અક્ષરોનો મરોડ ઘણો વળાંકદાર છે. આ લિપિનાં લખાણોમાં લીટીઓ ડાબી બાજુથી જમણી બાજુ તરફ નહિ, પણ જમણી બાજુથી ડાબી બાજુ તરફ લખાય છે.[૧૭]

આ લિપિ મુખ્યત્વે કારકુનો, ગુમાસ્તાઓ અને વેપારીઓ માટેની લિપિ છે, પંડિતો માટેની નહિ. આ લિપિમાં પ્રાકૃત લખાણો સહેલાઈથી લખી શકાતાં, સંસ્કૃત લખાણો માટે એમાં કેટલાક ઉમેરા કરવા પડતા, કેમકે સંસ્કૃત વર્ણમાળાની જરૂરિયાતની દૃષ્ટિએ એમાં કેટલીક ઊણપો રહેલી હતી. આ લિપિ કેટલીક સદીઓ સુધી વપરાઈ, પરંતુ એના અક્ષરોનાં સ્વરૂપોમાં સમય જતાં કંઈ પરિવર્તન થતું ભાગ્યે જ જોવામાં આવે છે.[૧૭અ]

## ઉત્પત્તિ

પંક્તિલેખનની દિશા પરથી તરત જ માલૂમ પડે છે કે ખરોષ્ઠી લિપિ સેમિટિક વર્ગની છે. પશ્ચિમ એશિયામાં પ્રયોજાયેલી સેમિટિક વર્ગની લિપિઓ પૈકી ઉત્તરી સેમિટિક કુલની એવી અરમાઇક લિપિના કેટલાક અક્ષરો ( क, ज, द, न, व, य, र, ब, ष, स અને ह ) સાથે ખરોષ્ઠી લિપિના સરખા ઉચ્ચારણવાળા અક્ષરો ઠીક ઠીક સામ્ય ધરાવે છે.[૧૮] આ અરમાઇક અક્ષરોના મરોડ ઈ. પૂ. પાંચમી સદીના છે; અને ખરોષ્ઠી લિપિનો એકંદર મરોડ મેસોપોટેમિયાનાં તોલાં તથા ત્યાંની મુદ્રાઓ અને તકતીઓ પરના અરમાઇક અક્ષરોના મરોડને મળતો આવે છે.

અરમાઇક લિપિ આસીરિયા અને બાબિલોનિયામાં રાજકીય તથા વાણિજ્યિક કામોમાં વપરાતી. ઈરાનના હખામની ( ઍકેમની ) વંશના સમ્રાટોના શાસનકાળ ( ઈ. પૂ. ૫૫૮–૩૩૧ ) દરમ્યાન આ લિપિ મિસર, અરબસ્તાન, એશિયા માઇનોર વગેરે દેશોમાં વ્યાપક પ્રસાર પામી. હખામની સમ્રાટ કુરુષે

(સાઇરસે) પોતાને પોતાની સત્તા ભારતવર્ષના ગંધારપ્રદેશ પર પ્રસારેલી (ઈ. પૂ. ૫૫૮–૫૩૦ દરમ્યાન) અને દારયસે સિંધુદેશ (સિંધ–દક્ષિણ પંજાબ) પર વિસ્તારેલી (લગભગ-ઈ. પૂ. ૫૨૨–૪૮૬). ઈરાની સામ્રાજ્યના આ શાસન-કાલ દરમ્યાન અરમાઇક લિપિ ભારતવર્ષના આ પ્રદેશોમાં, ખાસ કરીને ગંધારમાં, પણ પ્રચલિત બની.[૧૯]

પરંતુ ભારતીય ભાષાના વર્ણો લખવા માટે અહીં અરમાઇક વર્ણમાલામાં કેટલાક સુધારાવધારા કરવામાં આવ્યા. મૂળ લિપિમાં સ્વરો પૈકી માત્ર अ નું ચિહ્ન હતું. એના મરોડમાં જરૂરી ફેરફાર કરવામાં આવ્યો ને પછી એની લાંબી ત્રાંસી ઊભી રેખામાં વચ્ચે, આરપાર, નીચે ડાબી બાજુએ, ઊંચે જમણી બાજુએ અને વચ્ચે ડાબી બાજુએ નાની ત્રાંસી રેખા ઉમેરીને इ, उ, ए, અને ओનાં ચિહ્ન ઉપજાવવામાં આવ્યાં. વ્યંજનોમાં સ્વરમાત્રાઓ પણ આ રીતે જોડવામાં આવી.

અરમાઇક વર્ણમાળામાં અક્ષરોની સંખ્યા ઓછી હતી. વ્યંજનોમાં ૨૧ વ્યંજનો પૈકી ૨૦માંથી क, ग, ज, त, द, न, प, व, म, य, र, ल, ष, स અને ह તેમ જ ख, थ અને श અપનાવાયા. ભારતીય વર્ણમાલાની જરૂરિયાતને અનુલક્ષીને અલ્પપ્રાણ વ્યંજનોમાં કોઈ ને કોઈ પ્રકારની ત્રાંસી રેખા ઉમેરીને તે તે મહાપ્રાણ વ્યંજનનું ચિહ્ન યોજવામાં આવ્યું, જેમકે ग પરથી घ, च પરથી छ, ज પરથી झ, ट પરથી ठ, ड પરથી ढ, द પરથી ध, प પરથી फ અને व પરથી भ. મૂર્ધન્ય વ્યંજનો માટે અરમાઇક त અને द નાં વૈકલ્પિક ચિહ્નો પરથી ट અને डનાં ચિહ્ન ઉપજાવવામાં આવ્યાં ને न પરથી णनुं ચિહ્ન સાધવામાં આવ્યું. न ને બેવડાવીને અથવા ज કે झ પરથી ञનું રૂપ પ્રયોજાયું. ખરોષ્ઠી ङ બ્રાહ્મી ङ પરથી દિશા ઉલટાવીને સાધવામાં આવ્યો. આ રીતે, ખૂટતાં અક્ષરચિહ્ન સાધવામાં આવ્યાં.[૧૯અ]

સ્વરમાત્રાઓ ઉમેરવાની સરળતા માટે અક્ષરોનો મરોડ ઊભો, લાંબો, ત્રાંસો ને વળાંકદાર રહે એ જરૂરી હતું. આથી કેટલાક મૂળ અક્ષરોના મરોડમાં એ પ્રકારનો ફેરફાર કરવામાં આવ્યો.

આ રીતે ઈરાની સામ્રાજ્યના ભારતીય શાસનપ્રદેશમાં વિદેશી અરમાઇક અક્ષરોમાં જરૂરી સુધારાવધારા કરીને ભારતીય વર્ણમાલાને અનુરૂપ અક્ષરચિહ્ન યોજવામાં આવ્યાં. અરમાઇક લિપિનું આ સુધારેલું ભારતીય રૂપાંતર તે ખરોષ્ઠી લિપિ.[૨૦]

આ પરથી ખરોષ્ઠી લિપિ ઈ. પૂ. પાંચમી સદી પછી ગંધાર પ્રદેશમાં અને એની આસપાસના વિસ્તારમાં શાથી પ્રચલિત બની તે સમજી શકાય છે. ઈરાની સામ્રાજ્યનું શાસન ઈ. પૂ. ૩૩૧માં લુપ્ત થયા પછી પણ આ લિપિ થોડા સૈકાઓ સુધી એ પ્રદેશમાં પ્રચલિત રહી. મૌર્યો, યવનો, શક–પહ્લવો અને કુષાણોના શાસનકાલમાં સ્થાનિક લિપિ તરીકે ખરોષ્ઠી લિપિનો ઉપયોગ ચાલુ રહ્યો. ત્રીજી સદી પછી એ ધીમે ધીમે લુપ્ત થતી ગઈ ને પાંચમી સદી પછી સદંતર લુપ્ત થઈ ગઈ.

અરમાઇક લિપિમાં જે સુધારાવધારા કરવામાં આવ્યા તે પણ પ્રાયઃ પ્રાકૃત ભાષામાં લખાતાં લખાણો માટે જ પર્યાપ્ત હતા, સંસ્કૃત ભાષામાં લખાતાં લખાણો માટે તો એમાં આ, ઈ, ઊ જેવા દીર્ઘ સ્વરોની તથા ઋ–ૠ સ્વરોનાં ચિહ્નોની તેમજ તેની સ્વરમાત્રાઓની ઊણપ રહેલી હતી.[20અ] આથી આ લિપિ સામાન્ય વપરાશ માટેની વ્યવહારુ લિપિ બની રહી ને એમાં હ્રસ્વ–દીર્ઘ ભેદ, અનુનાસિક ભેદ અને અલ્પપ્રાણ–મહાપ્રાણ સંયુક્તાક્ષરોનો આગ્રહ રાખવામાં આવ્યો નહિ.

ખરોષ્ઠી લિપિની ઉત્પત્તિ અરમાઇક લિપિમાંથી થઈ છે એવું સૂચન પહેલવહેલું ટૉમસે કરેલું. ટેલર અને કનિંગહમે એને વધુ ચોક્કસ સ્વરૂપ આપ્યું. ડૉ. બ્યૂલરે એનું પૂર્ણ પ્રતિપાદન કર્યું.[21] પંડિત ગૌરીશંકર ઓઝાએ પણ આ મત સ્વીકાર્યો છે.[22] પરંતુ ડૉ. પાંડેયે એ મતના મુદ્દાઓનું ખંડન કરી એવું પ્રતિપાદન કરવા પ્રયત્ન કર્યો છે કે ખરોષ્ઠી લિપિ ઉત્તર–પશ્ચિમ ભારતમાં જ ઉત્પન્ન થયેલી ને અહીંથી આસપાસના પ્રદેશોમાં પ્રસરેલી.[23]

ખરોષ્ઠી અને અરમાઇક લિપિના કેટલાક અક્ષરો જ ખરું સામ્ય ધરાવે છે. કેટલાક બીજા અક્ષરોનું સામ્ય તો ગમે તેમ કરીને પ્રયત્નપૂર્વક બેસાડવામાં આવે છે એ ખરું છે, છતાં એ બંને લિપિઓમાં રહેલું લેખન-દિશાનું તથા વળાંકદાર મરોડનું સામ્ય પણ સૂચક ગણાય. આ, ઈ, ઊ વગેરે દીર્ઘસ્વરોનો અભાવ પ્રાકૃત ભાષાને લઈને છે એમ સ્વીકારવું મુશ્કેલ છે, કેમકે પ્રાકૃતમાંય એ દીર્ઘસ્વરો પ્રચલિત છે. ગંધારપ્રદેશમાં અરમાઇક કે ખરોષ્ઠી લિપિમાં ઈરાની સમ્રાટોના અભિલેખ મળ્યા નથી એ ખરું છે, પરંતુ એ પરથી ત્યાં તેઓની સત્તા પ્રસરી જ નહોતી એવું ધારવું અસ્થાને છે. હખામની સમ્રાટોના અભિલેખોમાં ગંધાર અને સિંધુદેશનો ઉલ્લેખ ઈરાની સામ્રાજ્યના પ્રાંતો તરીકે થયો છે. ગંધારમાં અરમાઇક અભિલેખ પણ મળ્યા

છે. અશોકના ખરોષ્ઠી શૈલલેખોમાં ‘લિપિ’ને બદલે પ્રયોજાયેલો ‘દિપિ’ શબ્દ જૂની ઈરાની ભાષાની જ અસર સૂચવે છે. ખરોષ્ઠી લિપિ ભારતીય ભાષા માટે ઘડાઈ હોઈ, તેનાં લખાણ ભારતીય પ્રદેશોમાં જ મળે; ભારત બહાર એની અપેક્ષા રાખવી અસ્થાને ગણાય. મૂળાક્ષરોનો વળાંકદાર મરોડ, લેખનદિશા અને કેટલાક મૂળાક્ષરોનું સામ્ય સેમિટિક કુલની અરમાઇક લિપિની સ્પષ્ટ અસર સૂચવે છે; જ્યારે કેટલાક અક્ષરોના આકારમાં થયેલું પરિવર્તન, સાધિત અક્ષરચિહ્નો, સ્વરમાત્રાઓ, અનુસ્વાર અને સંયુક્તાક્ષરોની પદ્ધતિ ભારતીય ભાષાને અનુરૂપ સુધારાવધારા દર્શાવે છે. આમ, ખરોષ્ઠી લિપિના ઘડતરમાં અરમાઇક લિપિ તથા ભારતીય ભાષા એ બંને પરિબળોનું સંયોજન થયેલું છે.

**વર્ણમાલા** ( આકૃતિ ૧ )

સ્વરોમાં अ પરથી इ, उ, ए અને ओ નાં ચિહ્ન अि, अु, अे અને ओની જેમ સાધવામાં આવ્યાં છે દીર્ઘસ્વરોમાં आ, ई, ऊ, ऐ અને औનાં ચિહ્ન વિરલ છે. ऋ–ॠનાં ચિહ્ન છે નહિ, ને તે ચિહ્ન પ્રાકૃત લખાણોમાં પ્રયોજાતાં પણ નહિ.

વ્યંજન ચિહ્નોમાં अ અંતર્ગત રહેલો ગણાતો. અનુનાસિકોમાં ङની જરૂર પડી નથી. વ્યંજનોમાં क થી ह સુધીના બીજા બધા વ્યંજનો માટે અલગ અલગ ચિહ્ન રહેલાં છે. સ્વરમાત્રાઓ સ્વરચિહ્નો પરથી સાધિત થઈ છે. इની માત્રા અક્ષરના ઉપલા ભાગને છેદતી ત્રાંસી રેખારૂપે, उની માત્રા અક્ષરની નીચે ડાબી બાજુએ, एની માત્રા અક્ષરના ઉપલા ભાગમાં અને ओની માત્રા અના વચલા ભાગમાં ડાબી બાજુએ ત્રાંસી રેખારૂપે ઉમેરાય છે. અનુસ્વાર માટે म પરથી સાધિત થયેલું ચાપાકાર ચિહ્ન અક્ષરના નીચલા ભાગમાં જોડવામાં આવતું. સંયુક્તાક્ષરમાં સામાન્ય રીતિ પૂર્વગ અક્ષરની નીચે અનુગ અક્ષર જોડવામાં આવતો. પૂર્વગ र् માટે રેફ પ્રયોજાતો નહિ, પરંતુ એને બદલે रને સંયુક્તાક્ષરમાં અનુગ અક્ષરનું સ્થાન આપવામાં આવતું (જેમ કે सर्वने બદલે सव्र) અથવા रને અગાઉના અક્ષરની નીચે જોડવામાં આવતો. (જેમ કે प्रियद्रशि અને ध्रम ).

**અંકચિહ્નો**

અશોકના ખરોષ્ઠી લેખોમાં ૧, ૨, ૪ અને ૫ માટે અનુક્રમે એક, બે, ચાર અને પાંચ ઊભી ત્રાંસી રેખાઓ પ્રયોજાઈ છે.[૨૪]

આકૃતિ ૧. ખરોષ્ઠી લિપિ

પરંતુ શક-પહ્લવ તથા કુષાણ કાલના ખરોષ્ઠી લેખોમાં ૧, ૪, ૧૦, ૨૦ અને ૧૦૦ માટે અલગ અલગ ચિહ્ન પ્રયોજાયાં છે. બાકીની સંખ્યાઓ આ ચિહ્નોના સંયોજન દ્વારા દર્શાવાતી, જેમકે ૩ = ૧ + ૧ + ૧, ૬ = ૪ + ૨, ૮ = ૪ + ૪, ૧૫ = ૧૦ + ૪ + ૧, ૫૦ = ૨૦ + ૨૦ + ૧૦ વગેરે. ૧૦૦, ૨૦૦, ૩૦૦ વગેરે દર્શાવવા માટે શતકના ચિહ્ન પહેલાં ૧, ૨, ૩ વગેરે ચિહ્ન લખાતાં. આ રીતે આ પાંચ ચિહ્નો દ્વારા ૧ થી ૩૯૯ સુધીની કોઈ પણ સંખ્યા લખી શકાતી. ૫૦૦ વગેરે સંખ્યાઓનાં ચિહ્ન મળ્યાં નથી.

અક્ષરોની જેમ આ અંકચિહ્નો પણ જમણી બાજુથી ડાબી બાજુ તરફ લખાતાં.[૨૫]

## પાદટીપ

૧. IA, Vol. XXXIV, p. 21

૨. Pandey, "Indian Paleography," pp. 50 f.

૩. 'કાશગર' ના ચીની રૂપનું સંસ્કૃત રૂપાંતર 'ખરોષ્ટ્ર' હતું. તેથી આ લિપિનું ખરું નામ 'ખરોષ્ટ્રી' હતું એવું પણ સૂચવાયું છે. પરંતુ ભારતીય સાહિત્યમાં તો 'ખરોષ્ઠી' રૂપ જ પ્રયોજાયું છે. વળી કાશગરમાં તો આ લિપિનો ઉપયોગ ઈસવી પહેલી સદી પછી થયો જણાય છે, જ્યારે ભારતમાં એનો ઉપયોગ એ પહેલાં છેક ઈ.પૂ. ૩જી સદીમાં થયેલો છે. (Pandey, op. cit., p. 21)

૪–૫. Pandey, op. cit., p. 51

૬. Ibid., p. 52

૭. भाप्रालि पृ. ३१, पा. टी. ८. આ સિક્કાઓ Sigloi તરીકે ઓળખાય છે. એ કંદહાર (અફઘાનિસ્તાન) તથા સિસ્તાન(ઈરાન)માં પણ મળ્યા છે.

૮. શહબાજગઢી (જિ. પેશાવર) અને મનસેહરા (જિ. હઝારા)

૯. भाप्रालि, पृ. ३२ ૧૦. एजन, पृ. ३३

૧૧. भाप्रालि, पृ. ३२-३३; Sircar, "Select Inscriptions," pp. 102 ff.

૧૨. Bühler, "Indian Paleography," p. 40

૧૨ અ. Dani, "Indian Paleography," p. 253

૧૩. એકાદ શબ્દ કે અક્ષર ભરહુત તથા ઉજ્જન(મધ્યપ્રદેશ)માં તેમ જ સિદ્દાપુર(માયસોર)માં આ લિપિમાં કોતરેલો છે, પરંતુ ત્યાં એ માત્ર લિપિકરની અંગત રુચિથી લખાયેલાં તેનાં ગૌણ લખાણ તરીકે છે, ત્યાંના સાર્વજનિક પઠન માટે નહિ.

૧૪. Bühler, op. cit., p. 40

૧૫. ચીનના બૌદ્ધ વિશ્વકોશ પરથી માલૂમ પડે છે તેમ તેની સ્મૃતિ છેક સાતમી સદી સુધી જળવાઈ રહી હતી.

૧૫ અ. આગળ જતાં સંસ્કૃત લખાણો માટે આવાં ચિહ્ન અપનાવવામાં આવેલાં.

૧૬. ङ्, ञ्, ण्, न् અને म् નાં ચિહ્ન નહિ.

૧૭. અર્થાત્ ઉર્દૂની જેમ.

૧૭ અ. Dani, op. cit., pp. 254 f., 271

૧૮. भाप्रालि, पृ. ३४

૧૯. તક્ષશિલા વગેરે સ્થળોએ થોડા અરમાઇક અભિલેખ મળ્યા છે.

૧૯ અ. Dani, op. cit., Fig. 19 (p. 258)

૨૦. આગળ જતાં હિંદુસ્તાનમાં મુસ્લિમ શાસન દરમ્યાન ફારસી-અરબી લિપિમાંથી આ રીતે ઉર્દૂ લિપિ ઉદ્ભવી તેમ.

ઉત્પત્તિને લગતી વિગતો માટે જુઓ Bühler, op. cit., pp. 41 ff. અને भाप्रालि, पृ. ३४-३५.

૨૦ અ. આગળ જતાં ચીની તુર્કસ્તાનમાં મળેલા ચાર સંસ્કૃત શ્લોકોમાં अ, इ, उ, ए અને ઓના સ્વરચિહ્નની નીચે ત્રાંસી રેખા ઉમેરીને અનુક્રમે आ, ई, ऊ, ऐ અને औની સ્વરમાત્રા પ્રયોજાયેલી મળી છે ( Dani, op. cit., pp. 253, 257 ).

૨૧. IP, pp. 41 ff. ૨૨. भाप्रालि, पृ. ३४-३५

૨૩. Indian Paleography, pp. 53 ff.

૨૪. સેમિટિક કુલની ફિનિશિયન લિપિમાં ૧ થી ૯નાં ચિહ્ન આ રીતે લખાતાં.

૨૫. અરબી, ફારસી અને ઉર્દૂમાં અંકચિહ્ન ડાબી બાજુથી જમણી બાજુ તરફ લખાય છે, કેમકે એ ભારતીય અંકચિહ્નો પરથી નીકળ્યાં છે.

# ૪. બ્રાહ્મી લિપિ

ખરોષ્ઠી લિપિ ભારતવર્ષના ઉત્તર-પશ્ચિમ ભાગમાં જ વપરાતી ને એ સમય જતાં સમૂળી લુપ્ત થઈ ગઈ, જ્યારે બ્રાહ્મી લિપિ સમસ્ત ભારતવર્ષમાં વપરાતી ને વર્તમાન ભારતીય લિપિઓ રૂપે આદ્યપર્યંત પ્રચલિત રહેલી છે.

## ઉત્પત્તિ

ચીનના બૌદ્ધ વિશ્વકોશમાં જણાવ્યા મુજબ બ્રાહ્મી લિપિ બ્રહ્માએ ઉત્પન્ન કરેલી મનાતી.[1] જૈન અનુશ્રુતિ એની ઉત્પત્તિ આદિનાથ ઋષભદેવને આરોપે છે ને તેમણે આ લિપિ પોતાની બ્રાહ્મી નામે પુત્રીને શીખવી તેથી એ 'બ્રાહ્મી' નામે ઓળખાઈ હોવાનું માને છે.

'બ્રાહ્મી' શબ્દ 'બ્રહ્મ' પરથી ઉદ્ભવ્યો છે ને સંસ્કૃતમાં 'બ્રહ્મ' શબ્દના અનેક અર્થ થાય છે. એનો એક અર્થ 'બ્રાહ્મણ' થાય છે ને એ પરથી આ લિપિ બ્રાહ્મણોની લિપિ હોઈ 'બ્રાહ્મી' કહેવાઈ એવું ધારવામાં આવ્યું છે.[2] 'બ્રહ્મ'નો અર્થ 'વેદ' પણ થાય છે ને એ પરથી બ્રાહ્મી એટલે વેદના સંરક્ષણ માટે ભારતીય આર્યોએ શોધેલી લિપિ એવું પણ સૂચવાયું છે.[3]

## વિદેશી ઉત્પત્તિ

પરંતુ પશ્ચિમના ઘણા વિદ્વાનોએ ધારેલું કે ભારતમાં લેખનકલાની જાણકારી ઈ. પૂ. ૫મી સદી સુધી જ માલૂમ પડે છે ને તેથી તેઓએ બ્રાહ્મી લિપિ કોઈ વિદેશી લિપિમાંથી ઉદ્ભવી હોવાનું ધાર્યું.

યુરોપમાં સાંસ્કૃતિક જીવનની લગભગ સર્વ સિદ્ધિઓનું મૂળ ગ્રીક સંસ્કૃતિમાં રહેલું હોઈ, પશ્ચિમના વિદ્વાનો ભારતીય સભ્યતાની વિવિધ સિદ્ધિઓનું મૂળ પણ ગ્રીક સંસ્કૃતિમાં હોવાનું ધારી લેતા. ડો. મૂલરે કલ્પના કરી કે સિકંદરના

આક્રમણ સમયે ભારતના લોકોએ ગ્રીક લોકો પાસેથી લિપિજ્ઞાન મેળવ્યું. પ્રિન્સેપ તથા સેનાર્ત જેવા કેટલાક અન્ય વિદ્વાનોએ પણ આવી કલ્પના કરી.[૪] હેલેવીએ લિપિના બ્રાહ્મી અક્ષરોનો ઉદ્‌ભવ ઈ. પૂ. ૪ થી સદીના અરમાઇક, ખરોષ્ઠી અને ગ્રીક અક્ષરોમાંથી થયો હોવાનું સૂચવ્યું.[૫]

ડૉ. બ્યૂલર આ સંબંધી નોંધે છે કે હેલેવીનો મત મૂલતઃ અસંભવિત છે, કેમકે સાહિત્યિક તથા અભિલેખિક પુરાવા પરથી સાબિત થાય છે કે બ્રાહ્મી મૌર્યકાલના આરંભ પહેલાં સદીઓથી વપરાતી હતી ને ભારતના પ્રાચીનતમ અભિલેખોના સમયે એનો લાંબો ઇતિહાસ થઈ ચૂક્યો હતો.[૬] આ વાંધો ઉપર જણાવેલા સર્વ મતોને લાગુ પડે છે.

કેટલાક વિદ્વાનોએ બ્રાહ્મીની ઉત્પત્તિ સેમિટિક કુલની લિપિઓમાંથી થઈ હોવાની કલ્પના કરી. વિલ્સન, કસ્ટ, જોન્સ, વેબર, મૂલર વગેરે વિદ્વાનોએ બ્રાહ્મીનો ઉદ્‌ભવ ઉત્તરી સેમિટિક લિપિકુલની ફિનિશિયન લિપિમાંથી થયો હોવાનું સૂચવ્યું.[૭] ડીકેએ સૂચવ્યું કે બ્રાહ્મી લિપિ કોઈ પ્રાચીન દક્ષિણી સેમિટિક લિપિ દ્વારા આસીરિયાની કીલાક્ષર ( cuneiform ) લિપિમાંથી ઉત્પન્ન થઈ છે,[૮] તો ટેયલરે સૂચવ્યું કે બ્રાહ્મીની ઉત્પત્તિ કોઈ લુપ્ત દક્ષિણી સેમિટિક લિપિમાંથી થઈ છે.[૯] આ છેલ્લા બંને મતોમાં લુપ્ત દક્ષિણી સેમિટિક લિપિને સેબિયન લિપિનું આદ્યસ્વરૂપ માનવામાં આવ્યું છે.

આ બાબતમાં ડૉ. બ્યૂલર નોંધે છે તેમ કોઈ લિપિને કોઈ બીજી લિપિમાંથી ઉદ્‌ભવેલી બતાવવા માટે સાધિત લિપિના અક્ષરોના સહુથી જૂના મરોડ લક્ષમાં લેવા જોઈએ ને એનાં આદ્યસ્વરૂપો એક જ કાલનાં હોવાં જોઈએ તેમ જ એનાં આદ્યસ્વરૂપો કરતાં ભારે ફેરફાર થયેલા હોય ત્યાં એ ફેરફાર નિયત સિદ્ધાંતો અનુસાર થયા હોવા જોઈએ. આ દૃષ્ટિએ સરખાવતાં સેબિયન લિપિના અને બ્રાહ્મી લિપિના અક્ષરોમાં બે-ત્રણ અક્ષરો સિવાય કંઈ સામ્ય રહેલું માલૂમ પડતું નથી. આથી બ્રાહ્મીની ઉત્પત્તિ દક્ષિણી સેમિટિક લિપિમાંથી થઈ હોવાનું માનવું અશક્ય છે.[૧૦]

૧૮૯૫માં ડૉ. બ્યૂલરે " The Origin of the Indian Brahma Alphabet " (ભારતીય બ્રાહ્મી લિપિની ઉત્પત્તિ) નામે પુસ્તક લખી વેબરના મતનું સમર્થન કર્યું ને એવું પ્રતિપાદિત કર્યું કે બ્રાહ્મીના ઘણા અક્ષરો પ્રાચીન ફિનિશયન અક્ષરોમાંથી અને થોડા અક્ષર આસીરિયાનાં કાટલાં પર કોતરેલા અક્ષરોમાંથી ઉદ્‌ભવ્યા છે.[૧૧] મેકડોનાલ્ડ, રેપ્સન વગેરે બીજા કેટલાક વિદ્વાનોએ પણ આ મત સ્વીકાર્યો.

બ્યૂલરે બ્રાહ્મી લિપિના અક્ષર ફિનિશિયન અભિલેખોમાંના ઉત્તરી સેમિટિક અક્ષરોના પ્રાચીનતમ મરોડ સાથે ઘણું સામ્ય ધરાવે છે એમ દર્શાવ્યું. આ સામ્ય દર્શાવવા માટે પહેલાં એ બ્રાહ્મી લિપિની ત્રણ લાક્ષણિકતા તારવે છે :

(૧) અક્ષરો બને તેટલા સીધા લખાય છે ને થોડાક અપવાદો બાદ કરતાં તે ઊંચાઈમાં સરખા હોય છે.

(૨) ઘણા અક્ષરો સીધી રેખાઓના બનેલા છે ને એ ઊભી રેખાઓને જોડાતાં આનુષંગિક અંગ મોટે ભાગે નીચલા ભાગમાં, કેટલીક વાર નીચલા તથા ઉપલા ભાગમાં કે ક્વચિત્ વચ્ચે જોડવામાં આવે છે; પરંતુ ક્યારેય માત્ર ઉપલા ભાગમાં નહિ.

(૩) અક્ષરોની ટોચે મોટે ભાગે ઊભી રેખાઓના છેડા હોય છે, કેટલીક વાર ટૂંકી આડી રેખાઓ, ક્યારેક નીચે ખૂલતા કોણની ટોચે વળાંકદાર રેખાઓ ને તદ્દન અપવાદતઃ ઊંચે ચઢતી બે રેખાઓ. પરંતુ ક્યારેય નીચે લટકતી ઊભી કે ત્રાંસી રેખા સાથેના અનેક અડોઅડ કોણ કે ત્રિકોણ કે લોલક રેખાવાળું વર્તુળ હોતું નથી.

ભારતીય પંડિતોને સુરેખાઓના સંયોજન માટે અભિરુચિ અને ટોચ-ભારે અક્ષરો માટે અરુચિ હતી. શિરોરેખા તથા સ્વરમાત્રાઓના ઉપયોગ માટે ટોચ–ભારે અક્ષરો પ્રતિકૂળ હોઈ એ માટેની અરુચિ સ્વાભાવિક છે.

આ રુચિ તથા અરુચિને લઈ ને ભારતીઓએ ઘણા મૂળ અક્ષરોને સુરેખામય મરોડના કર્યા ને ટોચ–ભારે અક્ષરોને ઉપર–નીચે ઉલટાવીને કે આડા પાડીને અનુકૂળ બનાવ્યા. વળી સેમિટિક લિપિની લેખનદિશા ઉલટાવાઈ હોઈ, કેટલાક અક્ષરોના મરોડ બ્રાહ્મી લિપિમાં ડાબા–જમણી ઉલટાવવા પડ્યા.[૬૨]

આ ધોરણો અને ફેરફારો અનુસાર ડૉ. બ્યૂલરે ફિનિશયન લિપિના ૨૨ અક્ષરોમાંથી બ્રાહ્મી લિપિના ૨૩ અક્ષર તારવી બતાવ્યા :

| | | | | | |
|---|---|---|---|---|---|
| અલેફમાંથી | अ | ઝાઈનમાંથી | ज | મેમમાંથી | म |
| બેથમાંથી | ब | છેથમાંથી | घ | નૂનમાંથી | न, ञ |
| ગિમેલમાંથી | ग | થેથમાંથી | थ | સામેખમાંથી | स, ष |
| દાલેથમાંથી | ध | યોદમાંથી | य | આઇનમાંથી | ए |
| હેમાંથી | ह | કાફમાંથી | क | પેમાંથી | प |
| વાવમાંથી | व | લામેદમાંથી | ल | ત્સાદેમાંથી | च |

| | | | |
|---|---|---|---|
| ક્વોફમાંથી | ख | શિનમાંથી | श |
| રેશમાંથી | र | તાવમાંથી | त |

આમાંના કેટલાક અક્ષરોમાંથી એની નિકટના ૧૯ અક્ષર સાધી બતાવ્યા :

| | | |
|---|---|---|
| स માંથી ष | अ માંથી आ | न માંથી ण |
| ध માંથી ढ | उ માંથી ऊ | ड માંથી ढ |
| द માંથી ड | उ માંથી ओ | प માંથી फ |
| थ માંથી ठ | ए માંથી ऐ | च માંથી छ |
| ठ માંથી ट | ल માંથી ळ | ब માંથી भ |
| ए માંથી इ | न માંથી ङ | ज માંથી झ |
| व માંથી उ | | |

એ રીતે બ્રાહ્મી લિપિના કુલ ૪૨ અક્ષરોની ઉત્પત્તિ ડૉ. બ્યૂલરે દર્શાવી.[૧૩] બ્રાહ્મીની પ્રાચીન વર્ણમાલામાં એટલા અક્ષરોનાં સ્વરૂપો જાણવા મળે છે. સ્વરોમાં ई, ऋ, ॠ અને औ ઉપલબ્ધ પ્રાકૃત અભિલેખોમાં પ્રયોજાયા નહિ હોઈ એનાં પ્રાચીન સ્વરૂપ જાણવા મળ્યાં નથી.

ડૉ. બ્યૂલર દર્શાવે છે કે બ્રાહ્મીના ઘણા અક્ષર ઉત્તર સેમિટિક અક્ષરોના પ્રાચીનતમ મરોડ સાથે સામ્ય ધરાવે છે, તેમાં ઘણા મરોડ ઈ. પૂ. ૮૯૦ના સુમારના ફિનિશિયન અક્ષરોના છે, જ્યારે ह અને त મેસોપોટેમિયાના ‘ હે ’ અને ‘ તાવ ’ ના ઈ. પૂ. ૮મી સદીની મધ્યના મરોડમાંથી ઉત્પન્ન થયા છે ને स–ष તથા ख ઈ.પૂ. ૬ઠ્ઠી સદીના અરમાઇક અક્ષરો સાથે મળતા આવે છે. અરમાઇક અક્ષરોના સામ્યને અનિશ્ચિત ગણી બાજુએ રાખી, સેમિટિક અક્ષરો અપનાવવાની પૂર્વમર્યાદા ઈ. પૂ. ૮૦૦ના સુમારમાં આંકી શકાય. ह અને त મેસોપોટેમિયામાંથી અપનાવ્યાનો મુદ્દો સેમિટિક લિપિ ભારતીયોએ એ દેશ દ્વારા અપનાવી હોવાનું સૂચવે છે ને ભારતને મેસોપોટેમિયા સાથે એ પ્રાચીનકાલમાં સીધો સંપર્ક હોવાનું પ્રતિપાદિત થયેલું છે. લેખનકલાની જરૂરિયાત વણિકોને લાગી હશે ને સેમિટિક લિપિ પહેલાં તેઓએ અપનાવી હશે. પરંતુ બ્રાહ્મી લિપિની અંદર રહેલા ભાષાશાસ્ત્રીય સિદ્ધાંતો પરથી એ લિપિને પૂર્ણ સ્વરૂપ તો બ્રાહ્મણોએ જ આપ્યું જણાય છે. એને આ સ્વરૂપ ઈ. પૂ. ૫૦૦ના અરસામાં કે કદાચ તેથી વહેલું મળી ચૂકયું હતું. ભવિષ્યમાં ભારતમાં કે સેમિટિક દેશોમાં નવા આભિલેખિક પુરાવા મળે તો એની પૂર્વમર્યાદા કદાચ ઈ. પૂ. ૧૦મી સદીમાં કે તેની પહેલાંય અંકાય.[૧૪]

ખરી રીતે વેબર, બ્યૂલર આદિનો આ સમગ્ર મત ભારતીય બ્રાહ્મી લિપિની ઉત્પત્તિ કોઈ વિદેશી લિપિમાંથી થઈ હોવી જોઈએ એ ગૃહીત મંતવ્ય પર બંધાયેલો છે. આ મંતવ્ય અનુસાર કેટલાક યુરોપીય વિદ્વાનોએ બ્રાહ્મીની ઉત્પત્તિ મિસરની હિઅરેટિક, આસીરિયાની કીલાક્ષર, ફિનિશિયાની ફિનિશિયન, દક્ષિણ અરબસ્તાનની હિમિઅરિટિક અને સીરિયાની અરમાઇક લિપિમાંથી તારવવા પ્રયત્ન કરેલો ને તેમાં સહુથી વધુ સફળતા ફિનિશિયન લિપિને લગતા મતને મળેલી. પરંતુ પંડિત ગૌરીશંકર ઓઝાએ દર્શાવ્યું છે તેમ બ્રાહ્મી લિપિના અક્ષરોને તે તે વિદેશી લિપિના સમાન ઉચ્ચારણવાળા અક્ષરો સાથે સરખાવતાં, ખરેખરું સામ્ય ભાગ્યે જ માલૂમ પડે છે. ફિનિશિયન લિપિના અક્ષરો પૈકી પણ માત્ર એક જ અક્ષર 'ગિમેલ' એવો છે જે બ્રાહ્મી લિપિના સમાનાર્થ અક્ષર સાથે સામ્ય ધરાવે છે. ફિનિશિયન લિપિમાંથી ગ્રીક, ગ્રીકમાંથી જૂની લૅટિન અને લૅટિનમાંથી રોમન (અંગ્રેજી) અક્ષર ઊતરી આવ્યા છે ને આ સમગ્ર પ્રક્રિયાને કુલ ૨૬ શતકો જેટલો લાંબો સમય લાગ્યો છે, છતાં ફિનિશિયન અને રોમન લિપિઓમાં હજી કેટલાક અક્ષર વત્તું-ઓછું સામ્ય ધરાવે છે; ત્યારે ફિનિશિયન લિપિમાંથી પ્રાચીનકાલમાં બ્રાહ્મી લિપિ ઉદ્ભવી હોય, તો એ તે પ્રાચીન લિપિઓના અક્ષરો વચ્ચે કેટલું બધું સામ્ય હોવું જોઈએ! ખરી રીતે ડૉ. બ્યૂલરે ફિનિશિયન લિપિના ૨૨ અક્ષરોમાંથી બ્રાહ્મી લિપિના ૨૩ અક્ષર તારવી બતાવ્યા છે, તેમાં ગિમેલ < ग નો અપવાદ બાદ કરતાં તારવણીની તમામ પ્રક્રિયા કૃત્રિમ અને પ્રયત્ન-સાધિત છે. એવી રીતે મારી-મચેડીને અક્ષરો તારવવા હોય, તો જગતની કોઈ પણ લિપિમાંથી કોઈ પણ બીજી લિપિના અક્ષરો તારવી શકાય. તક્ષશિલાની અરમાઇક લિપિમાંથી તેમ જ વર્તમાન રોમન (અંગ્રેજી) લિપિમાંથી પણ બ્રાહ્મી લિપિના અક્ષર એવી રીતે બે-ત્રણ પરિવર્તનો દ્વારા દર્શાવી શકાય તેમ છે એવું પંડિત ઓઝાએ ઉદાહરણ સાથે પ્રતિપાદિત કરી બતાવ્યું છે. ફિનિશિયન અને અરમાઇક એ બંને લિપિઓ ઉત્તર સેમિટિક કુલની હોઈ, ફિનિશિયનમાંથી નીકળેલી બ્રાહ્મી અને અરમાઇકમાંથી નીકળેલી ખરોષ્ઠી લિપિના અક્ષરો વચ્ચે પણ ઘણું સામ્ય હોવું જોઈએ, જ્યારે એ બે પ્રાચીન લિપિઓના અક્ષરો વચ્ચે લેશમાત્ર સામ્ય રહેલું નથી. આમ પં. ગૌરીશંકર ઓઝાએ ડૉ. બ્યૂલરના મતનું સાંગોપાંગ ખંડન કરીને એ મતની અયથાર્થતા સિદ્ધ કરી છે.[૬૫]

ફિનિશિયન લિપિ અને બ્રાહ્મી લિપિ વચ્ચે ઘણું સામ્ય રહેલું હોવાનું સ્વીકારતાં પણ એ પરથી બ્રાહ્મી લિપિની વિદેશી ઉત્પત્તિ સિદ્ધ થાય નહિ,

કેમકે ફિનિશિયન અર્થાત્ પણિ લોકો ભારતમાંથી જઈ ભૂમધ્ય સમુદ્રના તટે વસ્યા હતા ને તેથી તેઓની લિપિ ભારતમાંથી ત્યાં ગઈ ગણાય. ઊલટું, સેમિટિક પ્રજાઓ વચ્ચે વસવાટ કરતાં તેઓને પોતાની લિપિમાં ઘણો ફેરફાર કરવો પડ્યો.[૧૬]

ઈ. પૂ. ૫મી સદી પહેલાંનાં બ્રાહ્મી લખાણ ઉપલબ્ધ થતાં નથી એ ખરું છે, પરંતુ તે પરથી ત્યારે એમાં કોઈ લખાણો લખાયાં જ નહિ હોય એમ ધારવા કરતાં બિનટકાઉ પદાર્થો પર લખાયેલાં ત્યારનાં લખાણ કાળબળે નષ્ટ થઈ ગયાં હશે એમ તારવવું વધુ ઉચિત ગણાય. સિંધુ સભ્યતાના અભિલેખોએ એ પહેલાં ઘણા લાંબા કાલથી અહીં લેખનકલા પ્રચલિત હોવાની પ્રતીતિ કરાવી છે.[૧૭]

## દેશી ઉત્પત્તિ

બ્રાહ્મી લિપિ આ દેશમાં જ ઉત્પન્ન થઈ હશે એવો તર્ક કેટલાક વિદ્વાન લાંબા સમયથી કરતા રહેતા.

એડવર્ડ ટૉમસ જેવા કેટલાકે એવી કલ્પના કરી કે બ્રાહ્મી લિપિ સુવિકસિત સંસ્કૃતિ ધરાવતી દ્રવિડ પ્રજાએ શોધી કાઢેલી ને પછીથી ભારતમાં આવેલા આર્યોએ એ લિપિ દ્રવિડો પાસેથી અપનાવેલી.[૧૮]

પરંતુ દ્રવિડ લિપિઓ બ્રાહ્મીમાંથી ઉત્પન્ન થયેલી માલૂમ પડે છે ને તેમાં સહુથી પ્રાચીન એવી તમિળ લિપિમાં તો ઘણા ઓછા અક્ષર રહેલા છે. આથી બ્રાહ્મી લિપિ દ્રવિડ લિપિઓની દુહિતા નહિ પણ જનેતા ગણાય.

જનરલ કનિંગહમ, ડાઉસન, લાસ્સેન વગેરે વિદ્વાનોએ બ્રાહ્મી લિપિ ભારતની દેશજ ચિત્રલિપિમાંથી થઈ હોવાની અટકળ કરી.[૧૯] ડૉ. બ્યૂલરે આવી લિપિની કોઈ નિશાની મળી ન હોવાના કારણે આ મતને તદ્દન અસ્વીકાર્ય ગણેલો.[૨૦] પરંતુ એ પછી સિંધુપ્રદેશમાં ઈ. પૂ. બીજી–ત્રીજી સહસ્રાબ્દીની ચિત્રલિપિમાં કોતરેલી સંખ્યાબંધ મુદ્રાઓ મળી છે. આથી બ્રાહ્મી લિપિની ઉત્પત્તિ ભારતની એવી પુરાતન લિપિમાંથી થઈ હોવાનો સંભવ હવે ખાસ લક્ષમાં લેવા જેવો ગણાય છે.

હડપ્પીય મુદ્રાઓ, મુદ્રાંકો અને તામ્રપટ્ટિકાઓ પર સીધી આડી લીટીમાં જે ચિહ્ન કોતરેલાં છે તે કોઈ લિપિના અક્ષરો હોવાનું સ્પષ્ટ છે. આ અક્ષરોની ઓળખ માટે દેશવિદેશના અનેક વિદ્વાનોએ પ્રયાસ કર્યો છે પરંતુ હજી એનો સર્વમાન્ય ઉકેલ મળ્યો નથી. એના અક્ષરોનું વર્ગીકરણ કરતાં એમાં કેટલાક

અક્ષરો મૂળાક્ષર જેવા લાગે છે, જ્યારે બીજા કેટલાક અક્ષરોમાં એમાં અમુક જુદા જુદા પ્રકારની માત્રાઓ ઉમેરી જણાય છે. એના કેટલાક અક્ષર ચિત્રાત્મક છે; જ્યારે બીજા કેટલાક અક્ષર ભાવાત્મક, ધ્વન્યાત્મક કે શ્રુત્યાત્મક છે.[૨૧]

સિંધુ અને એની આસપાસના પ્રદેશોમાં એ લિપિ લગભગ ઈ. પૂ. ૨૫૦૦ થી ૧૫૦૦ સુધી પ્રચલિત રહી, જ્યારે ભારતવર્ષમાં ઈ. પૂ. ૫૦૦ના સુમારથી બ્રાહ્મી લિપિ પ્રચલિત હતી. આ બે કાલ વચ્ચે લગભગ એક સહસ્રાબ્દીનો ખાલી ગાળો રહેલો છે, જે દરમ્યાન અહીં કેવી લિપિ પ્રચલિત હતી તે વિશે ખાસ કંઈ જાણવા મળ્યું નથી છતાં ઈ. પૂ. બીજી–ત્રીજી સહસ્રાબ્દીમાં અહીં જે લિપિ એક સહસ્રાબ્દી જેટલા લાંબા કાળ સુધી પ્રચલિત હતી, તે એ પછી એકાએક સમૂળી લુપ્ત થઈ ગઈ એવું ભાગ્યે જ સંભવે. વળી જે દેશની પ્રજા પાસે લેખનકળાનો આવો સમૃદ્ધ વારસો હોય તેને ઈ. પૂ. પહેલી સહસ્રાબ્દીમાં લેખન માટે કોઈ વિદેશી લિપિ અપનાવવી પડે એ પણ ભાગ્યે જ સંભવે. આથી આરંભિક ઐતિહાસિક કાલની બ્રાહ્મી લિપિ આદ્ય–ઐતિહાસિક કાલની હડપ્પીય લિપિમાંથી ઉદ્‌ભવી હોય એવો સંભવ લક્ષમાં લેવાયો છે.

હડપ્પીય લિપિમાં ૧૦૦થી વધુ મૂળાક્ષરો છે, જ્યારે બ્રાહ્મી લિપિમાં ઓછામાં ઓછા ૪૬ મૂળાક્ષરો રહેલા છે. આ બે લિપિઓના અક્ષરોનો તુલનાત્મક અભ્યાસ કરીને ડૉ. લૅંગ્ડને બ્રાહ્મી લિપિના ૧૯ અક્ષરો( अ, इ, ई, ओ, क, ग, घ, छ, ज, ट, त, थ, द, ब, म, य, र, ल અને व )ને હડપ્પીય લિપિના સદૃશ આકારના અક્ષરોમાંથી ઉત્પન્ન થયેલા જણાવ્યા છે.[૨૨] ડૉ. હન્ટર પણ બ્રાહ્મીને એ લિપિમાંથી ઉદ્‌ભવેલી માને છે.[૨૩] આ બે લિપિઓના અમુક અક્ષરો સદૃશ આકાર ધરાવે છે એ ખરું છે, પરંતુ આ આકારસામ્યની સાથે અર્થસામ્ય પણ રહેલું હશે કે કેમ એ તો હડપ્પીય લિપિના અક્ષરો ઊકલે ત્યારે જ નક્કી થઈ શકે. છતાં ડૉ. સુનીતિકુમાર ચેટરજી નોંધે છે તેમ વ્યંજનોનાં ચિહ્નોમાં સ્વરમાત્રાઓ જેવાં ચિહ્ન ઉમેરવાનો સિદ્ધાંત બ્રાહ્મી લિપિની જેમ હડપ્પીય લિપિમાં પણ જોવા મળે છે એ મુદ્દો એ બે લિપિઓ વચ્ચે રહેલા સંબંધને સમર્થન આપે છે.[૨૪] હડપ્પીય લિપિના અક્ષરોની સંખ્યા બ્રાહ્મી લિપિના અક્ષરોની સંખ્યા કરતાં ઘણી વધારે છે એ ખરું છે પરંતુ લાંબા ગાળે લિપિના પ્રકારનું સ્વરૂપ પલટાતાં પુરાતન લિપિના બીજા અનેક અક્ષરો લુપ્ત થવા પામે એ અસંભવિત નથી. આપણા જ્ઞાનની વર્તમાન સ્થિતિમાં ભારતની આરંભિક ઐતિહાસિક કાલની બ્રાહ્મી લિપિ ઉત્તર-પશ્ચિમ ભારતવર્ષની

આદ્ય-ઐતિહાસિક કાલની હડપ્પીય લિપિમાંથી ઉત્પન્ન થઈ હોય એ ઠીક ઠીક સંભવિત ગણાય, પરંતુ એ વિશે કોઈ ચોક્કસ નિર્ણય પર ત્યારે જ આવી શકાય કે જ્યારે હડપ્પીય લિપિના અક્ષર ઓળખી શકાય. ભવિષ્યમાં કોઈ દ્વૈલિપિક અભિલેખ મળે કે હડપ્પીય અને બ્રાહ્મી લિપિના વચગાળાના અભિલેખ મળે તો પ્રાયઃ હડપ્પીય લિપિના અક્ષર ઓળખી શકાશે ને એ અક્ષરો અને બ્રાહ્મી લિપિના અક્ષરો વચ્ચે સળંગ સંબંધ રહેલો નીકળશે, તો બ્રાહ્મી લિપિ ઉત્તર-પશ્ચિમ ભારતવર્ષની આદ્ય-ઐતિહાસિક હડપ્પીય લિપિમાંથી ઉત્પન્ન થઈ હોવાનું નિશ્ચિત થશે.

## વર્ણમાલા (આકૃતિ ૨)

સંસ્કૃત ભાષામાં વ્યાકરણશાસ્ત્રનો ઘણો વિકાસ થયો હતો. છેક ઈ. પૂ. પાંચમા શતક સુધીમાં એની વર્ણમાલાના વર્ણ ધ્વનિશાસ્ત્રની શાસ્ત્રીય પદ્ધતિએ ગોઠવાયા હતા.

સ્વરોમાં अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ॡ, ए, ऐ ओ અને औ એ ચૌદ વર્ણ ગણાતા. એમાં इ, उ, ऋ, ऌ, ए, અને ओ નાં ચિહ્ન સ્વતંત્ર રીતે ઘડાયાં હતાં, अ ના ચિહ્ન પરથી સાધિત થયાં નહોતાં. એ પૈકી ओ નું સ્વતંત્ર ચિહ્ન વર્તમાન નાગરીમાં લુપ્ત થયું ને ગુજરાતી લિપિમાં ए નું સ્વતંત્ર ચિહ્ન પણ લુપ્ત થઈ ગયું. આગળ જતાં સ્વરોમાં अं અને अः નો સમાવેશ કરવામાં આવ્યો, પરંતુ ખરી રીતે અનુસ્વાર અને વિસર્ગનાં જ અલગ ચિહ્ન છે ને એ ચિહ્ન તો સર્વ સ્વરો તથા વ્યંજનોને લાગે છે. ॠ, ऌ અને ॡ નો ઉપયોગ વિરલ છે. સ્વરોની સંખ્યા ઓછામાં ઓછી ૧૨ ને વધુમાં વધુ ૧૬ ગણાય છે. લિપિની દૃષ્ટિએ જોઈએ, તો બ્રાહ્મી લિપિમાં अ, इ, उ, ऋ, ऌ, ए અને ओ એ સાત સ્વરોનાં સ્વતંત્ર ચિહ્ન છે; आ, ई, ऊ, ॠ, ॡ, ऐ અને औ નાં ચિહ્ન તો અનુક્રમે એ સ્વરચિહ્નોમાં દીર્ઘતાદર્શક માત્રા ઉમેરીને સાધવામાં આવતાં. अ કંઠ્ય, इ તાલવ્ય, उ ઓષ્ઠ્ય, ऋ મૂર્ધન્ય અને ऌ દંત્ય છે, જ્યારે ए કંઠ્ય-તાલવ્ય ને ओ કંઠ્ય-ઓષ્ઠ્ય છે.

વ્યંજનોમાં પહેલાં ૨૫ સ્પર્શ વ્યંજન આવે છે. એને કંઠ્ય, તાલવ્ય, મૂર્ધન્ય, દંત્ય અને ઓષ્ઠ્ય વ્યંજનોમાં વર્ગીકૃત કરવામાં આવ્યા છે ને પછી એમાંના દરેક પાંચ વ્યંજનોને અઘોષ અલ્પપ્રાણ, અઘોષ મહાપ્રાણ, ઘોષ અલ્પપ્રાણ, ઘોષ મહાપ્રાણ અને અનુનાસિક એ રીતે ગોઠવવામાં આવ્યા છે.

| | અઘોષ | | ઘોષ | | |
|---|---|---|---|---|---|
| | અલ્પપ્રાણ | મહાપ્રાણ | અલ્પપ્રાણ | મહાપ્રાણ | અનુનાસિક |
| કંઠ્ય | क | ख | ग | घ | ङ |
| તાલવ્ય | च | छ | ज | झ | ञ |
| મૂર્ધન્ય | ट | ठ | ड | ढ | ण |
| દંત્ય | त | थ | द | ध | न |
| ઓષ્ઠ્ય | प | फ | ब | भ | म |

ચાર અક્ષરો સ્વરો અને વ્યંજનોની વચ્ચે રહેલા હોય એ રીતે ઉચ્ચારાય છે, એથી એને અંતઃસ્થ વ્યંજનો કે અર્ધસ્વરો કહે છે. એમાં य તાલવ્ય, र મૂર્ધન્ય અને ल દંત્ય છે, જ્યારે व દંત્ય–ઓષ્ઠ્ય છે.

श, ष, स અને ळ ઉષ્માક્ષર છે. એમાં श તાલવ્ય, ष મૂર્ધન્ય, स દંત્ય અને ह કંઠ્ય છે. વળી કેટલીક વાર ळ પણ પ્રયોજાય છે.

સંસ્કૃત ભાષાની આ વર્ણમાલા આમ શાસ્ત્રીય પદ્ધતિએ ગોઠવાઈ છે. પરંતુ એ ભાષાશાસ્ત્રના ધ્વનિ–ઉચ્ચારણની દૃષ્ટિએ જ છે, લિપિવિદ્યાની ચિહ્ન-રચનાની દૃષ્ટિએ નહિ. લિપિની દૃષ્ટિએ માત્ર इ– ए, उ– ओ च– छ, ट– ठ અને प–फ જેવાં જૂજ ચિહ્ન જ આંતરિક સંબંધ ધરાવે છે.

આકૃતિ ૨. બ્રાહ્મી લિપિ

દરેક વ્યંજનના મૂળ ચિહ્નમાં अ અંતર્ગત રહેલો ગણાય છે. એમાં અન્ય સ્વર ઉમેરાતાં તે તે સ્વરની માત્રા એ વ્યંજનચિહ્નમાં ઉમેરાય છે. સ્વરરહિત (હલન્ત) વ્યંજનમાં अ નો લોપ દર્શાવવા માટે નીચે અલગ ચિહ્ન ઉમેરાય છે. વ્યંજનોના સંયોજનમાં પહેલાં અનુગ વ્યંજનને પૂર્વગ વ્યંજનની નીચે જોડવામાં આવતો; હાલ એને પૂર્વગ વ્યંજનની જમણી બાજુએ જોડવામાં આવે છે ને જ્યાં જોડવાનું ન ફાવે તેમ હોય ત્યાં પૂર્વગ વ્યંજનને હલન્ત (ખોડો) દર્શાવવામાં આવે છે.[૨૪અ]

યુક્તાક્ષરોમાં ર્ પછી આવતા વ્યંજનને બેવડાવવાનો વિકલ્પ પંડિતોમાં લોકપ્રિય હતો, જેમકે अर्क्क, धर्म्म, वर्ग्ग, अर्च्चन, आर्ज्जव, आर्त्त, अर्प्पित, बर्ब्बर, कार्य्य.[૨૫] એવી રીતે સ્પર્શ વ્યંજનોની પૂર્વે અનુસ્વારને બદલે તે વર્ગનો અનુનાસિક પ્રયોજવાનો વિકલ્પ પણ લોકપ્રિય હતો, જેમકે कलङ्क, पञ्च, मण्डल, मन्द, आरम्भ. યુક્તાક્ષરોમાં અનુગ ર્ નું ચિહ્ન પૂર્વગ વ્યંજનમાં ભળી જાય છે, જ્યારે પૂર્વગ ર્ નું ચિહ્ન ( રેફ ) અનુગ વ્યંજનની ટોચ ઉપર ઉમેરાય છે.

અગાઉ શબ્દો કે પદો વચ્ચે ખાલી જગા ન રાખતાં પંક્તિના સર્વ અક્ષર સળંગ લખાતા. સ્વરસંધિમાં થતા અ ના લોપ માટે અવગ્રહનું ચિહ્ન (ऽ) શરૂઆતમાં ન પ્રયોજાતું.[૨૬] શબ્દોનાં સંક્ષિપ્ત રૂપોમાંય કોઈ સંક્ષેપદર્શક ચિહ્ન ઉમેરવામાં આવતું નહિ.[૨૭]

અનુસ્વાર અને વિસર્ગની જેમ જિહ્વામૂલીય અને ઉપધ્માનીયનાં અલગ અલગ ચિહ્ન પ્રયોજાતાં. क અને खની પહેલાં વિસર્ગનું વિલક્ષણ ઉચ્ચારણ થતું તેને જિહ્વામૂલીય કહે છે; તે प અને फની પહેલાં થતા વિસર્ગના વિલક્ષણ ઉચ્ચારણને ઉપધ્માનીય કહે છે. આ ચિહ્ન એ વ્યંજનની ટોચે જોડવામાં આવતાં.[૨૮]

સમય જતાં સંયુક્તાક્ષરોમાં (क्ष)ના સ્વરૂપમાં એટલું અજબ પરિવર્તન થયું કે એ અક્ષર ઓળખવો મુશ્કેલ પડે,[૨૯] ત્યારે એને મૂળાક્ષરોમાં એક સ્વતંત્ર અક્ષર તરીકે સ્થાન આપવામાં આવ્યું. આગળ જતાં (ज्ञ)નું સ્વરૂપ વિલક્ષણ થતાં[૩૦] તે અક્ષરને પણ મૂળાક્ષરોમાં સ્થાન આપવામાં આવ્યું. ભાષાની દૃષ્ટિએ આ બંને અક્ષર ખરી રીતે સંયુક્તાક્ષરો છે, મૂળાક્ષરો નહિ; પરંતુ લિપિની દૃષ્ટિએ એનો મરોડ મૂળાક્ષરોની જેમ અલગ યાદ રાખવો પડે તેમ છે.

## અંકચિહ્નો

સંખ્યાના અંક દર્શાવવા માટે બ્રાહ્મી લિપિમાં એક વિલક્ષણ પદ્ધતિ પ્રચલિત હતી.

### પ્રાચીન શૈલી

એ પદ્ધતિમાં હાલની જેમ ૧ થી ૯ ના અંક માટે અલગ ચિહ્ન તો હતાં જ. પરંતુ એમાં ૦ (શૂન્ય) જેવું કોઈ ચિહ્ન હતું નહિ. ૧૦, ૨૦,

૩૦, ૪૦, ૫૦, ૬૦, ૭૦, ૮૦, ૯૦ માટે એકેક સ્વતંત્ર ચિહ્ન હતું. એવી રીતે ૧૦૦, ૧૦૦૦ વગેરે માટે પણ એકેક સ્વતંત્ર ચિહ્ન હતું (પટ્ટ ૨).

આમાં ૧, ૨ અને ૩નાં ચિહ્ન અનુક્રમે એક, બે અને ત્રણ આડી રેખાનાં બનેલાં છે. ૪ થી ૯ અને ૧૦ થી ૯૦નાં ચિહ્ન આકારમાં પ્રાયઃ અમુક અક્ષરો —મૂળાક્ષરો કે યુક્તાક્ષરો જેવા દેખાય છે, પરંતુ એના મૂળ સ્વરૂપનું તાત્પર્ય અકળ રહેલું છે.[31] અક્ષરોની જેમ અંકોનાં ચિહ્નોમાં પણ સમય જતાં પરિવર્તન થતું રહેતું.

૨૦૦ અને ૩૦૦ માટે ૧૦૦ના ચિહ્નની જમણી બાજુએ અનુક્રમે એક અને બે આડી રેખા જોડવામાં આવતી. ૪૦૦, ૫૦૦, ૬૦૦ વગેરે માટે ૧૦૦ના ચિહ્નની જમણી બાજુએ અનુક્રમે ૪, ૫, ૬ વગેરેનું ચિહ્ન જોડવામાં આવતું.

એવી રીતે ૨૦૦૦ અને ૩૦૦૦નાં ચિહ્નો માટે તથા ૪૦૦૦થી ૯૦૦૦નાં ચિહ્નો માટે ૧૦૦૦ના ચિહ્નમાં અનુક્રમે ૧ અને ૨નાં તથા ૪થી ૯નાં ચિહ્ન જોડવામાં આવતાં. ૧૦,૦૦૦થી ૯૦,૦૦૦નાં ચિહ્ન માટે પણ ૧૦૦૦ના ચિહ્નમાં ૧૦થી ૯૦નાં ચિહ્ન અનુક્રમે જોડવામાં આવતાં.

આ બધાં ચિહ્ન એકેક અને સ્વતંત્ર છે. એનો અર્થ એક જ હોય છે અર્થાત્ હાલનાં અંકચિહ્નોની જેમ એનું મૂલ્ય સ્થાન પ્રમાણે બદલાતું નથી. દા. ત., ૧૨૫ માટે પહેલાં ૧૦૦નું ચિહ્ન, પછી ૨૦નું અને છેલ્લે ૫નું ચિહ્ન લખાય; ૨૭૦ માટે પહેલાં ૨૦૦નું ને પછી ૭૦નું તેમ જ ૩૦૧ માટે પહેલાં ૩૦૦નું ને પછી ૧નું એમ બે જ ચિહ્નો જોઈએ. ૧૧,૦૦૦ માટે ૧૦,૦૦૦નું ને ૧૦૦૦નું; ૨૦૩૦ માટે ૨,૦૦૦નું ને ૩૦નું; અને ૯૯,૯૯૯ માટે ૯૦,૦૦૦, ૯૦૦૦, ૯૦૦, ૯૦ ને ૯નું.

અભિલેખોમાં અંકચિહ્નોની આ શૈલી અશોક મૌર્યના સમયથી (ઈ. પૂ. ૩જી સદીથી) સાતમી સદી[32] સુધી પ્રચલિત હતી, તે પછી નવીન શૈલી પ્રચલિત થતાં એનો ઉપયોગ ઘટતો ગયો ને દસમી સદીના મધ્યમાં સમૂળો લુપ્ત થઈ ગયો.

## નવીન શૈલી

સમય જતાં અંકચિહ્નોનાં શૂન્ય(મીંડા)ના ચિહ્નનો સમાવેશ થતાં ને અંકોના સ્થાન-મૂલ્યનો સિદ્ધાંત અપનાવાતાં, માત્ર ૧થી ૯નાં અંકચિહ્નો વડે નાનીમોટી સર્વ સંખ્યાઓ દર્શાવવાનું શક્ય બન્યું ને ૧૦, ૨૦, ૩૦ આદિ અંકચિહ્નોની સમૂળી જરૂર રહી નહિ. દા. ત. ૩નું ચિહ્ન એકમના સ્થાનમાં

૩નું, દશકના સ્થાનમાં ૩૦નું અને શતકના સ્થાનમાં ૩૦૦નું મૂલ્ય ધરાવે છે. તેથી હવે ૩૦ અને ૩૦૦નાં અલગ ચિહ્નોની જરૂર પડે નહિ. અંકોનું મૂલ્ય ડાબી બાજુથી જમણી બાજુ તરફ જતાં ઉત્તરોત્તર દસ–દસગણું થતું જાય. આ પદ્ધતિને દશગુણોત્તર પદ્ધતિ કહે છે ને એમાં અંકના મૂલ્યનો આધાર તેના સ્થાન પર રહેલો હોય છે. ૩૪૫ જેવી સંખ્યા લખવામાં શતકના સ્થાને ૩, દશકના સ્થાને ૪ અને એકમના સ્થાને ૫નું ચિહ્ન મૂકવાથી એનો અર્થ ૩૦૦ + ૪૦ + ૫ = ત્રણસો પિસતાલીસ થાય. પરંતુ ત્રીસ, એકસો, ત્રણસો ચાર, એક હજાર આઠ વગેરે સંખ્યાઓ દર્શાવવી હોય તો એકમ, દશક, શતક વગેરેનાં ખાલી રહેતાં સ્થાનોમાં શૂન્યનું ચિહ્ન મૂકવું જ પડે. આ ચિહ્નનો આકાર શૂન્ય અવકાશ–આકાશના દેખાતા વૃત્ત આકાર પરથી ઘડાયો છે. ત્રીસ માટે દશકમાં ૩ અને એકમમાં ૦, એકસો માટે શતકમાં ૧ અને દશકમાં તથા એકમમાં ૦, ત્રણસો ચાર માટે શતકમાં ૩, દશકમાં ૦ અને એકમમાં ૪, અને એક હજાર આઠ માટે શતકની પહેલાં ૧, શતકમાં તથા દશકમાં ૦ અને એકમમાં ૮નું ચિહ્ન મૂકવાથી અપેક્ષિત સંખ્યા સારી રીતે વ્યક્ત થાય.

અભિલેખોમાં આ નવીન અંકપદ્ધતિનો પ્રયોગ આઠમી સદીથી દેખા દે છે.[૩૩] ઇન્ડોનેશિયામાંના ભારતીય ભાષાલિપિના અભિલેખોમાં એ સાતમી સદીમાં જોવા મળે છે.[૩૪] પરંતુ સાહિત્યમાં તેનો પ્રયોગ થોડા શતક પહેલાં જોવા મળે છે. પિંગલ–કૃત છંદઃસૂત્ર(ઈ. પૂ. ૨૦૦ પહેલાં)માં શૂન્યના ઉલ્લેખ આવે છે.[૩૫] બખશાલી(પંજાબ)માંથી મળેલી અંકગણિતની ભોજપત્ર હસ્તપ્રત(૩જી–૪થી સદી)માં પણ નવીન શૈલીના અંક આપેલા છે.[૩૬] વરાહમિહિરે पञ्चसिद्धान्तिका(ઈ. સ. ૫૦૫)માં આવેલા પ્રાચીન સિદ્ધાંતોમાં પણ એ શૈલી પ્રયોજી છે.[૩૭] જિનભદ્રગણિ (૬ઠ્ઠી સદી) મોટી સંખ્યાઓ આ પદ્ધતિથી દર્શાવે છે.[૩૮] આમ, નવીન અંકપદ્ધતિ અભિલેખોમાં પ્રચલિત થઈ તે પહેલાં સાહિત્યમાં ઓછામાં ઓછી ચાર–પાંચ સદીઓ વહેલી વપરાવા લાગી હતી.[૩૯] આ પદ્ધતિ પ્રાચીનકાળમાં ભારતમાં જ પ્રચલિત હોઈ એનો ઉદ્ભવ આ દેશમાં જ થયો સંભવે છે.

ભારતીય અંકચિહ્નોની આ દશગુણોત્તર પદ્ધતિ સમય જતાં અરબસ્તાનમાં અને આગળ જતાં અરબો મારફતે યુરોપમાં પ્રસરી.[૪૦] ભારતની પ્રાચીન અંકપદ્ધતિ જેવી અન્ય દેશોની સંખ્યાબંધ અંકચિહ્નોની પદ્ધતિની જગ્યાએ નવ આંકડા અને મીંડાનાં ચિહ્ન વડે સર્વ સંખ્યાઓ દર્શાવવાની આ સરળ અને

સંક્ષિપ્ત એવી ભારતીય અંકપદ્ધતિ પશ્ચિમના દેશોમાં પણ સહુથી વધુ અનુકૂળ નીવડી છે.

ભારતીય અંકચિહ્નોની બંને પદ્ધતિઓમાં આંકડા ડાબી બાજુથી જમણી બાજુએ લખતાં, પહેલાં સહુથી ભારે મૂલ્યનું અંકચિહ્ન અને પછી ઉત્તરોત્તર ઓછા મૂલ્યનાં અંકચિહ્ન લખાય છે. જ્યારે સંખ્યાઓ બોલતી વખતે एकादश, एकविंश (એકવીસ), षट्त्रिंश (છત્રીસ), अष्टाशीति (અઠ્યાસી)...એમ પહેલાં નાની સંખ્યા અને પછી મોટી સંખ્યા બોલાય છે. આમ, શબ્દો કરતાં અંકચિહ્નો ઊલટી દિશાએ લખાય છે. આથી अंकानां वामतो गतिः (આંકડાઓની ઊલટી ગતિ) કહેવાય છે.

નાગરી અક્ષરોની જેમ વર્તમાન નાગરી અંકચિહ્નો પણ બ્રાહ્મી અંકચિહ્નો પરથી ક્રમશઃ વ્યુત્પન્ન થયાં છે (પટ્ટ ૩).

આકૃતિ ૩ : અંકચિહ્નોનાં રૂપાંતર

## સંખ્યાસૂચક શબ્દસંકેતો

ધાર્મિક તથા શાસ્ત્રીય સાહિત્યને કંઠસ્થ રાખવાની પ્રથા વિશેષતઃ પ્રચલિત હોઈ ભારતમાં એની ઘણી કૃતિઓ પદ્યમાં રચાતી. પ્રશસ્ત્યાત્મક અભિલેખોની રચના પણ મોટે ભાગે પદ્યમાં થતી. આ પદ્યબદ્ધ લખાણોમાં જ્યારે સંખ્યાઓ દર્શાવવાની જરૂર પડે ત્યારે એ એના સીધા સંખ્યાવાચક શબ્દોમાં દર્શાવવી મુશ્કેલ પડે છે. આથી એને બદલે સંખ્યાસૂચક શબ્દસંકેતો પ્રયોજવાની પદ્ધતિ પ્રચલિત થઈ. એમાં નિયત સંખ્યા ધરાવતા પદાર્થો, વ્યક્તિઓ કે ભાવોને લગતા શબ્દોનો ઉપયોગ કરવામાં આવે છે. એમાં ગ્રહો, શરીરનાં અંગો, દેવતા–ગણો, છંદના ચરણના અક્ષરો, કુંડળીનાં સ્થાનોના વિષય, અંગ, ભૂગોળ, દર્શન, પુરાણો ઇત્યાદિનો સવિશેષ ઉપયોગ થાય છે. આ પદ્ધતિમાં ઘણી સંખ્યાઓ માટે અનેક શબ્દસંકેતો મળે છે તે એમાંના ઘણા શબ્દો માટે સંસ્કૃતમાં અનેક પર્યાય ઉપલબ્ધ હોય છે. આથી પદ્યબદ્ધ રચના કરનારને જુદી જુદી સંખ્યાઓ દર્શાવવા માટે છંદની જરૂરિયાતને અનુકૂળ એવા નાના-મોટા અનેક વૈકલ્પિક શબ્દ મળી રહે છે.

સંખ્યાસૂચક શબ્દસંકેતોનાં કેટલાક મહત્ત્વનાં ઉદાહરણ નીચે પ્રમાણે છે :

૦ શૂન્ય, બિંદુ, રંધ્ર, આકાશ (ખ, ગગન, અંબર, અભ્ર, વિયત્, વ્યોમ, નભ ઇ. પર્યાયો), પૂર્ણ, અનંત વગેરે;

૧. આદિ, ચંદ્ર (શશી, ઇંદુ, વિધુ, શીતાંશુ, શીતરશ્મિ, સોમ, શશાંક, મૃગાંક, સુધાંશુ, હિમકર, નિશાકર, ક્ષપાકર, અબ્જ ઇ. પર્યાયો), પૃથ્વી (ભૂ, ભૂમિ, ક્ષિતિ, ધરા, ઉર્વરી, ગો, વસુધા, વસુંધરા, ક્ષમા, ક્ષિતિ, ધરણી, ઇલા, કુ, મહી, ગો ઇ. પર્યાયો), રૂપ, પિતામહ (બ્રહ્મા), નાયક, તનુ (કુંડળીનું પ્રથમ સ્થાન) વગેરે;

૨. યમ (યમલ, યુગલ, યુગ્મ, દ્વન્દ્વ), અશ્વિન (દસ્ર, નાસત્ય), પક્ષ (પાંખ અથવા પખવાડિયું), ચક્ષુ (લોચન, નેત્ર, અક્ષિ, દૃષ્ટિ, નયન, ઈક્ષણ ઇ. પર્યાયો), કર્ણ (શ્રુતિ, શ્રોત્ર), હસ્ત (બાહુ, કર, પાણિ, દોસ્, ભુજ ઇ. પર્યાયો), ઓષ્ઠ, કુચ, જંઘા, જાનુ, ગુલ્ફ, અયન, કુટુંબ વગેરે;

૩. કાલ, લોક (ભુવન, જગત), ગુણ, અગ્નિ[૪૧] (વહ્નિ, પાવક, વૈશ્વાનર, દહન, તપન, અનલ, હુતાશન, જ્વલન, શિખી, કૃશાનુ ઇ. પર્યાયો), રામ[૪૨], સહોદર[૪૩], શક્તિ, સંધ્યા, પુરુષ[૪૪], વચન[૪૫] વગેરે;

૪. વેદ (શ્રુતિ), સમુદ્ર (સાગર, અબ્ધિ, જલધિ, ઉદધિ, વારિધિ, અંબુધિ, જલનિધિ, પયોધિ, નીરધિ, વારિનિધિ, અંભોધિ, અર્ણવ ઇ. પર્યાયો), વર્ણ, આશ્રમ, યુગ, કૃત (પાસાની ચાર ચિહ્નવાળી બાજુ), અય (પાસા), દિશા, બંધુ[46], ધ્યાન, ગતિ, સંજ્ઞા, કષાય વગેરે;

૫. ઇંદ્રિય[47] (અક્ષ), ભૂત (મહાભૂત), વિષય, પ્રાણ[48], પાંડવ, બાણ[49] (શર, સાયક, ઇષુ ઇ. પર્યાયો), વ્રત, સમિતિ, શરીર વગેરે;

૬. રસ, અંગ (વેદાંગ), ઋતુ[50], દર્શન (શાસ્ત્ર), રિપુ (અરિ, શત્રુ ઇ.), કારક, સમાસ, ગુણ[51], ગુહવક્ત્ર (કાર્ત્તિકેયનાં મુખ) વગેરે;

૭. ઋષિ (મુનિ), સ્વર[52], અશ્વ[53] (તુરગ, હય, વાજિ), પર્વત[54] (નગ, અગ, ગિરિ, અચલ, અદ્રિ, શૈલ, ઇ. પર્યાયો), વાર, ધાતુ (શરીરના ઘટકો), છંદ(ના પ્રકાર), ધી (બુદ્ધિ), કલત્ર[55] (પત્ની), દ્વીપ, માતૃકા વગેરે;

૮. વસુ, ગજ (દંતી, હસ્તી, માતંગ, કુંજર, દ્વીપ ઇ. પર્યાયો),[56] સર્પ (નાગ, અહિ), સિદ્ધિ, ભૂતિ, મંગલ, અનુષ્ટુભ વગેરે;

૯. અંક (આંકડા), નંદ[57], નિધિ, છિદ્ર[58] (રંધ્ર, વિવર, દ્વાર), ગ્રહ (ગો) વગેરે;

૧૦. દિશા (આશા, દિશ, કુકુભ), અંગુલિ, પંક્તિ[59], અવતાર[60], રાવણ-શિરસ્, યતિધર્મ, કર્મ (શુભ કર્મો) વગેરે;

૧૧. રુદ્ર (હર, શિવ, ઈશ, ઈશ્વર, ભવ, મહાદેવ, પશુપતિ ઇ. પર્યાયો), અક્ષૌહિણી, લાભ[61] વગેરે;

૧૨. સૂર્ય (રવિ, અર્ક, માર્તંડ, દ્યુમણિ, ભાનુ, આદિત્ય, દિવાકર, દિનકર, ઉષ્ણાંશુ ઇ. પર્યાયો), માસ, રાશિ, વ્યય[62] વગેરે;

૧૩. વિશ્વેદેવાઃ, અતિજગતી[63], અઘોષ[64] વગેરે;

૧૪. મનુ, ઇન્દ્ર (શક્ર ઇ. પર્યાયો), વિદ્યા, લોક વગેરે;

૧૫. તિથિ (દિન, અહન્, ઘસ્ર ઇ. પર્યાયો) વગેરે;

૧૬. નૃપ[65] (ભૂપ, ભૂપતિ, નૃપતિ ઇ. પર્યાયો), અષ્ટિ[66], કલા (ચંદ્રની) વગેરે;

૧૭. અત્યષ્ટિ[67]

૧૮. ધૃતિ[68]

૧૯. અતિધૃતિ[૬૯]

૨૦. કૃતિ[૭૦]

૨૧. ઉત્કૃતિ[૭૧], સ્વર્ગ વગેરે;

૨૨. (આ)કૃતિ[૭૨], જાતિ, પરીક્ષા

૨૩ વિકૃતિ[૭૩]

૨૪. ગાયત્રી[૭૪], જિન (અર્હંત, તીર્થંકર, સિદ્ધ) વગેરે;

૨૫. તત્ત્વ

૨૬. ઉત્કૃતિ[૭૫]

૨૭. નક્ષત્ર (ઉડુ, ભ ઇ. પર્યાયો)

૩૨. દંત (રદ, રદન ઇ. પર્યાયો)

૩૩. દેવ (સુર, અમર, ત્રિદશ ઇ. પર્યાયો)

૪૦. નરક

૪૮. જગતી[૭૬]

૪૯. તાન[૭૭]

૬૪. સ્ત્રીકલા

૭૨. પુરુષકલા

સંસ્કૃત સાહિત્યમાં સંખ્યાસૂચક શબ્દસંકેતની પદ્ધતિ પ્રાચીનકાલથી પ્રયોજાઈ છે. ઋગ્વેદમાં 'કલા' જેવા શબ્દ $\frac{1}{16}$ જેવા અપૂર્ણાંક દર્શાવવા વપરાયા છે. શતપથ બ્રાહ્મણ, તૈત્તિરીય બ્રાહ્મણ અને છાંદોગ્ય ઉપનિષદમાં એનો પ્રયોગ સ્પષ્ટ જોવા મળે છે, જેમકે ૪ માટે 'કૃત'. વેદાંગ જ્યોતિષમાં આવા શબ્દસંકેત ઘણે ઠેકાણે વપરાયા છે. કાત્યાયન અને લાટચાયન શ્રૌતસૂત્રોમાં ૨૪ માટે 'ગાયત્રી' અને ૪૮ માટે 'જગતી' શબ્દ પ્રયોજાયો છે. પિંગલકૃત છન્દઃસૂત્રમાં પણ વેદ (૪), ઋતુ (૭) અને સમુદ્ર (૪) જેવા અનેક શબ્દ-સંકેત વપરાયા છે. પરંતુ આ પ્રાચીન ગ્રંથોમાં એકેક અંકની સંખ્યા માટે આવા છૂટક છૂટક શબ્દ પ્રયોજાતા.[૭૮]

જ્યોતિષ વગેરે વિષયો જેમાં નાનીમોટી સંખ્યાઓના ગણિતનું કામ પડે છે, તેના પદ્યબદ્ધ ગ્રંથોમાં આ પદ્ધતિ અનિવાર્ય બની રહી. વરાહમિહિરે સંગૃહીત કરેલ 'પંચસિદ્ધાન્તિકા(ઈ. સ. ૫૦૫)માં તેમ જ તેની પહેલાંના

મૂળ 'પુલિશ સિદ્ધાંત'(લગભગ ઈ. સ. ૪૦૦)માં નાનીમોટી સંખ્યાઓ આવા શબ્દસંકેતો દ્વારા વ્યક્ત કરેલી છે. બ્રહ્મગુપ્ત, લલ્લ વગેરે અનુકાલીન જ્યોતિષીઓએ પણ આ પદ્ધતિનો ઠીક ઠીક ઉપયોગ કર્યો છે.

અંકપદ્ધતિની જેમ આ પદ્ધતિમાં પણ अंकानां वामतो गतिः નો સિદ્ધાન્ત પળાય છે. આથી સંખ્યા દર્શાવતાં શરૂઆત એકમના અંકથી કરવામાં આવે છે, પરંતુ શબ્દસંકેતો શબ્દોની જેમ ડાબી બાજુથી જમણી બાજુ તરફ લખાતા હોવાથી અહીં સંખ્યા સમજવા માટે 'ઊલટી દિશા'નું ખાસ ધ્યાન રાખવું પડે છે. દા. ત. 'शशि–रस'માં शशी = ૧ અને રસ = ૬ છે, પરંતુ એ સમાસનો અર્થ ૬૧ છે, ૧૬ નહિ. એવી રીતે स्वर–कृत–विषय–अग्नि એટલે ૧૬૫૪૭ની અને अंबर–गगन–वियत्–मुनि–गुण–विवर–नग–इन्दु એટલે ૧,૭૯,૩૭,૦૦૦ની સંખ્યા સમજવાની છે.[૭૯]

અભિલેખોમાં ઘણા લેખો પદ્યબદ્ધ હોય છે ને તેમાં મંદિરાદિના નિર્માણના સમયનિર્દેશ જેવા ઉલ્લેખો માટે ત્રણ-ચાર આંકડાની મોટી સંખ્યાઓ દર્શાવવાની જરૂર પડે છે. ત્યારે કવિને તે માટે સંખ્યાસૂચક શબ્દસંકેતોનો ઉપયોગ કરવાથી ઘણી સરળતા રહે છે. આથી આ પદ્ધતિનો ઉપયોગ અનેક અભિલેખોમાં થતો આવ્યો છે. એમાં એનો પ્રયોગ સાતમી સદીથી દેખા દે છે.[૮૦] દસમી સદી પછી આ પદ્ધતિનો ઉપયોગ વધુ પ્રમાણમાં થતો જણાય છે, છતાં દાનપત્રો વગેરેમાં રાજાઓની પ્રશસ્તિ પદ્યમાં આપીને દાનને લગતો દસ્તાવેજી ભાગ ગદ્યમાં લખતા, તો મિતિનો સમાવેશ તેમાં થઈ જતો.[૮૧] વળી મંદિર-નિર્માણ વગેરેને લગતી પ્રશસ્તિ પૂરેપૂરી પદ્યમાં રચાતી, ત્યારેય તેમાં પ્રાયઃ મિતિ અંતે ગદ્યમાં લખાતી. છતાં પદ્યબદ્ધ રચનામાં ક્યારેક વર્ષાદિ સમય દર્શાવતો, તો પ્રાચીન અભિલેખોમાં સંખ્યાદર્શક શબ્દો જ વપરાતા, પરંતુ એમાં લંબાણ ઘણું થતું ને પદ્યની પંક્તિમાં એ શબ્દો પ્રયોજવા માટે કવિને વિકલ્પ માત્ર શબ્દક્રમનો મળતો. દા. ત. પુલકેશી બીજાના ઐહોળે શિલાલેખમાં ભારત યુદ્ધ સંવત ૩૭૩૫ જણાવવા માટે,

त्रिंशत्सु त्रिसहस्रेषु भारतादाहवादितः ।
सप्ताब्दशतयुक्तेषु गतेष्वब्देषु पञ्चसु ॥[८२]

(ત્રીસ ને ત્રિસહસ્રોને ગણી ભારતયુદ્ધથી
સાતસો વર્ષ યોજીને વર્ષ પાંચ ગયાં તદા.)

અને શક વર્ષ ૫૫૬ માટે

पञ्चाशत्सु कलौ काले षट्सु पञ्चशतासु च ।
सप्तासु सप्तमतीतासु शकानामपि भूभुजाम् ॥ ૮૩

(પચાસ કલિ કાલે ને ૭ ને પંચશતે વળી
વર્ષો જ્યારે ગયાં વીતી શક ભૂપતિઓ તણાં.)

એટલું લાંબું ને એવું આડુંઅવળું ગોઠવવું પડતું.

પરંતુ સંખ્યાસૂચક શબ્દસંકેતો પ્રયોજવાથી કવિને ઘણી સરળતા રહેતી, જેમકે શત્રુંજય પરની સૌવર્ણિક સાહશ્રી તેજઃપાલે કરાવેલા આદીશ્વર-પ્રાસાદની પ્રશસ્તિ (વિ. સં. ૧૬૫૦)માં.

૧૫૮૨ માટે स्तन–सिद्धि–सायक–सुधारोचिस्–मिते नेहसि
૧૬૩૯ માટે अब्दे–[ऽ]ङ्क–पावक–नृप–प्रमिते
૧૫૮૮ માટે सिद्धि–सिद्धि–तिथि–संख्ये
૫૨ માટે हस्त–इषु
૧૨૪૫ માટે कुंभा...शर–वेद–कर–इंदु–संख्याः
૨૧ માટે इंदु–नेत्राः
૧૬૪૯ માટે नंद–पयोधि–भूपति–मिते वर्षे

અને ૧૬૫૦ માટે नगन–बाण–कला–मितेऽब्दे એટલા જ શબ્દ વાપરવા પડ્યા છે ને તે પણ નિયમિત ક્રમમાં. ૮૪

## સંખ્યાસૂચક અક્ષરસંકેતો

ગણિતનો ઘણો ભાગ ધરાવતા જ્યોતિષગ્રંથોમાં પદ્યબદ્ધ રચના માટે આથી ઘણી સંક્ષિપ્ત એવી સંખ્યાસૂચક અક્ષરસંકેતોની પદ્ધતિ પ્રયોજવામાં આવી.

આર્યભટ ૧લાએ 'આર્યભટીય' (ઈ. સ. ૪૯૯)માં આવી એક પદ્ધતિ પ્રયોજી. એમાં क् થી म् સુધીના વ્યંજન અનુક્રમે ૧થી ૨૫ સૂચવે છે, જ્યારે य् થી ह् સુધીના વ્યંજન અનુક્રમે ૩૦, ૪૦, ૫૦, ૬૦, ૭૦, ૮૦, ૯૦ અને ૧૦૦ સૂચવે છે. મોટી સંખ્યાઓ માટે આ વ્યંજનોમાં इ, उ, ऋ, ऌ, ए, ऐ, ओ અને औ ઉમેરવાથી તે તે વ્યંજનથી સૂચવાતી સંખ્યા અનુક્રમે ઉત્તરોત્તર સો-સો ગણી થાય છે, જેમકે त = ૧૬, ति = ૧,૬૦૦, तु = ૧,૬૦,૦૦૦ વગેરે. આર્યભટની આ પદ્ધતિ થોડા અક્ષરોથી નાનીમોટી સંખ્યાઓ દર્શાવતી અતિસંક્ષિપ્ત પદ્ધતિ હોવા છતાં પ્રચલિત થવા પામી નહિ. પ્રાયઃ આમાંના કેટલાક અક્ષર મહામુશ્કેલીએ ઉચ્ચારી શકાય તેવા ને વૈવિધ્યના અભાવે

અક્ષરોનું અર્થહીન સંયોજન થતું હોઈ કંઠસ્થ કરતાં ન ફાવે તેવા હતા.[૮૫] દા. ત., ङिशिबुण्लृ ( ૫૦૦ + ૭,૦૦૦ + ૨,૩૦,૦૦૦ + ૧,૫૦,૦૦,૦૦,૦૦૦ ).

એને બદલે અક્ષરસંકેતોની એક બીજી પદ્ધતિ લોકપ્રિય નીવડી. આ પદ્ધતિ આર્યભટ બીજા(૧૦મી સદી)એ 'આર્યસિદ્ધાંત'માં પ્રયોજી છે. આ પદ્ધતિમાં क થી ञ ને તથા ट થી न ને અનુક્રમે ૧ થી ૯ અને ૦ ના અંકના સૂચક માનવામાં આવ્યા છે, प थી म ને ૧ થી ૫ ના અને य થી ह ને ૧ થી ૮ના. અર્થાત્ આમાં સર્વ અંકો માટે ત્રણ કે ચાર અક્ષરોના વિકલ્પ રહેલા છે.[૮૬] વળી આ વ્યંજનોમાં ગમે તે સ્વરમાત્રા ઉમેરવાની છૂટ છે, કેમકે આ પદ્ધતિમાં સ્વરો તથા સ્વરમાત્રાઓનો કંઈ અર્થ ઉદ્દિષ્ટ હોતો નથી. બીજું, સંયુક્તાક્ષરોમાં દરેક વ્યંજનને સંખ્યાસૂચક ગણવામાં આવે છે. ૧, ૨, ૩... વગેરે અંકો માટે અનુક્રમે कटपय, खठफर, गडबल... વગેરે. અક્ષરસંકેત ધરાવતી આ પદ્ધતિને 'કટપયાદિ' પદ્ધતિ કહે છે.

આર્યભટે આ અક્ષરસંકેતોની લેખનદિશામાં શબ્દસંકેતોના જેવો ઊલટો ક્રમ ન અપનાવતાં અંકોના જેવો સૂલટો ક્રમ અપનાવ્યો છે, દા.ત. कनकणैः = ૧૦૧૫ અને मुद्गसितधा = ૫,૮૧,૭૦૯.[૮૭]

કોઈ કોઈ શિલાલેખો તથા દાનપત્રોમાં પણ કટપયાદિ પદ્ધતિ પ્રયોજાયેલી જોવામાં આવે છે. પરંતુ આર્યભટની પદ્ધતિ કરતાં આ પદ્ધતિમાં થોડો ફરક રહેલો છે. क થી ह સુધીના વ્યંજનોનાં સંખ્યા-મૂલ્ય એનાં એ જ છે, પરંતુ સંયુક્તાક્ષરોમાં માત્ર અનુગ વ્યંજન અંકસૂચક ગણાય છે, દરેક વ્યંજન નહિ. વળી આ પદ્ધતિમાં શબ્દસંકેતોની જેમ अंकानां वामतो गतिः । નિયમ અનુસાર અક્ષરસંકેતોને ઊલટા ક્રમે અર્થાત્ જમણી બાજુથી ડાબી બાજુ તરફ લખવામાં આવે છે. દા. ત. राघवाय = ૧૪૪૨, भवति = ૬૪૪, शकालोके = ૧૩૧૨, शक्त्यालोके = ૧૩૧૫ અને तत्त्वलोके = ૧૩૪૬.[૮૮] અહીં અક્ષરસંકેતોને એવી રીતે પસંદ કરવામાં આવ્યા છે કે એના સંયોજનથી અર્થદ્યોતક શબ્દ બની રહે.

શબ્દસંકેતોની સરખામણીએ અક્ષરસંકેતોની પદ્ધતિ અભિલેખોમાં તથા સાહિત્યમાં ઘણી ઓછી લોકપ્રિય નીવડી. આ પદ્ધતિમાં લાઘવનો તથા કંઠસ્થ કરતાં સરળ પડે તેવા અર્થદ્યોતક શબ્દપ્રયોગનો લાભ રહેલો છે, પરંતુ એવા અક્ષરસંકેતોનાં સંયોજન કરતાં ઘણો શ્રમ તથા સમય લાગે છે. વળી અંકસંકેતોની એકથી વધુ પદ્ધતિઓ[૮૯] પ્રચલિત થતાં અર્થની એકવાક્યતાના અભાવે અર્થઘટનમાં ગોટાળો તથા ગૂંચવાડો થાય તેમ છે.

અભિલેખોમાં તો મોટે ભાગે અંકચિહ્નોનો તથા કેટલીક વાર શબ્દસંકેતોનો ઉપયોગ થતો રહ્યો છે.

## પાદટીપ

૧. ભાપ્રાલિ, પૃ. ૧૮
૨. એજન, પૃ. ૨૯
૩. Pandey, op. cit., p. 34
૪. ભાપ્રાલિ, પૃ. ૧૮
૫. એજન, પૃ. ૧૮–૧૯
૬. IP, p. 28
૭. ભાપ્રાલિ, પૃ. ૧૮–૧૯
૮–૯. એજન, પૃ. ૧૯
૧૦. Bühler, IP, pp. 28 f.
૧૧. ભાપ્રાલિ, પૃ. ૨૦
૧૨. Bühler, IP, pp. 29 ff.
૧૩. એજન, પૃ. ૩૧–૩૩ અને ૩૩–૩૪
૧૪. Bühler. IP, pp. 36 ff.
૧૫. ભાપ્રાલિ, પૃ. ૨૦–૨૬, એરણના એક સિક્કા પરનું બ્રાહ્મી લખાણ ઊલટી દિશામાં કોતરાયું હોઈ એ પરથી ડૉ. બ્યૂલરે બ્રાહ્મી લિપિ શરૂઆતમાં જમણી બાજુથી ડાબી બાજુ તરફ લખાતી ને તેથી એની ઉત્પત્તિ સેમિટિક લિપિમાંથી થઈ હોવી જોઈએ એવું અનુમાન તારવી કેટલાક અક્ષરોનું સામ્ય દર્શાવવા લેખનદિશા ઉલટાવવાની યુક્તિ પ્રયોજેલી, પરંતુ સિક્કાઓના મુદ્રાંકનમાં ક્યારેક સરતચૂકથી આવી ભૂલ થઈ જતી હોય છે, તેથી એ અપવાદરૂપ ભૂલ પરથી આવું સામાન્ય અનુમાન તારવવું અસ્થાને ગણાય (એજન પૃ. ૨૭–૨૮).
૧૬. Pandey, IP, pp. 40 ff, 45 f.
૧૭. એજન, પૃ. ૪૭–૪૮
૧૮–૧૯. એજન, પૃ. ૩૫

૨૦. Bühler, IP, p. 28

૨૧. હ. ગં. શાસ્ત્રી, હડપ્પા ને મોહેં જો-દડો, પૃ. ૫૯–૬૦, ૬૭–૬૮

૨૨. "Mohenjo-daro and the Indus Valley Civilization," Chapter 23, p. 433

૨૩. "The Script of Harappa and Mohenjo-daro and its Connection with Other Scripts," pp. 1–22

૨૪. "Indo-Aryan and Hindi," p. 42

૨૪અ. વ્યંજનના ચિહ્નમાં અંતર્ગત अ રહેલો હોઈ એ વ્યંજનનું શુદ્ધ કેવળ ચિહ્ન ન ગણાય. વળી યુક્તાક્ષરોમાંનો પૂર્વગ અક્ષર ઉચ્ચારણમાં એની અગાઉના અક્ષર સાથે સંબંધ ધરાવે છે, છતાં લેખનમાં એને અનુગામી અક્ષર સાથે જોડવામાં આવે છે એ પણ શાસ્ત્રીય ન ગણાય. દા. ત., 'धर्म' શબ્દમાં એ શ્રુતિ છે धर्+म, છતાં લખાય છે ध+र्म (S. K. Chatterji, "Indo-Aryan and Hindi," p. 81; ગુજ. અનુ. "ભારતીય આર્યભાષા અને હિન્દી," પૃ. ૧૧૧). ડૉ. દાની બ્રાહ્મીનાં આ લક્ષણો સેમિટિક લિપિઓની અસરને લઈ ને હોવાનું ધારે છે (IP, p. 30).

૨૫. મહાપ્રાણ વ્યંજનને બેવડાવતાં પૂર્વગ મહાપ્રાણને બદલે તેનો અલ્પપ્રાણ વ્યંજન વપરાય છે, જેમકે पार्त्थिव, धनुर्द्धर, निर्ज्झर.

૨૬. આથી युद्धेसमर्थः જેવા લખાણમાં પૂર્વાપર સંબંધ પ્રમાણે युद्धे समर्थः અને युद्धे असमर्थः એવા બંને અર્થ થતા.

૨૭. દા. ત. शुदि = शु. दि. = शुद्धदिवसे; द्विद्रोण = द्वि. द्रोण = द्वितीय द्रोण

૨૮. અક્ષરોની જેમ આ ચિહ્નોનાં રૂપ બદલાતાં ગયાં. બોપદેવના વ્યાકરણમાં જિહ્વામૂલીય ચિહ્નને 'વજ્રાકૃતિ' અને ઉપધ્માનીય ચિહ્નને 'ગંજકુંભાકૃતિ' તરીકે ઓળખાવ્યું છે (भाप्रालि, पृ. ४५, टी. २).

૨૯–૩૦. જુઓ પટ્ટ ૩.

૩૧. વિગતો માટે જુઓ Bühler, IP, pp. 120 ff.; भाप्रालि, पृ. १०६–११४; Datta and Singh, "History of Hindu Mathematics," pp. 27 ff.

૩૨. છઠ્ઠી–સાતમી સદીની મિતિવાળા જે અભિલેખોમાં નવીન શૈલીનાં અંકચિહ્ન પ્રયોજાયાં છે, તે લેખો બનાવટી હોઈ મોડા સમયના છે.

૩૩. આ પદ્ધતિનો પ્રયોગ પહેલવહેલો સંખેડામાંથી મળેલા ક. સં. ૩૪૬ (ઈ. સ. ૫૯૫)ના તામ્રપત્રમાં આવે છે એવું સામાન્યતઃ મનાતું (Bühler, IP, p. 126; भाप्रालि, पृ. ११५, Datta and Singh, op. cit., p. 40) પરંતુ ડૉ. મિરાશીએ અનેક કારણો આપી એ તામ્રપત્ર બનાવટી હોવાનું સિદ્ધ કર્યું છે (C. I. I., Vol. IV, pp. 161 ff.). સાતમી સદીની મિતિ પણ શંકાસ્પદ ગણાઈ છે. આઠમી સદીના લેખોમાં આ પદ્ધતિ પ્રયોજાઈ હોવાની ખાતરી પડે છે. દા. ત., સં. ૭૮૧ (ઈ. સ. ૭૨૩) અને સં. ૭૮૩(ઈ. સ. ૭૨૫)ના અભિલેખોમાં (IA, Vol. XIII, p. 250). ગુજરાતનાં દાનપત્રોમાં સં. ૭૯૪(ઈ. સ. ૭૩૮)નું ધીણકીનું તામ્રપત્ર બનાવટી છે. પરંતુ રાષ્ટ્રકૂટોનાં દાનપત્રોમાં શક વર્ષ ૬૭૫(ઈ. સ. ૭૫૪)થી દશગુણોત્તર પદ્ધતિ પ્રયોજાયેલી છે.

૩૪. Datta and Singh, op. cit., pp. 43 f.

૩૫. ૮, ૨૮-૨૧ (Ibid., pp. 75 ff.)

૩૬-૩૭. भाप्रालि, पृ. ११६; Ibid, pp. 77 ff.

૩૮. દા. ત. "बृहत्क्षेत्रसमास"માં ૨૨૪,૪૦૦,૦૦૦,૦૦૦ માટે એ બાવીસ, ચુંવાળીસ અને આઠ મીંડાં મૂકવાનું કહે છે તેમ જ ૩,૨૦૦,૪૦૦,૦૦૦,૦૦૦ માટે બત્રીસ, બે મીંડાં, ચાર અને આઠ મીંડાં જણાવે છે (Ibid, p. 61, n. 3).

૩૯. અરબસ્તાન અને યુરોપમાં પણ નવીન અંકપદ્ધતિને વ્યાપક રીતે પ્રચલિત થતાં પાંચ-૭ સૈકા લાગ્યા હતા (Datta and Singh, op. cit., p. 50).

૪૦. भाप्रालि, पृ. ११७-११९. આથી અરબો એને हिंदसा તરીકે અને યુરોપીયો એને Arabic Numerals તરીકે ઓળખે છે.

અરબી, ફારસી અને ઉર્દૂમાં શબ્દો જમણી બાજુથી ડાબી બાજુ તરફ લખાતા હોવા છતાં અંકચિહ્નો ડાબી બાજુથી જમણી બાજુ તરફ લખાય છે, કેમકે એ ભારતીય લેખનપદ્ધતિમાંથી અપનાવેલાં છે.

૪૧. યજ્ઞ માટેના ત્રણ અગ્નિ.

૪૨. જામદગ્ન્ય રામ (પરશુરામ), દાશરથિ રામ અને વાસુદેવ રામ (બલરામ).

૪૩. યુધિષ્ઠિર, ભીમ, અને અર્જુન

૪૪-૪૫. વ્યાકરણમાં

૪૬. રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન

૪૭. કર્મેન્દ્રિયો કે જ્ઞાનેન્દ્રિયો

૪૮. પ્રાણ, અપાન, સમાન, વ્યાન અને ઉદાન

૪૯. કામદેવનાં

૫૦. વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર

૫૧. રાજનીતિમાં

૫૨. સંગીતમાં

૫૩. સૂર્યદેવના

૫૪. મહેંદ્ર, મલય, સહ્ય વગેરે કુલપર્વતો

૫૫. કુંડળીનું સપ્તમ સ્થાન

૫૬. દિગ્ગજો

૫૭. નંદવંશના રાજાઓ

૫૮. શરીરનાં

૫૯. દસ અક્ષરના છંદ

૬૦. વિષ્ણુના મુખ્ય અવતારો

૬૧. કુંડળીનું ૧૧મું સ્થાન

૬૨. કુંડળીનું ૧૨મું સ્થાન

૬૩. છંદોનો પ્રકાર

૬૪. વ્યંજનોનો પ્રકાર

૬૫. પુરાણપ્રસિદ્ધ રાજાઓ

૬૬-૭૧. છંદોના પ્રકાર

૭૨-૭૩. છંદોના પ્રકાર

૭૪. એ છંદના શ્લોકના કુલ અક્ષર

૭૫. છંદનો પ્રકાર

૭૬. એ છંદના શ્લોકના કુલ અક્ષર

૭૭. સંગીતમાં

૭૮. भाप्रालि, पृ. १२१; Datta and Singh, op. cit., pp. 57 f.

૭૯. भाप्रालि, पृ. ११६

૮૦. Bühler, IP, p. 130

૮૧. જેમકે રાષ્ટ્રકૂટ રાજાઓનાં દાનશાસનોમાં.

૮૨–૮૩. IA, Vol. V, pp. 67 ff; EI, Vol. VI, p. 7

૮૪. EI, Vol. II, p. 50; D. B. Diskalkar, "Inscriptions of Kathiawad," pp. 205 ff.

૮૫. Datta and Singh, op. cit., p. 69

૮૬. દા. ત. ૧ માટે क्, द्, ए्, यू ; ६ માટે च्, त्, षु ; ० माटे ख्, न्.

૮૭.–૮૮. भाप्रालि, पृ. १२३

૮૯. દક્ષિણ ભારત, બર્મા અને સિલોનમાં વળી જુદી જુદી પદ્ધતિઓ પ્રચલિત હતી (भाप्रालि, पृ. १२४; Datta and Singh, op. cit., p. 72).

# ૫. | બ્રાહ્મી લિપિનાં અનુકાલીન રૂપાંતર અને વર્તમાન પ્રાદેશિક લિપિઓ

## પ્રાચીન બ્રાહ્મી લિપિ ( લગભગ ઈ.પૂ. ૩૫૦ થી ઈ.પૂ. ૨૦૦ )

બ્રાહ્મી લિપિ એ પ્રાચીન ભારતની દેશવ્યાપી લિપિ હતી. એના અક્ષરોના મરોડ વહેલામાં વહેલા ઈ. પૂ. ૫મી સદી સુધીના મળ્યા છે. એમાં વ્યાપક પ્રમાણમાં અક્ષરોના મરોડ મૌર્ય રાજા અશોક( ઈ.પૂ. ૩જી સદી )ના અભિલેખોમાં પ્રાપ્ત થયા છે.

### મૂળાક્ષરો

પ્રાકૃતમાં લખાયેલા આ લેખોમાં ऋ, ॠ, ऌ, ॡ, ऐ અને औ સ્વરોનો સમાવેશ થયો નથી તેમ જ ई, ऊ અને ङ નો પણ સમાવેશ થયો નથી. વર્ણમાલાના બાકી બધા અક્ષરોના મૌર્યકાલીન મરોડ જાણવા મળે છે ( પટ્ટ ૨ ). એમાંના ઘણા અક્ષરો સીધા મરોડના છે, જ્યારે કેટલાક અક્ષર વળાંકદાર મરોડના છે. એમાં અમુક અક્ષરોના બંને પ્રકારના મરોડ પ્રચલિત હતા. બ્રાહ્મી લિપિના અનુકાલીન રૂપાંતરમાં વળાંકદાર મરોડનું પ્રમાણ ઉત્તરોતર વધતું જાય છે એ જોતાં વૈકલ્પિક મરોડો પૈકી સીધા મરોડ વધુ પ્રાચીન હોવાનું ફલિત થાય છે.

બ્રાહ્મી લિપિના अ, उ, क, घ, च, छ, झ, ड, ढ, त, द, न, प, फ, भ, य, र, ल, व, ष, स અને ह વર્ણોના ઉપલા છેડા ઊભી રેખાવાળા છે; ओ, ङ, ज, ञ, ण અને ब ના ઉપલા છેડા આડી રેખાવાળા છે; ॠ, ए, ग, म, श ના ઉપલા છેડા ત્રાંસી રેખાવાળા છે; इ નો ઉપલો છેડો બિંદુ રૂપે છે; ને ख, ट, ठ, थ અને ध ના ઉપલા છેડા વળાંકવાળા છે.[1]

એવી રીતે अ, क, ख, झ, ञ, ड, द, भ અને र ના નીચલા છેડા ઊભી રેખાવાળા; ड, ए, ओ, घ, ङ, ज, ण, न, ब, म અને ल ના આડી રેખાવાળા; ऋ, त, य અને

श ના ત્રાંસી રેખાવાળા; અને ग, च, छ, ट, ठ, द, थ, ध, प, फ, व, ष, स અને ह ના વળાંકવાળા છે. इ નો નીચલો છેડો બિંદુરૂપ છે.

સ્વરમાત્રાઓ જોડતી વખતે અક્ષરોના ઉપલા અને નીચલા છેડાના આકાર મહત્ત્વના બની રહે છે.

## સ્વરમાત્રાઓ

સ્વરમાત્રાઓ વિવિધ ચિહ્ન રૂપે વિવિધ રીતે જોડાય છે (આકૃતિ ૨). દરેક વ્યંજનના ચિહ્નમાં अ અંતર્ગત રહેલો ગણાતો હોઈ એને માટે કોઈ સ્વરમાત્રા ઉમેરવાની રહેતી નથી.

आ ની માત્રા એક નાની આડી રેખારૂપે અક્ષરની જમણી બાજુએ, સામાન્યતઃ ટોચે ઉમેરવામાં આવે છે. ક્યારેક એ અક્ષરના વચલા ભાગમાં ઉમેરાય છે.

इ ની માત્રા પણ વ્યંજનની જમણી બાજુએ ટોચે ઉમેરાય છે. એમાં નાની આડી રેખાને કાટખૂણે એવડી ઊભી રેખા ઉમેરી હોય છે.

ई ની માત્રામાં इ ની માત્રાની આડી રેખા પર વચ્ચે કાટખૂણે એવડી ઊભી રેખા ઉમેરી હોય છે. આ માત્રા પણ इ ની જેમ અક્ષરની જમણી બાજુએ ટોચે જોડાય છે.

उ અને ऊ ની માત્રાઓ વ્યંજનના નીચલા છેડે જમણી બાજુએ ઉમેરાય છે. ઊભી કે ત્રાંસી રેખાવાળા છેડામાં એ માત્રા આડી રેખારૂપે અને ગોળ છેડાવાળા અક્ષરમાં ઊભી રેખારૂપે હોય છે. उમાં ઊભી રેખાને નીચલે છેડે કાટખૂણે એક અને ऊમાં બે આડી રેખા ઉમેરાય છે.

ऋ ની માત્રાનો મૌર્યકાલીન મરોડ મળ્યો નથી, પરંતુ અનુકાલીન મરોડ પરથી એ માત્રા વ્યંજનની નીચે જમણી બાજુએ ડાબી બાજુ જતી ત્રાંસી રેખા રૂપે ઉમેરાતી હશે એવું લાગે છે.

ए અને ऐ ની માત્રા વ્યંજનની ડાબી બાજુએ અનુક્રમે એક અને બે નાની આડી રેખારૂપે ઉમેરાતી. आ ની માત્રાની જેમ આ માત્રાઓ પણ સામાન્યતઃ ટોચે અને ક્યારેક વચ્ચે જોડાતી.

ओ ની માત્રા आ ની માત્રા અને ए ની માત્રાના સંયોજનથી બને છે. એમાં ए ની માત્રા થોડે નીચે જોડવામાં આવતી, જેથી એની પૃથક્તા રહે;

નહિ તો ज्ञो અને ण જેવા અક્ષરો વચ્ચે ગોટાળો થાય. औ ની માત્રા માટે ओ ની માત્રામાં ડાબી બાજુએ વચ્ચે એક આડી રેખા ઉમેરાતી જેથી એમાં જમણી બાજુએ આ ની અને ડાબી બાજુએ ऐ ની માત્રા જોડાય.

## સંયુક્તાક્ષરો

બ્રાહ્મી લિપિના સંયુક્તાક્ષરોમાં સામાન્ય રીતે પૂર્વંગ અક્ષરની નીચે અનુગ અક્ષરને જોડવામાં આવતો ને એમાં નીચલા અક્ષરને કદમાં નાનો લખવામાં આવતો.[૧૨અ]

र् સાથેના સંયુક્તાક્ષરોમાં વિલક્ષણતા રહેલી છે. અનુગ र् ને પૂર્વંગ અક્ષરની નીચે જોડતાં ક્યારેક સ્વરમાત્રાનો ભ્રમ થાય, તેથી તેને બદલે એ પૂર્વંગ અક્ષરની ઊભી રેખામાં જ र् નો સર્પાકાર મરોડ મૂકી દેવામાં આવતો. કેટલીક વાર અનુગ અક્ષરની નીચે પૂર્વંગ અક્ષર જોડવાનો ઊલટો ક્રમ પણ જોવામાં આવે છે. એથી દા.ત. स्ट ને બદલે ट्स, त्व ને બદલે व्त અને ष्य ને બદલે य्ष જેવું વંચાય છે. અનુગ र् ને સ્થાને હંમેશાં પૂર્વંગ र् (રેફ) જોડેલો જોવામાં આવે છે, જેથી દા.ત. त्र ને બદલે र्त, प्र ને બદલે र्प, व्र ને બદલે र्व અને स्र ને બદલે र्स જેવું વંચાય છે.

## અન્ય ચિહ્નો

અનુસ્વાર માટે અક્ષરની ટોચની ઉપર જમણી બાજુએ એક બિંદુ મૂકવામાં આવતું. વિસર્ગનું ચિહ્ન મૌર્યકાલીન પ્રાકૃત લેખોમાં મળતું નથી, પરંતુ અનુકાલીન લેખો પરથી એ ચિહ્ન અક્ષરની જમણી બાજુએ હાલની જેમ બે બિંદુઓ રૂપે જોડાતું હોવાનું માલૂમ પડે છે. મૌર્યકાલીન બ્રાહ્મી લેખોમાં વિરામચિહ્ન ભાગ્યે જ મળે છે.[૧૨આ] ક્યારેક સ્વસ્તિકનાં ચિહ્ન તથા मं (= मं. = मंगल) સંક્ષેપાક્ષર જોવામાં આવે છે.[૧૪]

## મૌર્યકાલીન બ્રાહ્મી લિપિની અપ્રાદેશિકતા

મૌર્ય રાજા અશોકના અભિલેખ ભારતવર્ષના ઘણા પ્રદેશોમાં મળ્યા છે. એ પરથી માલૂમ પડે છે કે એ કાલના બ્રાહ્મી લેખોમાં દેશના જુદા જુદા પ્રદેશોમાં લિપિનો લગભગ એકસરખો મરોડ પ્રચલિત હતો. થોડા અક્ષરોના મરોડમાં વૈવિધ્ય જોવા મળે છે એ પ્રાદેશિકતાના સૂચક છે એવું કેટલાક વિદ્વાનોએ માનેલું[૧૫], પરંતુ વિવિધ મરોડોનો તુલનાત્મક અભ્યાસ કરતાં એના વૈવિધ્યમાં પ્રાદેશિક ભેદનો આધાર રહેલો માલૂમ પડતો નથી. એ વૈવિધ્ય તો

અભિલેખના પદાર્થની સપાટી, ટાંકવાનું ઓજાર અને લહિયાની લઢણ જેવાં અન્ય કારણોને લઈ ને છે.[૩] વળી અશોકના સમય સુધીમાં કેટલાક અક્ષરોના મરોડમાં સ્પષ્ટ પરિવર્તન થયાં હતાં ને લહિયાઓ પોતાના સમયના પ્રચલિત મરોડની સાથે સાથે પ્રાચીન મરોડ પણ પ્રયોજતા. આથી કેટલુંક વૈવિધ્ય તો પ્રદેશભેદને બદલે કાલભેદને લઈ ને રહેતું.

## પ્રાદેશિક બ્રાહ્મી લિપિઓ (લગભગ ઈ. પૂ. ૨૦૦ થી ઈ. સ. ૫૦)

ડૉ. બ્યૂલરે તથા પં. ઓઝાએ ઈ.સ. ૩૫૦ સુધીની લિપિને બ્રાહ્મી લિપિ ગણી છે, પરંતુ આ લાંબા ગાળા દરમ્યાન બ્રાહ્મી લિપિમાં નોંધપાત્ર રૂપાંતર થયેલાં માલૂમ પડે છે. વળી એમાં પ્રાદેશિક ભેદ પણ વિકસવા લાગે છે. આથી ડૉ. દાનીએ લગભગ ઈ. પૂ. ૨૦૦ થી ઈ. સ. ૫૦ સુધીનાં બ્રાહ્મી સ્વરૂપોને 'પ્રાદેશિક બ્રાહ્મી લિપિઓ' તરીકે ઓળખાવી છે ને એને પૂર્વ ભારતીય, ઉત્તર–પશ્ચિમ ભારતીય, ઉત્તર–પશ્ચિમ દખ્ખણી અને દક્ષિણ ભારતીય એવા ચાર વિભાગોમાં વર્ગીકૃત કરી છે.[૪]

હવે ई, ऊ, ए અને ऊ નાં ચિહ્ન, ऋ તથા ओ ની સ્વરમાત્રા અને વિસર્ગનું ચિહ્ન મળે છે. આ કાલના પૂર્વાર્ધ દરમ્યાન સંયુક્તાક્ષરોમાં પૂર્વગ ર્ (રેફ) અનુગ વ્યંજનની ઉપર એક ઊભી રેખા રૂપે લખાતો થયો.[૪અ] ઉત્તરાર્ધ દરમ્યાન ય જેવા કેટલાક અક્ષરોની ઊંચાઈ ઘટી તેમ જ અક્ષરની ઊભી રેખાને ટોચથી જાડી કરવાની લઢણ પ્રચલિત થઈ, જેમાંથી પછીના કાલમાં શિરોરેખાનું સ્વરૂપ ઘડાયું.[૫] આ લઢણ શકો દ્વારા પહોળી અથવા ધારદાર લેખિની અપનાવવાને લઈ ને હોવાનું સૂચવાયું છે.[૬]

પૂર્વ ભારત, ઉત્તર–પશ્ચિમ ભારત વગેરે પ્રદેશોના અભિલેખોમાં જે લિપિ-સ્વરૂપભેદ[૬અ] દેખા દે છે તે જૂજ છે. પરંતુ દક્ષિણ ભારતના અભિલેખોની લિપિમાં કેટલીક વિલક્ષણતા રહેલી છે. પરંતુ એ પરથી દક્ષિણ ભારતમાં બ્રાહ્મીથી ભિન્ન એવી કોઈ દ્રાવિડી લિપિ હોવાનું ધારવામાં આવ્યું છે એ યથાર્થ નથી.[૬આ] આ લેખો પ્રાયઃ બૌદ્ધ ધર્મને લગતા અને પ્રાકૃત ભાષામાં છે. ભટ્ટિપ્રોલુ(તમિળનાડુ)ના સ્તૂપના મંજૂષાલેખોમાં કેટલાક અક્ષરોના મરોડ જુદા છે, ळ જેવા કેટલાક દ્રવિડ અક્ષરોનો ઉમેરો થયો છે ને વ્યંજનોમાં अ ની સ્વરમાત્રા માટે ટોચની જમણી બાજુએ આડી રેખા ઉમેરીને, आ ની સ્વરમાત્રા માટે તેના જમણા છેડે નીચી ઊભી રેખા ઉમેરી છે. પરંતુ આ અક્ષરોના આકાર બ્રાહ્મીના પ્રચલિત અક્ષરોના આકારમાંથી જ ઊપજેલા છે ને

દ્રાવિડ અક્ષરો પણ સદશ બ્રાહ્મી અક્ષરોમાંથી સાધિત કરવામાં આવ્યા છે, જ્યારે બાકીના ફેરફાર લહિયાની અંગત વૃત્તિને લઈને થયેલા છે.[૬૭] અમરાવતીના અભિલેખો તથા તમિળનાડુના ગુફાલેખોમાં આ અંગત વિલક્ષણતા દેખા દેતી નથી. દખ્ખણના ઉત્તર-પશ્ચિમ ભાગમાં થતાં પરિવર્તન જેવાં પરિવર્તન જ અહીં પ્રચલિત થયેલાં.[૬૮]

## લગભગ ઈ. સ. ૫૦ થી ઈ. સ. ૪૦૦નું લિપિસ્વરૂપ

આ કાલ દરમ્યાન બ્રાહ્મી લિપિના સ્વરૂપમાં વિશિષ્ટ પરિવર્તન થયાં. હવે વર્ણોને મથાળે નાનીશી આડી રેખા રૂપે શિરોરેખા સ્પષ્ટ રીતે દેખાવા લાગી. એ घ, प, ष અને स જેવાં બે ટોચવાળા વર્ણોમાં ડાબી બાજુની ટોચમાં કરાતી, જ્યારે ત્રણ ટોચવાળા यમાં ખાસ કરીને વચલી ટોચમાં ઉમેરાતી. ममां એની બંને ત્રાંસી ટોચ ઉપર કરાતી. સમય જતાં સાદી શિરોરેખાને બદલે ભરેલી અથવા ખાલી સંપુટશિરાઓ તથા શંકુશિરાઓ થવા લાગી. ઝડપી ચાલુ કલમે લખવાને કારણે કેટલાક અક્ષરોનાં સ્વરૂપ ઘણાં બદલાયાં. अ, क અને र જેવા અક્ષર ઊંચા પાતળા થયા તો घ, प, ष જેવા અક્ષરોની ઊંચાઈ ઘટી ને પહોળાઈ વધી. એમાં જૂના સીધા મરોડના સ્થાને વળાંકદાર મરોડનું પ્રમાણ વધતું ગયું. ઘણા વર્ણોની ઊભી રેખાઓને નીચલે છેડે ડાબી બાજુએ વાળવામાં આવી. સ્વરમાત્રાઓને ત્રાંસો કે વળાંકદાર મરોડ આપવામાં આવ્યો.[૭] હવે ऋ, ङ અને ळ અક્ષર પણ પ્રયોજાયા છે.[૮] હલન્ત (ખોડા) અક્ષરને પંક્તિના નીચલા ભાગમાં નાના કદમાં લખવામાં આવ્યો છે.[૯] અનુસ્વારનું બિંદુ ટોચ પર વચ્ચે લખાય છે. સંસ્કૃત લેખોમાં જિહ્વામૂલીય અને ઉપધ્માનીયનાં ચિહ્ન હવે પ્રયોજાયાં.[૧૦]

આ કાલ દરમ્યાન લેખનમાં પ્રાદેશિક લઢણો ખીલતી ગઈ, જેમાંથી પછીના કાલ દરમ્યાન પ્રાદેશિક લિપિભેદ વિકસ્યા. સિંધુપ્રદેશમાં સામાન્ય રીતે ખરોષ્ઠી લિપિ પ્રચલિત હતી, ત્યાં હવે ક્યારેક બ્રાહ્મી પણ પ્રયોજાવા લાગી. મથુરાપ્રદેશમાં શક ક્ષત્રપોના શાસનકાલ દરમ્યાન ઊભી રેખાઓ ટોચે ઘાટી રહી, નીચે જતાં પાતળી થતી જતી; કુષાણ સમ્રાટોના શાસનકાલ દરમ્યાન એને બદલે શિરોરેખા શરૂ થઈ. સાંચીમાં મથુરાશૈલીનું ઘણું લઢણ જોવા મળે છે. પૂર્વ ભારતમાં ક્ષત્રપકાલની અને કુષાણકાલની—એવી બે ભિન્ન શૈલીઓ વિકસી. કૌશાંબી પ્રદેશમાં વળી એક વિલક્ષણ શૈલી ખીલી, જેમાં મથુરા શૈલીનાં અને પૂર્વ શૈલીનાં કેટલાંક લક્ષણોનું સંયોજન જોવામાં આવે છે. મધ્યપ્રદેશમાં જૂની લઢણની અસર વિશેષ રહેલી છે. ક્ષત્રપ-સાતવાહન કાલ દરમ્યાન પૂર્વ

માળવામાં વિશિષ્ટ શૈલી ઘડાઈ. પશ્ચિમ દખ્ખણના લેખોમાં શિરોરેખા દેખા દેતી નથી, પરંતુ ક્ષત્રપ-સાતવાહન કાલ દરમ્યાન જૂની શૈલીની સાથે સાથે અમુક સુધારાવધારાવાળી નવી શૈલી પ્રચલિત થઈ. ઉત્તર ગુજરાત અને સૌરાષ્ટ્રમાં પૂર્વ માળવાની અસરવાળી વિશિષ્ટ શૈલી વિકસી. એમાં શિરોરેખા શરૂ થઈ. કેટલાક અક્ષરોનું સ્વરૂપ બદલાયું ને અક્ષરોનો મરોડ વળાંકદાર અને કલાત્મક બન્યો. આ શૈલીની અસર ઉત્તર સાતવાહન કાલમાં પશ્ચિમ દખ્ખણમાં પ્રસરી. પૂર્વ દખ્ખણમાં અમરાવતી, નાગાર્જુનીકોંડા વગેરે સ્થળોએ પહેલાં નાનાઘાટ શૈલી પ્રચલિત હતી ત્યાં ઉત્તર સાતવાહન કાલ દરમ્યાન નવી શોભાત્મક શૈલી પ્રચલિત થઈ. દક્ષિણ-પશ્ચિમ દખ્ખણમાં બે ભિન્ન શૈલીઓ પ્રયોજાઈ, જેમાંની એકમાં ઉત્તર સાતવાહન શૈલીની અસર છે, જ્યારે બીજી શૈલીમાં પ્રાદેશિક લાક્ષણિકતા રહેલી છે.[૧૧]

ગુપ્તકાલના આરંભમાં પૂર્વ ભારતમાં મથુરા શૈલીની ઠીક ઠીક અસર વરતાય છે, જ્યારે કોસામ (અલાહાબાદ પાસે), ઉદયગિરિ (ગ્વાલિયર પાસે) વગેરે પ્રદેશમાં કૌશાંબી શૈલીની અસર રહેલી છે. હવે શિરોરેખા સ્પષ્ટ બની છે. અક્ષરોની આડી રેખાઓ વળાંકદાર મરોડ ધારણ કરે છે, જ્યારે ઊભી રેખાઓના નીચલા છેડા સીધા રહે છે. પૂર્વ માળવામાં શિરોરેખા તેમ જ સ્વરમાત્રાઓ કલાત્મક મરોડ ધારણ કરે છે. મથુરાના અભિલેખોમાં તેમજ સિક્કાઓ પરના લખાણમાં કુષાણ શૈલીની અસર વરતાય છે.[૧૨] આમ, ગુપ્ત સામ્રાજ્યમાં ગુપ્તશૈલી જેવી કોઈ વ્યાપક એકસરખી શૈલી પ્રચલિત થઈ નહોતી, પરંતુ એના જુદા જુદા ભાગમાં તે તે પ્રદેશની પૂર્વકાલીન લઢણનો જ વિકાસ થયેલો માલૂમ પડે છે.[૧૩]

**આદ્ય-પ્રાદેશિક લિપિઓ** (લગભગ ઈ. સ. ૪૦૦ થી ૮૦૦)

અગાઉની પ્રાદેશિક શૈલીઓ સમય જતાં તે તે સાંસ્કૃતિક પ્રદેશમાં સીમિત રહી ઉત્તરોત્તર વિકસતી રહી ને આ કાલ દરમ્યાન આગામી પ્રાદેશિક લિપિઓનાં આદ્ય-સ્વરૂપ ઘડાયાં. આ લિપિસ્વરૂપોને અગાઉ 'ઉત્તરી' અને 'દક્ષિણી' એવા બે મુખ્ય વિભાગોમાં વર્ગીકૃત કરવામાં આવતાં.[૧૪] પરંતુ આ વર્ગીકરણ યથાર્થ નથી, કેમકે એમાં જણાવેલાં 'ઉત્તરી લિપિઓ'નાં લક્ષણ દક્ષિણ ભારતના કેટલાક ભાગોમાં દેખા દે છે તેમ જ 'દક્ષિણી લિપિઓ'નાં લક્ષણ ઉત્તર ભારતના કેટલાક ભાગોમાં જોવામાં આવે છે. વસ્તુતઃ આ કાલનાં બ્રાહ્મીનાં રૂપાંતરોનું વર્ગીકરણ કરવું હોય, તો તેને (અ) ઉત્તર ભારત, (આ) ગુજરાત-રાજસ્થાન-મધ્ય ભારત, (ઇ) દખ્ખણ અને (ઈ) દક્ષિણ ભારત એવા

ચાર મુખ્ય વિભાગોમાં વર્ગીકૃત કરીને એનું પેટા-વર્ગીકરણ કરવું ઘટે. આ અનુસાર (અ) ઉત્તર ભારતમાં (૧) મધ્ય ગંગાપ્રદેશ (૨) પૂર્વ ભારત-બંગાળા ને નેપાલ (૩) મથુરા અને ઉત્તર-પશ્ચિમ પ્રદેશ; (આ)માં (૧) રાજસ્થાન-માળવા અને (૨) ગુજરાત;[૧૫] અને (ઈ) દક્ષિણ ભારતમાં (૧) કર્ણાટક[૧૬], (૨) આંધ્ર અને (૩) તમિળનાડુ[૧૭] એવા પેટા વિભાગ પડે છે આથી એકંદર નવ અલગ શૈલીઓ ગણાય.[૧૮]

લિપિનાં આ રૂપાંતરો પાછળ ઘણાં પરિબળ રહેલાં છે:

(૧) સમસ્ત ઉત્તર ભારતમાં કલમ તરીકે કિત્તો વપરાતો એને લઈને ત્રિકોણાકાર શિર-ચિહ્ન વિકસ્યું, ઊભી રેખાઓના નીચલે છેડે પાદ-ચિહ્ન ઉમેરાયું ને સ્વરમાત્રાઓ વગેરેમાં સુશોભનાત્મક વળાંકદાર મરોડ ખીલ્યા, જેને લઈને અક્ષરોનો આકાર 'કુટિલ' થયો. દક્ષિણ ભારતમાં તાડપત્ર ઉપર તીક્ષ્ણ ગોળ મુખની શલાકા વડે અક્ષર કોચવાની પ્રથા પ્રચલિત હતી. આથી ત્યાં અક્ષર વધુ ગોળ થયા ને તેમનાં પાંખાં તરંગાકાર બન્યાં.

(૨) મૂળાક્ષરો તથા સ્વરમાત્રાઓને સુશોભનાત્મક મરોડ અપાયા. મૂળાક્ષરોમાં જમણી ઊભી રેખાઓના નીચલા છેડા ડાબી બાજુ વળાંક લેવા લાગ્યા, જેથી પં. ઓઝાએ એ લિપિને 'કુટિલ' કહી[૧૯] અને એ ઊભી રેખા શિરોરેખાથી કાટખૂણાએ નહિ પણ લઘુકોણે લખાતાં ડૉ. બ્યૂલરે એ લિપિને 'acute-angled' કહી.[૨૦] દક્ષિણ ભારતમાં ઘણા અક્ષરોમાં ઊભી રેખાના નીચલા છેડા ડાબી બાજુ વળીને ઊંચે અને ઊંચે લંબાતા ગયા, તો ल જેવા કોઈ અક્ષરોમાં એનો ઉપલો છેડો ડાબી બાજુ વળીને નીચે અને નીચે ઊતરતો ગયો. આ બધાં લઢણોને લઈને અક્ષર વધુ મરોડદાર બન્યા.

(૩) કેટલાક અક્ષરોમાં સળંગ કલમે લખતાં વધુ સરળતા રહે તેવું સરલીકરણ પણ થવા લાગ્યું, જેમકે क, ન, र અને क्ष ના મરોડમાં.

(૪) આ કાલ દરમ્યાન કેટલાંક નવાં ચિહ્ન પ્રયોજાયાં. ॐનું મનાતું સંકેતચિહ્ન '૭'ની જેમ વામાભિમુખ ગૂંચળાનો કે એથી ઊલટો દક્ષિણાભિમુખ ગૂંચળાનો આકાર ધારણ કરે છે. દક્ષિણ ભારતમાં આ ગૂંચળામાં એકાદ વધુ આંટો ઉમેરાયો. ખરી રીતે આ સંકેતચિહ્ન ॐ નું નહિ, પણ મંગલકારી શંખનું દ્યોતક છે.[૨૧] હલન્ત અક્ષરને હવે પંક્તિની નીચે નાના કદમાં ન લખતાં એની શિરોરેખાને અલગ રાખીને અથવા એની નીચે જમણી બાજુએ ત્રાંસી રેખાનું વિશિષ્ટ ચિહ્ન ઉમેરીને એને પંક્તિની અંદર લખવામાં આવે છે. હવે ऋ અને ऌ નાં ચિહ્ન પણ મળે છે.[૨૨]

હવે અભિલેખો ( ખાસ કરીને શિલાલેખો તથા તામ્રપત્રલેખો ) ઉપરાંત હસ્તલિખિત ગ્રંથો પણ મળે છે, જેમાં કિત્તાને લઈને મરોડમાં કેટલીક વિલક્ષણતા રહેલી છે. कल्पनामण्डितिकाની તાડપત્રીય પ્રત( ૫મી સદી )માં શિરોરેખા ધાટી છે, ઊભી રેખા નીચે જતાં પાતળી થતી જાય છે ને એને નીચલે છેડે નાની કે મોટી આડી ( કે ત્રાંસી ) રેખા કરી ઊભી રેખાના નીચલા છેડાને બાંધી દીધો હોય છે.[૨૩] બોવર હસ્તપ્રત ૬ઠ્ઠી સદીની લાગે છે. તેમાં મથુરા શૈલી કરતાં રાજસ્થાની શૈલીની વિશેષ અસર રહેલી છે.[૨૪] હોર્યુજી( જાપાન )ના મઠમાં મળેલી उष्णीषविजयधारिणीની તાડપત્રીય પ્રત ૮મી સદીમાં લખાઈ લાગે છે.[૨૫] એમાં ગ્રંથના અંતે તે સમયની પૂરી વર્ણમાલા આપવામાં આવી છે. એમાં अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ॡ, ए, ऐ, ओ, औ, अं અને अः એ ૧૬ સ્વરો, क થી ह સુધીના ૩૩ વ્યંજનો, સંયુક્તાક્ષર क्ष અને ૭ જેવું મંગલચિહ્ન મળી કુલ ૫૧ ચિહ્ન આપવામાં આવ્યાં છે.[૨૬] હલન્ત અક્ષરોની નીચે જમણી બાજુ ત્રાંસી રેખા કરી હોય છે.

ગુજરાતના આ કાલના અભિલેખોમાં દખ્ખણની સવિશેષ અસર વરતાય છે. ગુપ્તકાલના લેખોમાં અક્ષરોની ટોચે નક્કર બિંદુ દેખા દે છે; આગળ જતાં એની જગ્યાએ નાની આડી રેખા પ્રયોજાઈ. બે ઊભી રેખાઓવાળા અક્ષરોમાં શિરોરેખા હવે માત્ર ડાબી બાજુની ઊભી રેખાની ટોચે કરવામાં આવે છે. સ્વરમાત્રાઓનો વળાંકદાર મરોડ વિકસે છે. સંયુક્તાક્ષરમાં સામાન્ય રીતે પૂર્વગ અક્ષરની નીચે અનુગ અક્ષર જોડાય છે ને ત્યારે અનુગ અક્ષરની શિરોરેખાનો લોપ કરવામાં આવે છે. અનુગ य અને र વળાંકદાર મરોડ ધારણ કરે છે. દક્ષિણ ગુજરાતના ત્રૈકૂટક રાજ્યમાં દખ્ખણની લિપિની અધિક અસર પ્રસરી હતી.

મૈત્રકકાલ( ઈ. સ. ૪૭૦–૭૮૮ )ના વર્ણો સાદા છતાં વળાંકદાર મરોડ ધરાવે છે. હવે ऋ, ज, ठ, थ અને ध જેવા અક્ષરોમાં પણ શિરોરેખા થવા લાગી છે. વર્ણોને મથાળે રહેલી આડી રેખા તરંગાકાર બની છે. સ્વરમાત્રાઓમાં आ, इ, ई, ए અને ऐના મરોડ નાગરી મરોડની દિશામાં વિકસે છે. ઉત્તર-મૈત્રકકાલમાં एની સ્વરમાત્રાને પડિમાત્રાનું સ્વરૂપ અપાતું જાય છે. સંયુક્તાક્ષરોમાં સામાન્યતઃ પૂર્વગ અક્ષરની ટોચે જોડાતી સ્વરમાત્રાઓ ક્યારેક અનુગ અક્ષરની ટોચે જોડાય છે. અનુગ य તથા रનો મરોડ વધુ વળાંકદાર બન્યો છે. અંકચિહ્નો હજી પ્રાચીન શૈલીએ લખાય છે. અનુસ્વાર અને વિસર્ગનાં ચિહ્ન બિંદુને બદલે નાની આડી રેખારૂપે લખાય છે. વિરામચિહ્નમાં એક

અને એ ઊભી રેખા પ્રયોજાય છે. શંખનું મંગલચિહ્ન પ્રાયઃ દક્ષિણાવર્તી હોય છે.

આ કાલ દરમ્યાન સમસ્ત ગુજરાતમાં એકસરખી પ્રાદેશિક લિપિશૈલી પ્રચલિત થઈ જણાય છે. ડૉ. બ્યૂલર તથા પં. ઓઝાએ આ કાલની ગુજરાત–મહારાષ્ટ્ર–કર્ણાટકની લિપિને 'પશ્ચિમી લિપિ' તરીકે ઓળખાવી છે,[૨૭] પરંતુ આ કાલની ગુજરાતની અને દખ્ખણની લિપિ વચ્ચે કેટલોક સ્પષ્ટ શૈલીભેદ રહેલો છે. ગુજરાતની શૈલીમાં મુખ્ય અસર દખ્ખણની શૈલીની પ્રવર્તે છે, છતાં એમાં રાજસ્થાની શૈલીની કેટલીક અસર પણ વરતાય છે. આથી ગુજરાતની આ કાલની લિપિને એક વિશિષ્ટ લિપિપ્રકાર તરીકે ઓળખવી ઘટે. પ્રાકૃત विशेषावश्यकभाष्य( લગભગ ઈ. સ. ૬૧૦ )માં તત્કાલીન લિપિઓની યાદીમાં 'લાટ લિપિ' ( प्रा. लाडलिवी ) જણાવવામાં આવી છે તે પરથી ગુજરાતની આ લિપિને 'લાટ લિપિ' તરીકે ઓળખાવી શકાય.[૨૮]

દખ્ખણના ઉત્તર ભાગમાં વાકાટક રાજ્યના અભિલેખોમાં અક્ષરોમાં શિરોરેખાના સ્થાને ડાબી ટોચ ઉપર નાનો ચોરસ કરવામાં આવતો. ચાલુક્યો, કદંબો, પલ્લવો અને ગંગોના અભિલેખોમાં પણ આ અસર વરતાય છે.[૨૯]

ગોદાવરી–કૃષ્ણા પ્રદેશમાં ક્રમશઃ કદંબો, ચાલુક્યો અને રાષ્ટ્રકૂટોની સત્તા પ્રવર્તી. તેઓના લેખોમાં છેવટે આદ્ય-કાનડી લિપિ ખીલી જણાય છે. આન્ધ્ર પ્રદેશમાં આ અસર પ્રવર્તતાં થોડો વિલંબ થયો. પૂર્વ ચાલુક્ય રાજ્યમાં દખ્ખણી શૈલાની ઠીક ઠીક અસર રહી.[૩૦]

કૃષ્ણા પ્રદેશની દક્ષિણે આવેલા દક્ષિણ ભારતમાં અક્ષરોના મરોડમાં ઘણો કલાત્મક ફેરફાર જોવામાં આવે છે. સાતમી સદીમાં આ પ્રદેશમાં ગ્રંથલિપિ પ્રચલિત થઈ. સ્વરમાત્રાઓનો પૂર્ણ વિકાસ થયો.[૩૦] આ લિપિ શરૂઆતમાં તેલુગુ–કાનડી લિપિ સાથે ઠીક ઠીક સામ્ય ધરાવતી, પરંતુ આગળ જતાં ચાલુ કલમે લખવાથી, ઊભી અને આડી રેખાઓને વળાંકદાર મરોડ આપવાથી તેમ જ ક્યાંક ક્યાંક અક્ષરમાં ગાંઠ કરવાથી આ લિપિએ વિશિષ્ટ સ્વરૂપ ધારણ કર્યું. એમાં एની માત્રા અક્ષરની ડાબી બાજુએ અને અનુસ્વારનું ચિહ્ન જમણી બાજુએ ઉમેરાય છે.[૩૨]

## વર્તમાન પ્રાદેશિક લિપિઓ

ભારતની લગભગ સર્વ વર્તમાન પ્રાદેશિક લિપિઓ બ્રાહ્મી લિપિમાંથી સમય જતાં વિકસેલી લિપિઓ છે. એમાં દ્રવિડ ભાષાઓ માટે વપરાતી લિપિઓનો

પણ સમાવેશ થાય છે અર્થાત્ એ ભાષાઓ ભારતીય-આર્ય ભાષાકુલથી ભિન્ન કુલની હોવા છતાં એની લિપિઓ બ્રાહ્મી કુલનો જ પરિવાર છે.

ભારતની વર્તમાન લિપિઓમાં નાગરી લિપિ સહુથી વધુ પ્રદેશોમાં પ્રચલિત છે, ખાસ કરીને ઉત્તર ભારતનાં તથા દખ્ખણમાં. 'નાગરી' એ 'દેવનાગરી'નું સંક્ષિપ્ત રૂપ છે. આ નામ પ્રાયઃ 'દેવનગર' નામે યંત્ર(તાંત્રિક આકૃતિ)માં પ્રયોજાતા સાંકેતિક અક્ષરોને લઈને પ્રયોજાયું લાગે છે.[33] દક્ષિણ ભારતમાં એને 'નંદિનાગરી' કહે છે.

આ લિપિસ્વરૂપનો પ્રયોગ દખ્ખણમાં ૮મી સદીથી જોવા મળે છે, જ્યારે ઉત્તર ભારતમાં એ ખાસ કરીને ૧૦મી સદીથી જોવામાં આવે છે. દક્ષિણ ગુજરાતના ગુર્જરવંશનાં તામ્રપત્રો જે દખ્ખણની અસરવાળી લાટલિપિમાં લખાયાં છે તેમાં દાનશાસન ફરમાવનાર રાજાઓના સ્વહસ્ત (દસ્કત) નાગરી લિપિમાં લખાયેલા છે. ઉત્તર ભારતમાં કનોજના પ્રતીહારો, મેવાડના ગુહિલો, રાજસ્થાનના ચાહમાનો, કનોજના ગાહડવાલો, ગુજરાતના ચૌલુક્યો, આબુ-માળવાના પરમારો, મધ્યપ્રદેશના કચ્છપઘાતો ચંદેલો અને કલચુરિઓ ઇત્યાદિ અનેક રાજવંશોના શિલાલેખો તથા તામ્રશાસનો નાગરી લિપિમાં લખાયાં છે.

દસમી સદીના અભિલેખોમાં બે ઊભી રેખાવાળા અક્ષરો(દા. ત. अ, घ, प, म, य, ष અને स)માં નાની શિરોરેખા દરેક ટોચ પર અલગ અલગ લખાતી, પરંતુ ૧૧મી સદીથી એને બદલે એક લાંબી સળંગ શિરોરેખા લખાવા લાગી. ઉદયાદિત્યના ઉજ્જન લેખ(૧૧મી સદી)માં અંતે પૂરી વર્ણમાલા આપવામાં આવી છે. એમાં अ થી औ સુધીના ૧૪ સ્વરો, અનુસ્વાર, વિસર્ગ, જિહ્વામૂલીય, ઉપધ્માનીય અને क થી ह સુધીના ૩૩ વ્યંજનોનો સમાવેશ થાય છે. એમાં વર્તમાન નાગરી અક્ષરોના મરોડની દૃષ્ટિએ इ, ऋ, ऌ, ओ, च, छ, झ, ड, थ, ध, फ, ब, અને भ જેવા કેટલાક અક્ષરોના મરોડ વિલક્ષણ લાગે છે. એમાં इ, ऌ, ओ અને ध શિરોરેખા વિનાના છે. इ અને ई ની સ્વરમાત્રા શિરોરેખા વિનાની છે. ए ની માત્રામાં અક્ષરની ડાબી બાજુએ ઊભી રેખારૂપે લખાતી પડિમાત્રા કરવાની પ્રથા પ્રચલિત થતી જાય છે. સમય જતાં इ, ऌ અને ओ પર શિરોરેખા લખાવા લાગે છે, પરંતુ ध માં શિરોરેખા પ્રચલિત થતાં વધુ સમય લાગ્યો. દરમ્યાન શિરોરેખાના અભાવે धा અને ध। વચ્ચે ગોટાળો થાય તેમ જણાતાં 'धा' માં 'ध' અને કાનાની વચ્ચે નાની આડી રેખા જોડવામાં આવતી. ओं નું ચિહ્ન હજી સ્વતંત્ર રહેલું. એ ચિહ્ન ७ જેવું લખાતાં ड થી અલગ પડતું. હલન્ત અક્ષર દર્શાવવા અક્ષરની નીચે ત્રાંસી રેખા લખાતી.

સ્વરસંધિમાં ए અને ओ પછી થતા अ ના લોપ દર્શાવવા અવગ્રહનું ચિહ્ન (ऽ) પ્રયોજાયું. પડિમાત્રાની પ્રથા પ્રમાણે ए ની માત્રા માટે અક્ષરની ડાબી બાજુએ

આકૃતિ ૪ : બ્રાહ્મીમાંથી નાગરી

કાના જેવી ઊભી રેખા લખાતી, ओ ની માત્રા માટે અક્ષરની બંને બાજુએ એવી એકેક ઊભી રેખા લખાતી, જ્યારે ऐ અને औ ની માત્રા માટે એક ઊભી

પડિમાત્રા ઉપરાંત અક્ષરની ઉપર ए ની માત્રા દર્શાવતી ત્રાંસી રેખા કરવી પડતી. હસ્તલિખિત પ્રતોમાં પંક્તિઓની વચ્ચે ઘણી ઓછી જગા રાખવામાં આવતી. એથી શિરોરેખા ઉપર ઊંચી ત્રાંસી રેખા ઉમેરવાનું બને ત્યાં સુધી ટાળવામાં આવતું ને એને બદલે ઊભી પડિમાત્રાનો ઉપયોગ કરવામાં આવતો.

બારમી–તેરમી સદી દરમ્યાન નાગરી લિપિનો ઘણે અંશે વર્તમાન મરોડ ઘડાયો છે. દા. ત. આબુના પરમાર રાજા ધારાવર્ષનો ઓરિયા લેખ (ઈ. સ. ૧,૨૫૮) વાંચતાં પ્રાચીનલિપિવિદ્યા ન જાણનારને બહુ થોડી તકલીફ પડે છે. એમાં इ, च, थ, ध અને भ જેવા જૂજ અક્ષરો ઓળખવા મુશ્કેલ લાગે; अ, ए અને ज્ઞ જેવા થોડાક અક્ષર થોડા વિલક્ષણ છતાં ઓળખી શકાય તેવા લાગે, જ્યારે બાકીના બધા અક્ષરો વર્તમાન મરોડના છે. સ્વરમાત્રાઓની બાબતમાં પડિમાત્રાની પદ્ધતિનો ખ્યાલ રાખવો પડે એટલું જ.

વર્તમાન નાગરી લિપિ આમ બ્રાહ્મી લિપિમાંથી ક્રમશઃ વ્યુત્પત્તિ થયેલી છે (આકૃતિ ૪), એની સ્વરમાત્રાઓમાં પણ એ જ ક્રમિક વિકાસ રહેલો છે (આકૃતિ ૫).

आकृति ५ : સ્વરમાત્રાઓનાં રૂપાંતર

સંયુક્તાક્ષરોમાં કેટલાક અક્ષર અગાઉની જેમ ઉપર–નીચે જોડાતા, જેમકે क्क, ङ्क અને ल्ल. અનુગ અક્ષર એ ટોચવાળો હોય અથવા પૂર્વંગ અક્ષર એ પાંખાવાળો હોય, તો અનુગ અક્ષરની ડાબી ટોચને પૂર્વંગ અક્ષરના જમણા પાંખાના નીચલા છેડા સાથે જોડવામાં આવતી, જેમકે ग्न. કેટલીક વાર પૂર્વંગ અક્ષરની જમણી રેખા

અને અનુગ અક્ષરની ડાબી રેખા એકાકાર બને છે ને ત્યારે એ બે અક્ષર સરખી સપાટીએ જોડાય છે, જેથી એમાં મોટે ભાગે પૂર્વંગ અક્ષરમાં જમણી ઊભી રેખાનો લોપ થાય છે ને એ અક્ષર છેદેલા જેવો લાગે છે. જેમકે, ग्य, ष्ठ, त्य, न्म, स्य, व्य વગેરે. અનુગ य માં હવે એના જૂના વિશિષ્ટ સ્વરૂપને બદલે સીધું य નું ચિહ્ન જોડાય છે. પૂર્વંગ श ‘˜’ નું સ્વરૂપ ધારણ કરે છે. જેમકે श्च અને श्रीમાં. क् + तમાં અગાઉ क નું ડાબું પાંખું સીધી આડી રેખારૂપે અલગ રાખવામાં આવતું એને બદલે એને છેવટે त ની આડી રેખામાં એકાકાર કરીને ડાબી બાજુએ એનો છેડો બહાર નીકળેલો રાખવામાં આવ્યો, જેમકે क्त. એવી રીતે त् + त માં પણ છેવટે त्त રૂપ પ્રચલિત થયું. અનુગ र પૂર્વંગ અક્ષરની ઊભી રેખાની વચ્ચે નીચે ડાબી બાજુએ જતી ત્રાંસી રેખારૂપે ઉમેરાય છે, જેમકે क्र, प्र, ब्र, म्र અને व्र. ड જેવા ગોળ તળિયાવાળા અક્ષરોમાં એ કાકપાદ આકારે જોડાય છે, જેમકે ड्र. સંયુક્તાક્ષરોમાં क्ष અને ज्ञ ના મરોડ એના વર્તમાન મરોડની નજીક આવ્યા છે. त्त માટે त ની ડાબી આડી રેખાની ઉપર એને સમાંતર આડી રેખા ઉમેરાતી. ण्ण માં ण ની નીચે ण જોડતાં વચ્ચે તરંગાકાર રેખા થતી તેને બદલે સીધી રેખા કરીને ण ને વચ્ચે આડી રેખાથી છેદવામાં આવતો.

ઉત્તર ભારતના નાગરી અક્ષરોમાં અમુક અક્ષરોના જુદી જાતના મરોડ વિકસ્યા, જ્યારે દખ્ખણમાં એને બદલે अ, झ, ण, भ અને क्ष એવા મરોડ પ્રચલિત થયા (આકૃતિ ૬). ગુજરાતમાં અગાઉ અભિલેખોમાં તથા ગ્રંથોમાં

अ झ ण भ क्ष

अ झ ण भ क्ष

આકૃતિ ૬ : નાગરી અક્ષરોમાં વૈકલ્પિક રૂપ

આ અક્ષરોના ઉત્તરી મરોડ વધુ પ્રચલિત થયેલા, પરંતુ મુંબઈમાં મુદ્રણ માટે તૈયાર થયેલા અક્ષરોનાં બીબાંમાં મહારાષ્ટ્રની અસર નીચે એ અક્ષરોના દખ્ખણી મરોડ પ્રયોજાતાં ને ગુજરાતમાં છપાયેલા સંસ્કૃત ગ્રંથો માટે એ બીબાં પ્રચલિત થતાં અર્વાચીન ગુજરાતની નાગરી લિપિમાં પ્રાયઃ ઉત્તરી મરોડને બદલે દખ્ખણી મરોડ પ્રચલિત થયા છે.

ગુજરાતમાં નાગરી લિપિ પહેલવહેલી દક્ષિણ ગુજરાતના ગુર્જર રાજાઓના અભિલેખો (ઈ. સ. ૬૨૮–૭૩૫)માં કોતરેલા તેઓના સ્વહસ્તમાં દેખા દે છે.

એ ગુર્જર રાજાઓ મૂળમાં રાજસ્થાનના ગુર્જરકુલના હોવાથી એમના હસ્તાક્ષરોમાં નાગરી લિપિની અસર રહેલી હોય એ સ્વાભાવિક છે, પરંતુ નાગરી લિપિ ગુજરાતમાં વ્યાપક પ્રમાણમાં પ્રચલિત થવા લાગી અનુમૈત્રકકાલ (ઈ. સ. ૭૮૮–૯૪૨) દરમ્યાન. સિંધથી આવી પશ્ચિમ સૌરાષ્ટ્રમાં વસેલા સૈન્ધવ વંશના રાજાઓના તેમ જ કનોજના પ્રતીહારોના આધિપત્ય નીચે રાજ્ય કરતા દક્ષિણ સૌરાષ્ટ્રના ચાલુક્ય વંશના તથા ઉત્તર-પૂર્વ સૌરાષ્ટ્રના ચાપવંશના રાજાઓનાં તામ્રપત્રોમાં ઉત્તરી નાગરી લિપિ પ્રયોજાઈ. તળ ગુજરાતનાં રાષ્ટ્રકૂટવંશનાં તામ્રપત્રોમાં પણ હવે લાટલિપિની સાથે સાથે નાગરી લિપિ પ્રચલિત થઈ ગઈ ને છેવટે માત્ર નાગરી લિપિ જ વપરાઈ. સંખ્યાદર્શક અંકચિહ્નોમાં પણ હવે નવીન શૈલી પ્રચલિત થઈ. આમ નવમી સદી દરમ્યાન ગુજરાતમાં લિપિના ક્ષેત્રે ભારે પરિવર્તન થયું.

ચૌલુક્યકાલ (ઈ. સ. ૯૪૨–૧૩૦૪) દરમ્યાન ગુજરાતમાં નાગરી લિપિ લગભગ અર્વાચીન અવસ્થા પામી. આ કાલ દરમ્યાન इ, च, ठ, ध, न અને ब જેવા અક્ષર અંતે અર્વાચીન મરોડ ધારણ કરે છે, જ્યારે ऋ, ओ, क, ङ, छ, ज्ञ, फ અને म જેવા થોડા અક્ષરોના મરોડ વિલક્ષણ રહ્યા છે. इ અને ई ની સ્વરમાત્રામાં શિરોરેખા ઉમેરાઈ નથી ને ए ની માત્રા માટે પડિમાત્રા વિશેષ પ્રચલિત છે. શિરોરેખા आ અને ए ની માત્રા સુધી વિસ્તરે છે, પણ એને આરપાર છેદતી નથી. મૂળાક્ષરોનાં अ, ण, ल અને श ની સરખામણીએ એના ઉત્તરી મરોડ વિશેષ પ્રચલિત છે. ज्ञ અને म ના બંને મરોડ લોકપ્રિય છે, જિહ્વામૂલીય અને ઉપધ્માનીયનો પ્રયોગ લુપ્ત થતો જાય છે.

વામાવર્તી શંખનું મંગલચિહ્ન અગાઉ ૯ જેવું હતું તે હવે ૮ જેવું સ્વરૂપ ધારણ કરે છે ને એની જમણી બાજુએ શૂન્ય જેવું ચિહ્ન ઉમેરાય છે. આ મંગલચિહ્ન હાલ 'ભલે મીડું' તરીકે ઓળખાય છે. ओ ના જૂના મરોડ(उ)માં અનુસ્વાર ઉમેરીને 'ओ' નું ચિહ્ન લખાતું.

ચૌલુક્યકાલ પછીના બે સૈકાઓ (લગભગ ઈ. સ. ૧૩૦૦ થી ૧૫૦૦) દરમ્યાન छ અને ऊએ વર્તમાન મરોડ ધારણ કર્યો. ड નો ઉત્તરી મરોડ પ્રચલિત થયો. ज्ञ અને मના મરોડ હજી વિલક્ષણ રહ્યા છે. श નો દખ્ખણી મરોડ વધારે પ્રચલિત થયો, જ્યારે अ અને ण જેવા અક્ષરોમાં ઉત્તરી મરોડ વધારે વપરાતો. અનુસ્વાર અને વિસર્ગનાં ચિહ્નોમાં હવે પોલા મીડાને બદલે બિંદુ વધુ પ્રચલિત થયું. इ ની માત્રામાં હવે અક્ષરની શિરોરેખા એ માત્રા સુધી લંબાવા લાગી.

એ પછીના ત્રણ શતક (ઈ. સ. ૧૫૦૦થી ૧૮૦૦) દરમ્યાન ओ નું સ્વતંત્ર ચિહ્ન લુપ્ત થયું ને એને બદલે अ પરથી સાધિત થયેલું ओ નું રૂપ પ્રચલિત થયું. क, घ અને क्र ના અર્વાચીન મરોડ ઘડાયા. ऋ અને म ના મરોડ અંશતઃ અર્વાચીન બન્યા. ज्ञનો ઉત્તરી મરોડ પ્રચલિત રહ્યો. વૈકલ્પિક સ્વરૂપોમાં अ, ड, ण, भ, ल, क्षना ઉત્તરી મરોડ વિશેષ પ્રચલિત હતા. ल ને બદલે હવે ल જેવો ખંડિત મરોડ વધુ પ્રચલિત થયો. ए અને ओની માત્રામાં હવે પડિમાત્રાને બદલે શિરોમાત્રા પ્રચલિત થઈ. इ અને ईની માત્રામાં અક્ષરની શિરોરેખા હવે માત્રા સુધી હંમેશાં લંબાય છે, પરંતુ કોઈ સ્વરમાત્રાની ઊભી રેખાને એ આરપાર છેદતી નથી. મુદ્રણ માટેનાં બીબાંમાં શિરોરેખા अ, इ, ई, અને ओની ઊભી રેખાને આરપાર છેદે તેટલી લંબાવાઈ. ५, ८ અને ९ના ઉત્તરી મરોડ પ્રચલિત રહ્યા. ૧૯મી સદીના ઉત્તરાર્ધ દરમ્યાન મુદ્રણાલયના બાળબોધ મરોડનાં બીબાં મારફતે ગુજરાતમાં મહારાષ્ટ્રના બાળબોધ મરોડ વ્યાપક પ્રમાણમાં પ્રચલિત થયા.

આ કાલ દરમ્યાન જૈનોના આશ્રયે લખાતા ગ્રંથોમાં લહિયાઓએ સૌષ્ઠવયુક્ત સુલેખનની વિશિષ્ટ પરિપાટી વિકસાવી, જેને 'જૈન નાગરી લિપિ' તરીકે ઓળખવામાં આવે છે.[34] આ લિપિમાં મુખ્યત્વે ઉત્તરી મરોડનાં જૂનાં સ્વરૂપ પ્રચલિત રહ્યાં છે; આથી इ, उ, छ, ज्ञ, ठ, ड, ल, અને क्ष — એ અક્ષરોના મરોડ વિલક્ષણ થયા છે (આકૃતિ ૭). આ લિપિસ્વરૂપ હસ્તલિખિત પ્રતોમાં પ્રચલિત રહેલું છે, અભિલેખોમાં પ્રચલિત થયું નથી.

इ उ छ ज्ञ ठ ड ल क्ष

આકૃતિ ૭ : જૈન લિપિના વિલક્ષણ અક્ષર

પરંતુ ગુજરાતમાં સમય જતાં પ્રાદેશિક લિપિનું વિશિષ્ટ સ્વરૂપ ઘડાયું, જે **ગુજરાતી લિપિ** તરીકે ઓળખાય છે. એના મરોડનો આરંભ ૧૫મી સદીથી ल ના પ્રાદેશિક નાગરી મરોડમાં દેખા દે છે. ગુજરાતી પ્રજાનો ઘણો વર્ગ વેપારધંધામાં પડેલો હોઈ એને રોજિંદા હિસાબ-કિતાબ માટે શિરોરેખાવાળા અક્ષરોની પરિપાટી માફક ન આવી, કેમકે શિરોરેખાવાળા અક્ષરો લખતાં વધુ

વખત લાગે છે. આથી એને બદલે સળંગ શિરોરેખા તરીકે પહેલાં એક આખી લીટી દોરીને એની નીચે શિરોરેખા વિનાના અક્ષરો લખવાની પરિપાટી પ્રચલિત થઈ. વળી શીઘ્રલેખન માટે અક્ષરોને વધુ વળાંકદાર મરોડ આપવામાં આવ્યો; ને એથી ઘણા અક્ષરોના ઉપલા ડાબા છેડાને અને નીચલા જમણા છેડાને સ્વાભાવિક રીતે ગોળમરોડવાળો કરવામાં આવ્યો,[૩૫] જેમકે ग, घ, ञ, त, थ, द, ध, प, म, य, र, व, श, ष, स અને હમાં. ट અને ढ જેવા અક્ષરોમાં માત્ર ઉપલા છેડાને અને न, ल તથા ब જેવા અક્ષરોમાં માત્ર નીચલા છેડાને વળાંકદાર મરોડ આપવાની જરૂર પડી. ट અને ड જેવા જે જૂજ અક્ષર અપવાદરૂપે જમણી બાજુથી ડાબી બાજુ તરફ લખાય છે, તેમાં ઉપલા છેડાને જમણી બાજુનો વળાંક આપવામાં આવ્યો. इ, ञ, ड, ढ અને ह જેવા અક્ષરોમાં શિરોરેખાને જોડતી ઊભી નાની રેખાનો લોપ કરવામાં આવ્યો. ण માં ડાબા પાંખાના નીચલા છેડાને અને વચલા પાંખાના ઉપલા છેડાને ડાબી બાજુનો વળાંક આપવામાં આવ્યો. उ માં ઉપલા છેડાને ડાબી બાજુનો વળાંક આપવામાં આવ્યો. ઉપરાંત એના નીચલા વળાંકને ઊંચે સુધી લંબાવવામાં આવ્યો. ऊ ની બાબતમાં એ વળાંકને જમણી બાજુએ લંબાવી છેક નીચે ઉતારવામાં આવ્યો. આ રીતે ઉ, ઊ, ગ, ઘ, ઙ, જ, ટ, ઠ, ડ, ઢ, ણ, ત, થ, દ, ધ, ન, પ, મ, ય, ર, લ, વ, શ, ષ, સ અને હ જેવા ઘણા અક્ષરોના ગુજરાતી મરોડ નાગરી રૂપોમાં સહેજસાજ ફેરફાર કરવાથી તૈયાર થયા.

अ ના ઉત્તરી મરોડને શિરોરેખા વિના અને સળંગ કલમે લખતાં 'અ' મરોડ ઘડાયો. इ ને એ રીતે શિરોરેખા વિના અને સળંગ કલમે લખતાં એના નીચલા છેડાને જમણી બાજુએ ઊંચે લંબાવવામાં આવ્યો. ई માં એના ઉપલા વળાંકને 'ઇ'ના જમણા છેડા સાથે જોડવામાં આવ્યો. નાગરી લિપિમાં જેમ છેવટે ओ નું સ્વતંત્ર રૂપ લુપ્ત થયું તેમ ગુજરાતી લિપિમાં ए નું સ્વતંત્ર રૂપ પણ લુપ્ત થયું. આથી એ, ઐ, ઓ અને ઔ—એ ચારેય અક્ષરોને 'અ' માં તે તે સ્વરમાત્રા ઉમેરીને સાધિત કરવામાં આવે છે.

શિરોરેખા વિના લખાતાં क નો મરોડ જમણી બાજુ ઝૂકતો ગયો ને છેવટે એ ઝોક લગભગ પોણા ભાગ જેટલો થયો. ख ને શિરોરેખા વિના લખતાં 'રવ' જેવું રૂપ થાય. આથી એને બદલે ख ને સ્થાને ઘણી વાર પ્રયોજાતા ष માંથી 'ખ' જેવું વિલક્ષણ રૂપ સાધવામાં આવ્યું. च માં વચલી રેખાને આડી ઊભી રેખાથી અલગ પાડતાં અને એનું આખું ડાબું પાંખું સળંગ લખાતાં

છેવટે 'ચ' મરોડ ઘડાયો. શિરોરેખા વિનાના ज માં વચલી ટોચથી શરૂ કરી ડાબી પાંખાને ચાલુ કલમે લખી જમણા પાંખાને ત્રાંસ આપતાં 'જ' મરોડ થયો. झ ના જૂના મરોડમાં શિરોરેખા લુપ્ત થતાં અને જમણી બાજુ ઉપર નાની ઊભી રેખા ઉમેરાતાં વળાંકદાર લઢણે 'ઝ' નો મરોડ થયો. फ માં શિરોરેખા વિનાના મરોડમાં क ની જેમ જમણી બાજુનો ઝોક આવ્યો ને એને 'ક' થી અલગ પાડવા માટે એની નીચે 'ર' ના નીચલા ભાગ જેવું ચિહ્ન ઉમેરાયું. ब-ને શિરોરેખા વિના સળંગ ઝડપી કલમે લખતાં 'બ' મરોડ ઘડાયો. म માં શિરોરેખા લુપ્ત થતાં ને स નો ડાબો ઉપલો છેડો વળાંકદાર થતાં म અને स ના ગુજરાતી મરોડ સરખા થઈ જતાં म ના ડાબા પાંખાને નીચે લંબાવવામાં આવ્યું, જેથી એ અક્ષરનો 'મ' સાથે ભ્રમ થાય નહિ. ळ માં શિરોરેખા તથા તેને જોડતી નાની ઊભી રેખાનો લોપ થતાં અને અક્ષરને ઝડપથી લખતાં એના ડાબા પાંખાનો ઉપલો ભાગ તથા જમણા પાંખાનો નીચલો ભાગ સીધો થયો.

આકૃતિ ૮ : ગુજરાતી અક્ષરોનું ઘડતર

આમ ઝડપથી અને સળંગ કલમે લખતાં શિરોરેખા વિનાના નાગરી વર્ણોએ સ્વાભાવિક રીતે ઓછાં–વત્તાં પરિવર્તન દ્વારા ગુજરાતી મરોડ ધારણ કર્યા ( આકૃતિ ૮ ). સ્વરમાત્રાઓમાં કાનાનો નીચલો છેડો પણ વળાંકદાર થયો. 'જ' માં 'ઈ' ની સ્વરમાત્રા જોડાતાં એ સ્વરમાત્રાએ ડાબી બાજુનો વળાંક લીધો ને પરિણામે 'જી' જેવું વિલક્ષણ રૂપ ઘડાયું. વળી 'જ' માં 'ઉ' અને 'ઊ' સ્વરમાત્રા અક્ષરની નીચે સીધી ન ઉમેરતાં એને કાનો કરીને એને નીચલે

છેડે ઉમેરવાની પરિપાટી પડી. ક્ર માટે 'રૂ' જેવું રૂપ પ્રચલિત થયું.

સંયુક્તાક્ષરોમાં ઘણા પૂર્વંગ અક્ષરોની જમણી ઊભી રેખાનો લોપ કરીને એની સાથે અનુગ અક્ષર જોડાય છે, જેમકે ખ્ય, ગ્મ, ઘ્ય, ચ્છ, જ્ય, ણ્પ, ત્મ, ન્ય, પ્સ, બ્ય, ભ્ભ, મ્ય, સ્ય, લ્વ, વ્ય, શ્મ અને સ્ત. બાકીના અક્ષરો પૈકી કેટલાકમાં પૂર્વંગ અક્ષરનું સંકુચિત સ્વરૂપ પ્રયોજાય છે, જેમ કે ક્વ, જ્વ. એવી રીતે અનુગ ય માં ડાબા પાંખાને છેડે ચાંચ કાઢીને એને પૂર્વંગ અક્ષર સાથે જોડવામાં આવે છે, જેમકે ટ્ય. કેટલાક અક્ષરોનાં ગુજરાતી સ્વરૂપ જુદાં હોવા છતાં એના સંયુક્તાક્ષરો નાગરી ઢબે લખાય છે, જેમકે ક્ક, ક્ષ, ઘ્ન, ઙ, શ્ચ, શ્ર, લ્લ, હ્ય. બાકીના સંયુક્તાક્ષરોમાં જરૂર પડતાં પૂર્વંગ અક્ષરને હલન્ત દર્શાવવો પડે છે, જેમ છ્વ, ટ્વ, ડ્વ, ઢ્વ, ઙ્વ, દ્બ, દ્ભ, ફ્ત, હ્વ. પૂર્વંગ 'હ' સાથેના સંયુક્તાક્ષર તેના નીચલા ભાગની અંદર અનુગ અક્ષરને ગોઠવીને પણ લખાય છે, જેમકે હ્ન, અને હ્ર. પૂર્વંગ 'ર' ની રેફને અનુગ અક્ષરની ટોચ ઉપર નાગરીની જેમ ચાપાકારે લખવામાં આવે છે, જેમકે ર્ક, ર્ત, ર્પ, ર્મ અને ર્લ. અનુગ 'ર' ને સીધા ઊભી પાંખવાળા અક્ષરોમાં નાગરી લિપિની જેમ વચ્ચેથી ડાબી બાજુએ નીચે જતી ત્રાંસી રેખારૂપે જોડવામાં આવે છે, જેમકે ગ્ર, પ્ર, બ્ર, ભ્ર, મ્ર, વ્ર, અને સ્ર. 'ત્ર' માં 'ત' ની આડી રેખા ત્રાંસી બને છે. ક, જ, દ, ફ, અને હ જેવા અક્ષરોમાં પણ એ આ રીતે જોડાય છે. પરંતુ છ, ટ, અને ડ જેવા અટપટા અક્ષરોમાં કાકપાદ (^) રૂપે જોડાય છે, જેમકે છ્ર, ટ્ર, ડ્ર.

અંકચિહ્નોમાં ૨, ૭, અને ૮ મરોડદાર બન્યા. ૧, ૩, ૪, ૫, ૬ અને ૯ નાં ચિહ્નોનું સરલીકરણ થયું, ચિહ્ન સીધા મરોડનાં થયાં ને એના છેડા વળાંકદાર બન્યા. 'ર' માં અને 'ર' માં નીચલું પાંખું લુપ્ત થયું. આગળ જતાં 'ર' નું નીચલું પાંખું ડાબી બાજુએ વાળીને એનો મરોડ '૬' જેવો કરવામાં આવ્યો. '૯' માં નીચલા પુચ્છાકારનો લોપ કરી ડાબી બાજુના ચાપાકાર અને જમણી બાજુની આડી રેખાને અલગ પાડી એને '૯' રૂપે બે ટુકડે લખવામાં આવ્યું.

આ લિપિ શરૂઆતમાં વેપારીઓના હિસાબ–કિતાબમાં વપરાતી ને આથી એ 'વાણિયાશાઈ લિપિ',[૩૬] કે 'મહાજન લિપિ'[૩૭] તરીકે ઓળખાતી. સંસ્કૃત ગ્રંથો તેમ જ ગુજરાતી ગ્રંથો પણ લાંબા વખત લગી 'શાસ્ત્રી અક્ષરો' માં [૩૮]

અર્થાત્ નાગરી લિપિમાં લખાતા. પરંતુ ગુજરાતી લિપિ લખવામાં સરળ અને ઝડપી હોઈ ગુજરાતી ગ્રંથોના લેખન માટે પ્રચલિત થતી રહી. આ પ્રક્રિયાનો આરંભ ૧૫ મી સદીથી સ્પષ્ટ જોવા મળે છે.[૩૮અ] ઈ. સ. ૧૮૦૦ના અરસામાં અહીં મુદ્રણકલા દાખલ થઈ ત્યારે પારસી વગેરે ધંધાદારી વર્ગોએ ગુજરાત માટે આ લોકભોગ્ય લિપિ પસંદ કરી.[૩૯] શરૂઆતમાં છાપકામ શિલાછાપથી થતું ત્યારે ગુજરાતી અક્ષરોની ઉપર આખી સળંગ લીટી દોરાતી, પરંતુ અક્ષરોનાં છૂટક બીબાં પ્રયોજાતાં એ લીટી દોરવાની પરિપાટીને તિલાંજલી દેવામાં આવી. હવે હસ્તલિખિત લખાણોમાં પણ એવી લીટી ભાગ્યે જ દોરાય છે. મુદ્રણ માટે ગુજરાતી લિપિના તમામ મૂળાક્ષરો, માત્રાઓ, સંયુક્તાક્ષરો વગેરેનો વિકાસ થયો છે. ટાઇપ કામમાં ચિહ્નોની સંખ્યા જેમ બને તેમ ઓછી રાખવાની હોવાથી એના ચિહ્ન-આયોજનમાં વિરલ પ્રમાણમાં વપરાતાં ચિહ્નોનો સમાવેશ કરવામાં આવ્યો નથી, પરંતુ લેખનકલાની દૃષ્ટિએ એમાં એટલી ઊણપ રહી જાય છે.

નાગરી લિપિના અક્ષર ઝડપથી લખાય એ હેતુથી મહારાષ્ટ્રમાં પણ એમાં કેટલાક સુધારા કરવામાં આવેલા. એમાં નાની નાની શિરોરેખાને બદલે લાંબી લીટી દોર્યા કરવામાં આવતી ને એક અથવા વધુ શબ્દ અથવા આખી લીટી સળંગ કલમે લખવામાં આવતી. આ લિપિને **મોડી લિપિ** કહે છે.

એમાં ऋ, ल, ग, घ, ङ, छ, झ, ड, ढ, त, न, म, स, श અને ष જેવા અક્ષરો નાગરી અક્ષરોને મળતા આવે છે. 'ઈ' અને 'જ' ગુજરાતી અક્ષરો જેવા છે. ख, प, व, અને र પ્રાચીન તેલુગુ-કન્નડ અક્ષરોને મળતા છે. ट નો આકાર ઠ જેવો થયો હોવાથી ઠ ની અંદર બિંદુ ઉમેરવામાં આવે છે. अ, उ, क, च, ज, थ, द, ध, फ, ब, य, ल, व, स, ह અને ळ ના મરોડ ઠીક ઠીક વિલક્ષણ છે. અક્ષરોનો એકંદર મરોડ વળાંકદાર છે. ઘણા અક્ષરોના નીચલા ભાગ ગોળ છે, જેમ કે इ, ख, ट, ठ, थ, द, ध, प, य, र, स, અને ह. સ્વરમાત્રાઓમાં इ–ई અને उ–ऊ ની માત્રાઓ સરખી છે. અંકચિહ્નોમાં ૩ અને ૪ ગુજરાતી અંકો જેવા છે.

આ લિપિ હેમાદ્રિ પંડિતે ઉપજાવી મનાય છે, પરંતુ ખરેખર એનું ઘડતર શિવાજીના ચિટનીસ બાલાજી અવાજી તથા વિવલકર નામે વિદ્વાનના હાથે થયું છે.[૪૦] આ લિપિ હિસાબકિતાબ તથા પત્રવ્યવહારમાં લાંબો સમય પ્રચલિત રહી. મરાઠા કાલ દરમ્યાન રાજસ્થાનના થોડા શિલાલેખ આ લિપિમાં

કોતરાયેલા છે.[૪૧] આ લિપિ મરાઠીની પ્રાથમિક શાળાઓમાં શીખવાતી, પરંતુ મુદ્રણ–કાલમાં નાગરી લિપિ અપનાવાતાં મોડી લિપિ લુપ્તપ્રાય થવા લાગી છે. આ નાગરી લિપિને ઉત્તર ભારતની નાગરી લિપિ સાથે સરખાવતાં એમાં अ, झ, ण, म અને क्ष નો મરોડ જુદો પડે છે.[૪૨]

આવી રીતે રાજસ્થાનનાં મહાજની કે રાજસ્થાની નામે તળપદી લિપિ-પ્રકાર પ્રચલિત થયેલો, પરંતુ હાલ ત્યાં પણ નાગરી લિપિ પ્રચલિત થતાં એ વિલક્ષણ લિપિપ્રકાર લુપ્ત થયો છે.

ભારતના ઉત્તર–પશ્ચિમના પ્રદેશોમાં નાગરી લિપિ સાથે અંશતઃ મળતી આવે અને અંશતઃ એનાથી ભિન્ન લાગે એવી લિપિઓ વિકસી. એમાં શારદા, ટાકરી અને ગુરુમુખી એ ત્રણેય પ્રાચીન શારદાલિપિમાંથી ઊતરી આવી છે. આ પ્રાચીન લિપિ લગભગ દસમી સદીથી અગાઉની આદ્ય–નાગરી જેવી લિપિમાંથી વિકસેલી.

આ લિપિઓમાં **શારદાલિપિ** પાયારૂપ છે. એ 'શારદાદેશ' કે 'શારદામંડલ' કહેવાતા કાશ્મીર પ્રદેશની લિપિ છે. એમાં अ, उ, क, ग, ठ, प, स, य, र, ळ, व અને ष જેવા કેટલાક અક્ષર નાગરી અક્ષરો જેવા છે; બાકીના વિલક્ષણ છે. એમાં ए ની જેમ ओનું સ્વતંત્ર સ્વરૂપ સચવાયું છે. इ, ट, प, ज અને स સળંગ શિરોરેખા વિનાના છે.[૪૩] च નાગરી म નો, छ નાગરી ळ નો, ज નાગરી ण નો, ड નાગરી ए નો, त નાગરી उ નો, ष નાગરી थ નો, स નાગરी म નો, श નાગરી ञ નો, અને स નાગરી म નો ભ્રમ કરાવે તેવો છે. સ્વરમાત્રાઓમાં इ, ई, उ, ऋ, ए અને ऐ ની માત્રાઓ નાગરી માત્રાઓ જેવી છે. इ અને ई ની માત્રાઓમાં શિરોરેખા કરાતી નથી. आ, ओ અને औ ની માત્રાઓ તરંગાકાર છે. અંકચિહ્નોમાં ૭ સિવાયનાં બધાં ચિહ્ન વિલક્ષણ છે.[૪૪]

**ટાકરી લિપિ** જમ્મુ અને ઉત્તર પંજાબમાં પ્રચલિત છે. 'ટાકરી નામ' 'ઠક્કર'–'ઠાકુર' માંથી અથવા 'ટાંક' માંથી ઉદ્‌ભવ્યું ગણાય છે.[૪૫] ઠાકુર રાજપૂતો છે ને ટાંક લુહાણા. જમ્મુ પ્રદેશમાં એનું ડોગરી સ્વરૂપ અને ચંબા પ્રદેશમાં ચમિયાલી સ્વરૂપ પ્રચલિત છે. નાગરી લિપિના વ્યાપક પ્રસારને લઈને આ લિપિ લુપ્ત થવા લાગી છે.

ટાકરી લિપિ એ શારદા લિપિનું વળાંકદાર સ્વરૂપ છે. એમાં इ, क, ख, ण, અને म જેવા અનેક અક્ષર શિરોરેખા વિનાના છે, જ્યારે उ, ए, घ, ङ, छ,

ज, झ, ञ, ट, ठ, ड, ढ, त, द, न, प, फ, ब, भ, म, र, ष અને ह માં એ ડાબી બાજુની નાની રેખારૂપે લખાય છે. આખી સળંગ શિરોરેખા તો अ, ग, च, थ, घ, य, ल, व, श અને स જેવા જૂજ અક્ષરોમાં જ છે. उ ગુજરાતી 'ઉ' જેવો છે. ख શિરોરેખા વિનાનો ष છે. थ નાગરી ष નો, फ નાગરી ह નો અને ह નાગરી उ નો ભ્રમ કરાવે તેવો છે. ओ નું ચિહ્ન अ પરથી સાધિત થયું છે. સ્વરમાત્રાઓમાં आ ની માત્રા ઊભી ત્રાંસી રેખાનું, उની માત્રા અંતર્ગોળ રેખાનું, ए ની માત્રા સીધી આડી રેખાનું અને ओ ની માત્રા તરંગાકાર રેખાનું સ્વરૂપ ધરાવે છે.[४६] इ, उ, ए, ग, घ, च, ज, ट, ठ, ड, ढ, त, थ, द, ध, प, भ, म, य, र અને ल જેવા ઘણા અક્ષરોનાં સ્વરૂપ શારદા લિપિના શીઘ્રલિખિત વળાંકદાર મરોડ જેવાં છે.

સામાન્ય લોકો આમાં ઘણી વાર સ્વરમાત્રાઓ લગાવતા નહિ અથવા એની જગ્યાએ મૂળ સ્વર લખી દેતા. આથી ટાકરી લિપિના આવા લેખ તથા અભિલેખ વાંચવામાં ઘણી મુશ્કેલી પડે છે.

પંજાબના વેપારી વગેરે ધંધાદારી વર્ગોમાં પહેલાં 'લંડા' નામે મહાજની લિપિ પ્રચલિત હતી, જેમાં સ્વરમાત્રાઓ લગાવવામાં આવતી નહિ. શીખ ધર્મના ગ્રંથો એ લિપિમાં લખાવા લાગતાં ગુરુ ગોવિંદસિંહે (૧૬મી સદી) ધર્મ-ગ્રંથોના શુદ્ધ લેખન માટે એમાંથી સ્વરમાત્રાઓવાળી શુદ્ધ લિપિ ઘડી. આથી એને **ગુરુમુખી લિપિ** કહે છે. એના उ, ऋ, ओ, घ, च, छ, ट, ड, ढ, त, थ, ढ, ध, प, फ, भ, म, य, ल, श, ष અને स શારદા અક્ષરોને મળતા આવે છે. अ, ख, घ, प, ज અને ष જેવા જૂજ અક્ષરો સિવાય બધા અક્ષરો પર સળંગ શિરોરેખા કરવામાં આવે છે. ओ નું સ્વતંત્ર સ્વરૂપ છે. ख એ ष નું સ્વરૂપ છે. ज એ નાગરી झ નો, त નાગરી उ નો, थ નાગરી ष નો, फ નાગરી ढ નો, म નાગરी भ નો અને स નાગરી म નો ભ્રમ કરાવે તેવો છે. स ની આડી રેખાની નીચે બિંદુ ઉમેરવાથી श થાય છે. સ્વરમાત્રાઓમાં आ, इ, ई, ए અને ऐ ની માત્રાઓ નાગરી માત્રાઓ જેવી છે, જ્યારે उ, ऊ, ओ અને औ ની માત્રાઓ વિલક્ષણ છે. અંકચિહ્નો નાગરી ચિહ્નો જેવાં છે.[४६] શીખોના ધર્મ-ગ્રંથ ગુરુમુખી લિપિમાં લખાય છે ને પંજાબી ભાષા માટે પણ આ લિપિ વપરાય છે.

બિહારમાં કાયસ્થ લોકોએ નાગરી લિપિનું ઝડપથી લખાય તેવું સ્વરૂપ પ્રયોજ્યું. એને 'કૈથી લિપિ' કહે છે.

**કૈથી લિપિનાં** સામાન્ય લક્ષણ ગુજરાતી લિપિનાં સામાન્ય લક્ષણોને મળતાં આવે છે. એમાં ઝડપથી લખવા માટે અક્ષરોની અલગઅલગ શિરોરેખા છોડી દેવામાં આવી છે ને પછી અક્ષરોને થોડો વળાંકદાર મરોડ આપવામાં આવ્યો છે. એનો 'અ' ગુજરાતી 'અ' જેવો છે. 'ષ' માંથી સાધિત થયેલો 'ખ' ગુજરાતી 'ખ' ને મળતો છે. 'ભ' અને 'મ' માં થોડા ત્રાંસનો જ ફરક રહેલો છે. 'લ' ગુજરાતી 'લ' ને મળતો છે. 'બ' અને 'વ' સરખા છે, તેથી મુદ્રણમાં 'વ' માટે એના ડાબા પાંખાની નીચે બિંદુ ઉમેરવામાં આવે છે, સ્વરમાત્રાઓ તથા અંકચિહ્નો નાગરી મરોડનાં છે.[૪૭] ગુજરાતી લિપિની જેમ પહેલાં કૈથી લિપિમાં પણ આખી સળંગ લીટી દોરવામાં આવતી, પરંતુ મુદ્રણની સરળતા માટે એ લીટીને તિલાંજલિ દેવામાં આવી છે. મિથિલા, મગધ અને ભોજપુર પ્રદેશમાં કૈથી લિપિનાં થોડાં ભિન્ન સ્વરૂપ પ્રચલિત છે.

પરંતુ દસમી સદીથી પૂર્વ ભારતમાં આદ્ય-નાગરી લિપિનું જરા ભિન્ન રૂપાંતર થવા લાગ્યું. સમય જતાં નાગરી લિપિથી એની ભિન્નતા વધતી ગઈ ને એમાંથી બંગાળી, મૈથિલી, નેપાલી વગેરે લિપિઓ ઘડાઈ.

**બંગાળી લિપિ** બંગાળા, આસામ, બિહાર, નેપાલ અને ઓરિસ્સાના પ્રાચીન અભિલેખોમાં તથા હસ્તલિખિત ગ્રંથોમાં પ્રયોજાઈ છે. હાલ આ લિપિ બંગાળા તથા આસામમાં પ્રચલિત છે.[૪૮] એમાં પહેલેથી ब અને व સરખા લખાય છે; વસ્તુતઃ ત્યાંની ભાષામાં એ બંને અક્ષરો માટે 'બ' જ ઉચ્ચારાય છે. એમાં ओ નું સ્વતંત્ર સ્વરૂપ સચવાયું છે. ऋ, ऌ, ए, ऐ, ओ, औ, ख, ग, ङ, ञ, ण, थ, ध, प અને श સિવાયના સર્વ અક્ષરોને શિરોરેખા હોય છે. ट અને ठ માં શિરોરેખા ઉપર ए ની નાગરી માત્રા જેવી ત્રાંસી વળાંકદાર રેખા ઉમેરાય છે. શિરોરેખા વિનાના ण નો અને શિરોરેખાવાળા न નો મરોડ સરખો છે. व માટે ब નું જ ચિહ્ન વપરાય છે. र નો મરોડ પણ એને મળતો છે, પરંતુ એના ડાબા પાંખાની નીચે બિંદુ ઉમેરીને એની પૃથક્તા દર્શાવવામાં આવે છે, त અને म માં શિરોરેખા અક્ષરથી અલગ રહે છે. आ ની સ્વરમાત્રા શિરોરેખાના જમણા છેડાથી નીચે ઊતરી પાછી ઊંચે જાય તેમ સળંગ લખાતી હોઈ તેમાં શરૂઆતમાં થોડો ખાંચો પડે છે. उ ની બંગાળી માત્રા ऊ ની નાગરી માત્રાનો ભ્રમ કરાવે તેવી છે. ए ની માત્રા માટે ડાબી બાજુની ઊભી પડિમાત્રા વપરાય છે; એનો મરોડ વળાંકદાર છે. અનુસ્વારનું ચિહ્ન અક્ષરની જમણી બાજુએ ઉમેરાય છે ને એમાં પોલા મીંડા ઉપરાંત એની નીચે ત્રાંસી રેખા કરવામાં આવે છે. અંકચિહ્નોમાં ૨ અને ૮ નાં ચિહ્ન નાગરી ચિહ્નોને મળતાં છે, બાકીનાં

વિલક્ષણ છે. એનાં ૨ નું ચિહ્ન નાગરી ७ નો ભ્રમ કરાવે તેવું છે. य નો ઉચ્ચાર ત્યાં ज જેવો થતો હોવાથી જ્યાં य ઉચ્ચારવાનો હોય ત્યાં તેના ડાબા પાંખા નીચે બિંદુ ઉમેરવામાં આવે છે. આ લિપિમાં અનુસ્વારને બદલે તે તે વર્ગનો અનુનાસિક પ્રચલિત છે. સંયુક્તાક્ષરોમાં પૂર્વગ त અને અનુગ य વિશિષ્ટ મરોડ ધરાવે છે. હલન્ત त માટે નાગરી ९ જેવું ચિહ્ન છે ને સંયુક્તાક્ષરોમાં પૂર્વગ त માટે પણ મોટે ભાગે એ ચિહ્ન પ્રયોજાય છે.

જેમ કૈથી લિપિ એ નાગરી લિપિનું રૂપાંતર છે તેમ **મૈથિલી લિપિ** એ બંગાળી લિપિનું રૂપાંતર છે. મિથિલ (તિરહુત) પ્રદેશના બ્રાહ્મણો સંસ્કૃત ગ્રંથ લખવામાં આ લિપિ વાપરતા. એમાં ब ને व જુદા છે. સ્વરમાત્રાઓમાં उ ની માત્રા નાગરી માત્રા જેવી છે. અંકચિહ્નોમાં ३ નું ચિહ્ન પણ નાગરી ३ જેવું છે. બાકીની બધી બાબતોમાં આ લિપિના અક્ષર બંગાળી લિપિના અક્ષરોનાં ઝડપથી લખી શકાય તેવા વળાંકદાર રૂપાંતર જેવા છે.[૪૯]

ઉડ્ર અથવા ઉડિયા (ઓરિસ્સા) પ્રદેશની લિપિને **ઉડિયા લિપિ** કહે છે. આ લિપિ પ્રાચીન બંગાળી લિપિમાંથી નીકળી છે, પરંતુ સળંગ કલમે લખાય તેવા મરોડ તથા ગોળાઈદાર શિરોરેખાને લઈને આ લિપિના અક્ષર ઘણા વિલક્ષણ લાગે છે. છતાં ए, ऐ, ओ ને औ એ ચાર અક્ષર તો બંગાળી જેવા છે. સ્વરમાત્રાઓનાં ચિહ્ન પણ બંગાળી ચિહ્ન જેવાં છે. અંકચિહ્નોમાં ૪, ૭, અને ૯ નાં ચિહ્ન નાગરી ચિહ્નોને મળતાં છે, જ્યારે બાકીનાં વિલક્ષણ છે.[૫૦]

પ્રાચીન તેલુગુ-કાનડી લિપિમાં સમય જતાં અક્ષરોની ગોળાઈ વધવા લાગી ને ઝડપથી લખવાને લીધે અક્ષરોના મરોડ બદલાતા ગયા. પરિણામે, એમાંથી વર્તમાન તેલુગુ તથા વર્તમાન કાનડી એવી બે લિપિઓ વિકસી.

**તેલુગુ લિપિ** ખાસ કરીને આંધ્ર પ્રદેશમાં અને એની આસપાસના ભાગમાં પ્રચલિત છે. એમાં अ થી औ સુધીના સર્વ સ્વરો માટે સ્વતંત્ર ચિહ્નો છે એટલું જ નહિ, ए અને ओનાં હ્રસ્વ તથા દીર્ઘ એવાં બબ્બે ચિહ્ન પ્રચલિત છે. વ્યંજનોમાં ळ નું ચિહ્ન ल ના ચિહ્ન પરથી સાધિત કરેલું છે. उ અને ऊ ની માત્રા અક્ષરની જમણી બાજુએ જોડાય છે. સ્વરમાત્રાઓમાં પણ ए તથા ओ ની હ્રસ્વ-દીર્ઘ એવી બબ્બે માત્રાઓ છે. અંકચિહ્નોમાં ૨ અને ૪ સિવાયનાં ચિહ્ન વિલક્ષણ છે. તેલુગુ લિપિના અક્ષર એકંદરે ગોળમટોળ આકાર ધરાવે છે તે એમાં નાગરી લિપિની જેમ આડી શિરોરેખા હોતી નથી.[૫૧] 'તેલુગુ' નામ 'તેલંગ' (તેલંગણ) પરથી પડ્યું છે.

**કાનડી લિપિ** એ કર્ણાટ(કર્ણાટક)ની લિપિ છે. એ હાલ માયસોર રાજ્ય અને એની આસપાસના ભાગમાં પ્રચલિત છે. એના ઘણા અક્ષર તેલુગુ લિપિના અક્ષરો જેવા છે. ફક્ત उ, ऊ, ऋ, क, त, स અને ह વધુ જુદા પડે છે. વર્તમાન उ પ્રાચીન उ માંથી બન્યો નથી, પરંતુ अ માં उ ની માત્રા ઉમેરવાથી બન્યો છે. તેલુગુની જેમ કાનડી લિપિમાં પણ બબ્બે જાતના ए અને બબ્બે જાતના ओ છે — હ્રસ્વ ને દીર્ઘ. ळ ल માંથી થયો છે. આ લિપિના અક્ષરોનો મરોડ પણ ગોળમટોળ છે છતાં કેટલાક અક્ષરોમાં આડી શિરોરેખા છે, જેમકે त થી फ, म થી र અને व થી ह. उ અને ऊ ની માત્રા અક્ષરની જમણી બાજુએ જોડાય છે. સ્વરમાત્રાઓમાં પણ ए તથા ओ ના હ્રસ્વ-દીર્ઘ એવા બબ્બે મરોડ હોય છે.[૫૨]

જે પ્રદેશમાં તમિળ લિપિ પ્રચલિત છે ત્યાં સંસ્કૃત ગ્રંથો લખવા માટે તેલુગુ-કાનડી લિપિને મળતી એક ખાસ લિપિ વિકસી. એને **ગ્રંથલિપિ** કહે છે. સમય જતાં ચાલુ કલમે લખવાથી, ઊભી તથા આડી રેખાઓને વળાંકદાર બનાવવાથી ને ઘણા અક્ષરોમાં શરૂઆતમાં વચ્ચે કે અંતમાં ગાંઠ જેવો આકાર આપવાથી આ લિપિ વર્તમાન તેલુગુ અને કાનડી લિપિઓથી ઘણી વિલક્ષણ બની ગઈ. એમાં ओ નું સ્વતંત્ર ચિહ્ન છે; ને ए તથા ओ માં હ્રસ્વ-દીર્ઘના ભેદ નથી. इ ની માત્રા જમણી બાજુએ જોડાય છે; उ ને ऊ ની પણ. ए ની માત્રા ડાબી બાજુએ જોડાય છે. ऐ માટે એવી બે માત્રાઓ ડાબી બાજુએ ઉમેરાય છે. ओ માટે જમણી બાજુએ आ ની અને ડાબી બાજુએ ए ની માત્રા ઉમેરાય છે. પરંતુ औ માટે જમણી બાજુએ ए અને आ ની સંયુક્ત માત્રા અને ડાબી બાજુએ ए ની માત્રા ઉમેરાય છે.[૫૩] મુદ્રણકલા પ્રચલિત થતાં શરૂઆતમાં આ પ્રદેશમાં સંસ્કૃત ગ્રંથ ગ્રંથલિપિમાં છપાવા લાગેલા, પરંતુ હવે એ ગ્રંથો નાગરીમાં છપાય છે.

કેરલ રાજ્યમાં **મલયાળમ લિપિ** પ્રચલિત છે. આ લિપિ ગ્રંથ-લિપિનું વળાંકદાર રૂપાંતર છે. આ લિપિમાં સંસ્કૃત ગ્રંથો પણ લખાય છે. તેલુગુ તથા કાનડીની જેમ મલયાળમ લિપિમાં પણ ए તથા ओ માં હ્રસ્વ-દીર્ઘનો ભેદ રહેલો છે. आ, इ અને ई ની માત્રા અક્ષરની જમણી બાજુએ ઉમેરાય છે ને ए ની માત્રા ડાબી બાજુએ.[૫૪]

દક્ષિણ કન્નડ પ્રદેશમાં સંસ્કૃત ગ્રંથો લખવા માટે વપરાતી **તુળુ લિપિ** મલયાળમ લિપિનું થોડા ફેરફારવાળું રૂપ છે.[૫૫]

તમિળનાડુ રાજ્યમાં વપરાતી લિપિને **તમિળલિપિ** કહે છે. 'તમિળ' એટલે દ્રમિલ અર્થાત્ દ્રવિડ. તમિળ ભાષાની વર્ણમાલામાં ઘણા ઓછા વ્યંજન રહેલા છે—क, ङ, च, ञ, ट, ण, त, न, प, म, य, र, ल, व અને ळ. આમ આમાં સંસ્કૃત વર્ણમાલાના ૧૮ અક્ષર (ख, ग, घ, छ, ज, झ, ठ, ड, ढ, थ, द, ध, फ, ब, भ, श, ष અને स) ખૂટે છે. આથી આ લિપિ દ્રવિડ (તમિળ) ભાષા માટે જ કામ લાગે, સંસ્કૃત ભાષા માટે નહિ. સંસ્કૃત ગ્રંથો તો તેથી ગ્રંથલિપિમાં લખવા પડે. તમિળલિપિના ઘણા અક્ષર ગ્રંથલિપિના અક્ષરો સાથે ઠીક ઠીક સામ્ય ધરાવે છે.[૫૬] દ્રવિડ ભાષાઓની લિપિઓમાં હ્રસ્વ-દીર્ઘ ए તથા ओ નો ભેદ તમિળ લિપિમાં શરૂ થયો જણાય છે.[૫૭] आ અને इ ની માત્રા અક્ષરની જમણી બાજુએ, ई ની માત્રા અક્ષરની ઉપર અને ए તથા ऐ ની માત્રા ડાબી બાજુએ ઉમેરાય છે. ओ માં आ ની માત્રા જમણી બાજુએ અને ए ની માત્રા ડાબી બાજુએ ઉમેરાય છે. તમિળ લિપિમાં સંખ્યા દર્શાવવા માટે ૧ થી ૯ સુધીનાં અંક-ચિહ્નો ઉપરાંત ૧૦, ૧૦૦, ૧૦૦૦ વગેરેનાં અલગ ચિહ્ન પ્રચલિત છે. વચ્ચેની સંખ્યાઓ માટે જરૂરી ચિહ્નોનું સંયોજન કરવામાં આવે છે. જેમ કે ૧૧ માટે ૧૦ અને ૧ નું અને ૨૦ માટે ૨ ને ૧૦ નું.[૫૮]

આમ મૌર્યકાલીન બ્રાહ્મી લિપિનું જુદા જુદા પ્રદેશોમાં રૂપાંતર થતાં ભારતની ઘણીખરી વર્તમાન લિપિઓ ઘડાઈ છે. અભિલેખોના વાચન માટે તે તે પ્રદેશના તે સમયના લિપિ-મરોડની જાણકારી જરૂરી બને છે. હિસાબ-કિતાબ માટે પ્રચલિત થયેલા કેટલાક લિપિમરોડ હાલ લગભગ લુપ્ત થઈ ગયા છે, પરંતુ નાગરી, ગુજરાતી, ગુરુમુખી, બંગાળી, ઉડિયા, તેલુગુ, કાનડી, મલયાળમ અને તમિળ જેવી જે લિપિઓ અદ્યપર્યંત પ્રચલિત રહી છે, તેની જાણકારી પણ આવશ્યક બને છે, કેમકે અર્વાચીન અભિલેખો હવે પ્રાયઃ આ વર્તમાન પ્રાદેશિક લિપિઓમાં લખાય છે.

દ્રવિડ ભાષાઓનું કુલ ભારતીય આર્યભાષાઓના કુલથી સાવ ભિન્ન હોવા છતાં એ બંને કુલોની ભાષાઓ માટે પ્રયોજાતી તમામ લિપિઓ એક જ કુલની (બ્રાહ્મી કુલની) છે એ ખાસ નોંધપાત્ર છે.

## પાદટીપ

૧. નજીકના અનુકાલીન લેખોમાં મળતા વર્ણોના મરોડ પરથી ई, ऊ, ऋ, ऐ, औ અને ङ નો મૌર્યકાલીન મરોડ જાણવા મળે છે. એમાં ऋ ને ङ નાં ચિહ્ન સ્વતંત્ર છે. अ પરથી आ, इ પરથી ई, उ પરથી ऊ, ए પરથી ऐ અને ओ પરથી औ નું ચિહ્ન નાની રેખા કે બિંદુના ઉમેરણથી સાધવામાં આવ્યું છે.

૧અ. વ્યાકરણની દૃષ્ટિએ ખરી રીતે અંતર્ગત अ નો લોપ દર્શાવવા પૂર્વાંગ અક્ષરને નાનો કે છેદેલો દર્શાવવો જોઈએ.

૧આ–ઇ. Dani, IP, p. 47

૨. Bühler, IP, pp. 51 f; भाप्रालि, पृ ४९; Pandey, IP, p. 17

૩. Upasak, "History and Paleography of the Mauryan Brahmi Script," pp. 25 ff. Dani, "Indian Paleography," pp. 34 f.

૪. Dani, IP, pp. 50 ff.

૪ અ. Ibid., pp. 54 f.

૫. Ibid., pp. 52 f.

૬. Ibid., p. 52

૬અ. વિગતો માટે જુઓ Dani, IP, pp. 55 ff.

૬આ. Ibid., p. 69

૬ ઇ–ઈ. Ibid., pp. 69 ff.

૭. Ibid, pp. 79 ff.

૮. Ibid, pp. 83 f. વળી જુઓ भाप्रालि, लिपिपत्र ६–९.

૯. एजन, लिपिपत्र ७–८

૧૦. Dani, op. cit., p. 84

૧૧. Ibid., pp. 84 ff.

૧૨. Ibid., pp. 100 ff.

૧૩. પં. ઓઝા, ડૉ. બ્યૂલર વગેરે જૂના પ્રાચીન લિપિવિદોએ ઉત્તર ભારતમાં સર્વસામાન્ય ગુપ્ત લિપિ પ્રચલિત હોવાનું ધારી એનાં પ્રાદેશિક રૂપાંતર તારવેલાં પરંતુ એ કાલના અભિલેખોની વધુ સામગ્રી પ્રાપ્ત થતાં આ ખ્યાલ બદલાયો છે (Dani, IP, pp. 100 ff.).

૧૪. भाप्रालि, पृ. ४२–४४, Bühler, IP, pp. 74 ff; 96 ff.

૧૫. ડૉ. દાની આને 'કાઠિયાવાડી શૈલી' કહે છે (પૃ. ૧૧૧), પરંતુ મૈત્રક કાલમાં આ શૈલી સૌરાષ્ટ્રમાં સીમિત નહોતી, સમસ્ત ગુજરાતમાં ડૉ. દાની નોંધે છે તેમ દક્ષિણ ગુજરાતમાં પણ પ્રચલિત હતી. આથી આ શૈલીને 'ગુજરાત શૈલી' કહેવી ઘટે.

૧૬. ડૉ. દાની 'માયસોર–મહારાષ્ટ્ર' ગણાવે છે, પરંતુ મુખ્યતઃ કર્ણાટક ગણાય.

૧૭. ડૉ. દાની પેટાવિભાગમાં પણ 'દક્ષિણ ભારત' શબ્દ પ્રયોજે છે, પરંતુ અંદર કહેવા માંગે છે દૂરનું દક્ષિણ ભારત, ખાસ કરીને એનો પૂર્વ ભાગ અર્થાત્ તમિળનાડુ પ્રદેશ.

૧૮. Dani, IP, pp. 109 ff.

૧૯. भाप्रालि, पृ. ६२

૨૦. IP, p. 81

૨૧. પ્ર. ચિ. પરીખ, "ગુજરાતમાં બ્રાહ્મીથી નાગરી સુધીનો લિપિવિકાસ," પૃ. ૪૭૩–૪૭૪

૨૨. Dani, IP, pp. 113 ff.

૨૩. Ibid., p. 147

૨૪. Ibid., pp. 148 ff.

૨૫. Ibid., pp. 151 ff.

૨૬. भाप्रालि, लिपिपत्र ११

૨૭. IP, pp. 99 ff.; भाप्रालि, पृ. ७९–८२

૨૮. પ્ર. ચિ. પરીખ, ઉપર્યુક્ત, પૃ. ૨૩૯–૨૪૦. આ કાલ દરમ્યાન 'લાટ' શબ્દ સમસ્ત ગુજરાતના વ્યાપક અર્થમાં વપરાતો.

૨૯–૩૧. Dani, IP, pp. 170 ff.

૩૨. भाप्रालि, पृ. ९०

૩૩. गौ. ही. ओझा और पं. के. दे. मिश्र, "नागरी अङ्क और अक्षर," पृ. १०

૩૪. આની વિગતો માટે જુઓ "જૈન ચિત્રકલ્પદ્રુમ"ની પ્રસ્તાવનામાં પ્રગટ થયેલો મુનિ પુણ્યવિજયજીનો 'ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકલા' વિશેનો લેખ.

એમાં ખાસ કરીને इ, उ, छ, झ, ट, ड, ल અને क्ष નો મરોડ વિલક્ષણ છે (भाप्रालि, પૃ. ૭૦).

૩૫. આ અક્ષરો સામાન્ય રીતે ડાબી બાજુથી જમણી બાજુ લખાતા હોઈ આ બે છેડા એનો આરંભ અને અંત દર્શાવે છે.

૩૬. શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ, "ગુજરાતી ભાષાનો ઇતિહાસ," પૃ. ૬૯

૩૭. ફા. ગુ. સભાનું ત્રૈમાસિક, પુ. ૧૩, અંક ૪, પૃ. ૪૦

૩૮. શાસ્ત્રી હ. ગં., ઉપર્યુક્ત, પૃ. ૬૯

૩૮ અ. D. B. Diskalkar, 'Inscriptions of Kathiawad', "New Indian Antiquary," Vol. I, pp. 588 f.

૩૯. ગુજરાતી લિપિમાં પહેલું લખાણ છપાયું ઈ. સ. ૧૭૯૭માં (ફા. ગુ. સ. ત્રૈમાસિક, પુ. ૧૩, અં. ૪, પૃ. ૪૬). શિલાછાપથી છપાયેલા ગ્રંથોમાં એનો સૌથી જૂનો નમૂનો ઈ. સ. ૧૮૦૮માં છપાયેલા 'ગ્લોસરી' નામે અંગ્રેજી–મરાઠી–ગુજરાતી ગ્રંથમાં મળે છે.

૪૦–૪૧. भाप्रालि, पृ. १३२

૪૨. એમાં म સિવાયના બધા અક્ષરોના મરોડ ગુજરાતમાં વપરાતા નાગરી અક્ષરો જેવા છે. म નો મરોડ [illegible] જેવો છે.

૪૩. म ના ડાબા પાંખાને ડાબે છેડે તેમ જ व અને स ના બંને પાંખાંને ડાબો ને જમણે છેડે નાની શિરોરેખા જેવી રેખા ઉમેરાય છે.

૪૪. भाप्रालि, लिपिपत्र ७७

૪૫. भाप्रालि, पृ. १३०

૪૬. भाप्रालि, लिपिपत्र ७७

૪૭–૪૯. भाप्रालि, लिपिपत्र ७८

૫૦. भाप्रालि, लिपिपत्र ७९

૫૧–૫૩. भाप्रालि, लिपिपत्र ८०

૫૪–૫૫. भाप्रालि, लिपिपत्र ८१

૫૬. સાતમીથી ચૌદમી સદી દરમ્યાન અભિલેખોમાં આ લિપિનું ઝડપથી લખાતું રૂપ પ્રચલિત હતું. એને 'वट्टेळुत्तु लिपि' કહે છે (भाप्रालि, पृ. ४४).

૫૭. भाप्रालि, पृ. ९७

૫૮. भाप्रालि, लिपिपत्र ८१

# ૬. ભારતીય-મુસ્લિમ લિપિઓ અને સુલેખન-શૈલીઓ

ભારતમાં મુસ્લિમ અભિલેખો પહેલાં અરબીમાં અને ફારસીમાં લખાતા.

સિંધમાં અરબ હકૂમત ૮મી સદીના બીજા દાયકામાં સ્થપાઈ ને ૧૦મી–૧૧મી સદી દરમ્યાન ઉત્તર ભારત ઉપર મુસ્લિમોનાં આક્રમણ થયાં કર્યાં, છતાં હાલ ત્યાં એ કાલના મુસ્લિમ અભિલેખ જવલ્લે જ મળે છે. મુસ્લિમ અભિલેખો ત્યાં મુખ્યત્વે ૧૩મી સદીના આરંભથી મળે છે, જ્યારે દિલ્હીમાં સલ્તનત સ્થપાઈ.

શરૂઆતમાં ભારતીય–મુસ્લિમ અભિલેખ **અરબી**માં લખાતા, જે મુસ્લિમ જગતની ધાર્મિક તથા સાહિત્યિક ભાષા હતી. અપવાદરૂપે દિલ્હીની કૂવ્વતુલ–ઇસ્લામ મસ્જિદનો લેખ (ઈ. સ. ૧૧૯૧) તથા બુદાઉં (ઉ. પ્ર.)ની શેખ અહમદ ખાનદાનની કબરનો લેખ (ઈ. સ. ૧૨૮૪) ફારસીમાં લખાયા છે.[1] અલબત્ત એમાંનાં ધાર્મિક લખાણ તો અરબીમાં જ છે. ૧૨ મી સદીના છેલ્લા દાયકાથી માંડીને ૧૩મી સદીના નવમા દાયકા સુધી મુસ્લિમ લેખ મોટે ભાગે અરબીમાં લખાતા.

ખલજી સલ્તનત(ઈ. સ. ૧૨૯૦–૧૩૨૦)ના અમલ દરમ્યાન અહીં મુસ્લિમ અભિલેખો માટે અરબીની જગ્યાએ **ફારસી** પ્રચલિત થવા લાગી ને સમય જતાં એનું પ્રમાણ ઉત્તરોત્તર વધતું ગયું. પ્રાંતોમાં સ્થપાયેલી સલ્તનતોમાં પણ અરબીની પડતી થતી ગઈ; પરંતુ બંગાળામાં અરબીની બોલબાલા લાંબો વખત ચાલુ રહી. અરબી અભિલેખો સામાન્ય રીતે ગદ્યમાં લખાતા. ભારતમાં પદ્યબદ્ધ અરબી અભિલેખનો સહુથી જૂનો નમૂનો ત્રિબેની(પ. બંગાળા)માં ઈ. સ. ૧૩૧૩–૧૪નો મળ્યો છે.[2]

ભારતીય–મુસ્લિમ અભિલેખોમાં સંખ્યાદર્શક શબ્દસંકેતનો સહુથી જૂનો નમૂનો પણ એમાં મળે છે.[3]

શરૂઆતના ફારસી અભિલેખ પણ સામાન્ય રીતે ગદ્યમાં લખાતા. ફારસી પદ્યબદ્ધ અભિલેખનો સહુથી જૂનો નમૂનો અલાઉદ્દીન ખલજીના સમય( ઈ. સ. ૧૨૯૬–૧૩૧૬ )નો છે.[૪] ૧૬ મી સદીમાં મુઘલ સામ્રાજ્ય સ્થપાતાં ફારસી રાજ્યની સત્તાવાર ભાષા બની ને અરબીનું સ્થાન લગભગ લુપ્ત થઈ ગયું. ફારસીમાં પદ્યબદ્ધ લખાણ વધુ પ્રમાણમાં પ્રચલિત થયાં, પરંતુ કાવ્યની દૃષ્ટિએ એ લખાણ ઉચ્ચ કોટિનાં ભાગ્યે જ હતાં ને એમાં વ્યાકરણ તથા છંદની અનિયમિતતાઓ પણ રહેતી.[૫] છતાં દસ્તાવેજી લખાણો, અભિલેખો અને સાહિત્યમાં ફારસીની બોલબાલા રહી.

પરંતુ સમય જતાં ભારતની સ્થાનિક ભાષાઓ તથા ફારસી વચ્ચેના સંપર્કમાંથી ઉર્દૂ નામે નવી ભાષા પ્રચલિત થઈ. આ ભાષા વધુ ને વધુ પ્રચલિત થતાં રાજભાષા તરીકે ફારસીનું મહત્ત્વ ઘટી ગયું. ઉર્દૂમાં લખાયેલા અભિલેખોનો સહુથી જૂનો જ્ઞાત નમૂનો દિલ્હીમાં હઝરત નિઝામુદ્દીન ઓલિયાના સ્થાનકમાં ઈ. સ. ૧૭૫૫નો મળ્યો છે.[૬] પરંતુ ગદ્ય તથા પદ્યમાં ઉર્દૂ અભિલેખ વધુ પ્રમાણમાં લખાતા થયા ઈ. સ. ૧૮૫૭ પછી.[૭]

ઉર્દૂ લિપિમાં કુલ ૪૬ વર્ણ છે, તેમાં ૨૮ વર્ણ અરબી છે, ૪ ફારસી છે ને બાકીના સાધિત છે. ट, ड, અને ड़ એ અનુક્રમે त, द અને र પરથી તેમ જ भ, फ, थ, ठ, झ, छ, ध, ढ, ढ़, ख અને घ અનુક્રમે ब, प, त, ट, ज, च, द, ड, ड़, क અને ग પરથી સાધિત થયા છે. ઉર્દૂમાં ञ, ङ, ण, ष અને ळ જેવા વ્યંજનો નથી તેમ જ अ સિવાયના સ્વરો નથી, પણ તેને સાધવામાં આવે છે. વળી क़, ख़, ग़, ज़, झ़, ड़, ढ़, અને फ़ એવા જુદા ઉચ્ચારણવાળા ધ્વનિઓ પણ છે.

ઉર્દૂ લિપિના અક્ષર જમણી બાજુથી ડાબી બાજુ તરફ લખાય છે, પરંતુ અંકચિહ્ન ભારતીય મૂળનાં હોઈ એ ડાબી બાજુથી જમણી બાજુ તરફ લખાય છે.

અરબી–ફારસી લખાણોમાં સુલેખનકલા( calligraphy )ની કેટલીક વિશિષ્ટ શૈલીઓ પ્રચલિત થઈ હતી. આ લિપિઓમાં અક્ષરોને બને ત્યાં સુધી એકબીજા સાથે જોડીને સળંગ કલમે લખવામાં આવે છે. અક્ષરોને જોડવા માટે જે રેખાઓ ખેંચવામાં આવે છે તેને 'બંધ' ( ligature ) કહે છે. આ બંધો દ્વારા સુલેખનની જુદી જુદી શૈલીઓ વિકસી.

અરબી લિપિમાં પહેલેથી બે પ્રકારના મરોડ પ્રચલિત થયા—કૂફી અને નસ્ખ. ઇરાકમાં આવેલા કૂફા શહેરમાં પ્રચલિત થયેલી કૂફી શૈલીમાં અક્ષરો ઊભી,

આડી કે ત્રાંસી સીધી રેખાઓના કોણીય કે ખૂણાદાર સંયોજનો વડે લખાય છે.[૮] આ મરોડ ( પટ્ટ ૫ અ ) ઇમારતો, સિક્કાઓ કે ચીની માટીનાં વાસણો પર અભિલેખો કોતરવા માટે તેમ જ કુરાને શરીફની સુશોભિત હસ્તપ્રતો તૈયાર કરવા માટે પ્રયોજાતા. પરંતુ રોજિંદા વ્યવહારમાં ઝડપથી લખવા માટે આવા સીધા અને ખૂણાદાર મરોડ માફક ન આવે. આથી એ માટે વળાંકદાર મરોડ પ્રચલિત થયો. એને 'નસ્ખ' ( લખાવટ ) કહે છે[૯] ( પટ્ટ ૫ આ ). અલંકૃત લખાણોમાં કૂફી વપરાતી ને રોજિંદાં લખાણોમાં નસ્ખ. સમય જતાં કૂફી મરોડમાં ભૌમિતિક તથા ફૂલવેલપત્તીની ગૂંથણીની અનેકવિધ અવનવી શૈલીઓ ઘડાઈ.

દરમ્યાન ઇબ્ને મુકલાએ નસ્ખ શૈલીમાં અક્ષરોની સીધાઈ તથા ગોળાઈનું પ્રમાણ ઠરાવી તેને આખરી સ્વરૂપ આપ્યું ને સાથે સાથે નસ્ખ શૈલીનાં લક્ષણોમાં થોડા થોડા ફેરફાર કરી બીજી પાંચ શૈલીઓ ઘડી—મુહક્કક, રેહાન, થુલ્થ, તૌકીઅ અને રિકાઅ. નસ્ખ અને એમાંથી નીકળેલી આ પાંચ શૈલીઓ '૭ કલમ' તરીકે ઓળખાય છે.[૧૦] એમાં નસ્ખ પછી થુલ્થ લોકપ્રિય છે. નસ્ખ પાતળી કલમથી લખાય, જ્યારે થુલ્થ જાડી કલમથી લખાય. બીજું, થુલ્થમાં અક્ષરોના આડા બંધ નસ્ખની જેમ સીધા નહિ પણ સહેજ ગોળાઈમાં ખેંચાય છે. આથી નસ્ખ કરતાં થુલ્થ વધુ કલાત્મક લાગે છે.[૧૧] વળી ૧૩ મા સૈકામાં ઈરાનમાં 'તાલીક' નામે એક નવી શૈલી ખીલી. તેમાં બંધ લચકદાર હોય છે ને તે જમણી બાજુથી ડાબી બાજુ તરફ ખેંચાતી વખતે સહેજ નીચે ઢળતા લખાય છે. આ શૈલીની ઈરાનમાં બે સૈકા સુધી બોલબાલા રહી.[૧૨]

ચૌદમી સદીમાં નસ્ખ અને તાલીકના સમન્વયમાંથી 'નસ્તાલીક' નામે અવનવી શૈલી ઘડાઈ. એમાં અક્ષરોના મરોડ વળાંકદાર અને સુંદર છે. તેના આડા બંધ અર્ધચંદ્ર જેમ ગોળ હોય છે ને ઊભા બંધ વધુ લાંબા હોય છે. એમાં ગોળાઈનું સંપૂર્ણ સમતુલન હોય છે તેમ જ તેના ઊભા કે આડા બંધોનો લાલિત્યપૂર્ણ ઢાળ હોય છે ( પટ્ટ ૬ અ ).[૧૩]

સુલેખન–શૈલીનું સહુથી આલંકારિક સ્વરૂપ 'તુગ્રા શૈલી'માં જોવા મળે છે. એમાં કોઈ પણ નામ, ધર્મસૂત્ર કે સુવાક્ય ઉપરનીચે, આગળપાછળ કે કોઈ પણ અન્ય રીતે ગૂંથેલા અક્ષરો મુખ્યતઃ અલંકરણના હેતુથી લખાય છે. લેખનાક્ષરોના વળાંકોમાં છૂટ લઈ એમાં બાજ, વાઘ, હાથી, ઘોડો વગેરે

પશુપંખીના આકાર કાઢવામાં આવે છે. એમાં 'નાદે અલી'નું સૂત્ર સહુથી વધુ પ્રચલિત છે, જે મૂળ ચોથા ખલીફા હજરત અલીની પ્રશંસામાં રચાયેલી કાવ્યની કડી છે.[૧૪]

ભારતમાં મુસ્લિમ અભિલેખ શરૂઆતમાં કૂફી કે નસ્ખ શૈલીમાં કોતરેલા છે. દિલ્હીની કૂવ્વતુલ-ઇસ્લામ મસ્જિદ (૧૨૯૧) વગેરેમાં ધાર્મિક લખાણોમાં કૂફી શૈલીના ગુલઝાર (અલંકૃત) મરોડ જોવા મળે છે.

પરંતુ ૧૩મી સદીથી નસ્ખ શૈલી જ વિશેષ પ્રચલિત રહી. દેશ અને કાલ પ્રમાણે આ શૈલીમાં કેટલીક વિશિષ્ટ લઢણો કેળવાઈ. એમાં બંગાળા તથા ગુજરાતની શૈલીઓ નોંધપાત્ર છે. ૧૪મા સૈકાના બિહારના સ્થાનિક કલાકારોએ સુલેખનની જે અનોખી શૈલી ખીલવી, તે બિહારી શૈલી તરીકે મશહૂર થઈ. આમ તો એ નસ્ખ શૈલીનો જ પ્રકાર છે, પણ તેમાં અક્ષરોની જાડાઈ વધુ હોય છે. વળી એના આડા બંધ ડાબી તરફ સહેજ જાડા થતા જઈ છેડે ચપટા કે કુંઠિત બને છે. આથી એના અક્ષરોના વળાંક તેમ જ બંધના આડા ત્રાંસા ખેંચાવ અતિશય કલાત્મક તથા સુરમ્ય લાગે છે.[૧૫]

એવી રીતે દક્ષિણમાં પણ બહમની રાજ્યના ઘણા અભિલેખ સુલેખનની ઉચ્ચ શૈલીમાં કોતરાયા છે, જેમકે બીદર (માયસોર)માં બાદશાહ મહમૂદશાહે પોતાના હાથે લખેલો ઈ. સ. ૧૫૦૩નો લેખ.[૧૬]

મુઘલ કાલ દરમ્યાન અહીં ઈરાની સુલેખનકલાની પ્રબળ અસર પ્રવર્તી. શરૂઆતમાં નસ્ખની સુલ્થ શૈલી કલાત્મક લખાણો માટે ઠીકઠીક પ્રચલિત નીવડેલી. પરંતુ સમય જતાં નસ્તાલીક શૈલી વ્યાપક રીતે પ્રચલિત થતાં સુલ્થ શૈલીનો ઉપયોગ ધાર્મિક લખાણોમાં મર્યાદિત થયો ને સામાન્ય વ્યવહારમાં નસ્તાલીક શૈલીની બોલબાલા પ્રવર્તી. શાહજહાંના સમયમાં આ શૈલીને ઘણું પ્રોત્સાહન મળ્યું.

સમય જતાં આ શૈલીનાં વિવિધ આલંકારિક સ્વરૂપ પ્રચલિત થયાં. એ સ્વરૂપોમાં સહુથી વધુ અટપટું અને જટિલ સ્વરૂપ 'તુગ્રા' છે. મૂળનાં 'તુગ્રા' એટલે ફરમાનમાં રાજાના નામના અક્ષરોનો ગૂંથેલો એકાક્ષરી બંધ (monogram) એવો અર્થ થતો. આગળ જતાં એ નામ આ પ્રકારની સર્વ કોઈ રચના માટે પ્રચલિત બન્યું.[૧૭]

તુગ્રા શૈલી બંગાળા, ગુજરાત વગેરે પ્રદેશોમાં ખાસ લોકપ્રિય નીવડી. એમાં બાજ, વાઘ (પટ્ટ ૬ આ), હાથી, ઘોડો, પરી વગેરેના આકાર

કાઢવામાં આવતા. દક્ખણમાં શીઆપંથી મુસ્લિમોમાં ખલીફા હજરત અલીનું વિશિષ્ટ માન હોઈ ત્યાંના કિલ્લાઓ પર તુગ્રા શૈલીમાં લખાયેલા શિલાલેખો જોવા મળે છે. હજરત અલીનું ઉપનામ 'અલ્લાહનો વાઘ' હોઈ તથા તેમના ઘોડા દુલ્દુલનું પણ માન હોઈ, તુગ્રા શૈલીમાં આ બે આકૃતિઓ ખાસ દોરવામાં આવતી.[૧૮]

ભારતમાં તુગ્રા શૈલીનું સહુથી વધુ સુંદર તથા કલામય સ્વરૂપ બંગાળાના શિલાલેખોમાં જોવા મળે છે. આ વિશિષ્ટ સ્વરૂપ 'ધનુષ્ય–બાણ પ્રકાર' તરીકે ઓળખાય છે, કેમકે એમાં બાણની અણી જેવા છેડાવાળા લાંબા ખેંચેલા ઊભા બંધો અને ખેંચેલી કમાનના આકારના અર્ધવૃત્ત આડા બંધોનું કલાત્મક આયોજન કરીને જાણે આકાશ તરફ બાણ ફેંકવા માટે ધનુષ્ય–બાણની હરોળ ખડી કરી દીધી હોય તેવો આકાર ઘડવામાં આવે છે.[૧૯]

એમાં વળી સહેજ સહેજ ફેરફાર કરીને એવા બીજા આકાર રચાતા. જેમકે હાથમાં ધજાપતાકા કે ભાલાઓ ધારણ કરી ચાલતા સૈનિકોની કતાર, સુંદર કમાનોવાળી જાળીના કઠેડા કે સીધી જાળીની પ્રશ્નાદ્‌ભૂ પર ગોઠવેલા દીવાઓ કે ફણીધર સર્પો કે હંસલાઓની હાર વગેરે.[૨૦]

થુલ્થ અને નસ્તાલીક શૈલીમાં કોતરેલા સુંદર અભિલેખ દેશના બધા ભાગોમાં જોવા મળે છે.[૨૧]

ઉર્દૂ–ફારસી લિપિનાં પુસ્તક હજી મોટે ભાગે શિલાછાપથી છપાતાં હોઈ લહિયાઓની સુલેખન–કલા ઠીકઠીક જળવાઈ રહી છે.

## પાદટીપ

૧. "Archaeology in India," p. 192

૨. D. C. Sircar, "Indian Epigraphy," p. 35

૩. Chronogram

૪–૫. IE, p. 35

૬–૭. "Archaeology in India," p. 193

૮–૧૦. ડૉ. ઝિ. અ. દેસાઈ, 'ઇસ્લામી સુલેખનકલા,' "કુમાર", અંક ૫૭૩, પૃ. ૩૪૪–૩૪૬

૧૧–૧૨. એજન, પૃ. ૩૪૭

૧૩. ડૉ. ઝિ. અ. દેસાઈ, 'ઇસ્લામી સુલેખનકલા', "કુમાર", અંક ૫૭૪, પૃ. ૩૮૭

૧૪. એજન, પૃ. ૩૮૯–૩૯૦

૧૫. એજન, પૃ. ૩૪૭, ૪૫૩

૧૬. એજન, પૃ. ૪૫૩

૧૭–૧૮. એજન, પૃ. ૩૮૯–૩૯૦

૧૯–૨૦. એજન, પૃ. ૩૯૦, IE, pp. 36 f.

૨૧. IE, p. 37

# ૭. અભિલેખોની ભાષાઓ

હડપ્પીય સભ્યતાના અભિલેખોની લિપિ હજી ઉકલી નહિ હોઈ, એ અભિલેખો કઈ ભાષામાં લખાયેલા છે તે નક્કી થઈ શક્યું નથી.

મૌર્યકાલથી મળેલા ઐતિહાસિક કાલના અભિલેખો કેટલીક સદીઓ સુધી **પ્રાકૃત** ભાષામાં લખાયેલા છે.

મૌર્ય સમ્રાટ અશોકના લગભગ બધા અભિલેખ પ્રાકૃત ભાષામાં છે.[૧] ખરોષ્ઠી લિપિમાં લખાયેલા અભિલેખ પણ પ્રાકૃત ભાષામાં જ છે.[૨] અપવાદ-રૂપે કોઈ લેખ અરમાઇક ભાષામાં તથા ગ્રીક ભાષામાં મળ્યા છે, પરંતુ એ તે તે પ્રદેશમાં વસતી વિદેશી પ્રજાની સગવડ પૂરતા તે તે ભાષામાં લખાયેલા છે.[૩] મૌર્ય રાજા દશરથના ગુફાલેખ પણ પ્રાકૃતમાં છે.[૪]

અનુ–મૌર્યકાલના અભિલેખ પણ મોટે ભાગે પ્રાકૃતમાં છે; ખાસ કરીને ભારતીય રાજાઓનાં રાજ્યોના. દા.ત. શુંગોના રાજ્યકાલનો ભરહુત શિલાસ્તંભ લેખ[૫], ભાગભદ્રના રાજ્યનો બેસનગર ગરુડસ્તંભ લેખ,[૬] મૌખરિ રાજાઓના ઈ. સ. ૨૩૮ના બડવા યૂપલેખ[૭] વગેરે.

એવી રીતે દખ્ખણના સાતવાહન રાજ્યના ગુફાલેખો, કલિંગના રાજા ખારવેલનો હાથીગુંફા લેખ, દક્ષિણ ભારતના ભટ્ટિપ્રોલુ તથા નાગાર્જુનીકોંડા બૌદ્ધ અભિલેખ પણ પ્રાકૃત ભાષામાં છે.[૮] પલ્લવ તથા કદંબ વંશના શરૂઆતના લેખ પણ પ્રાકૃતમાં છે.[૮અ]

પરંતુ ઉત્તર–પશ્ચિમ ભારતમાં યવન, શક-પહ્લવ અને કુષાણ વંશના વિદેશી વંશોનાં રાજ્ય સ્થપાયાં, તે રાજાઓના સિક્કા દ્વિભાષી છે. એના અગ્રભાગ પરનું લખાણ ગ્રીક ભાષામાં છે, કેમ કે એ રાજવંશોની રાજભાષા ગ્રીક હતી, જ્યારે એ સિક્કાઓના પૃષ્ઠભાગ પરનું લખાણ પ્રાકૃત ભાષામાં છે, જે અહીંની

પ્રજાની ભાષા હતી. આ રાજ્યોના અન્ય અભિલેખ પ્રાકૃત ભાષામાં જ છે, જેમ કે ગ્રીક રાજા મિનેન્દ્રના સમયના શિનકોટ મંજૂષા–લેખ,[૯] મહાક્ષત્રપ રાજૂલ તથા શોડાસના સમયના મથુરા લેખ,[૧૦] શક રાજા મોગનું તક્ષશિલા તામ્રપત્ર,[૧૧] પહ્લવ રાજા ગોંડોફરનીસનો તખ્ત–ઇ–બાહી શિલાલેખ.[૧૨] કુષાણ રાજાઓના સમયના અભિલેખોમાં સંસ્કૃતની છાંટ ધરાવતી પ્રાકૃત ભાષામાં છે.[૧૩]

પશ્ચિમી ક્ષત્રપ વંશોના રાજાઓના અભિલેખ પણ મોટે ભાગે પ્રાકૃત ભાષામાં છે, જેમ કે નહપાનના સમયના ગુફાલેખો[૧૪] તથા ચાષ્ટન–રુદ્રદામાના સમયના અંધૌ યષ્ટિલેખો.[૧૫] આ રાજાઓના સિક્કાઓના અગ્ર ભાગ પર ગ્રીક–રોમન અક્ષરોના મરોડ તથા પૃષ્ઠ ભાગ પર પ્રાકૃત ભાષામાં લખાણ હોય છે.

રાજશાસનોમાં તથા અભિલેખોમાં પ્રાકૃતને સ્થાને **સંસ્કૃત** ભાષા ખાસ કરીને ગુપ્તકાલ દરમ્યાન પ્રચલિત થઈ. એ અગાઉ રાજસ્થાન તથા ઉત્તરપ્રદેશ જેવા પ્રદેશોનાં ભારતીય રાજ્યોમાં તેમ જ શક રાજાઓના કેટલાક લેખોમાં સંસ્કૃત ભાષા પ્રયોજાવી શરૂ થઈ જણાય છે, જેમ કે રાજા સર્વતાતના ઘોસુંડી શિલાલેખ(ઈ. પૂ. ૧ લી સદી)માં તથા રાજા ધનદેવના અયોધ્યા શિલાલેખ-(ઈ. સ. ૧ લી સદી)માં તેમ જ મહાક્ષત્રપ શોડાસના સમયના થોડાક મથુરા અભિલેખો(ઈ. સ. ની ૧ લી સદી)[૧૬]માં. મહાક્ષત્રપ રુદ્રદામાનો જૂનાગઢ શૈલ-લેખ (ઈ. સ. ૧૫૦)[૧૭] તો પ્રશિષ્ટ સંસ્કૃત ભાષાનો જ નહિ, તેની ઉચ્ચ ગદ્યશૈલીનો ય સુંદર નમૂનો છે, જે શૈલી આગળ જતાં દંડી, સુબંધુ અને બાણભટ્ટની વિખ્યાત ગદ્યકૃતિઓમાં પ્રયોજાઈ છે. એ ક્ષત્રપ રાજ્યના પછીના લેખોમાં પ્રાકૃતની છાંટવાળું સંસ્કૃત પ્રયોજાયું છે. રાજા રુદ્રસેન(૩ જા)ના સમયનો દેવની મોરી સમુદ્ગક–લેખ(લગભગ ઈ. સ. ૩૭૫)[૧૮] સંસ્કૃત પદ્યનો નમૂનો પૂરો પાડે છે. પરંતુ ત્યારે તો ઉત્તર ભારતમાં સંસ્કૃત ભાષા પ્રચલિત થઈ ચૂકી હતી.

મગધના ગુપ્ત સમ્રાટોના સિક્કાઓ પરનું લખાણ પ્રશિષ્ટ સંસ્કૃતમાં છે. એ સમ્રાટોના શિલાલેખો તથા તામ્રપત્ર–લેખો પણ સંસ્કૃત ભાષામાં છે.[૧૯] કુષાણ-કાલ દરમ્યાન અશ્વઘોષ જેવા કવિઓને હાથે સાહિત્યમાં સંસ્કૃત કાવ્યો તથા નાટકોની રચના થવા લાગેલી, પરંતુ ગુપ્તકાલ દરમ્યાન કાલિદાસ જેવા કવિઓની કૃતિઓ દ્વારા ભારતીય સાહિત્યમાં સંસ્કૃત ભાષાની બોલબાલા પ્રવર્તી હતી.

ચોથી સદી દરમ્યાન ધીમે ધીમે દક્ષિણ ભારતમાં પણ પ્રાકૃતને સ્થાને સંસ્કૃત ભાષા પ્રયોજાવા લાગી.[૨૦]

પાંચમી સદીથી ભારતમાં લગભગ બધા અભિલેખ સંસ્કૃત ભાષામાં લખાતા. જૈન ચૈત્યને લગતા કોઈ લેખ કે પ્રાકૃત સાહિત્યની કૃતિને લગતા કોઈ અભિલેખ જ પ્રાકૃતમાં લખાતા.[૨૧]

સમય જતાં સાર્વજનિક માહિતીને લગતા અભિલેખ ચાલુ પ્રાદેશિક ભાષામાં લખાવા લાગ્યા, છતાં સંસ્કૃત ભાષા તરફની અભિરુચિને લઈને વત્તા-ઓછા પ્રમાણમાં કેટલાક અભિલેખ અદ્યપર્યંત સંસ્કૃતમાં લખાવા ચાલુ રહ્યા છે. અલબત્ત, મુસ્લિમ શાસનકાલથી શરૂ થતા મધ્યકાલથી સંસ્કૃત ભાષાનું પ્રમાણ ઉત્તરોત્તર ઘટતું ગયું છે ને ચાલુ પ્રાદેશિક ભાષાઓનું પ્રમાણ ઉત્તરોત્તર વધતું રહ્યું છે. અર્વાચીન અભિલેખો સંસ્કૃતમાં અપવાદરૂપે જ લખાય છે.

પ્રાદેશિક ભાષાઓનો ભારતીય અભિલેખોમાં સહુથી પ્રાચીન પ્રયોગ દક્ષિણ ભારતમાં મળ્યો છે. એ ભાષાઓ દ્રવિડકુલની છે.

તમિળનાડુમાં મળેલા કેટલાક નાના લેખ, જે તમિળ ભાષામાં લખ્યા લાગે છે, તે છેક ૨જી–૩જી સદીના હોવા સંભવે છે. ૬ઠ્ઠી સદીથી પલ્લવ રાજાઓનાં તામ્રપત્રોમાં સંસ્કૃતની સાથે **તમિળ** ભાષા પ્રયોજાઈ છે ને સમય જતાં તે ભાષાનું પ્રમાણ વધતું રહે છે. ચક્રવર્તી પલ્લવોનાં તેલુગુભાષી પ્રદેશ માટેનાં દાનપત્ર સંસ્કૃતમાં જ લખાતાં, જ્યારે તમિળભાષી પ્રદેશ માટેનાં દાનપત્ર અંશતઃ સંસ્કૃતમાં અને અંશતઃ તમિળમાં લખાતાં.[૨૨] એમાં સંસ્કૃત લખાણ ગ્રન્થ-લિપિમાં અને તમિળ લખાણ તમિળ લિપિમાં લખાતું.

શરૂઆતના ચોળ રાજાઓનાં તામ્રપત્ર પણ સંસ્કૃત–તમિળમાં લખાયાં છે, દા. ત. રાજરાજ ૧લા (ઈ. સ. ૯૮૫–૧૦૧૬) અને રાજેન્દ્ર-ચોળ ૧લા (ઈ. સ. ૧૦૧૨–૧૦૪૩)[૨૩] નાં. પરંતુ ચોળ રાજ્યનાં પછીનાં તામ્રપત્ર માત્ર તમિળ ભાષામાં લખાતાં, જેમ કે રાજાધિરાજ ૧લા (ઈ. સ. ૧૦૧૮-૧૦૫૨), કુલોત્તુંગ ૧લા (ઈ. સ. ૧૦૭૦–૧૧૧૮), રાજરાજ ૨ જા (ઈ. સ. ૧૧૪૬–૧૧૭૩) અને કુલોત્તુંગ ૩જા (ઈ. સ. ૧૧૭૮–૧૨૧૬)નાં.[૨૪] કેરલના રાજા ભાસ્કર રવિ-વર્માનું તામ્રપત્ર (ઈ. સ. ૧૦૨૧) તમિળ ભાષામાં અને વટ્ટેળુત્તુ લિપિમાં લખાયું છે.[૨૫] પાંડ્ય રાજાઓનાં શરૂઆતનાં શાસન સંસ્કૃત અને તમિળમાં છે, પરંતુ એમાં તમિળ લખાણ વટ્ટેળુત્તુ લિપિમાં છે. પાંડ્ય રાજ્યનાં પછીનાં તામ્ર-શાસન તમિળમાં જ છે, જેમ કે વીરપાંડ્યનું ઈ. સ. ૧૪૭૦ નું તામ્રપત્ર.[૨૬]

તમિળનાડુના મુખ્ય રાજવંશોની જેમ તેઓના સામંતોનાં તામ્રપત્ર પણ શરૂઆતમાં સંસ્કૃત–તમિળમાં અને આગળ જતાં માત્ર તમિળમાં લખાતાં. તાંજોર અને મદુરાના નાયકોનાં દાનપત્ર તેલુગુમાં કે તમિળમાં છે; વિજયનગર રાજ્યનાં કેટલાંક દાનપત્ર પણ તમિળમાં છે.[૨૭]

**કાનડી** ભાષાના સહુથી જૂના જ્ઞાત અભિલેખ ૬ઠ્ઠી સદીથી શરૂ થાય છે, જેમ કે ચાલુક્ય નરેશ મંગલેશ(ઈ. સ. ૫૯૮–૬૧૦)નો એક બાદામી ગુફા-લેખ.[૨૮] બાદામીના ચાલુક્ય રાજાઓનાં તામ્રપત્ર સંસ્કૃતમાં લખાયાં છે, જ્યારે તેમના સમયના ઘણાખરા શિલાલેખ કાનડીમાં છે.[૨૯] રાષ્ટ્રકૂટો, ઉત્તરકાલીન ચાલુક્યો, કલચુરિઓ અને વિજયનગરના રાજાઓનાં કાનડીભાષી પ્રદેશનાં દાન-શાસન સંસ્કૃતમાં કે સંસ્કૃત અને કાનડીમાં છે.[૩૦] વિજયનગરના રાજાઓ સામાન્ય રીતે સંસ્કૃત ભાષામાં અને નંદિનાગરી લિપિમાં દાનપત્ર લખાવતા; તેઓનાં થોડાં તામ્રપત્ર પણ સંસ્કૃત–કાનડીમાં કે માત્ર કાનડીમાં છે.[૩૧] માયસોરના પછીના રાજાઓના અભિલેખ કાનડીમાં છે.

તેલુગુભાષી પ્રદેશનાં પ્રાચીન દાનપત્ર (૫મી થી ૮મી સદી) સંસ્કૃતમાં લખાતાં. **તેલુગુ** ભાષાનો પ્રયોગ લગભગ ૯મી સદીથી જ જોવા મળે છે. છતાં ઘણા શિલાલેખ ૬ઠ્ઠી સદીના અંતથી તેલુગુમાં લખાતા. આ લેખ તેલુગુ–ચોળ રાજાઓના છે.[૩૨]

વેંગીના ચાલુક્ય રાજાઓનાં શરૂઆતનાં તામ્રપત્ર મોટે ભાગે સંસ્કૃતમાં લખાતાં; અપવાદરૂપે કોઈ તામ્રપત્ર અંશતઃ સંસ્કૃતમાં અને અંશતઃ તેલુગુમાં લખાતાં.[૩૩] પરંતુ તેઓના સમયના શિલાલેખ તેલુગુમાં લખાતા.[૩૪] પૂર્વના ગંગો, ચાલુક્યો, તેલુગુ–ચોળો, કાકતીયો, ગજપતિઓ, વિજયનગરના રાજાઓ વગેરે અનુકાલીન રાજાઓના શિલાલેખ તેલુગુમાં છે, જ્યારે તેઓનાં જ્ઞાત દાનપત્ર સંસ્કૃતમાં છે.[૩૫] રેડ્ડી રાજ્યનાં કેટલાંક તામ્રપત્ર અંશતઃ સંસ્કૃતમાં અને અંશતઃ તેલુગુમાં છે. વિજયનગરના રાજ્યનાં તામ્રપત્ર સામાન્ય રીતે સંસ્કૃતમાં લખાતાં, છતાં થોડાંક તેલુગુમાં પણ લખાયાં છે.[૩૬] તાંજોર અને મદુરાના નાયક રાજાઓનાં કેટલાંક તામ્રપત્ર સંસ્કૃત-તેલુગુમાં ને કેટલાંક માત્ર તેલુગુમાં લખાયાં છે.[૩૭]

કેરલ પ્રદેશમાં ૧૪મી સદી સુધી અભિલેખો માટે તામિળ ભાષાનો ઉપયોગ થતો ને તે લખાણ વટ્ટેળુતુ લિપિમાં લખાતાં.[૩૮] તેરમી સદીથી **મલયાળમ**

ભાષાની અસર થતી વરતાય છે. ૧૫મી સદીથી મલયાળમ લખાણ વટ્ટેળુતુ લિપિમાં લખાતાં.[૩૯]

દક્ષિણ કન્નડ પ્રદેશમાં તુળુ ભાષા વપરાતી ને તેનાં લખાણ મલયાળમ લિપિમાં લખાતાં. આ પ્રકારના થોડાક અભિલેખ મળ્યા છે, જેની લિપિનો મરોડ ૧૫મી સદીનો છે.[૪૦]

આમ દક્ષિણ ભારતના અભિલેખોમાં દ્રવિડકુલની ભાષાઓ પૈકી તમિળ અને કાનડીનો ઉપયોગ ઘણો વહેલો શરૂ થયો હોવાનું માલૂમ પડે છે. તેલુગુનો ઉપયોગ થોડો મોડો શરૂ થયો, જ્યારે મલયાળમ તથા તુળુ ભાષાનો ઉપયોગ ઘણો મોડો શરૂ થયો.

આ દરમ્યાન ઉત્તર ભારતમાં ભારતીય-આર્ય કુલની નવ્ય પ્રાદેશિક ભાષાઓ પ્રચલિત થતાં ધીમે ધીમે તેનો ઉપયોગ અભિલેખોમાં પણ થવા લાગ્યો.

આ અભિલેખોમાં પહેલવહેલો પ્રયોગ **મરાઠી** ભાષાનો મળ્યો છે. મરાઠી સાહિત્યમાં ગીતા પરની જ્ઞાનેશ્વરી ટીકા ઈ. સ. ૧૨૯૬માં રચાઈ, જ્યારે એ ભાષાના કેટલાંક અભિલેખ એ અગાઉ છેક ઈ. સ. ૧૦૬૦ સુધીના મળ્યા છે.[૪૧] એમાંના ઘણા લેખ ૧૨મી સદીના છે.[૪૨]

દેવગિરિના યાદવ રાજાઓએ મરાઠી ભાષાને ખાસ પ્રોત્સાહન આપ્યું. તેઓનાં કેટલાંક તામ્રપત્ર અંશતઃ સંસ્કૃતમાં અને અંશતઃ મરાઠીમાં લખાયાં છે.[૪૩] શિલાહાર વંશના રાજાઓનાં તામ્રપત્રોમાં પણ તેવું જ છે.[૪૪] તેરમી સદીથી કાનડી-મરાઠીમાં લખાયેલા દ્વિભાષી લેખ મળે છે.[૪૫] એવી રીતે તેલુગુ-મરાઠી અને ફારસી-મરાઠી લેખ પણ મળે છે.[૪૬] મરાઠા રાજ્યનાં કેટલાંક અનુકાલીન તામ્રપત્ર મરાઠીમાં લખાયાં છે.[૪૭]

**હિંદી** ભાષામાં લખાયેલા પ્રાચીન અભિલેખ મધ્યપ્રદેશમાં ૧૧મી સદી સુધીના મળ્યા છે.[૪૮] એમાં ખાસ કરીને પ્રતિમાલેખો તથા પાળિયા-લેખોનો સમાવેશ થાય છે. ૧૫મી-૧૬મી સદીથી આવા અનેક અભિલેખ લખાતા. રાજસ્થાની, ગઢવાલી વગેરે બોલીઓમાં લખેલા અનેક અભિલેખ મળ્યા છે.[૪૯]

નેપાલી, પંજાબી વગેરે ભાષાઓમાં પણ થોડા પ્રાચીન અભિલેખ મળ્યા છે.[૫૦]

ગુજરાતમાં ૧૩મી સદી સુધી અભિલેખ સંસ્કૃતમાં જ લખાતા. ૧૪મી સદીથી કોઈ કોઈ લેખોમાં સંસ્કૃત અને **ગુજરાતી** ભાષાનું મિશ્રણ જોવા મળે છે. દા.ત., થાનના કંડોળા ડુંગર પરના મંદિરના વિ. સં. ૧૪૩૨(ઈ. સ. ૧૩૭૬)ના ગુજરાતી લેખમાં, નગિચાણાના વિ. સં. ૧૪૩૪(ઈ. સ. ૧૩૭૭)ના લેખમાં અને કુલકાના વિ. સં. ૧૪૮૮(ઈ. સ. ૧૩૯૧)ના પાળિયામાં સંસ્કૃત–ગુજરાતીનું મિશ્રણ થયેલું છે.[૫૧] આવા અભિલેખોમાં પ્રાયઃ સમયનિર્દેશ તથા શાસકનિર્દેશનો ભાગ સંસ્કૃતમાં અને ઘટનાના નિરૂપણનો ભાગ ગુજરાતીમાં હોય છે, જેમ કે મેસવાણાના વિ. સં. ૧૪૭૦(ઈ. સ. ૧૪૧૪)ના પાળિયામાં,[૫૨] ખાંભડના વિ.સં. ૧૫૩૧(ઈ. સ. ૧૪૭૪)ના લેખમાં,[૫૩] ગોસાના વિ. સં. ૧૫૩૬(ઈ. સ. ૧૪૮૦)ના લેખમાં,[૫૪] રામપુરાના વિ. સં. ૧૫૩૮(ઈ. સ. ૧૪૮૨)ના લેખમાં[૫૫] અને ખેડુના વિ.સં. ૧૫૪૪(ઈ. સ. ૧૪૮૮)ના લેખમાં.[૫૬]

અડાલજની વાવ, જે મહમૂદ બેગડાના રાજ્યકાલ દરમ્યાન વિ.સં. ૧૫૫૫ (ઈ. સ. ૧૪૯૯)માં વાઘેલા રાણા વીરસિંહની પત્ની રૂડાદેવીએ બંધાવી હતી, તેને લગતા શિલાલેખમાં એની હકીકત પહેલાં સંસ્કૃત શ્લોકોમાં નિરૂપીને અંતે ગદ્યમાં પણ આપવામાં આવી છે, તેમાં પણ સમયનિર્દેશ તથા શાસકનિર્દેશ સંસ્કૃતમાં અને વાપી-નિર્માણની મુખ્ય હકીકત ગુજરાતીમાં લખેલી છે.[૫૭] માણસાની વાવના વિ. સં. ૧૫૮૨(ઈ. સ. ૧૫૨૫)ના શિલાલેખમાં પણ લગભગ આવું જ જોવામાં આવે છે.

હવે લાંબી પ્રશસ્તિઓની સુંદર રચનાઓ પ્રાયઃ સંસ્કૃત ભાષામાં થતી,[૫૮] જ્યારે સીધી સાદી હકીકતને લગતા ટૂંકા શિલાલેખ પ્રાયઃ ગુજરાતીમાં લખાવા લાગ્યા, જેમ કે ધ્રાંગધ્રાનો વિ. સં. ૧૬૫૭(ઈ. સ. ૧૬૦૧)નો લેખ, જામનગરનો વિ.સં. ૧૬૬૬(ઈ. સ. ૧૬૧૦)નો લેખ, વાંકાનેરનો વિ. સં. ૧૬૭૯ (ઈ. સ. ૧૬૨૩)નો લેખ, હળવદનો વિ. સં. ૧૬૮૩(ઈ. સ. ૧૬૨૬)નો લેખ, થાનનો વિ. સં. ૧૭૫૨(ઈ. સ. ૧૬૯૬)નો લેખ, ભાદરોડનો વિ.સં. ૧૭૯૨(ઈ. સ. ૧૭૩૬)નો લેખ, પાટડીનો વિ. સં. ૧૮૦૧(ઈ. સ. ૧૭૪૫)નો લેખ, ધ્રાંગધ્રાનો વિ.સં. ૧૮૧૫(ઈ. સ. ૧૭૫૯)નો લેખ વગેરે.

કાશ્મીરના અભિલેખ થોડી સંખ્યામાં મળ્યા છે ને પ્રકાશિત થયા છે. ચંબા રાજ્યના શરૂઆતના લેખ સંસ્કૃતમાં લખાયા છે, જ્યારે પછીના લેખ મોટે ભાગે ચંબાની પ્રાદેશિક ભાષામાં અને સંસ્કૃતમાં લખાયા છે. આ પ્રાદેશિક

ભાષા ચંબ્યાલી છે, જે **કાશ્મીરી** ભાષાનું એક સ્થાનિક સ્વરૂપ છે. ચંબા રાજ્યના દ્વિભાષી લેખોનો આરંભ તથા અંત સંસ્કૃતમાં હોય છે, જ્યારે એનો વચલો ભાગ પ્રાદેશિક ભાષામાં હોય છે. આરંભ તથા અંતનું લખાણ દસ્તાવેજી રૂઢ ઢબનું હોય છે. શાસનલેખમાં નોંધવાની મુખ્ય હકીકત એના વચલા ભાગમાં આવતી હોય છે.

ઓરિસ્સામાં પણ પ્રાચીન અભિલેખ સંસ્કૃતમાં લખાતા. એમાં **ઓરિયા** ભાષાની અસર છેક ૧૦ મી સદીથી શરૂ થઈ જણાય છે. પૂરેપૂરા ઓરિયા ભાષામાં લખેલા લેખ ૧૩ મી સદીથી દેખા દે છે. પૂર્વી ગંગ વંશ તથા ગજપતિ વંશનાં દાનપત્ર મોટે ભાગે અંશતઃ સંસ્કૃતમાં અને અંશતઃ ઓરિયામાં લખાતાં, જયારે તેઓના સમયના શિલાલેખ સામાન્ય રીતે પૂરેપૂરા ઓરિયા ભાષામાં લખાતા. પછીના સમયમાં અભિલેખોમાં મુખ્યત્વે ઓરિયા ભાષા વપરાતી.

બંગાળામાં પ્રાચીન રાજશાસનોમાં સંસ્કૃત ભાષાની બોલબાલા હતી. તેરમી સદીમાં આ સંસ્કૃત લખાણોમાં પ્રાદેશિક ભાષાની અસર થયેલી વરતાય છે. છતાં મધ્યકાલ દરમ્યાન પણ અહીં મુખ્યત્વે સંસ્કૃત ભાષા વપરાયા કરી ને બંગાળી ભાષાનો ઉપયોગ વિરલ રહ્યો. ત્રિપુરાના રાજાઓનાં ઘણાં દાનપત્ર સંસ્કૃતમાં લખાયાં છે, જ્યારે થોડાંક તામ્રપત્ર **બંગાળીમાં** પણ લખાયાં. બંગાળીમાં લખાયેલાં દાનપત્ર ૧૫ મી સદીથી દેખા દે છે.

ઉત્તર બિહારમાં **મૈથિલી** ભાષાનો ઉપયોગ છેક ૧૭ મી સદીના અભિલેખોથી જોવામાં આવ્યો છે.

આસામના આહોમ રાજાઓના સિક્કાઓ તથા તામ્રપત્રો પરનાં લખાણ શરૂઆતમાં આહોમ ભાષામાં લખાતાં. પરંતુ તેઓનું ભારતીયીકરણ થતાં તેઓએ એને બદલે સંસ્કૃત અને **આસામી** ભાષાનો ઉપયોગ કર્યો. આ અભિલેખ ૧૭ મી–૧૮ મી સદીના છે. ઉત્તરકાલીન આહોમ રાજાઓના શિલાલેખ સામાન્ય રીતે સંસ્કૃતમાં લખાતા.

મુસ્લિમ વંશોના અમલ દરમ્યાન તેઓના રાજ્યમાં અરબી કે ફારસી રાજભાષા બની. સિંધમાં છેક ૮ મી સદીમાં અરબ સત્તા સ્થપાઈ, પરંતુ ત્યાં કોઈ પ્રાચીન અભિલેખ મળ્યા નથી. હિંદમાં પ્રાચીન મુસ્લિમ અભિલેખ મુખ્યત્વે દિલ્હીમાં સલ્તનત સ્થપાઈ (ઈ. સ. ૧૨૦૬) તે પછીના મળે છે. મમલૂક વંશના અમલ દરમ્યાન **અરબી** ભાષા સલ્તનતની રાજભાષા તરીકે સ્થાન

પામી ( ૧૩ મી સદી ). એ સમયના મસ્જિદો તથા કબ્રસ્તાનોને લગતા અભિલેખ સામાન્ય રીતે અરબીમાં લખાતા. અપવાદરૂપે દિલ્હીની કુવ્વતુલ-ઇસ્લામ મસ્જિદનો લેખ( ઈ. સ. ૧૧૯૧ )તથા બુદાઉં( ઉ. પ્ર. )ની શેખ અહમદ ખાનદાનની કબરનો લેખ ( ઈ. સ. ૧૨૮૪ ) ફારસી ભાષામાં લખાયો છે.

ખલજી વંશની હકૂમત ( ઈ. સ. ૧૨૯૦-૧૩૨૭ ) દરમ્યાન મુસ્લિમ અભિલેખોમાં અરબીને બદલે **ફારસી** વપરાવા લાગી. તઘલગ ( ૧૩૨૦-૧૪૧૩ ), સૈયદ ( ૧૪૧૪-૧૪૫૧ ) અને લોદી ( ૧૪૫૧-૧૫૨૬ ) વંશની હકૂમત દરમ્યાન પણ ફારસી ભાષાની લોકપ્રિયતા વધતી રહી. પ્રાદેશિક સલ્તનતોમાં પણ અરબીના કરતાં ફારસી વધુ વ્યાપક બની. પરંતુ બંગાળામાં અરબીની બોલબાલા લાંબો વખત ટકી. બીજે બધે અરબીનો ઉપયોગ ધાર્મિક લખાણોમાં સીમિત થયો.

મુઘલ સામ્રાજ્યમાં અરબી લગભગ સદંતર લુપ્ત થઈ ને રાજશાસનોમાં તેમ જ અભિલેખોમાં મુખ્યત્વે ફારસીનો ઉપયોગ થતો.

૧૮ મી સદીમાં અભિલેખોમાં ઉર્દૂ ભાષાનો ઉપયોગ થવા લાગ્યો. હિંદની પ્રચલિત ભાષાઓ તથા ફારસી વચ્ચેના સંપર્કમાંથી એ નવી ભાષા ઉદ્ભવી હતી. આ ભાષાનો ઉપયોગ મુસ્લિમ અભિલેખોમાં ૧૮૫૭ પછી વ્યાપક પ્રમાણમાં જોવા મળે છે.

ભારતમાં યુરોપીય સંસ્થાનો તથા રાજ્યો સ્થપાતાં **યુરોપીય ભાષાઓ** પણ અહીં પ્રચલિત થવા લાગી. આ કાલના ઘણા યુરોપીય અભિલેખ ફિરંગી, વલંદા, ફ્રેન્ચ કે અંગ્રેજી ભાષામાં લખાતા. વલંદાઓની કબરો પરના કેટલાક લેખ આરમેનિયન ભાષામાં લખાયા છે. ફિરંગી અને ફ્રેન્ચ સંસ્થાનોમાં પોર્ટુગીઝ તથા ફ્રેન્ચ ભાષા વ્યાપક બની. હિંદના મોટા ભાગમાં અંગ્રેજોનું શાસન કે આધિપત્ય લાંબા વખત લગી પ્રવર્ત્યું. તે દરમ્યાન સુશિક્ષિત વર્ગમાં તથા રાજકીય શાસનોમાં અંગ્રેજી ભાષાનો પ્રભાવ પ્રવર્ત્યો. આથી આ કાલના ઘણા અભિલેખ **અંગ્રેજી** ભાષામાં લખાયેલા છે. વીસમી સદીમાં રાષ્ટ્રીય અસ્મિતા વધતાં એ વિદેશી ભાષાનો ઉપયોગ ઉત્તરોત્તર ઘટતો ગયો ને એની જગ્યાએ **રાષ્ટ્રભાષા** તથા **પ્રાદેશિક ભાષાઓનો** ઉપયોગ વધતો ગયો. આઝાદી ( ૧૯૪૭ ) પછી આ વલણ ઘણે અંશે દૃઢ થતું ગયું છે.

પ્રાચીન, મધ્ય તથા અર્વાચીન કાલ દરમ્યાન ભારતમાં ચીની, સિંહલી, તિબેટી, બર્મી વગેરે **એશિયાઈ ભાષાઓનો** પણ કોઈ કોઈ અભિલેખોમાં

ઉપયોગ થયેલો છે; પરંતુ એ લેખો અરમાઈક તથા ગ્રીક લેખોની જેમ મર્યાદિત વર્ગ માટે લખાયેલા છે.

આમ ભારતીય અભિલેખોમાં શરૂઆતમાં પ્રાકૃત તથા સંસ્કૃતની અને પછી નવ્ય અર્વાચીન ભારતીય ભાષાઓની લોકપ્રિયતા રહેલી છે ને એની અંદર અરબી, ફારસી, અંગ્રેજી વગેરે વિદેશી ભાષાઓ રાજભાષા તરીકે સ્થાન પામેલી. છતાં અભિલેખો સાર્વજનિક ઉપયોગિતા ધરાવતા હોઈ એમાં મુખ્ય સ્થાન તે તે કાલની વિદ્દભોગ્ય શાસનભાષાને તથા લોકભોગ્ય પ્રચલિત પ્રાદેશિક ભાષાઓને મળેલું છે.

## પાદટીપ

૧. D. C. Sircar, "Select Inscriptions," Book I, Inscriptions Nos. 6–40
૨. શાહબાજગઢી અને માનસેરા( પાકિસ્તાન )ના.
૩. पांडेय, अशोक के अभिलेख
૪. D. C. Sircar, op. cit., Nos. 41–43
૫. Ibid., Book II, No. 1
૬. Ibid., No. 2
૭. Ibid., Nos. 4–6
૮. Ibid., Nos. 75–104
૮–અ. Ibid., pp. 433 ff.
૯. Ibid., Book II, No. 14
૧૦. Ibid., Nos. 24–26
૧૧. Ibid., No. 27
૧૨. Ibid., No. 28
૧૩. Ibid., Nos. 37–57
૧૪. Ibid., Nos. 58–62
૧૫. Ibid., Nos. 63–66
૧૬. D. C. Sircar, " Indian Epigraphy," pp. 41, 91
૧૭. "Select Inscriptions," Book II, No. 67
૧૮. R. N. Mehta and S. N. Chaudhary, "Excavation at Devnimori," p. 121
૧૯. "Select Inscriptions," Book III, Nos. 1–39

૨૦. IE, pp. 43 ff.
૨૧. Ibid., p. 45
૨૨. IE, p. 46
૨૩–૨૬. IE, p. 47
૨૭–૨૯. IE, p. 48
૩૦–૩૧. IE, p. 49
૩૨–૩૪. IE. pp. 49–50
૩૫–૩૭. IE, p. 51
૩૮–૩૯. IE, pp. 51–52
૪૦. IE, p. 52
૪૧–૪૭. IE, pp. 53 ff.
૪૮. IE, p. 55
૪૯. IE. pp. 55 f.
૫૦. IE, p. 56
૫૧. D. B. Diskalkar, "Inscriptions of Kathiawad," Nos. 36, 37, 50
૫૨. Ibid., No. 65
૫૩. Ibid., No. 82
૫૪. Ibid., No. 85
૫૫. Ibid., No. 86 (2)
૫૬. Ibid., No. 87
૫૭. 'બુદ્ધિપ્રકાશ', પુ. ૧૦૪, પૃ. ૨૧–૨૨
૫૮. દા. ત. "Inscriptions of Kathiawad"માં પ્રકાશિત થયેલી ઊનાની વિ. સં. ૧૫૮૨ ની પ્રશસ્તિ (No. 91), શત્રુંજય પરની વિ. સં. ૧૫૮૭ની, વિ. સં. ૧૬૫૦ ની અને વિ. સં. ૧૬૭૫ની પ્રશસ્તિ (Nos. 95, 106, 117), રાવલના રાજદુર્ગને લગતો વિ. સં. ૧૭૫૩ નો લેખ (No. 155) વગેરે
૫૯. "Inscriptions of Kathiawad," Nos. 110, 112, 120, 124, 154, 166, 173

# ૮. અભિલેખનની સામગ્રી

જે લખાણ લાંબો વખત ટકે તેવી ઉપયોગિતા ધરાવતાં હોય તેને શિલા ધાતુ વગેરે ટકાઉ પદાર્થો પર કોતરાવવામાં આવતાં. આ લખાણ એના પર કોતરવામાં આવે તે પહેલાં એને ભૂર્જપત્ર, તાડપત્ર કે કાગળ જેવા પ્રચલિત પદાર્થ પર લખી આપવામાં આવતું. કેટલીક વાર એ લેખનપદાર્થના કદ, આકાર વગેરેની અસર અભિલેખન–પદાર્થના કદ, આકાર વગેરે પર થતી. આથી અભિલેખનની સામગ્રીનું નિરૂપણ કરતાં પહેલાં લેખનની સામગ્રીનો પરિચય કરી લઈએ.

## લેખનસામગ્રી

ઉત્તર ભારતમાં લેખન માટે **ભૂર્જપત્ર** પ્રચલિત હતાં. હિમાલય પ્રદેશમાં ભૂર્જ નામે વૃક્ષ પુષ્કળ પ્રમાણમાં થાય છે, તેની છાલમાંથી ભૂર્જપત્ર તૈયાર કરવામાં આવતાં. પહેલાં એ ઉત્તરપશ્ચિમ ભારતમાં પ્રચલિત હતાં; પછી ઉત્તર ભારત, મધ્ય ભારત અને મધ્ય એશિયામાં પણ પ્રચલિત થયાં. સિકંદરના સમકાલીન કર્ટિયસે (ઈ. પૂ. ૪ થી સદી) એનો ઉલ્લેખ કર્યો છે. સંસ્કૃત સાહિત્યમાં પણ તેના અનેક ઉલ્લેખ આવે છે. અલબેરુની(ઈ. સ. ૧૦૩૦)એ એનું વિગતવાર વર્ણન કર્યું છે. ભૂર્જવૃક્ષની છાલમાંથી લગભગ એક ગજ લાંબાં અને એક વેંત પહોળાં પત્ર કાપવામાં આવતાં ને એના પર તેલ લગાવીને તથા ઘસીને એને મજબૂત અને સુંવાળાં બનાવવામાં આવતાં. એના પર કલમ વડે શાહીથી લખવામાં આવતું. પુસ્તકના લેખનમાં પત્રોની વચ્ચે છિદ્ર માટે કોરી જગ્યા રાખવામાં આવતી, જેથી પછી એ છિદ્રોમાં દોરો પરોવીને એને ગ્રંથ-રૂપે બાંધી શકાય; વળી હાંસિયામાં દરેક પત્રના પૃષ્ઠભાગ પર તે તે પત્રનો ક્રમાંક લખવામાં આવતો.[1]

ભૂર્જપત્ર પર લખેલી સહુથી જૂની હસ્તપ્રત ખોતાનમાંથી મળેલા ધમ્મપદની છે, જે ૨જી–૩જી સદીની લિપિમાં લખાયેલી છે. ખંડેરોમાં દટાયેલી રહી હોવાથી આવી જૂજ પ્રાચીન હસ્તપ્રતો અપવાદરૂપે ટકી રહી છે; બાકી આબોહવાની અસરને લઈને પ્રાચીન હસ્તપ્રતો સામાન્ય રીતે સમૂળી નષ્ટ થઈ ગઈ છે. અન્ય ઉપલબ્ધ ભૂર્જપત્ર પ્રતો ૧૪ મી સદી પછીની છે. આ પ્રતો ખાસ કરીને કાશ્મીરમાંથી અને કેટલીક ઓરિસ્સા વગેરે અન્ય પ્રદેશોમાંથી મળે છે.[૨]

ઉત્તરપૂર્વ ભારતમાં ભૂર્જવૃક્ષને બદલે અગુરુવૃક્ષની છાલમાંથી લેખન–પત્ર બનાવવામાં આવતાં. અગુરુ–પત્રને આસામી ભાષામાં 'સાંચિપાત' કહેતા. અગુરુ–પત્ર પર લખેલી રામાયણના સુંદરકાંડની પ્રત (લગભગ ૧૫ મી સદી) મળી છે.[૩]

કાગળની સસ્તી સામગ્રી સુલભ થતાં લેખનસામગ્રી તરીકે ભૂર્જપત્ર તથા અગુરુ–પત્રનો ઉપયોગ લુપ્ત થઈ ગયો. હાલ તાવીજોની અંદર મૂકવાના મંત્ર લખવા માટે જ એનો ઉપયોગ રહ્યો છે.

દક્ષિણ ભારતમાં, ખાસ કરીને સમુદ્રતટના પ્રદેશોમાં, તાડવૃક્ષ પુષ્કળ પ્રમાણમાં થાય છે. એ વૃક્ષના પત્ર(પર્ણ)માંથી પણ લખવા માટેનાં 'પત્ર' બનાવતા. એને **તાડપત્ર** કહે છે. લેખનસામગ્રીના એકમ તરીકે 'પત્ર' તથા 'પર્ણ' શબ્દ મૂળમાં વૃક્ષના પત્ર (પર્ણ) પરથી પ્રચલિત થયો છે. લેખનસામગ્રી તરીકે તાડપત્રનો ઉપયોગ ઘણા પ્રાચીનકાલથી ઉત્તર ભારતમાં પણ વ્યાપક હતો.[૪]

રોજિંદા કે મામુલી લખાણ માટે તાડવૃક્ષના સીધાસાદા પર્ણમાંથી જરૂરી કદનાં પત્ર કાપવામાં આવતાં, પરંતુ પુસ્તક લખવા માટે એના પર્ણને પહેલાં સૂકવીને, પાણીમાં પલાળી રાખી કે ઉકાળી ફરી સૂકવવામાં આવતાં ને પછી એના પર શંખ, છીપોલી કે સુંવાળો પથ્થર ઘસવામાં આવતો ને એમાંથી જરૂરી કદનાં પત્ર કાપવામાં આવતાં. આ પત્ર સામાન્ય રીતે એકથી ત્રણ ફૂટ લાંબાં પણ એકથી ચાર ઇંચ જેટલાં જ પહોળાં હોય છે. ઉત્તર ભારતમાં કેટલાંક ભૂર્જપત્ર તથા તામ્રપત્ર આવું કદ ધરાવતાં, તે તાડપત્રની અસર દર્શાવે છે.[૫]

દક્ષિણ ભારતમાં તાડપત્ર પર ગોળ તીક્ષ્ણ અણીવાળી શલાકાથી અક્ષર કોતરવાનો રિવાજ ખાસ પ્રચલિત હતો. પછી એના પર કાજળ ફેરવી

દેતાં અક્ષર કાળા બની જતા. 'લેખન'ના મૂળમાં કોતરવાનો અર્થ રહેલો છે.[૬]

પરંતુ ઉત્તર ભારતમાં તાડપત્ર પર કલમ અને શાહી વડે લખવાનો રિવાજ પ્રચલિત થયો. પુસ્તક લખવા માટે ભૂર્જપત્રની જેમ તાડપત્રમાં પણ પત્રના ક્રમાંક માટે હાંસિયો અને દોરો પરોવવાના છિદ્ર કે (છિદ્રો) માટે વચ્ચે કોરી જગા રાખવામાં આવતી.[૭] પત્ર ટૂંકાં હોય તો બે કોલમમાં અને લાંબાં હોય તો ત્રણ કોલમમાં લખવામાં આવતું. હાંસિયા અને છિદ્રોની સંખ્યા તે પ્રમાણે રખાતી.

દક્ષિણ ભારતની ગરમ આબોહવામાં પ્રાચીન તાડપત્ર વધુ નષ્ટ થયાં છે. તાડપત્ર પર લખેલી હસ્તપ્રતનો સહુથી જૂનો નમૂનો મધ્ય એશિયામાં મળ્યો છે, જે ૨જી સદીનો છે. નેપાલમાં स्कन्दपुराण ની ૭ મી સદીની પ્રત મળી છે. ગુજરાત, રાજસ્થાન વગેરે પ્રદેશોમાં ૧૦મી સદી પછીની અનેક તાડપત્ર-પ્રત મળી છે. દક્ષિણ ભારતની કએ શલાકાથી કોતરેલા લખાણવાળી જૂની તાડપત્ર-પ્રતો ૧૫મી સદીની મળી છે.[૮]

ગામઠી પાઠશાળાઓમાં તાડપત્રનો ઉપયોગ છેક ૨૦મી સદીની શરૂઆત સુધી થતો. દક્ષિણ ભારતમાં તાડપત્રો પર પુસ્તક લખવાનો રિવાજ હજી થોડા પ્રમાણમાં જળવાઈ રહ્યો છે.

અમુક પ્રકારનાં લખાણ માટે ક્યારેક **સુતરાઉ કાપડનો** ઉપયોગ થતો. એને 'પટ', 'પટિકા' કે 'કાર્પાસિક પટ' કહેતા. એના પર લોટની પાતળી લાહી લગાવીને એને સૂકવવામાં આવતો ને પછી શંખ વગેરે ઘસીને એને સુંવાળો બનાવવામાં આવતો. નિઆરકસે (ઈ. પૂ. ૪ થી સદી) આ પ્રકારની લેખનસામગ્રી ભારતમાં વપરાતી હોવાનું જણાવ્યું છે. પાટણ(જિ. મહેસાણા)ના એક જૈન ગ્રંથ-ભંડારમાં ધર્મવિધિ નામે ગ્રંથની વિ. સં. ૧૪૧૮(ઈ. સ. ૧૩૬૧-૬૨)ની એક હસ્તપ્રત છે જે ૧૩"×૫" કદનાં ૯૩ પટ-પત્રો પર લખાઈ છે. રાજસ્થાનમાં ભડલી લોકો પટ પર લખેલાં સચિત્ર પંચાંગ રાખે છે. જૈન દેરાસરોમાં દ્વીપો આદિનાં રંગીન ચિત્રોવાળા પટ જોવામાં આવે છે. માયસોરમાં વેપારીઓ પટ પર હિસાબની વહી લખતા. શૃંગેરી મઠમાં બસો-ત્રણસો વર્ષ જૂની આવી સેંકડો વહીઓ મળે છે.[૯]

ક્વચિત્ સુતરાઉ કાપડની જેમ **રેશમી કાપડ** પર પણ લખાણ લખવામાં આવતું.[૧૦]

બૌદ્ધ સાહિત્યમાં 'ફલક' અને 'શલાકા' પરના લખાણનો ઉલ્લેખ આવે છે. ફલક એટલે **લાકડાની પાટી**; અને શલાકા એટલે **વાંસની ચીપ.** સંસ્કૃત સાહિત્યમાં પણ ફલક પર લખવાના અનેક નિર્દેશ મળે છે. ફલક પર મુલતાની માટી કે ખડી લગાવવામાં આવતી ને પછી એના પર કલમ વડે લખવામાં આવતું. શલાકા પર લખેલું નામ બૌદ્ધ ભિક્ષુ માટે પાસપોર્ટ તરીકે પ્રયોજાતું.[૧૧]

ફલક પર પાંડુ-લેખ (ચૉક) વડે પણ લખતા. સુલેખનની તાલીમ માટે વિદ્યાર્થીને લાકડાની પાટી પર પાકા રંગથી સુંદર અક્ષર લખાવી આપવામાં આવતા.[૧૨] લાકડાની પાટીને ચાર ખૂણે ચાર પાયા લગાવી ઘોડી બનાવવામાં આવતી.[૧૩] લાકડાની પાટીને 'કાષ્ઠપટ્ટિકા' કહેતા.[૧૩અ] એના પર રોજિંદાં કે કાચાં લખાણ લખાતાં.

બર્મામાં બૌદ્ધ ગ્રંથોની હસ્તપ્રત ફલકો પર લખાતી.[૧૪] મધ્ય એશિયામાં ખરોષ્ઠી લિપિમાં લખેલી અનેક ફલક-હસ્તપ્રતો મળી છે.[૧૫] આસામમાંથી આવી એક હસ્તપ્રત મળી છે.[૧૬]

કેટલીક ઇમારતોનાં લાકડાનાં અંગો પર લખાણ કોતરવામાં આવતાં;[૧૭] પરંતુ એનો સમાવેશ અભિલેખનમાં થાય.

પશ્ચિમ એશિયા, મિસર અને યુરોપના દેશોમાં લેખનસામગ્રી તરીકે ચામડાનો ઉપયોગ ઘણો પ્રચલિત હતો, પરંતુ ભારતમાં એનો ઉપયોગ ઘણો વિરલ હતો. **ચામડું** ભારતમાં સામાન્ય રીતે અપવિત્ર મનાતું; મૃગચર્મ તથા વ્યાઘ્રચર્મ અપવાદરૂપે પવિત્ર ગણાતાં. બૌદ્ધ સાહિત્યમાં તથા સુબંધુકૃત 'વાસવદત્તા'માં લેખનસામગ્રી તરીકે ચર્મનો ઉલ્લેખ આવે છે. ચર્મ પર લખેલી હસ્તપ્રતો મધ્ય એશિયામાં મળી છે, પણ હજી ભારતમાં મળી નથી.[૧૮]

કાગળ બનાવવાની શરૂઆત ઈ. સ. ૧૦૫માં ચીનમાં થઈ ગણાય છે.[૧૯] નિઆર્કસે (ઈ. પૂ. ૩૨૭) ભારતના સંદર્ભમાં જે લેખનસામગ્રીનો ઉલ્લેખ કર્યો છે તેને કેટલાક કાગળ તરીકે ઘટાવે છે; ને ભારતમાં કાગળ વધારે પ્રાચીન-કાલમાં વપરાતો હોવાનું દર્શાવે છે.[૨૦] પરંતુ નિઆર્કસનો ઉલ્લેખ ખરી રીતે સુતરાઉ કાપડને લાગુ પડે છે.[૨૧] છતાં ભારતમાં કાગળ પહેલવહેલો મુસ્લિમો મારફતે પ્રચલિત થયો,[૨૨] એમ માનવું અસ્થાને છે. ચીની પ્રવાસીઓ દ્વારા **કાગળ** ભારતમાં પ્રથમ સહસ્રાબ્દીના પૂર્વાર્ધ દરમ્યાન અહીં પરિચિત થયો

હોવો જોઈએ. ઇત્સિંગ (૭મી સદી) ભારતીય કાગળનો ઉલ્લેખ કરે છે.[૨૩] ૮મી સદીના સંસ્કૃત–ચીની કોશોમાં કાગળ માટેના ચીની શબ્દ 'ત્સિએ' પરથી થયેલો 'शय' શબ્દ આપેલો છે; એમાં કાગ઼જનું સંસ્કૃતીકૃત कक्कलि કે कक्करि રૂપ પણ મળે છે.[૨૪] ધારાપતિ ભોજ રાજા(૧૧મી સદી)એ પત્ર–લેખન માટે કાગળનો ઉલ્લેખ કર્યો છે.[૨૫] છતાં એટલું ચોક્કસ છે કે ભારતમાં પ્રાચીનકાલમાં લેખન માટે તાડપત્ર અને ભૂર્જપત્ર જ ઘણાં પ્રચલિત હતાં, જ્યારે કાગળનો ઉપયોગ વિરલ હતો. પહેલાં અહીં જે દેશી કાગળ બનતો તે ચિકણો ન હોવાથી તેમાં પાકી શાહી ફૂટતી હતી. આથી પુસ્તકો લખવા માટે એના પર લાહી લગાવી, એને સૂકવી, એના પર શંખ વગેરે ઘસવામાં આવતો.[૨૬] પ્રાચીન લહિયાઓ કાગળનાં પાન તાડપત્ર કે ભૂર્જપત્રના કદ પ્રમાણે કાપતા ને દરેક પાનની વચ્ચે છિદ્ર માટે કોરી જગા રાખતા ને કેટલીક વાર એમાં છિદ્ર પાડતા પણ ખરા.[૨૭]

મધ્યએશિયામાં લગભગ ૫મી સદીમાં કાગળ પર લખાયેલી હસ્તપ્રતો મળી છે.[૨૮] પરંતુ ભારતમાં કાગળ પર જવલ્લે ને તે પણ અહીંની આબોહવામાં અલ્પાયુ નીવડતી. કાગળ પરની જૂનામાં જૂની પ્રાપ્ત હસ્તપ્રત ૧૧મી સદીની છે.[૨૯]

લેખન માટે વિવિધ **લેખિની** (લખાણ) વપરાતી. લાકડાની ગોળ તીક્ષ્ણ મોંવાળી લેખિનીને 'વર્ણક' કહેતા. શાહીથી લખવા માટે બરુ કે વાંસનો કિત્તો વપરાતો. એને કલમ પણ કહેતા. રંગથી અક્ષરો લખવા માટે વાળવાળી પીંછી વપરાતી તેને 'વર્ણવર્તિકા' કહેતા. તાડપત્રો પર અક્ષર કોતરવા માટે ગોળ તીક્ષ્ણ મોંવાળી 'શલાકા' વપરાતી.[૩૦]

સીધી અને સમાંતર પંક્તિઓ લખવા માટે લાકડાની **રેખાપાટી**નો કે ઓળિયાનો ઉપયોગ થતો. શાહીથી લીટી દોરવા માટે લાકડાની **કાંબી** અને **જુજવળ** વપરાતી. વર્તુલો દોરવા માટે 'પ્રકાર' કે 'પરકાર' (કંપાસ)નો ઉપયોગ થતો.[૩૧]

રોજિંદાં લખાણ માટે કાચી શાહી અને પુસ્તકો લખવા માટે પાકી **શાહી** વપરાતી. 'માષી'(શાહી)નો ઉલ્લેખ ગૃહ્યસૂત્રોમાં આવે છે. શાહી માટે 'મેલા' શબ્દ પણ વપરાતો. શાહીથી લખેલા લખાણનો સહુથી જૂનો નમૂનો ઈ. પૂ. ૨જી સદીનો મળ્યો છે.[૩૨]

વિશિષ્ટ લખાણો માટે રંગીન શાહી વપરાતી. એમાં મુખ્યત્વે લાલ શાહી પ્રચલિત હતી. કેટલીક વાર લીલી, જાંબલી કે પીળી શાહી પણ વપરાતી. ધર્મગ્રંથો જેવા મહત્ત્વના ગ્રંથો લખવામાં ક્યારેક સોનેરી કે રૂપેરી શાહીનો ઉપયોગ થતો.[૩૩]

## અભિલેખન–સામગ્રી

લાંબા કાલ સુધી ટકે તેવી જરૂરવાળાં લખાણ તાડપત્ર–ભૂર્જપત્ર વગેરે પર લખવાને બદલે શિલા ધાતુ વગેરે ટકાઉ પદાર્થો પર કોતરવામાં આવતાં.

**શિલા :** ભારતમાં શિલા( પથ્થર ) પર લખાણ કોતરવાનો રિવાજ અતિ પ્રાચીનકાલથી અદ્યપર્યંત પ્રચલિત છે. આવા લખાણને '**શિલાલેખ**' કહે છે.

શિલાલેખના સહુથી જૂના નમૂના હડપ્પા, મોહેંજો–દડો, લોથલ વગેરે સ્થળોએ સેલખડીની **મુદ્રાઓ** તથા **મુદ્રિકાઓ**( પટ્ટ ૧ )રૂપે મળ્યા છે, જેનો સમય ઈ. પૂ. ૨૪૦૦ થી ૧૬૦૦નો આંકવામાં આવે છે. મુદ્રાઓ સમચોરસ અને લગભગ ૧" × ૧" કદની છે, જ્યારે મુદ્રિકાઓ લંબચોરસ અને એના કરતાં નાના કદની છે.[૩૪]

ઐતિહાસિક કાલના સહુથી જૂના શિલાલેખોમાં મૌર્ય સમ્રાટ અશોકના શિલાલેખ જાણીતા છે. એ ત્રણચાર પ્રકારના છે. ડુંગરાળ પ્રદેશમાં પડેલા કોઈ શૈલ ( મોટી શિલા ) પર જે લેખ કોતરવામાં આવ્યા છે તેને 'પર્વતલેખ' કે '**શૈલલેખ**' કહે છે.[૩૫] દા. ત., ગિરનાર પાસે જે શિલા પર અશોકના ચૌદ ધર્મલેખ ( પટ્ટ ૨ ) કોતરેલા છે, તે શિલાની ટોચ ૧૨ ફૂટ ઊંચી છે ને એનો ઘેરાવો નીચલા ભાગમાં ૭૫ ફૂટ જેટલો છે.

અશોકના એક શિલાલેખમાં[૩૬] 'શિલા–ફલકો'નો ઉલ્લેખ આવે છે. અશોકના ઉપલબ્ધ શિલાલેખોમાં 'શિલા–ફલક' કહી શકાય એવો એક જ નમૂનો મળ્યો છે, જે અગાઉ બૈરાટ( રાજસ્થાન )માં હતો ને પછી કલકત્તાના ઇન્ડિયન મ્યુઝિયમમાં રખાયો છે.

**શિલા-ફલક** એટલે પથ્થરની તકતી. નાના કે મધ્યમ કદના લેખ સામાન્ય રીતે શિલાની સરખા ઘડેલી સુંવાળી બાજુ પર કોતરવામાં આવે છે.

મંદિર, વાવ, મસ્જિદ, કબર વગેરેના નિર્માણ તથા જીર્ણોદ્ધારને લગતા ઘણા લેખ શિલા–ફલક પર કોતરેલા હોય છે. હાલ પણ ખાતમુહૂર્ત, ઉદ્ઘાટન, સ્થાપના, મકાનનું કે માલિકનું નામ વગેરેને લગતા લેખ પથ્થરની તકતી પર કોતરવામાં આવે છે. વિદ્વાન લેખકે રચેલો લેખ શિલા–ફલક પર સલાટ ટાંકણાથી કોતરે તે પહેલાં લહિયો તેની એકેક કે બબ્બે પંક્તિ તેના પર શાહીથી લખી આપતો હોય છે.[37] નાના ફલક પર રેખાપાટી રાખીને અને મોટા ફલક પર ગેરુથી દોરીની નિશાની લગાવીને લેખની લીટીઓ સીધી કાઢવામાં આવતી. મંદિર વાવ વગેરેની ભીંતમાં તકતીને પ્રાયઃ ગોખલામાં લગાવવામાં આવતી. તકતી પર લેખ કોતરતી વખતે એની ચારે બાજુ હાંસિયો છોડવામાં આવતો, લીટી પાડવામાં આવતી કે હાંસિયાની જગા ઊંચી રાખીને અંદરનો ભાગ થોડો ઊંડો કરવામાં આવતો.[38] સામાન્ય રીતે લેખ એક ફલક પર કોતરવામાં આવતો, પરંતુ જ્યારે લેખ ઘણો લાંબો હોય ત્યારે તેને એકથી વધુ ફલકો પર કોતરવો પડતો. કુંભલગઢ(મેવાડ)ના કુંભસ્વામી મંદિરમાંનો મહારાણા કુંભાનો લેખ મોટાં મોટાં પાંચ ફલકો પર કોતરાયો છે. મેવાડના રાણા રાજસિંહે કરાવેલા 'રાજસમુદ્ર' જળાશયને લગતી ૨૪ સર્ગમાં રચાયેલી રાજપ્રશસ્તિ ૨૪ જેટલાં ફલકો પર કોતરેલી છે.[39]

કેટલાક શિલાલેખ **શિલાસ્તંભ** પર કોતરવામાં આવે છે. મૌર્ય સમ્રાટ અશોકે અનેક ગોળ ઊંચા શિલાસ્તંભ ઘડાવીને એના પર લેખ કોતરાવેલા છે. દેવાલયની આગળ ધ્વજરૂપે સ્થાપેલા સ્તંભને 'ધ્વજસ્તંભ', જયની યાદગીરી માટે સ્થાપેલા સ્તંભને 'જયસ્તંભ' અને કીર્તિ માટે સ્થાપેલા સ્તંભને 'કીર્તિ-સ્તંભ કહે છે.[40] વિદેહ વ્યક્તિની યાદગીરીના સ્તંભ પર તે વ્યક્તિની મુખાકૃતિ ઘડવામાં આવે. ત્યારે તે સ્તંભને 'છાયાસ્તંભ' કહે છે.[41] મોટા યજ્ઞની યાદગીરીમાં જે સ્તંભ પર લેખ કોતરવામાં આવતો, તેને 'યૂપ' કહે છે.[42]

વિદેહ થયેલ વ્યક્તિની યાદગીરીમાં પથ્થરની લાટ પર લેખ કોતરી તેને સ્થાપવામાં આવતી, તેને સંસ્કૃતમાં *યષ્ટિ* અને પ્રાકૃતમાં *લટ્ઠિ* કે *લટ્ઠિ* કહેતા. દા. ત., અંધૌ(જિ. કચ્છ)માં શક વર્ષ ૭૨(ઈ. સ. ૧૩૧)ના ચાર **યષ્ટિ-લેખ** મળ્યા છે.[43]

ઘણી વાર સંગ્રામમાં વીરગતિ પામેલ યોદ્ધાની યાદગીરીમાં તેમ જ પતિની પાછળ સતી થયેલ સ્ત્રીની યાદગીરીમાં શિલા–સ્તંભ કે શિલા–યષ્ટિ પર લેખ કોતરાવવામાં આવતો. આવી શિલાને હાલ **પાળિયા** તરીકે ઓળખવામાં આવે

છે. યોદ્ધાને લગતા પાળિયામાં લેખની ઉપર તલવાર (કે ભાલો) અને ઢાલ ધારણ કરેલા ઘોડેસવારની અને સતીને લગતા પાળિયામાં સતીના કંકણવાળા હાથની કે પતિનું શબ હાથમાં લઈ ઊભેલી સ્ત્રીની આકૃતિ કોતરવામાં આવતી. ગુજરાતમાં આવા પાળિયા સૌરાષ્ટ્રમાં તથા કચ્છમાં ઠેકઠેકાણે જોવા મળે છે.

વળી **શિલા-ભાંડ**[૪૪] (પથ્થરનાં વાસણ), **શિલા-મંજૂષા**[૪૫] (પથ્થરની પેટી), **શિલા-સમુદ્ગક** (પથ્થરનો દાબડો, પટ્ટ ૩) વગેરે બીજા અનેક પ્રકારના શિલામય પદાર્થો પર પણ લેખ કોતરેલા જોવામાં આવે છે.

ડુંગરમાં કંડારેલી ગુફાની દીવાલ પર (કે ક્વચિત્ છત પર) પણ કેટલીક વાર લેખ કોતરવામાં આવતા એને **ગુફાલેખ** કહે છે. મૌર્ય સમ્રાટ અશોકે બરાબર ડુંગર (બિહાર)ની ત્રણ ગુફાઓમાં લેખ કોતરાવેલા.[૪૭] ભુવનેશ્વર (ઓરિસ્સા) પાસે આવેલા ઉદયગિરિની હાથી ગુંફામાં કલિંગાધિપતિ ખારવેલનો લેખ (લગભગ ઈ. પૂ. ૧લી સદી) કોતરેલો છે.[૪૮] નાસિક અને કાર્લા (જિ. પૂના)ના ડુંગરોમાં ક્ષહરાત ક્ષત્રપો તથા સાતવાહન રાજાઓના સમયના અનેક લેખ કોતરવામાં આવ્યા છે.[૪૯] અજંતાની ગુફાઓમાં પણ કેટલાક લેખ કોતરેલા છે.[૫૦] ચૈત્યગૃહો અને વિહારોના કેટલાક સ્તંભો પર સ્તંભના નિર્માતાને લગતા લેખ જોવામાં આવે છે.

શિલા-પ્રતિમાની બેસણી પર કે પીઠ પર કેટલીક વાર લેખ કોતરવામાં આવે છે, જેમાં તે પ્રતિમાના નિર્માણ તથા તેની પ્રતિષ્ઠાને લગતી હકીકત નોંધવામાં આવે છે, જેમ કે સારનાથની બૌદ્ધ શિલા-પ્રતિમાઓ (૫ મી સદી) પર[૫૧] તથા એરણ (મ. પ્ર.)ની વરાહ-પ્રતિમા પર.[૫૨] ગુજરાતનાં અનેક મંદિરોમાં, ખાસ કરીને જૈન મંદિરોમાં, આવા સેંકડો **પ્રતિમા-લેખ** મળે છે.

શિલાલેખના આ બધા પ્રકારોમાં ફલક-લેખ સહુથી વધુ પ્રમાણમાં મળે છે. પ્રાચીનકાલમાં શિલાસ્તંભલેખો તથા તામ્રપત્રો વધુ સંખ્યામાં મળે છે, જ્યારે બીજી સહસ્રાબ્દીમાં ફલકલેખો સહુથી મોટી સંખ્યા ધરાવે છે. દા. ત., ગુજરાતમાં સોલંકી કાલ (ઈ. સ. ૯૪૨-૧૩૦૪) દરમ્યાન અનેક મહત્ત્વના શિલાલેખ કોતરાયા છે, જેમ કે માંગરોળનો વિ. સં. ૧૨૦૨ (ઈ. સ. ૧૧૪૬)નો લેખ, વડનગરનો વિ. સં. ૧૨૦૮ (ઈ. સ. ૧૧૫૨)નો લેખ, પ્રભાસ પાટણનો વલભી સંવત ૮૫૦ (ઈ. સ. ૧૧૬૯)નો લેખ, આબુ પરના વિ. સં. ૧૨૮૭ (ઈ. સ. ૧૨૩૧)ના લેખ, ગિરનાર પરના વિ. સં. ૧૨૮૮ (ઈ. સ. ૧૨૩૨)ના

લેખ, ડભોઈ નો વિ. સં. ૧૩૧૧(ઈ. સ. ૧૨૫૫)નો લેખ વગેરે. સોલંકીકાલ પછીના ઘણા અભિલેખ શિલાફલકલેખોરૂપે જ મળે છે; હવે તામ્રપત્ર કે શિલા-સ્તંભ જવલ્લે જ મળે છે, જ્યારે પાળિયા પરના લેખ ઠીક સંખ્યા ધરાવે છે.[૫૪]

**માટી :** માટી પોતે પથ્થરના જેવી મજબૂત ને ટકાઉ નથી, પરંતુ માટીને પાણીથી પલાળી તેમાં જોઈતા ઘાટ આપવા સહેલા પડે છે ને આ ઘાટ સુકાતાં કઠણ બને છે. જો એને અગ્નિથી તપાવવામાં આવે તો એ વધુ મજબૂત અને ટકાઉ બને છે.

માટીના આવા પદાર્થોને પકવતા પહેલાં કેટલીક વાર એની પર અભિલેખ અંકિત કરવામાં આવતો, પ્રાયઃ બીબાંની છાપ લગાવીને. પશ્ચિમ એશિયામાં આવા અભિલેખ સંખ્યાબંધ મળે છે, જ્યારે ભારતમાં એ જવલ્લે જ મળે છે.

કેટલીક **ઈંટો** પર બૌદ્ધ ધારણીઓ તથા સૂત્રો કોતરેલાં છે. મથુરાના મ્યુઝિયમમાં કેટલીક મોટી મોટી ઈંટોની જાડાઈની એક બાજૂ પર લગભગ ઈ. પૂ. ૧લી સદીની લિપિમાં મોટા અક્ષરોની એકેક પંક્તિ છે. દીવાલમાં એ ઈંટો હારબંધ ગોઠવીને એમાંથી સળંગ લખાણ વાંચવાનું અભિપ્રેત છે. કેટલીક વાર ઈંટો પર કોઈ રાજાએ અશ્વમેધ કર્યાને લગતો લેખ કોતરાતો.[૫૫]

હડપ્પા, મોહેંજો-દડો, લોથલ વગેરે સ્થળોએ ફાયાન્સ કે માટીના નાના પદાર્થો પર અંકિત કરેલાં મુદ્રાંક મળે છે.[૫૬] ઉત્તર ભારતમાં ઐતિહાસિક કાલનાં સ્થળોએ માટીની આવી સંખ્યાબંધ **મુદ્રાઓ** તથા **મુદ્રાંકો** મળ્યા છે, જેમાં કેટલાંક તપાવેલાં અને કેટલાંક પકવેલાં છે. આમાંનાં કોઈ અધિકરણોનાં અને અધિકારીઓનાં છે, કોઈ ખાનગી વ્યક્તિઓનાં ને કોઈ ધાર્મિક સંસ્થાઓનાં. ૫૦ પૈસાના સિક્કા જેવી માટીની અનેક ગુટિકાઓ ગુજરાતમાંય મળી છે; એના પર બૌદ્ધ ધર્મનું તત્ત્વ દર્શાવતી ગાથા કોતરી હોય છે.[૫૭]

માટીનાં વાસણો પર કેટલીક વાર લેખ કોતર્યા હોય છે, જેમ કે વલભી-પુર(જિ. ભાવનગર)માંથી મળેલા એક ઘડા પર. આવા અભિલેખને '**મૃત્પાત્ર** (કે મૃદ્ભાંડ) **લેખ**' કહે છે. આવાં પાત્ર ધાર્મિક સંસ્થાઓને અર્પણ કરવા માટે કે કોઈનાં પવિત્ર અસ્થિ ભરવા માટે બનાવવામાં આવતાં.[૫૮]

**કેટલાક ઇતર પદાર્થો :** આંધ્રપ્રદેશમાં એક બૌદ્ધ વિહારનાં ખંડેરોમાં કેટલાક અભિલિખિત **શંખ** મળ્યા છે. આ અભિલેખ અર્પણાત્મક પ્રકારના

છે. **હાથીદાંત**ની પટ્ટીની બનાવેલી મુદ્રાઓ મળી છે. **કાચબાના કોચલા** પર મંત્ર કોતરાતા. ઇમારતોમાં **લાકડાના** પાટડા તથા સ્તંભો વગેરે પર ક્યારેક લેખ કોતરેલા જોવામાં આવે છે.[૫૯]

**ધાતુ :** ધાતુમાં માટીની રૂપક્ષમતા તથા શિલાની મજબૂતી રહેલી છે, તેથી અભિલેખન માટે ધાતુનાં પતરાં નાના પાતળા ને ટકાઉ પદાર્થ તરીકે ખાસ માફક આવે છે. પરંતુ એ પતરાં બનાવવા માટે ધાતુકામની જબરજસ્ત પ્રક્રિયા કરવી પડે છે ને શિલાફલક કરતાં એ ઘણાં મોંઘાં પડે છે.

બૌદ્ધ સાહિત્યમાં **સુવર્ણપત્રો** (સોનાનાં પતરાં) પર શ્રીમંત વેપારીઓનાં કૌટુંબિક ખતો, રાજકીય આદેશો અને ધર્મના નિયમો કોતરવાના અનેક ઉલ્લેખ આવે છે, પરંતુ સોનું બહુ મોંઘું હોવાથી એનો ઉપયોગ ઘણો વિરલ રહ્યો છે. તક્ષશિલાનાં ખંડેરોમાં ખરોષ્ઠી લિપિમાં કોતરેલું એક સુવર્ણપત્ર મળેલું. બાંગલા દેશના એક જળાશયમાંથી ૨૪ સુવર્ણપત્રો પર કોતરેલી પોથી મળી હતી. ભારતની જેમ બર્મામાં પણ બૌદ્ધ ધર્મને લગતાં થોડાં સુવર્ણપત્ર મળ્યાં છે.[૬૦]

કુષાણો, ગુપ્તો, મુઘલો વગેરેના **સોનાના સિક્કાઓ** પર અંકિત કરેલાં લખાણ પણ સુવર્ણ-અભિલેખ ગણાય. ચક્રવર્તી હર્ષની રાજમુદ્રા હાટક-(સુવર્ણ)ની હતી એવો 'હર્ષચરિત'માં ઉલ્લેખ છે.

સોનાની જેમ ચાંદીનાં પતરાં પર પણ ક્યારેક લેખ કોતરાતા. એને **રજતપત્ર** કહે છે. ભટ્ટિપ્રોલુ (આંધ્ર પ્રદેશ)ના પ્રાચીન સ્તૂપમાંથી એક આવું રજતપત્ર મળેલું; એક બીજું તક્ષશિલાનાં ખંડેરોમાંથી મળેલું. કેટલાંક જૈન દેરાસરોમાં મંત્રો અને યંત્રો કોતરેલાં રજતપત્ર હોય છે.[૬૧]



આકૃતિ ૯ : ચાંદીનો સિક્કો

સોના અને ચાંદીનો ઢોળ ચઢાવેલાં તાડપત્રોની હસ્તપ્રતો મળી છે.[૬૨] પશ્ચિમી ક્ષત્રપોના કાલથી ભારતમાં **ચાંદીના સિક્કાઓ** પર લખાણ મુદ્રાંકિત કરાતું (આકૃતિ ૯).

ચાંદીનાં **ઓળિયાં** તથા **વાસણો** પર કોતરેલા લેખ મળે છે.[૬૩]

ભારે કિંમતને કારણે સોના તથા ચાંદીનો ઉપયોગ લેખન-સામગ્રી તરીકે વિરલ રહ્યો છે, જ્યારે ધાતુઓમાં તાંબાનો ઉપયોગ વ્યાપક રહ્યો છે.

હડપ્પા અને મોહેંજો-દડોમાં સોએક **તામ્રપટ્ટિકાઓ** મળી છે. એની એક કે બંને બાજૂ પર લખાણ કોતરેલું હોય છે ( આકૃતિ ૧૦ ).[૬૪]



આકૃતિ ૧૦ : તામ્રપટ્ટિકા

ભારતમાં ઘણા પ્રાચીનકાલથી ભૂમિદાનનો મહિમા મનાયો છે. ભૂમિદાનથી દાન લેનારને કાયમી ઉપજનું સલામત સાધન પ્રાપ્ત થતું. ભૂમિનું દાન વારસાગત હોવાથી એ ભૂમિનો ભોગવટો પેઢીઓ ને પેઢીઓ લગી ચાલુ રહેતો. આથી ભૂમિદાન સાથે એને લગતું ખત લખી આપવામાં આવતું ને એ રાજ-શાસનનું ખત તાંબાનાં પતરાં પર કોતરાવી આપવામાં આવતું, કેમ કે તાંબું અવિનાશી છે. દાનશાસન કોતરેલા તાંબાનાં પતરાંને '**તામ્રપત્ર**' કે 'તામ્ર-શાસન' કે 'દાનપત્ર' કહે છે. એમાં લેખને અંતે રાજાના સ્વહસ્ત ( દસ્તક ) આપવામાં આવતા. ઉત્તર ભારતમાં ભૂર્જપત્રના નમૂના પરથી કોતરાતાં તામ્રપત્ર ભૂર્જપત્રના કદનાં હોઈ સંખ્યામાં એક કે બે જ રહેતાં, જ્યારે દક્ષિણ ભારતમાં તાડપત્રના નમૂના પરથી તૈયાર થતાં તામ્રપત્ર તાડપત્રની જેમ લાંબાં અને સાંકડાં હોઈ સંખ્યામાં અનેક રહેતાં. ગુજરાતમાં મૈત્રક, ગુર્જર, સોલંકી વગેરે વંશોનાં દાનપત્ર સામાન્ય રીતે બે પતરાં પર કોતરાયાં છે, જ્યારે રાષ્ટ્રકૂટ વંશનાં દાનપત્ર સામાન્યતઃ ત્રણ પતરાં પર કોતરેલાં છે. દક્ષિણ ભારતનાં ઘણાં પતરાં ત્રણથી સાત પતરાં પર કોતરેલાં હોય છે. મદુરાથી મળેલું શક વર્ષ ૧૫૦૮(ઈ. સ. ૧૫૮૬)નું દાનપત્ર ૯ પતરાં પર ને રાજેન્દ્ર ચોળનું ૨૩ મા રાજ્યવર્ષનું દાનપત્ર ૨૧ પતરાં પર કોતરેલું છે. આ પતરાંની આડી કે ઊભી ધાર પાસે એક કે બે કાણાં પાડવામાં આવતાં ને એમાં તાંબાની સળી પરોવીને

તેની કડી વાળવામાં આવતી. એમાંની એક કડીના સાંધા પર તાંબાનો કે કાંસાનો ગઠ્ઠો લગાવીને તેના પર રાજમુદ્રાની છાપ લગાવવામાં આવતી (આકૃતિ



આકૃતિ ૧૧ : વલભીનું તામ્રશાસન

૧૧), જેથી જુદાં જુદાં શાસનપત્રોનાં પતરાંને આડાંઅવળાં જોડી શકાય નહિ. મુદ્રામાં અક્ષર ઊંડા કોચવામાં આવતા, તેથી મુદ્રાંકમાં એ ઉપસેલા પડતા. તામ્રશાસનને પ્રાયઃ જમીનની અંદર, કોઠલામાં, કોઠામાં કે દીવાલની અંદર રાખેલા બાકોરામાં રાખવામાં આવતું. આથી એના છેક ઉપલા તથા છેક નીચલા પતરાની બહારની બાજૂ કોરી રાખવામાં આવતી. અર્થાત્ પહેલા તથા છેલ્લા પતરાની માત્ર અંદરની બાજૂ પર લખાણ કોતરવામાં આવતું; વચ્ચેનાં પતરાંની બંને બાજૂઓ કોતરવાના કામમાં લેવાતી. પાસેપાસેની અભિલિખિત બાજૂઓ એકબાજા સાથે ઘસાય નહિ તે માટે એની કિનારીને થોડી અંદર વાળવામાં આવતી.[૬૫]

હસ્તપ્રતોની જેમ તામ્રપત્રો પર પણ લાંબી બાજૂને સમાંતર લીટીઓ લખાતી. શિલાની જેમ તામ્રપત્ર પર પણ પહેલાં લહિયો શાહીથી લખી આપતો ને પછી કંસારો તે પ્રમાણે ઓજારથી અક્ષર કોતરતો. ઘણી વાર એ ચાલુ ટાંકણાએ સળંગ કોતરતો, તો કોઈવાર અલગ અલગ બિંદુઓ રૂપે કોતરતો.[૬૬]

પ્રાચીનકાલના ભારતીય અભિલેખોમાં તામ્રપત્ર ઠીક ઠીક સંખ્યામાં મળે છે. ફા-હ્યાન (લગભગ ઈ. સ. ૪૦૦) નોંધે છે તે પ્રમાણે એણે ભારતમાં અનેક બૌદ્ધ વિહારોમાં તામ્રપત્રો પર કોતરેલાં દાનશાસન જોયેલાં ને એમાંના

કેટલાંક બુદ્ધના સમયનાં હતાં. એમાં બુદ્ધકાલીન તામ્રપત્રોની વિગત ખાતરીવાળી ન ગણાય. પરંતુ ઈસ્વી સનની આરંભિક સદીઓમાં ભારતમાં તામ્રપત્ર કોતરતાં એ ચોક્કસ છે. યુઅન શ્વાંગે (૭મી સદી) નોંધ્યું છે કે કુષાણ રાજા કનિષ્કે બોલાવેલી બૌદ્ધ ભિક્ષુઓની સંગીતિએ તૈયાર કરેલા ત્રણ વિવરણગ્રંથ તામ્રપત્રો પર કોતરાવીને શિલા-મંજૂષાઓમાં મૂકી તેના પર સ્તૂપ ચણવામાં આવ્યા હતા. સાયણકૃત વેદ-ભાષ્યો માટે પણ આવી વાત પ્રચલિત છે. તિરુપતીમાં તામ્રપત્રો પર કોતરેલા તેલુગુ ગ્રંથ મળ્યા છે ને બર્મા તથા સિલોનમાંથી પણ તામ્રપત્રો પર કોતરેલા ધર્મગ્રંથ મળ્યા છે. એ જોતાં કનિષ્ક અને સાયણને લગતી અનુશ્રુતિ અસંભવિત ન ગણાય. ધર્મગ્રંથોની જેમ યંત્રો કોતરેલાં તામ્રપત્ર પણ મળે છે.[૬૭]

સોહગૌરા (ઉ. પ્ર.)માંથી મળેલું કહેવાતું તામ્રપત્ર ઈ. પૂ. ૩જી સદીના અરસામાં કોતરાયું લાગે છે, પરંતુ એ ખરી રીતે તામ્રપત્ર નહિ પણ કાંસાની તકતી હોવાનું માલૂમ પડ્યું છે.[૬૮] તો તક્ષશિલામાંથી મળેલું મહારાજ મોગના સમયનું પતિકનું તામ્રપત્ર[૬૯] સહુથી જૂનું જ્ઞાત તામ્રપત્ર ગણાય. આ તામ્રપત્ર વર્ષ ૭૮ નું છે, જે વર્ષ પ્રાયઃ વિક્રમ સંવતનું હોઈ ઈ. પૂ. ૧લી સદીનું ગણાય. આ તામ્રપત્ર ભૂમિદાનને લગતું નહિ, પણ બૌદ્ધ સ્તૂપ તથા સંઘારામના નિર્માણને લગતું છે. કનિષ્કના સમયનું તામ્રપત્ર પણ મળ્યું છે, જે વર્ષ ૧૧ (ઈ. સ. ૮૯) નું છે. આ તામ્રપત્ર યષ્ટિ-પ્રતિષ્ઠાને લગતું છે.[૭૦] ગુપ્ત સમ્રાટોના વંશમાં સમુદ્રગુપ્તના નામે પાછળથી બનાવટી તામ્રપત્ર કરાવેલાં છે.[૭૧] પરંતુ કુમારગુપ્ત ૧ લાના સમય (૫ મી સદી)થી ભૂમિદાનને લગતાં ખરાં તામ્રપત્ર મળ્યાં છે.[૭૨] દક્ષિણ ભારતમાં[૭૩] તથા ગુજરાતમાં[૭૪] ૪ થી સદીથી શરૂ થતાં તામ્રપત્ર પ્રાપ્ત થયાં છે, જેમાં પણ ભૂમિદાનને લગતાં રાજશાસન કોતરેલાં છે. વલભીના મૈત્રક રાજ્યનાં ૧૦૦ થી વધુ તામ્રશાસન મળ્યાં છે એમાં દાનશાસનનું લખાણ તામ્રપત્રની અંદરની બાજૂ પર કોતરેલું હોય છે (પટ્ટ ૪).

કેટલીક વાર તામ્રપાત્રો પર એના માલિકનાં નામ કોતરવામાં આવે છે. ઘણી **તામ્ર-પ્રતિમાઓની** બેસણી પર એને લગતા લેખ કોતરેલા છે.

તાંબાની **તકતીઓ** અથવા મુદ્રાઓ પર નાના બૌદ્ધ ગ્રંથ કોતરાતા.[૭૫]

નાની કિંમતના નાણા માટે તાંબાના **સિક્કા** ભારતમાં પ્રાચીનકાલથી પ્રચલિત છે. તેના પર લખાણ કોતરેલું હોય છે.

**પિત્તળ :** ધાતુપ્રતિઓમાં પિત્તળની **મૂર્તિઓ** ઘણી પ્રચલિત છે.[૭૬] નાની પ્રતિમાઓની પીઠ પર તેમ જ નાની મોટી પ્રતિમાઓની બેસણી પર ઘણી વાર એને લગતો લેખ કોતરેલો હોય છે. આવી સેંકડો ધાતુપ્રતિમાઓ છે, ખાસ કરીને જૈન મંદિરોમાં. આ પ્રતિમાઓ પરના લેખ ૭મી સદીથી કોતરેલા છે.[૭૭]

જૈન મંદિરોમાં પિત્તળની તકતીઓ પર 'નમોકાર' મંત્ર તથા યંત્ર કોતરેલાં હોય છે[૭૮] મંદિરના દ્વાર પર કેટલીક વાર દાનને લગતા લેખ કોતરેલી પિત્તળની તકતીઓ લગાવવામાં આવે છે.[૭૯]

**કાંસું :** સોહગૌરામાંથી ઈ. પૂ. ૩જી સદીના અરસામાં કોતરેલી કાંસાની **તકતી** મળી છે. મણિકયાલા(પશ્ચિમ પંજાબ)માંથી પણ કાંસાની એક પ્રાચીન અભિલિખિત તકતી મળી છે. તામ્રપત્રોની કડીના સાંધા પર લગાવેલાં **મુદ્રાંક** સામાન્ય રીતે કાંસાનાં હોય છે: તેમાં રાજમુદ્રાની છાપ લગાવી હોય છે.[૮૦] વલભીની રાજમુદ્રામાં નંદિના પ્રતીકની અને श्रीभटक्क નામની છાપ પડતી(આકૃતિ ૧૨). મંદિરોમાં લટકતા કાંસાના કેટલાક **ઘંટ** પર તેના ભેટને લગતા લેખ કોતર્યાં હોય છે.[૮૧]




આકૃતિ ૧૨ : વલભીની રાજમુદ્રા

**લોઢું :** દિલ્હી પાસે આવેલ મેહરૌલીમાં કુતુબમિનાર પાસે જે પ્રસિદ્ધ **લોહસ્તંભ** છે, તેના પર ૫મી સદીનો સંસ્કૃત લેખ કોતરેલો છે. આબુ પર્વત પર અચલેશ્વરના મંદિરમાંના લોહના મોટા **ત્રિશૂલ** પર વિ. સં. ૧૪૬૮ (ઈ. સ. ૧૪૧૨)નો લેખ કોતરેલો છે. ચિતોડ, જૂનાગઢ વગેરે સ્થળોએ આવેલી જૂની લોખંડની **તોપો** પર લેખ જોવા મળે છે. સિક્કાઓ પાડવા માટેનાં **બીબાં** સામાન્ય રીતે લોખંડનાં બનતાં હતાં. એના પર અક્ષર ઊલટા મરોડમાં કોતરાતા.[૮૨]

**સીસું :** સાતવાહન વગેરે વંશોના કેટલાક **સિક્કા** સીસાના છે, જેના પર લખાણ મુદ્રાંકિત કરેલું છે.

**કલાઈ :** અભિલેખન માટે આ ધાતુનો ઉપયોગ ભાગ્યે જ થતો. એક પ્રાચીન બૌદ્ધ ગ્રંથ કલાઈનાં **પતરાં** પર કોતરવામાં આવેલો, તે હાલ બ્રિટિશ મ્યુઝિયમમાં છે.[૮૩]

આમ ભારતીય અભિલેખોમાં શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાલેખો અને પ્રતિમાલેખો સહુથી વધુ સંખ્યામાં મળ્યા છે. શિલાલેખોમાં અગાઉ સ્તંભલેખ વધુ પ્રચલિત હતા, જ્યારે પછી ફલકલેખ વધુ સંખ્યામાં કોતરાયા છે. હાલ ખાસ કરીને તકતીલેખો, પ્રતિમાલેખો અને સિક્કાલેખો પ્રચલિત છે.

## પાદટીપ

૧–૨. Bühler, IP, pp. 139 f.; ओझा, भाप्रालि, पृ. १४३–१४४; Pandey, IP, pp. 66 ff.; Sircar, IE, pp. 63 ff.

૩. IE, p. 65

૪–૮. Bühler, IP, pp. 141 f.; भाप्रालि, पृ. १४२–१४३; Pandey, IP, pp. 68 ff.; IE, pp. 61 ff.

૯. Bühler, IP, p. 140; भाप्रालि, पृ. १४५–१४६, Pandey, IP, pp. 71 f.; IE, pp. 65 ff.

૧૦. भाप्रालि, पृ. १४७; IE, p. 67

૧૧. Bühler, IP, pp. 140 f.; Pandey, IP, pp. 72 f.; IE, p. 69

૧૨. भाप्रालि, पृ. १४६–१४७

૧૩. भाप्रालि, पृ. १४६

૧૩અ. પુણ્યવિજયજી, 'ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકલા,' પૃ. ૩૨

૧૪. Bühler, IP, p. 141; Pandey, IP, p. 73

૧૫. IE, p. 69

૧૬. Bühler, IP, p. 141

૧૭. IE, p. 69

૧૮. Bühler, IP, pp. 142 f.; भाप्रालि, पृ. १४७; Pandey, IP, pp. 73 f.; IE, p. 667

૧૯. Barnet, "Antiquities of India," p. 229

૨૦. भाप्रालि, पृ. १४४; Pandey, IP, p. 70

૨૧. Bühler, IP, p. 23; IE, p. 66

૨૨. Bühler, IP, p. 143

૨૩. IE, p. 67

૨૪. IE, p. 68

૨૫. Bühler, IP, p. 145

૨૬. भाप्रालि, पृ. १४४

૨૭. भाप्रालि, पृ. १४५; IE, p. 68

૨૮. भाप्रालि, पृ. १४५

૨૯. IE, p. 68

૩૦. Bühler, IP, p. 147; માપ્રાલિ, પૃ. ૧૫૭; પુણ્યવિજયજી, 'ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકલા', "જૈન ચિત્રકલ્પદ્રુમ," પૃ. ૩૨–૩૫

૩૧. Bühler, IP, p. 147; માપ્રાલિ, પૃ. ૧૫૭–૧૫૮; પુણ્યવિજયજી, એજન, પૃ. ૩૫–૩૭

૩૨. Bühler, IP. p. 146; માપ્રાલિ, પૃ. ૧૫૫; પુણ્યવિજયજી, એજન, પૃ. ૩૮–૪૧

૩૩. Bühler, IP, p. 146; માપ્રાલિ, પૃ. ૧૫૬; પુણ્યવિજયજી, એજન, પૃ. ૪૪–૪૫

૩૪. હ. ગં. શાસ્ત્રી, "હડપ્પા ને મોહેં-જો-દડો," પૃ. ૫૭–૫૮

૩૫. અશોકના શિલાલેખોમાં 'પર્વત' શબ્દ પ્રયોજાયો છે; અર્વાચીન ઇતિહાસકારોએ એને માટે 'rock,' 'ખડક' અને 'શૈલ' શબ્દ પ્રયોજ્યા છે.

૩૬. શિલા–સ્તંભ લેખ નં. ૭માં

૩૭–૩૮. માપ્રાલિ, પૃ. ૧૪૮

૩૯. IE, p. 71

૪૦. IE, pp. 71 f.

૪૧. IE, pp. 72 f.

૪૨. દા. ત., બડવા(રાજસ્થાન)માં ૩જી સદીના ત્રણ યૂપ-લેખ મળ્યા છે (Sircar, "Select Inscriptions," pp. 92 f.).

૪૩. ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો," ભાગ ૧, નં. ૨ થી ૫

૪૪. દા. ત., પિપ્રાવા(ઉ. પ્ર.)માંથી મળેલો બૌદ્ધ શિલાભાંડ લેખ ("Select Inscriptions," p. 84)

૪૫. દા. ત., ભટ્ટિપ્રોલુ(આંધ્ર પ્રદેશ)ના ઈ. પૂ. ૨ જી સદીના મંજૂષાલેખ (S. I., pp. 215 ff.)

૪૬. દા. ત., દેવની મોરી(જિ. સાબરકાંઠા)નો ૪ થી સદીનો સમુદ્ગક–લેખ

૪૭. S. I., pp. 78 f.

૪૮. Ibid., pp. 206 ff.

૪૯. Ibid, pp. 157 ff; 191 ff.

૫૦. દા. ત., વાકાટક હરિષેણના સમયનો (૬ઠ્ઠી સદીનો)—S. I., pp. 425 ff.

૫૧. S. I., pp. 320 f., 323

૫૨. S. I., pp. 396 f.

૫૩. ગુ. ઐ લે., નં. ૧૪૫, ૧૪૭, ૧૫૫, ૧૬૭–૧૬૯, ૨૦૭–૨૧૨, ૨૧૫

૫૪. દા. ત., જુઓ "Inscriptions of Kathiawad"માં આપેલા લેખો.

૫૫. भाप्रालि, पृ. १५१; IE, p. 63

૫૬. હ. ગં. શાસ્ત્રી, "હડપ્પા ને મોહેંજો-દડો," પૃ. ૫૮

૫૭–૫૮. भाप्रालि, पृ. १५१; IE, pp. 73 f.

૫૯. IE, p. 74 ૬૦. भाप्रालि, पृ. १५१–१५२; IE, pp. 77 f.

૬૧. भाप्रालि, पृ. १५२; IE, p. 78 ૬૨. Bühler; IP, p. 143

૬૩. S.I., pp. 129 f., 131

૬૪. હ. ગં. શાસ્ત્રી, "હડપ્પા ને મોહેંજો–દડો," પૃ. ૫૮–૫૯

૬૫–૬૭. Bühler; IP, pp. 143 f.; भाप्रालि, पृ. १५२–१५३; Pandey, IP, pp. 78 ff.; હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત," પૃ. ૫૨૯–૫૪૬; IE, pp. 74 ff.

૬૮. IE, p. 74, n. 6 ૬૯. S. I., pp. 120 f.

૭૦. S. I., pp. 135 f. ૭૧. S. I., Book II, Nos. 4, 5

૭૨. Ibid., Nos. 17–19 ૭૩. Ibid., Nos. 59, 64–66, 68

૭૪. ઈશ્વરરાતનું કરાયલા તામ્રપત્ર ( EI, Vol. XXXIII, p. 303 )

૭૫. IE, p. 77

૭૬. કેટલીક મૂર્તિઓ પંચધાતુની બનાવેલી હોય છે. અંગ્રેજીમાં ધાતુપ્રતિમાઓ ( તથા ધાતુની અન્ય કલાકૃતિઓ ) માટે સામાન્યતઃ 'bronzes' શબ્દ પ્રયોજાય છે.

૭૭. દા.ત., અકોટા( વડોદરા )માંથી મળેલી પ્રાચીન જૈન ધાતુપ્રતિમાઓના સમય, નિરૂપણ તથા અભિલેખો માટે જુઓ ડૉ. ઉ. પ્રે. શાહનું "Akota Bronzes."

૭૮. भाप्रालि; पृ. १५४; Pandey, IP, pp. 81 f.

૮૦. IP, pp. 78 f. ૮૧. भाप्रालि, पृ. १५४

૮૨. भाप्रालि पृ. १५४; IE, p. 79 ૮૩. Bühler, IP, p. 144

# ૯. અભિલેખનની પદ્ધતિ

શિલા તામ્રપત્ર વગેરે પર કોતરેલા લેખમાં એ લેખ લખાવનાર ઉપરાંત બીજી ત્રણ વ્યક્તિઓનો ફાળો રહેલો હોય છે. કોઈ લેખનું લખાણ તૈયાર કરે છે, કોઈ એ લખાણ શિલા વગેરે પર લખી આપે છે ને કોઈ એ પ્રમાણે કોતરી આપે છે. આમાંની પહેલી બે ક્રિયાઓ તે તે સમયની પ્રચલિત લેખન-પદ્ધતિને અનુસરે છે.

**લેખક :** અભિલેખનું લખાણ તૈયાર કરનાર સામાન્ય રીતે लेखक તરીકે ઓળખાતો.[1] મૌર્ય સમ્રાટ અશોકના લેખોમાં 'लिपिकर' શબ્દ 'લેખક' માટે પ્રયોજાયો છે, પરંતુ ત્યાં એ શબ્દ લહિયા કે સલાટના અર્થમાં વધારે બંધ બેસે છે.[2] સમય જતાં રાજ્યતંત્રમાં દસ્તાવેજી લખાણો તૈયાર કરનારાઓનો વિશિષ્ટ વર્ગ અસ્તિત્વમાં આવ્યો. આવા લેખકને 'दिविर' કહેતા. આ શબ્દ ઈરાની ભાષાના 'દૈબીર' શબ્દ પરથી સાસાની કાલ દરમ્યાન પશ્ચિમ ભારતમાં પ્રચલિત થયો હોવાનું સૂચવાયું છે.[3] 'લિપિકર' તથા એના પર્યાયરૂપે વપરાયેલો 'લિબિકર' કે 'દિપિકર' શબ્દ અને 'દૈબીર' કે 'દિવિર' એ બધા શબ્દ ભારતીય-ઈરાની ભાષાનું મૂળ ધરાવતા હોય એ તદ્દન સંભવિત છે.[4] વલભીના મૈત્રક રાજ્યનાં દાનશાસનોના કેટલાક લેખક 'દિવિરપતિ' અર્થાત્ 'દિવિરોના વડા' હતા. એ મોટે ભાગે સંધિ–વિગ્રહ ખાતાના મુખ્ય અધિકારી પણ હતા.[5] 'દિવિર' શબ્દ ભારતીય અભિલેખોમાં ૬ઠ્ઠી થી ૮મી સદી દરમ્યાન ખાસ પ્રચલિત હતો. राजतरंगिणी જેવા ગ્રંથોમાં એ ૧૧મી–૧૨મી સદી દરમ્યાન પ્રયોજાયો છે.[6]

દસ્તાવેજી લખાણ માટે करण શબ્દ પ્રચલિત હતો. એ પરથી આવું લખાણ લખનારને करणिक કે करणिन् કહેતા.[7] ક્યારેક એ करण પણ કહેવાતો.

સમાજમાં કરણ નામે કુલપરંપરાગત વર્ગ થયો તે ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ મિશ્રવર્ણનો અર્થાત્ હીન કુલનો ગણાતો.[૮]

એવી રીતે લહિયાઓનો કાયસ્થ નામે ધંધાદારી વર્ગ પ્રચલિત થયો. કાયસ્થો રાજ્યતંત્રમાં કરણિક તરીકે મહત્ત્વનું સ્થાન ધરાવતા ને તેઓની રાજ-દરબારની લાગવગને લઈને પ્રજાજનોને કાયસ્થો તરફથી કનડગતની બીક રહેતી. ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ કાયસ્થ પણ મિશ્રવર્ણના અર્થાત્ હીનકુલના ગણાતા.[૯] કાયસ્થો લહિયા ઉપરાંત દસ્તાવેજી લખાણોના લેખક તરીકે નિષ્ણાત થતા ને આથી રાજદરબારમાં મહત્ત્વનું સ્થાન ધરાવતા.

કેટલાક અભિલેખ સાદા અને ટૂંકા હોય છે, કેટલાક મુખ્યત્વે દસ્તાવેજી સ્વરૂપના હોય છે, જ્યારે કેટલાક સાહિત્યિક કોટિના હોય છે. દાનશાસનોમાં આપેલી રાજાઓની પ્રશસ્તિ ઉચ્ચ ગદ્યશૈલીના કે સુંદર પદ્યરચનાના સારા નમૂનારૂપ છે. એની રચના મોટે ભાગે ઉચ્ચ અધિકારીઓએ કરેલી હોય છે. આથી ઘણા અભિલેખોના લેખકો તરીકે સારી કવિત્વશક્તિ ધરાવતા અધિકારીઓ દેખા દે છે. દા.ત., અલાહાબાદ સ્તંભલેખમાં સમુદ્રગુપ્તની પદ્યમાં તથા ગદ્યમાં જે સુંદર પ્રશસ્તિ કરેલી છે તે હરિષેણ નામે અધિકારીની રચના છે.[૧૦] વલભીના મૈત્રક રાજાઓનાં દાનશાસનોમાં ગદ્યમાં આપેલી સુંદર પ્રશસ્તિઓ મહાસાંધિવિગ્રહિક જેવા દિવિરપતિઓએ કે મહાક્ષપટલાધિકારીઓએ રચી છે. રાષ્ટ્રકૂટ રાજાઓનાં દાનશાસનોમાં આપેલી પદ્યબદ્ધ પ્રશસ્તિઓ પણ એવા અધિકારીઓએ રચેલી છે. સોલંકી રાજાઓનાં સાદાં દાનશાસન કાયસ્થોએ લખેલાં છે, જ્યારે શિલાલેખોમાં કોતરાયેલી તેઓની સુંદર પ્રશસ્તિઓ શ્રીપાલ અને સોમેશ્વરદેવ જેવા સિદ્ધહસ્ત કવિઓએ રચેલી છે.[૧૧] હરિષેણની જેમ વત્સભટ્ટિ, કૃષ્ણ અને ગણપતિવ્યાસ જેવા કેટલાક કવિઓની માહિતી તેઓના અભિલેખો પરથી જ મળે છે.[૧૨]

ઘણા અભિલેખોમાં લેખકનું નામ આપેલું હોતું નથી. સાદાસીધા અભિલેખોમાં લેખકનું નામ મહત્ત્વનું હોતું નથી, પરંતુ કેટલીક સુંદર રચનાઓના લેખકોનાં નામ અજ્ઞાત રહી ગયાં છે, જેમ કે, રાજા મહાક્ષત્રપ રુદ્રદામાનો જૂનાગઢ શૈલલેખ, વાસિષ્ઠીપુત્ર પુળુમાવિનો નાસિક ગુફાલેખ, કલિંગાધિપતિ ખારવેલનો હાથીગુંફા લેખ કે ગુપ્ત સમ્રાટ સ્કંદગુપ્તનો જૂનાગઢ શૈલલેખ.[૧૩]

પ્રશસ્તિ–રચના સામાન્ય રીતે યશસ્વી પરાક્રમોને લગતા કે મંદિર વાવ વગેરે પૂર્તકાર્યોના નિર્માણ કે જીર્ણોદ્ધારને લગતા અભિલેખોમાં કરવામાં આવે છે.

ભૂમિદાનને લગતાં શાસનોમાં દાન દેનાર રાજા તથા એના પુરોગામીઓની વિગત આપવાનો રિવાજ હતો, આથી પ્રાચીન દાનશાસનોમાં એ રાજાઓના ચરિતની પ્રશસ્તિ આપવામાં આવતી.[૧૪] મધ્યકાલીન અભિલેખોમાં પૂર્તકાર્યના નિર્માણ કે પુનર્નિર્માણને લગતી અનેક પ્રશસ્તિઓ મળે છે ને તેમાં પ્રશસ્તિ રચનાર પોતાનું નામ ભાગ્યે જ આપતો.[૧૫] જ્યારે અર્વાચીન અભિલેખોમાં કવિનું નામ વધુ પ્રમાણમાં મળે છે.[૧૬] અલબત્ત, કાવ્યની દૃષ્ટિએ પ્રશસ્તિનું ધોરણ એકંદરે ઉત્તરોઉત્તર ઊતરતું જાય છે.

**લહિયો :** લેખકે રચેલું લખાણ પહેલાં લહિયા પાસે અભિલેખના પદાર્થ પર સારા અક્ષરે પદ્ધતિસર શાહીથી લખાવવામાં આવતું. અભિલેખન માટે લખાણની નકલ કરી આપનાર લહિયાનું નામ એમાં ભાગ્યે જ લખવામાં આવતું. જ્યાં સાદા કે કાવ્યમય અભિલેખ રચનારનું નામ પણ ઘણીવાર જણાવતું નહિ, ત્યાં એ લખાણની નકલ કરી આપનાર લહિયાના નામનું મહત્ત્વ ઘણું ઓછું ગણાતું હોય એ સ્વાભાવિક છે. મૌર્યકાલમાં 'લિપિકર' શબ્દ લહિયા કરતાં સલાટના અર્થમાં વપરાયો હોય એ વધુ સંભવિત છે. 'લેખક' શબ્દ કેટલીક વાર લેખનું લખાણ તૈયાર કરનાર માટે ને કેટલીક વાર એની નકલ કરનાર માટે અર્થાત્ કેટલીક વાર રચનાર માટે ને કેટલીક વાર લહિયા માટે પ્રયોજાતો. સુલેખનકલામાં કાયસ્થો અનેક રણિકો જેવા લહિયાઓ નિષ્ણાત હોઈ, અભિલેખન માટેની સુંદર નકલ મોટે ભાગે તેઓની પાસે કરાવવામાં આવતી.

કેટલીક વાર લેખ ઘડનાર લેખક પોતે અભિલેખનના પદાર્થ પર નકલ કરી આપતો, તો કેટલીકવાર સલાટ કે કંસારો પોતે એના પર નકલ કરી લેતો.[૧૭] કોઈ વાર શિલા કે તામ્રપત્ર પર શાહીથી લખેલી પંક્તિઓ જોવામાં આવે છે, જે પછીથી કોતરવી રહી ગઈ હોય.[૧૮]

કોઈ વાર શિલાલેખને અંતે કર્તા, લહિયો અને સલાટ–એ ત્રણેયનાં નામ આપેલાં હોય છે, જેમકે રત્નસિંહ કે દેવગણ, ક્ષત્રિય કુમારપાલ અને સાંપુલ.[૧૯]

**સલાટ ને કંસારો :** શિલાલેખ કોતરનાર ઘણી વાર 'સૂત્રધાર' તરીકે ઓળખાતો. 'સલાટ, કડિયા, સુથાર વગેરે કારીગરોને માપ પ્રમાણે કામ કરવાનું હોય છે ને માપ લેવા માટે તેઓ સૂત્ર (દોરો કે દોરી) ધારણ કરતા હોય છે. હાલનો 'સુતાર'–'સુથાર' શબ્દ 'સૂત્રધાર' ઉપરથી વ્યુત્પન્ન થયો છે.[૨૦] શિલાલેખોમાં અંતે સૂત્રધારનું નામ આપવામાં આવે છે ત્યાં મોટે ભાગે 'સૂત્રધાર' ને બદલે એનું સંક્ષિપ્ત રૂપ 'સૂત્ર૰' વપરાય છે.

'સૂત્રધાર' ને બદલે કેટલીકવાર 'શિલાકૂટ' શબ્દ વપરાતો. એમાં પથ્થર-કામની કારીગરીનો વિશિષ્ટ ભાવ સમાયેલો છે. 'શિલ્પી' અને 'રૂપકાર' શબ્દ પણ શિલ્પકલાના દ્યોતક છે. 'સલાટ' શબ્દ 'શિલાકાર' પરથી જણાય છે.

સામાન્ય રીતે સલાટને શિલા પર પહેલાં શાહીથી લખાણ લખી આપવામાં આવતું. સલાટ સારા અક્ષરે લખી શકે તેમ હોય, તો કેટલીક વાર એ પોતે શાહીથી લખી લેતો. પછીથી એ શાહીથી લખેલા પ્રમાણે અક્ષરો કોતરતો. હાલ તકતીમાં કોતરેલા અક્ષરોમાં સીસું ભરવામાં આવે છે, જેથી સફેદ તકતીમાં કાળા અક્ષરો તરત જ અલગ તરી આવે છે.

શિલાલેખને અંતે ક્યારેક એ લેખ કોતરનાર સલાટનું નામ આપવામાં આવે છે, જેમ કે અશોકના બ્રહ્મગિરિ ગૌણ શૈલલેખમાં લિપિકર પડનું.[૨૧] આબુ–દેલવાડાના વિ.સં. ૧૨૮૭ના શિલાલેખમાં સૂત્ર. ચંડેશ્વરનું,[૨૨] ગિરનારના વિ.સં. ૧૨૮૮ના શિલાલેખમાં સૂત્રધાર કુમારસિંહનું[૨૩] અને ડભોઈના વિ. સં. ૧૩૧૧ના શિલાલેખમાં સૂત્રધાર પદ્મસિંહનું.[૨૪]

'કોતરવા' માટે સામાન્યતઃ उत्कीर्ण (ભૂતકૃદંત–કોતરેલું) શબ્દ પ્રયોજાતો.

તામ્રપત્રોમાં લેખ કોતરનાર કંસારાનું નામ ક્વચિત્ આપવામાં આવતું ને તે પણ પછીના કાલમાં. એમાં ધાતુકારના જુદા જુદા વર્ગના કારીગરોનો ઉલ્લેખ આવે છે, જેમ કે अयस्कार કે लोहकार (લુહાર), कांस्यकार (કંસારો) કે ताम्रकार, हेमकार કે सुवर्णकार (સોની), पीतलकार વગેરે.[૨૫] ક્યારેક शिल्पी કે विज्ञानिक કે सूत्रधार જેવા અન્ય શબ્દ પણ પ્રયોજાયા છે.[૨૬]

**લેખનપદ્ધતિ :** અભિલેખન માટે એના પદાર્થ પર જે લખાણ લખી આપવામાં આવતું તે લેખનની સામાન્ય પદ્ધતિ પ્રમાણે લખાતું. અક્ષરો ઉપરથી નીચે લખાતા. શબ્દો કે પદો વચ્ચે અગાઉ જગા રાખવામાં આવતી નહિ; ગદ્ય કે પદ્ય લખાણના અક્ષર સળંગ લીટીમાં લખવામાં આવતા. લીટી સામાન્ય રીતે આડી લખવામાં આવતી, ક્યારેક જગાની સંકડાશને લઈને ઊભી લખવી પડતી.

બ્રાહ્મી અને એમાંથી ઉદ્‌ભવેલી સર્વ લિપિઓમાં લીટી ડાબી બાજૂથી જમણી બાજૂ તરફ લખાય છે, જ્યારે ખરોષ્ઠી, અરબી, ફારસી અને ઉર્દૂ લિપિમાં લીટી જમણી બાજૂથી ડાબી બાજૂ તરફ લખાય છે.

અક્ષરોનાં ચિહ્નોમાં શિરોરેખા વિકસવા લાગી ત્યારથી પંક્તિના સર્વ અક્ષર સીધી લીટીમાં લખાતા આવ્યા છે. કેટલીક સ્વરમાત્રાઓ કે એના અમુક ભાગ તથા રેફનું ચિહ્ન શિરોરેખાની ઉપર અને કેટલીક સ્વરમાત્રાઓ અક્ષરની નીચે લખાય છે. સંયુકતાક્ષરો અગાઉ ઉપર–નીચે લખાતા, પરંતુ સમય જતાં એ બાજૂ–બાજૂમાં લખાવા લાગ્યા. લીટીઓ ઉપરથી નીચે લખાય છે.

શ્લોકની પંક્તિ ચરણ, શ્લોકાર્ધ કે શ્લોક પ્રમાણે લખાતી નહિ; શ્લોકોના અક્ષર પણ પદાર્થ પરની પૂરેપૂરી પંક્તિમાં સળંગ લખાતા. સામાન્ય રીતે શ્લોકના અંતે એક કે બે દંડ( ઊભી રેખા )નું વિરામચિહ્ન લખાતું ને પ્રાયઃ તે તે શ્લોકનો ક્રમાંક પણ લખાતો. શ્લોકાર્ધના અંતે વિરામચિહ્ન કેટલીક વાર મુકાતું તો એ દંડરૂપે લખાતું. વિશેષનામોના લાંબા દ્વન્દ્વ સમાસોમાં પૃથક્તા દર્શાવવા માટે નાની આડી રેખાનો ઉપયોગ થતો. ગદ્યના અંતે તથા લેખના અંતે ।। કે ।।। કે ।।– જેવાં વિરામચિહ્ન પ્રયોજાતાં. ક્યારેક શબ્દોના સંક્ષિપ્તરૂપ તરીકે એના આદ્ય અક્ષર જ લખાતા, પરંતુ એના પછી હાલની જેમ કોઈ વિરામચિહ્ન લખાતું નહિ. કોઈ મંગલચિહ્ન વિવિધ આકારે લખાતાં ને કેટલાંક બંધ કે સુશોભનો પણ યોજાતાં.

લખાણની નકલ કરતાં થયેલી ક્ષતિઓ માટે ઉમેરા, ઘટાડા અને સુધારા દર્શાવવા અનેકવિધ ઉપાય યોજાતા.

પત્રના ક્રમાંક દરેક પત્રની પાછલી( કે આગલી ) બાજૂ પર હાંસિયામાં લખાતા.

**અભિલેખન–પદ્ધતિ :** અભિલેખ માટે તૈયાર કરેલા લખાણને શિલા તામ્રપત્ર વગેરે પર કોતરવામાં આવે ત્યારે સામાન્ય રીતે એની લિખિત નકલ પ્રમાણે એના ઉપર શાહીથી લખીને અક્ષરો આંકડાઓ તથા ચિહ્નો કોતરવામાં આવતાં. અક્ષરો તથા પંક્તિઓ હસ્તલિખિત લખાણોની જેમ કોતરાતાં.[૨૭] શબ્દ–શબ્દ વચ્ચે પ્રાચીન અભિલેખોમાં ભાગ્યે જ જગા રાખવામાં આવતી. વિરામચિહ્નો પણ હાલના કરતાં ઘણાં ઓછાં પ્રયોજાતાં.[૨૭અ] ङ અને ञ ની પહેલાં ઘણીવાર વિસર્ગને બદલે જિહ્વામૂલીય અને ઉપધ્માનીયનાં ચિહ્ન પ્રયોજાતાં. હલંત વ્યંજન વિવિધ રીતે દર્શાવાતો.[૨૭આ] અવગ્રહનું ચિહ્ન પ્રાચીન લેખોમાં ભાગ્યે જ લખાતું. શબ્દોના સંક્ષેપરૂપ તરીકે એના આદ્ય અક્ષર વપરાતા. દાનશાસનોમાં રાજચિહ્નની આકૃતિ તામ્રપત્ર પર અંકિત કરવામાં આવતી[૨૮]

અથવા તામ્રપત્રોની એક કડીના સાંધા પર રાજમુદ્રાની છાપ લગાવવામાં આવતી.[૨૯] રાજમુદ્રામાં પ્રાયઃ રાજાના નામનો તથા રાજચિહ્નનો સમાવેશ થતો.

**મંગલશબ્દો અને મંગલચિહ્નો :** ઘણા અભિલેખોનો આરંભ सिद्धं, ओं, स्वस्ति, श्री ઇત્યાદિ મંગલ શબ્દોથી અથવા એ અર્થ દર્શાવતાં મંગલ-ચિહ્નોથી થતો. દા. ત., સાતવાહનોના તથા નહપાનના ગુફાલેખો, ઇક્ષ્વાકુઓના સ્તૂપલેખો તથા વાકાટકોનાં દાનશાસનોનો આરંભ પ્રાયઃ सिद्धंથી થતો હોય છે. સ્કંદગુપ્તના જૂનાગઢ શૈલલેખનો આરંભ પણ એ શબ્દથી થાય છે.[૩૦] અહીં सिद्धं નો અર્થ सिद्धिरस्तु (સિદ્ધિ હો) છે.[૩૧] વાકાટકોનાં કેટલાંક દાનશાસનોમાં મંગલશબ્દની પહેલાં दृष्टं શબ્દ આવે છે; ત્યાં એનો અર્થ (અધિકારીઓએ) જોયું અર્થાત્ તપાસ્યું કે મંજૂર કર્યું એવો છે.[૩૨] વલભીના મૈત્રકોનાં દાનશાસનોના આરંભમાં स्वस्ति શબ્દ અપાતો. હર્ષનાં, વાકાટકોનાં, ત્રૈકૂટકોનાં, કટચ્ચુરિઓનાં, પલ્લવોનાં અને ગંગોનાં દાનશાસનોનો આરંભ પણ એ રીતે થતો.[૩૨અ] એનો અર્થ स्वस्त्यस्तु (કલ્યાણ હો) થાય છે. ક્યારેક जयाभ्युदयश्च – જય અને અભ્યુદય (હો) એવો શબ્દપ્રયોગ પણ થતો.[૩૨આ]

કેટલાક અભિલેખોમાં जितं भगवता, नमो भगवते वासुदेवाय, श्री गणेशाय नमः, नमः शिवाय ઇત્યાદિ મંગલવાક્યથી આરંભ થાય છે, જે તે તે ઇષ્ટદેવને નમસ્કાર વ્યક્ત કરે છે. એવી રીતે જૈન લેખોમાં नमो अरहंतानं અને नमो सवसिद्धानं જેવાં વાક્ય પ્રયોજાય છે, જેમ કે ખારવેલના હાથીગુફા લેખમાં;[૩૩] ને બૌદ્ધ લેખોમાં नमो भगवतो बुद्धस જેવાં મંગલવાક્ય વપરાતાં, જેમકે નાગાર્જુન-કોંડાના કેટલાક લેખોમાં.[૩૪]

મંદિરોના નિર્માણને લગતા અભિલેખોમાં ઘણી વાર આરંભમાં તે તે દેવની સ્તુતિના એક કે એકથી વધુ શ્લોક આપવામાં આવતા. દા. ત., દશપુરના સૂર્યમંદિરને લગતા મંદસોર શિલાલેખ (ઈ. સ. ૪૩૬ અને ૪૭૩)માં લેખના આરંભમાં સૂર્યની સ્તુતિના ત્રણ શ્લોક આપેલા છે.[૩૫] વિષ્ણુ-મંદિરને લગતા એરણ શિલાસ્તંભ લેખનો આરંભ વિષ્ણુની સ્તુતિના શ્લોકથી થાય છે.[૩૬] સોમનાથ મંદિરને લગતા અપૂર્ણ વેરાવળ લેખના આરંભમાં પહેલા બે શ્લોક શિવની અને ત્રીજો શ્લોક સરસ્વતીની સ્તુતિનો છે.[૩૭] આબુ-દેલવાડાના નેમિનાથ મંદિરને લગતા શિલાલેખના આરંભમાં પહેલા શ્લોકમાં સરસ્વતીને વંદન કરીને બીજા શ્લોકમાં નેમિનાથની આશિષ વાંછી છે.[૩૮]

ઘણા પ્રાચીન અભિલેખોમાં મંગલશબ્દોને બદલે મંગલચિહ્ન પ્રયોજાતાં. પ્રાચીન અભિલેખોમાં (દા. ત., વલભીના મૈત્રકોનાં દાનશાસનોમાં) પ્રયોજાયેલા દક્ષિણાવર્ત કે વામાવર્ત ગૂંચળા જેવા મંગલચિહ્નને સામાન્ય રીતે સિદ્ધં તરીકે કે ओं તરીકે ઘટાવવામાં આવે છે.[૩૯] પરંતુ એ અગાઉ જણાવ્યા મુજબ મંગલકારી શંખનું ચિહ્ન હોવું સંભવે છે.[૪૦] એના વામાવર્ત સ્વરૂપમાંથી સમય જતાં ૮ જેવું સ્વરૂપ ઘડાયું ને એની પછી શૂન્યનું ચિહ્ન ઉમેરાયું, એને 'ભલે મીંડું' કહે છે. પછી એની પહેલાં તેમજ પછી ॥ વિરામચિહ્ન મુકાતું.[૪૧] આ મંગલ ચિહ્નને 'भले' કહેવામાં આવે છે. આ શબ્દ છેક ૧૩મી સદીની काव्यशिक्षामां પ્રયોજાયો છે; ને ત્યાં એની સમજૂતી સિદ્ધિ દેવીના સંકેતચિહ્ન તરીકે આપવામાં આવી છે.[૪૨] આથી એ મંગલચિહ્ન મૂળ શંખાકૃતિમાંથી વિકસેલું હોય, તો પણ વ્યવહારમાં સિદ્ધિનું દ્યોતક ગણાતું એ સ્પષ્ટ છે.

ॐ કે ॐ જેવું ચિહ્ન હાલ કોઈ સંકેતચિહ્ન જેવું દેખાય છે પરંતુ ખરી રીતે એ ओं અક્ષર જ છે. અગાઉ જ્યારે ओ માટે સ્વતંત્ર ચિહ્ન પ્રચલિત હતું ત્યારે તેનું સ્વરૂપ उ જેવું હતું; આગળ જતાં उ નો મરોડ એના જેવો થયો ત્યારે એ બે વચ્ચે ભેદ દર્શાવવા માટે ओ ના અર્થમાં વપરાતા ચિહ્નમાં જમણી બાજુએ ટોચે ચાપાકાર અંશ ઉમેરાયો ને ગુજરાતી લિપિમાં એ અંશ વચ્ચે જોડાયો ને એનો જમણો છેડો પૂર્ણવૃત્તાકાર બન્યો. 'ओं' એ બ્રહ્મના સંકેતાક્ષર તરીકે છેક ભગવદ્ગીતામાં પ્રયોજાયો છે.[૪૩] પછીના કાલમાં એમાંનો अ વિષ્ણુનો, उ મહેશ્વરનો અને म् બ્રહ્માનો દ્યોતક ગણાયો છે.

અભિલેખોમાં સ્વસ્તિક, ત્રિરત્ન, ચૈત્ય, બોધિવૃક્ષ, ધર્મચક્ર, પદ્મ, શ્રીવત્સ, નન્દિ, ત્રિશૂલ, મત્સ્ય, સૂર્યબિંબ, તારા ઇત્યાદિ બીજાં અનેક મંગલચિહ્ન પ્રયોજાતાં. અશોકના ગિરનાર લેખની નીચે ભગવાન બુદ્ધના પ્રતીક તરીકે હસ્તીનું ચિહ્ન કોતરેલું છે. અશોકના જૌગડા લેખમાં સ્વસ્તિકનું તથા વૃષભનું ચિહ્ન કોતરેલું છે. ખારવેલના હાથીગુફા લેખમાં સ્વસ્તિક, શ્રીવત્સ તથા બોધિવૃક્ષનાં ચિહ્નોનો સમાવેશ થાય છે. શાશ્વત ઉપભોગ કે કીર્તિ સૂચવવા માટે સૂર્યબિંબ તથા ચંદ્ર-રેખાનાં ચિહ્ન પ્રચલિત હતાં. પાળિયાઓમાં આ બંને ચિહ્ન ખાસ જોવામાં આવે છે. ત્યાં એ ચિહ્નો પ્રસ્તુત વીરની કીર્તિ यावत् चंद्र-दिवाकरौ રહે એવી ભાવના સૂચવે છે. સતીના પાળિયામાં ઘણી વાર સૌભાગ્યવતી નારીનો હાથ દર્શાવવામાં આવે છે. રાજમુદ્રાની જગ્યાએ કેટલીક વાર આયુધ-

સમૂહ કે રાજમુકુટનું ચિહ્ન પ્રયોજાતું.[44] સ્વસ્તિકનું ચિહ્ન સમાજમાં અદ્યપર્યંત લોકપ્રિય રહ્યું છે.

અભિલેખને અંતે શ્રી કે ૐ કે श्रीरस्तु કે सिद्धिरस्तु કે शुभं भवतु જેવાં આશિષ દર્શાવતાં પદ પ્રયોજાતાં. કેટલીક વાર લેખને અંતે થ કે છ જેવો અક્ષર જોવામાં આવે છે, તે મૂળમાં ⊙ રૂપે લેખની સમાપ્તિ સૂચવતું ચિહ્ન છે.[45]

વીરગતિ પામેલા યોદ્ધાને લગતા પાળિયામાં મોટે ભાગે ઘોડેસવાર યોદ્ધાની આકૃતિ કંડારી હોય છે. મંદિરમાં કેટલીક વાર અંજલિ જોડી ઊભેલા ભક્ત પરીકે નિર્માતાની આકૃતિ કોતરેલી હોય છે.

કેટલાક અભિલેખોની નીચે ગધેડા અને ભૂંડણનું મિથુન-દૃશ્ય જોવામાં આવે છે. એ એવું સૂચવે છે કે જે આ લેખમાં કહેલી બાબતનો જે ભંગ કરશે તેનો પિતા ગધેડો થશે ને તેની માતા ભૂંડણ થશે. કેટલીક વાર એને બદલે માનવસ્ત્રી અને ગધેડાના મૈથુનનું દૃશ્ય કોતરેલું હોય છે, એ એવું દર્શાવે છે કે લેખમાં લખેલી વાતનો ભંગ કરનારની માતા ગધેડાના અત્યાચારનો ભોગ બનશે[46] આ શાપાત્મક આકૃતિને 'ગધેડાની ગાળ' તરીકે ઓળખવામાં આવે છે.

**સુશોભન :** કેટલાક પ્રાચીન અભિલેખોમાં સર્વ કે કેટલાક અક્ષરોના મરોડને[47] કે એની સ્વરમાત્રાઓના ઉપલા ભાગને[48] ઘણું સુશોભનાત્મક સ્વરૂપ આપવામાં આવતું.

કેટલાક મધ્યકાલીન અભિલેખોમાં પદ્મબંધ અને સર્પબંધ જેવા બંધની રચના થાય તેવી રીતે અક્ષરોની કૃત્રિમ ગોઠવણી કરવામાં આવે છે.[49]

અરબી-ફારસી અભિલેખોમાં સુલેખનની વિવિધ શૈલીઓ વિકસી હતી. એમાંની તુગ્રા શૈલીમાં તો અક્ષરોના મરોડ તથા સંયોજન દ્વારા પશુપંખીઓની આકૃતિઓ ઉપજાવવામાં આવતી.[50]

**સંક્ષિપ્ત રૂપો :** પ્રાચીનકાલથી કેટલાક પૂરા શબ્દોને બદલે એનો એકાદ આદ્ય અક્ષર લખીને એનું સંક્ષિપ્ત રૂપ પ્રયોજવાનું પ્રચલિત થયું હતું.

આવાં રૂપ સમયનિર્દેશને લગતા પ્રચલિત શબ્દોમાં ખાસ પ્રયોજાતાં, જેમ કે संवत्सर માટે सं संव કે संवत्, ग्रीष्म માટે ग्री, वर्षा માટે व, हेमन्त માટે ह, शुद्ध ( शुक्ल ) માટે शु, बहुल ( कृष्ण ) માટે ब, पक्ष માટે प, दिवस માટે

दि અને દ્વિતીય માટે દ્વિ.[૫૧] આ સંક્ષિપ્ત રૂપોને અંતે અગાઉ સંક્ષેપસૂચક બિંદુ લખાતું નહિ. મધ્યકાલમાં એને અંતે દંડ કે વર્તુલનું ચિહ્ન પ્રયોજાતું.[૫૨] આ રૂપો પૈકી संवत., शु. दि. અને ब. दि. પૂરા શબ્દો જેવા બની ગયા છે; ને 'સંવત', 'સુદ' અને 'વદ' પૂરા શબ્દો તરીકે વપરાય છે.

અધિકાર–દર્શક શબ્દોમાં दूतक માટે दू., महाक्षपटलिक માટે महाक्ष, श्रीहस्त (રાજા) કે श्रीचरण (રાજા) માટે श्री અને महासान्धिविग्रहिक માટે महासा જેવાં સંક્ષિપ્ત રૂપ પ્રયોજાયાં છે.[૫૩]

અન્ય શબ્દોમાં रूपक માટે रू, कार्षापण માટે का, द्रम्म માટે द्र, निरीक्षित માટે नि, ठक्कुर માટે ठ, पंडित માટે पं, सांवत्सरिक માટે सां, हिरण्य માટે हि, वास्तुभूमि માટે वाभू, द्रोण કે द्रोणवाप માટે द्रो, उद्यान માટે उ ઇત્યાદિ નોંધપાત્ર છે.[૫૪]

**સુધારાવધારા :** હસ્તલિખિત લખાણની જેમ અભિલેખમાં પણ ક્યારેક કંઈક બેવડાઈ જતું, રહી જતું કે ખોટું કોતરાઈ જતું ને તે અશુદ્ધિ ધ્યાનમાં આવતાં તેમાં જરૂરી સુધારા વધારા કરી લેવામાં આવતા.

ભૂલથી કોતરાયેલા અક્ષરોને ચોકડીનાં ચિહ્નો વડે ટોચી નાખવામાં આવતા ને એની જગ્યાએ કોતરવાના અક્ષરોને પંક્તિની ઉપર ઉમેરવામાં આવતા. કેટલાક ઉત્તરકાલીન અભિલેખોમાં ભૂલોવાળી પંક્તિની ઉપર કે નીચે નાની રેખાઓ ઉમેરાતી. તામ્રપત્રો પર કોતરાયેલા અશુદ્ધ અક્ષરોને હથોડી વડે ટોચી નાખીને એની ઉપર નવેસર શુદ્ધ અક્ષર કોતરવામાં આવતા. ક્યારેક મૂળ અશુદ્ધ અક્ષરોને ટોચી નાખ્યા વિના એની ઉપર શુદ્ધ અક્ષર કોતરતા. કોઈ જૂના કે ખોટા તામ્રપત્રને રદ કરવાનું થાય ત્યારે એ પતરાને ઓગાળી નવેસર ઘડવામાં આવતું અથવા એના પરના તમામ લખાણને ટોચી નાખવામાં આવતું. પછી આવા નવા કે જૂના પતરા પર નવું લખાણ કોતરવામાં આવતું.[૫૫]

ક્યારેક એક અક્ષર રહી ગયો હોય, તો તેને આજૂબાજૂના બે અક્ષરોની વચ્ચેની જગામાં ઉમેરવામાં આવતો ને સ્થળસંકોચ પ્રમાણે તેનું કદ ઘટાડવામાં આવતું. ઉત્તરકાલીન અભિલેખોમાં જ્યાં ઉમેરણ કરવાનું હોય તે સ્થાન કાકપાદ (Λ) કે હંસપાદના ચિહ્નથી દર્શાવવામાં આવતું. ક્યારેક એને બદલે સ્વસ્તિકનું ચિહ્ન (卐) પ્રયોજાતું.[૫૬]

**પત્રાંક :** સામાન્ય રીતે હસ્તલિખિત ગ્રંથના પત્રની જેમ શિલાલેખમાં ક્રમાંક આપવાની જરૂર પડતી નથી. પરંતુ જ્યારે કોઈ રાજશાસન બેથી વધુ

પતરાં પર કોતરવામાં આવે, ત્યારે એ પતરાં પર ક્રમાંક કોતરવાની જરૂર પડે છે. આથી કેટલીક વાર ત્યારે હસ્તલિખિત ગ્રંથના પત્રની જેમ તામ્રપત્રમાં પણ એક જ બાજૂ પર ક્રમાંક દર્શાવવામાં આવે છે. ઉત્તર ભારતમાં આ ક્રમાંક પત્રની પાછલી બાજૂ પર દર્શાવાતો ને દક્ષિણ ભારતમાં આગલી બાજૂ પર. કવચિત્ અર્વાચીન ગ્રંથના પૃષ્ઠની જેમ બંને બાજૂ પણ ક્રમાંક દર્શાવાતો.[૫૭]

**મુદ્રાંક :** રાજશાસનનાં તામ્રપત્રોને જોડતી એક કડીના સાંધા ઉપર રાજમુદ્રાની છાપ લગાવવામાં આવતી, જેથી એ પતરાંનું સંયોજન અકબંધ રહે. પ્રાચીન રાજમુદ્રાની છાપમાં સામાન્ય રીતે ઉપલા ભાગમાં એ રાજવંશના લાંછન(પ્રતીક)ની આકૃતિ અને નીચલા ભાગમાં એ રાજાનું નામ અંકિત થતું.

ગુપ્ત સમ્રાટોનું લાંછન ગરુડ, વલભીના મૈત્રકોનું નંદી, વાકાટકોનું સૂર્ય–ચંદ્ર, ચાલુક્યોનું વરાહ, રાષ્ટ્રકૂટો પરમારો યાદવો અને શિલાહારોનું ગરુડ, કંદબોનું સિંહ, રટ્ટોનું હાથી કે વાઘ, પલ્લવોનું વાઘ, કલચુરિઓનું ગજલક્ષ્મી અને સૈંધવોનું મત્સ્ય હતું.[૫૮]

## પાદટીપ

૧. આ શબ્દ કેટલીક વાર લહિયાના અર્થમાં પણ પ્રયોજાતો.

૨. R. B. Pandey, IP, p. 89

૩. Bühler, IP, p. 150

૪. Pandey, IP, p. 90. પાંડેય તો 'દિવિર'ને 'દિપિકર' પરથી ઘટાવે છે.

૫. હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત," પૃ. ૫૧૪

૬. Pandey, IP, p, 90

૭. Bühler, IP, p. 151

૮. Pandey, IP, p. 92; IE, p. 84

૯. Pandey, IP, pp. 90 ff.

૧૦. S. I., pp. 254 ff.

૧૧. ગુ. ઐ. લે., નં. ૧૪૭, ૧૬૭ અને ૨૬૫. કેટલીક પ્રશસ્તિઓમાં તે રચનાર કવિનું નામ આપેલું છે, પણ હાલ વંચાતું નથી, જેમ કે ગુ. ઐ.લે., નં. ૧૫૫, ૧૬૩.

૧૨. S. I., pp. 288 ff.; ગુ. ઐ. લે., નં. ૨૧૮–૨૧૯

૧૩. S.I., pp.. 169 ff.; 196 ff.; 206 ff.; 299 ff.

૧૪. કેટલાંક દાનશાસનોમાં માત્ર સીધીસાદી વંશાવળી આપવામાં આવે છે, જેમ કે સોલંકી રાજાઓનાં દાનશાસનોમાં (ગુ. ઐ લે., નં. ૧૪૧, ૧૪૨, ૧૪૩ અ, ૧૪૪ ઇ, ૧૫૮, ૧૬૦, ૧૬૨, ૧૬૫, ૧૬૬, ૧૭૦, ૧૮૬, ૨૦૧, ૨૦૨, અને ૨૦૬).

૧૫. દા.ત., ધોળકાની વાવનો સં. ૧૪૬૬નો લેખ (સ્વાધ્યાય, પુ. ૧, પૃ. ૮૪–૮૭) તથા અડાલજની વાવનો સં. ૧૫૫૫નો લેખ (બુ. પ્ર., પુ. ૧૦૨, પૃ. ૧૯–૨૩)

૧૬. દા. ત., ધોળકાના અંબાજી મંદિરનો સં. ૧૮૫૩નો શિલાલેખ (J. G. R. S., Vol. XXV, p. 311)

૧૭. Bühler, IP, p. 151; Pandey, IP, p. 93; Sircar, IE, pp. 85 f.

૧૮. IE, p. 85

૧૯. Bühler, IP, p. 151

૨૦. નાટ્યપ્રયોગના સંચાલક માટે 'સૂત્રધાર' શબ્દ કઠપૂતળીના ખેલમાં આવતા દોરીસંચાર પરથી પ્રચલિત થયો છે.

૨૧. Pandey, IP, p. 89, n. 1

૨૨. ગુ. ઐ. લે., ભા. ૨, નં. ૧૬૭

૨૩. ગુ. ઐ. લે., ભા. ૩, નં. ૨૦૭, ૨૧૧, ૨૧૨

૨૪. એજન, નં. ૨૧૫

૨૫–૨૬. Bühler, IP, p. 152; Pandey, IP, pp. 93 f.

૨૭. કેટલાક કુષાણ અને ગુપ્ત સિક્કાઓમાં જગાના અભાવે શબ્દ ઊભી પંક્તિમાં કોતરેલા છે. અશોકના યેરંગુડી ગૌણ શૈલલેખમાં પંક્તિઓ એકાંતરે ડાબીથી જમણી અને જમણીથી ડાબી બાજૂ કોતરાઈ છે. સ્વાત પ્રદેશના એક ખરોષ્ઠી લેખમાં પંક્તિઓ નીચેથી ઉપર વાંચવાની છે (Pandey, IP, pp. 97 ff.). આ બધા અપવાદ છે.

૨૭ અ. વિગતો માટે જુઓ Pandey, IP, pp. 105 ff.

૨૭ આ. જુઓ ઉપર પૃ. ૬૮, ૭૦.

૨૮. દા.ત., પશ્ચિમ સૌરાષ્ટ્રના સૈન્ધવ રાજ્યનાં દાનશાસનોમાં.

૨૯. દા.ત., વલભીના મૈત્રકોનાં, નાંદીપુરી-ભરુકચ્છના ગુર્જરોનાં અને રાષ્ટ્રકૂટોનાં તામ્રપત્રોમાં.
૩૦. S.I., p. 300
૩૧. S.I., p. 409
૩૨. Pandey, IP, p. 146; S.I., pp. 409, 419
૩૨ અ. Padey, IP, p. 147
૩૨ આ. Ibid., p. 148
૩૩. S.I., p. 206
૩૪. S.I., pp. 227, 229
૩૫. S.I., pp. 289 f.
૩૬. S.I., p. 326
૩૭. ગુ. ઐ. લે., નં. ૨૦૪
૩૮. એજન, નં. ૧૬૭
૩૯. I.E., p. 93
૪૦. જુઓ ઉપર પૃ. ૭૦.
૪૧. પુણ્યવિજયજી, ઉપર્યુક્ત, પૃ. ૫૮–૫૯
૪૨. विनयचन्द्रसूरि, काव्यशिक्षा, पृ. १, श्लो. ३
૪૩. भगवद्‌गीता, अ. १७, श्लो. २३–२४
૪૪. I.E., p. 90
૪૫. I.E., p. 94
૪૬. I.E., p. 89
૪૭. દા.ત. બંસખેડા મુદ્રામાં રાજાધિરાજ હર્ષના દસ્કત; અને भाप्रालि, लिपिपत्र १२.
૪૮. દા.ત., જુઓ भाप्रालि, लिपिपत्र १८, २०, २१.
૪૯. I.E., p. 88
૫૦. જુઓ અગાઉ પ્રકરણ ૬.
૫૧. Pandey, IP, p. 110; I.E., p. 327
૫૨. I.E., p. 329
૫૩–૫૪. I.E., pp. 328 f.; ગુ. ઐ. લે., નં. ૧૪૫
૫૫–૫૬. Pandey, IP, pp. 108 f.; I.E., pp. 90 f.
૫૭. Pandey, IP, p. 108; I.E., pp. 91 f.
૫૮. Pandey, IP, pp. 113 ff.

# ૧૦. અભિલેખોના વિષય

સામાન્ય રીતે જે લખાણ સાર્વજનિક કે ચિરકાલીન મહત્ત્વ ધરાવતું હોય, તેનું અભિલેખન કરવામાં આવે છે. આ પ્રકારનાં લખાણ વિવિધ વિષયોને લગતાં હોય છે.

## પ્રાચીન પ્રકારો

ધર્મશાસ્ત્રમાં ખતોના બે મુખ્ય પ્રકાર પાડવામાં આવ્યા છે: (૧) રાજકીય અને (૨) લૌકિક કે જાનપદ.[૧] રાજકીય ખતોના સામાન્યતઃ ચાર પ્રકાર પાડવામાં આવેલા છે: (૧) શાસન, (૨) જયપત્ર, (૩) આજ્ઞાપત્ર અને (૪) પ્રજ્ઞાપનપત્ર

ભૂમિનું દાન કરીને રાજા આગામી રાજાઓની માહિતી માટે પટ કે તામ્રપત્ર પર જે લખાણ કરાવી આપે, તેને 'શાસન' કહેતા. કાનૂની મુદ્દાઓ જાતે જોઈને તેમ જ ન્યાયાધીશ પાસેથી જાણીને રાજા જાહેર માહિતી માટે જે કાનૂની નિર્ણય લખાવે, તેને 'જયપત્ર' કહેતા. સામંત અથવા રાજ્યપાલ જેવા સેવકોને રાજા જે કાર્ય ફરમાવે તેને લગતા લખાણને 'આજ્ઞાપત્ર' કહેતા. ઋત્વિજ, પુરોહિત, આચાર્ય આદિ માન્ય તથા આદરણીય જનોને જે કાર્ય નિવેદિત કરવામાં આવે, તેના લખાણને 'પ્રજ્ઞાપનપત્ર' કહેતા.[૨]

વળી જ્યારે રાજા સેવા શૌર્ય વગેરેથી પ્રસન્ન થઈ કોઈને દેશ ગ્રામ આદિ લખી આપે, તો તેને 'પ્રસાદલેખ' કહેતા.[૩]

જ્યારે કોઈ સામાન્ય જનો વચ્ચે કંઈ આર્થિક કે વ્યાવહારિક કામકાજને લગતો કરાર થાય ત્યારે તેનું જે ખત કરવામાં આવતું, તેમાં લાગતાવળગતા જનોની સહી ઉપરાંત સાક્ષીઓનાં નામ જણાવવામાં આવતાં તેમ જ સમય-નિર્દેશમાં એ સમયના રાજાનું નામ, વર્ષ માસ દિવસ વગેરે નોંધવામાં

આવતું.[૪] આથી જાનપદ ખતો ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગિતા ધરાવે છે. આર્થિક અને સામાજિક દૃષ્ટિએ તો એની ઘણી વિગત ઉપયોગી હોય છે જ.

ગુજરાતમાં પંદરમી સદીમાં 'લેખપદ્ધતિ' નામે એક સંગ્રહગ્રંથ લખાયો છે, જેમાં અનેક પ્રકારના રાજકીય તથા જાનપદ ખતોના નમૂના આપવામાં આવ્યા છે. એમાંના ઘણા નમૂનાઓમાં સં ૧૨૮૮(ઈ. સ. ૧૨૩૧-૩૨)ની મિતિઓ આપવામાં આવી છે, જ્યારે થોડા નમૂનાઓમાં સં. ૮૦૨(ઈ. સ. ૭૪૫-૪૬)ની તથા સં. ૧૫૩૩(ઈ. સ. ૧૪૭૬-૭૭)ની મિતિઓ આપેલા છે. એમાં ભૂમિદાનને લગતા રાજશાસનને 'શાસનપત્ર' કે 'તામ્રશાસન' કહ્યું છે.[૫] ન્યાયના ચુકાદાને લગતા ખતને એમાં 'ન્યાયવાદ' નામ આપ્યું છે.[૬] રાજાના આદેશને લગતા લખાણને 'રાજાદેશ' તરીકે ઓળખાવ્યું છે.[૭] મહામાત્ય તરફથી રાજાને થતા વિજ્ઞાપનના લખાણને 'રાજવિજ્ઞપ્તિકા' કહેતા.[૮] એવી રીતે ગુરુ, પિતા અને માતાને લગતી વિજ્ઞપ્તિકાના પણ નમૂના આપ્યા છે.[૯] 'પ્રસાદલેખ' ને માટે આ ગ્રંથમાં 'ભૂર્જપત્તલા'(ભૂર્જપટ્ટ) શબ્દ પ્રયોજાયો છે.[૧૦] દાણ, મહેસૂલ, હૂંડી, વેચાણ, ગીરો, વ્યાજ, દાસી, સંધિ વગેરે બીજા અનેક પ્રકારનાં ખતોના નમૂના આપવામાં આવ્યા છે.

પરંતુ અભિલેખો માટેના વિષયોનું કોઈ અલગ વર્ગીકરણ કે સંકલન ધર્મશાસ્ત્રમાં કે અન્ય પ્રાચીન સાહિત્યમાં કરવામાં આવ્યું નથી.

ભારતીય લેખોના અભિલેખોના અભ્યાસ પરથી એમાં મુખ્ય વિષયો નીચે પ્રમાણે હોવાનું માલૂમ પડે છે :

(૧) **વાણિજ્યિક મુદ્રાઓ**—આદ્ય-ઐતિહાસિક કાલની સિંધુ સંસ્કૃતિ, ખાસ કરીને હડપ્પીય સભ્યતા, ધરાવતાં ખંડેરોના અવશેષોમાં જે સંખ્યાબંધ મુદ્રાઓ (આકૃતિ ૧) તથા કેટલાંક મુદ્રાંક (આકૃતિ ૨) મળ્યાં છે, તેનાં લખાણ હજી બરાબર ઉકલ્યાં નથી. છતાં એમાંનાં ઘણાં લખાણ આયાત-નિકાસ કરવાની ચીજોની ગાંસડીઓ પર લગાવવાની મુદ્રાની છાપ માટેનાં હોવાનું માલૂમ પડે છે.[૧૧] આથી આ અભિલેખ વાણિજ્યિક પ્રકારના ગણાય.

(૨) **મંત્રતંત્રને લગતા અભિલેખો**—હડપ્પીય સભ્યતાની કેટલીક મુદ્રિકાઓ પહેરવાનાં તાવીજ તરીકે વપરાતી હશે એવું માલૂમ પડે છે.[૧૨] ઐતિહાસિક કાલના તાંત્રિક સંકેત ધરાવતા અક્ષરવાળાં યંત્ર(જંતર) પણ આ પ્રકારના અભિલેખ ગણાય.[૧૩]

(૩) **ધાર્મિક અનુશાસનો**—મૌર્ય સમ્રાટ અશોકના અભિલેખો પૈકીના ઘણા અભિલેખો, ખાસ કરીને મુખ્ય શૈલલેખો તથા મુખ્ય સ્તંભલેખો,[૧૪] ધર્મને લગતાં અનુશાસનો( ઉપદેશો )રૂપે લખાયા છે.

(૪) **રાજશાસનો**—અશોકના કેટલાક અભિલેખ અધિકારીઓને ઉદ્દેશીને કરાયેલાં રાજશાસનોરૂપે લખાયા છે, જેમકે કલિંગના અલગ શૈલલેખો, અલાહાબાદ–કોસમ સ્તંભ પરનો રાણીને લગતો લેખ તેમ જ સંઘને લગતો લેખ.[૧૫]

(૫) **સ્મારક અભિલેખો**—અશોકે નેપાલની તરાઈમાં બે બૌદ્ધ તીર્થસ્થાનોએ યાત્રા કરી ત્યાં એની યાદગીરીમાં શિલાસ્તંભ રોપાવ્યા ને એના પર લેખ કોતરાવ્યા.[૧૬] આ લેખો સ્મારક અભિલેખો ગણાય.

અંધૌ(જિ. કચ્છ)માંથી મળેલા શક વર્ષ ૫૨( ઈ. સ. ૧૩૦ )ના યષ્ટિલેખો પણ કોઈ ને કોઈ સંબંધીની સ્મૃતિ અર્થે યષ્ટિ ઊભી કરાવ્યાનું જણાવે છે.[૧૭]

ગુપ્ત સમ્રાટ ભાનુગુપ્તના સમયનો ગુ. સં. ૧૯૧( ઈ. સ. ૫૧૦ )નો એરણ સ્તંભલેખ[૧૮] યુદ્ધમાં વીરગતિ પામેલા ગોપરાજની તથા એની પાછળ સતી થયેલી એની પત્નીની યાદગીરી માટે લખાયો છે.

દખ્ખણમાં શિલાહારો, યાદવો, અનુકાલીન ચાલુક્યો વગેરેના આવા અનેક સ્મારક લેખ મળ્યા છે.[૧૯] એમાં સામાન્ય રીતે લેખની મિતિ, વીરની વંશાવળી પ્રશસ્તિ અને સિદ્ધિ, એ સમયે રાજ્ય કરતા રાજાનું નામ ઇત્યાદિ વિગત આપવામાં આવે છે.

કચ્છ અને સૌરાષ્ટ્રમાં ઠેકઠેકાણે જૂના પાળિયા જોવામાં આવે છે, ખાસ કરીને ગામના પાદરમાં આવેલા તળાવને કાંઠે. વીરગતિ પામેલા યોદ્ધાની યાદગીરીના પાળિયામાં સામાન્ય રીતે ઉપલા ભાગમાં ઢાલ અને તલવાર કે ભાલો ધારણ કરતા ઘોડેસવારની આકૃતિ કોતરી હોય છે, એની બે બાજૂએ ટોચે અમર નામ કે શાશ્વત કીર્તિના પ્રતીકરૂપે સૂર્ય અને ચંદ્રની આકૃતિ કોતરી હોય છે ને ઘોડેસવારની નીચેના ભાગમાં યુદ્ધના પ્રસંગ અને યોદ્ધાના મૃત્યુને લગતી હકીકત આપી હોય છે. સતીના પાળિયામાં મોટે ભાગે સતીના પ્રતીકરૂપે સૌભાગ્યવતી સ્ત્રીનો હાથ કાટખૂણે બતાવ્યો હોય છે. જો સ્ત્રી પતિનું શબ લઈ સતી થઈ હોય તો હાથમાં આડું શબ રાખીને ઊભેલી સતીની આકૃતિ રજૂ કરી હોય છે.

કોઈ વિશિષ્ટ પરાક્રમ કે દિગ્વિજયની યાદગીરીમાં ક્યારેક અભિલેખ લખાવવામાં આવતો. દા. ત., સમુદ્રગુપ્તનો અલાહાબાદ સ્તંભલેખ,[૨૦] જેમાં એ પ્રતાપી ગુપ્ત સમ્રાટના વિવિધ વિજયોનું નિરૂપણ કરીને એની વિશાળ કીર્તિની સ્મૃતિ માટે એ સ્તંભ ઊભો કરાવ્યો હોવાનું[૨૦અ] જણાવ્યું છે. યશોધર્માનો મંદસોર શિલાસ્તંભલેખ પણ આ પ્રકારનો છે.

અર્વાચીન કાલમાં શહીદોનાં સ્મારકો પર તે તે શહીદોને લગતા સ્મારક-લેખ કોતરવામાં આવે છે. સાર્વજનિક સંસ્થાઓનાં મકાનોના ખાતમુહૂર્ત–શિલારોપણ કે ઉદ્ઘાટનને લગતા લેખની તકતી મુકાવવામાં આવે છે ને કોઈ વિખ્યાત વ્યક્તિના જન્મ, મૃત્યુ કે અન્ય કોઈ વિશિષ્ટ બનાવના સ્થાને પણ તે તે ઘટનાને લગતો લેખ કોતરવામાં આવે છે. આ અને આવા અભિલેખ સ્મારક–લેખો ગણાય. પાવલાં નીચે કોતરેલાં લખાણ પણ આ પ્રકારનાં ગણાય.

**(૬) દાનશાસનો**—બિહારના ગયા જિલ્લામાં આવેલા બરાબર નામે ડુંગરની અમુક ગુફાઓમાં કોતરાયેલા મૌર્ય રાજા અશોકના તથા દશરથના ત્રણ અભિલેખ તે તે ગુફા અમુક અમુક વર્ષે આજીવિકોને દાનમાં દીધી હોવાનું જણાવે છે. દાનને લગતાં આવાં રાજશાસનોને 'દાનશાસન' કહે છે.

એવી રીતે ઓરિસ્સામાં ઉદયગિરિ–ખંડગિરિમાં તથા દખ્ખણમાં નાસિક, અજંતા, કાર્લા વગેરે સ્થળોએ આવેલી ગુફાઓમાં ક્ષહરાત ક્ષત્રપ તથા સાતવાહન વંશના રાજાઓનાં દાનશાસન કોતરેલાં છે, જેમાં ભિક્ષુઓએ રહેવાની નાનીમોટી ઓરડીઓ, ચૈત્યગૃહો, મંડપો, ભોજનશાલાઓ, ઉપસ્થાન–શાલાઓ, ટાંકાં, સ્તૂપો, આસનો, વેદિકાઓ વગેરેના દાનની હકીકત નોંધી હોય છે.[૨૧]

કેટલીક વાર કોઈ ધાર્મિક સંસ્થાને કંઈ કાયમી અનુદાન દેવામાં આવતું, જેમ કે કુષાણ રાજા હુવિષ્કના સમયમાં (શક)વર્ષ ૨૮(ઈ. સ. ૧૦૬)માં પ્રાચીનક નામે વ્યક્તિએ પુણ્યશાલા(ધર્મશાલા) અક્ષયનીવી(કાયમી અનુદાન) તરીકે દાનમાં દીધી, ૫૫૦ પુરાણ(સિક્કા) એક શ્રેણીમાં અને ૫૫૦ પુરાણ બીજી શ્રેણીમાં થાપણ રૂપે આપીને એના વ્યાજમાંથી દર મહિને બ્રહ્મભોજન કરાવવાનો તથા ભૂખ્યા અને તરસ્યા જનોને પ્રતિદિન ખાવાનું અને પીવાનું આપવાનો પ્રબંધ કર્યો.[૨૨]

ક્ષહરાત રાજા ક્ષત્રપ નહપાનના જમાઈ ઉષવદાતે નાસિકમાં ગુફાદાન કરીને ૩,૦૦૦ કાર્ષાપણના અક્ષયનીવીનું તેમ જ ૪,૦૦૦ કાર્ષાપણની કિંમતે

ખરીદેલા ક્ષેત્ર( ખેતર )નું દાન દીધું.[૨૩] આમાંના બીજા ગુફાલેખમાં ઉષવદાતનાં અગાઉનાં વિવિધ દાન ગણાવ્યાં છે, જેમ કે ત્રણ લાખ ગાયો, સુવર્ણ, સોળ ગામો, આઠ ભાર્યાઓ( કન્યાઓ ), ધર્મશાલાઓ, બગીચા, તળાવો, પરબો વગેરે.

સાતવાહન રાજા ગૌતમીપુત્ર શાતકર્ણિએ નાસિકમાં ત્રિરશ્મિ( ત્ર્યંબક )ના ભિક્ષુઓને અમુક ક્ષેત્રનું દાન દીધું.[૨૪] એવી રીતે વાસિષ્ઠીપુત્ર પુળુમાયિના રાજ્યકાલમાં મહારાજ-પિતામહી ગૌતમી બલશ્રીએ નાસિક પાસે અમુક ગુફા દાનમાં દીધી.[૨૫] કલિંગાધિપતિ ખારવેલનો હાથીગુંફા લેખ[૨૬] પણ આવા પ્રકારનો છે.

ધાર્મિક હેતુથી કરાયેલા દાનને ‘ ધર્મદાય ’ કહેતા. ધર્મશાસ્ત્રમાં દાનનો ઘણો મહિમા ગાયો છે. અમુક દ્રવ્યોનાં દાન ‘ મહાદાન ’ ગણાતાં; એમાં ય અમુક ‘ અતિદાન ’ ગણાતાં–ધેનુ, ભૂમિ અને વિદ્યાનાં. આ સર્વમાં ભૂમિદાનને સર્વોત્તમ ગણવામાં આવતું.[૨૭]

ભૂમિદાનથી દાન લેનારને કાયમી ઊપજનું અક્ષય સાધન પ્રાપ્ત થતું, જે એને જીવનપર્યંત ઉપયોગી નીવડતું. આથી ભૂમિદાનની સાથે હંમેશાં એને લગતું રાજશાસન લખાવી આપવામાં આવતું. એ એને હકનામાના પુરાવા તરીકે કામ લાગતું. વળી ભૂમિદાનનો લાભ દાન લેનારના પુત્રપૌત્રાદિકને પણ વારસાગત રહેતો ને એથી એના પરનો હક પેઢીઓ ને પેઢીઓ લગી ચાલુ રહેતો. આથી દાનશાસનની પ્રત દાન લેનારના કુટુંબે કાયમ માટે સાચવીને જાળવી રાખવી પડતી. આ કારણે દાનશાસન તાંબાનાં પતરાં પર કોતરાવીને આપવામાં આવતું. એને ‘ તામ્રપત્ર ’ કે ‘ તામ્રશાસન ’ કહેતા. તામ્રની પસંદગી એના ટકાઉપણાને કારણે કરવામાં આવતી. તામ્રપત્રો પર કોતરેલાં દોઢેક હજાર વર્ષ જેટલાં લાંબા કાલનાં અનેક દાનશાસન મોજૂદ રહેલાં મળે છે એ હકીકત છે.

તામ્રપત્રો જમીન પરના હકનામા તરીકે કાયમી અગત્ય ધરાવતાં હોઈ એને ઘરની દીવાલમાં, પાયામાં કે જમીનની અંદર ગુપ્ત રીતે સાચવી રાખવામાં આવતાં. કેટલીક વાર અનેક તામ્રશાસનોને સામટાં રાખવામાં આવતાં. આથી ક્યારેક એકી સાથે અનેક તામ્રશાસન મળી આવે છે, જેમકે કડી( જિ. મહેસાણા )માંથી સોલંકી વંશનાં અગિયાર તામ્રશાસન મળેલાં.[૨૮] કોઈ વાર તામ્રશાસનોને વાસણમાં મૂકી જમીનમાં દાટવામાં આવતાં.[૨૯] કેટલીક વાર જમીનમાં દાટેલાં તામ્રપત્ર ખેતર ખેડતી વખતે હળની અણી વાટે અચાનક મળે છે.

તામ્રપત્રો પર કોતરેલાં ટૂંકાં દાનશાસનોના સહુથી જૂના નમૂના ઉત્તર ભારતમાં પહેલી સદીના મળ્યા છે, જ્યારે વિગતવાર તામ્રશાસનના સહુથી પ્રાચીન નમૂના દક્ષિણ ભારતમાં ચોથી સદીના અને ઉત્તર ભારતમાં પાંચમી સદીના મળ્યા છે. પહેલી સદીનાં તામ્રશાસન શક-પહ્લવ કાલનાં છે.[30] ચોથી સદીનાં તામ્રપત્ર પલ્લવ, વાકાટક અને શાલંકાયન વંશનાં છે.[31] ગુજરાતમાં મળેલું સહુથી પ્રાચીન તામ્રપત્ર ચોથી સદીનું છે.[32] ગુપ્ત વંશનાં દાનશાસનોમાં સમુદ્રગુપ્તના નામનાં બે દાનશાસન મળ્યાં છે, પરંતુ એ બનાવટી માલૂમ પડ્યાં છે.[33] ભૂતપૂર્વ રાજાના નામે કોઈ વાર એકબે સદી બાદ બનાવટી દાનશાસન લખી તામ્રપત્ર પર કોતરાવવામાં આવતાં, પરંતુ અનુકરણ કરવામાં કંઈ ને કંઈ ક્ષતિ રહેતાં એ બનાવટી હોવાનું પકડાઈ જાય છે. ગુપ્ત રાજ્યનાં સહુથી પ્રાચીન તામ્રપત્ર ખરી રીતે કુમારગુપ્ત ૧ લાના સમયનાં, ઈ. સ. ૪૩૩-૪૪૭ નાં, છે.[34]

ગુજરાતમાં વલભીના મૈત્રકવંશના રાજાઓનાં એકસોથી વધુ તામ્રશાસન મળ્યાં છે. ગુર્જરો, ચાલુક્યો અને રાષ્ટ્રકૂટોનાં પણ ઘણાં તામ્રશાસન પ્રાપ્ત થયાં છે. એ રાજવંશોના ઇતિહાસનું એ મુખ્ય સાધન છે. સોલંકી વંશનાં પણ અનેક તામ્રપત્ર મળ્યાં છે.[35]

તામ્રપત્ર આકારમાં લંબચોરસ હોય છે (આકૃતિ ૧૧). પરંતુ એ ભૂર્જ-પત્રને મળતાં હોય, તો તેની લંબાઈ લગભગ ૩૦ સેં.મી. (૧૨ ઇંચ) થી ૪૦ સેં. મી.(૧૬ ઇંચ) જેટલી અને ઊંચાઈ લગભગ ૨૦ સેં. મી.(૮ ઇંચ)થી ૩૦ સેં. મી.(૧૨ ઇંચ) જેટલી હોય છે, જ્યારે એ તાડપત્રને મળતાં હોય તો, એની ઊંચાઈ લગભગ ૫ સેં. મી.(૨ ઇંચ)થી ૭.૫ સેં. મી.(૩ ઇંચ) જેટલી હોય છે. અર્થાત્ તાડપત્રના કદ પ્રમાણે કપાયેલાં તામ્રપત્ર વધારે લાંબાં અને સાંકડાં હોય છે.

જો દાનશાસન એક જ તામ્રપત્ર પર કોતરાયું હોય, તો એના ડાબી બાજૂના કે ટોચના હાંસિયામાં રાજમુદ્રાની છાપ લગાવાતી. દાન દેનાર રાજાની વિગતમાં માત્ર એનાં નામ અને બિરુદ જણાવવામાં આવે તો જ દાનશાસનનું લખાણ એક પતરા પર સમાઈ શકે તેટલું ટૂંકું હોય. પરંતુ સામાન્ય રીતે દાતાની વિગતમાં તેના વંશ તથા પૂર્વજોની તેમ જ તેના પોતાના ગુણો તથા પરાક્રમોની પ્રશસ્તિ આપવામાં આવતી. આથી ભૂર્જપત્રના કદનાં પતરાં હોય

તો પણ એક દાનશાસન કોતરવા માટે બે કે ત્રણ પતરાંની જરૂર પડતી. ગુજરાતનાં દાનશાસનોમાં મૈત્રકો, ગુર્જરો, ચાલુકયો અને સોલંકીઓનાં દાન-શાસન બબ્બે પતરાં પર કોતરાયાં છે. એમાં બંને પતરાંની અંદરની બાજૂ પર લખાણ કોતરવામાં આવતું ને એની બહારની બાજૂ કોરી રાખવામાં આવતી. રાષ્ટ્રકૂટોનાં દાનશાસન સામાન્ય રીતે ત્રણ–ત્રણ પતરાં પર કોતરાતાં. એમાં પહેલા અને છેલ્લા પતરાની બહારની બાજૂ કોરી રાખવામાં આવતી, જ્યારે વચલા પતરાની બંને બાજૂ પર લખાણ કોતરાતું. તામ્રપત્રની બહારની બાજૂઓ અરક્ષિત રહેતી હોવાથી એને કોરી રાખવામાં આવતી. લખાણ કોતરેલી બાજૂઓ એકબીજા સાથે ઘસાય નહિ એ માટે પતરાંની કોર ચારે બાજૂ અંદર વાળવામાં આવતી કે એને ટીપીને જાડી બનાવવામાં આવતી. રાજવંશ લંબાતો જાય તેમ પૂર્વજોની સંખ્યા વધતી જાય ને તેઓની પ્રશસ્તિનું લખાણ વધતું રહે, છતાં બને ત્યાં સુધી પતરાંની સંખ્યા એટલી જ રાખવામાં આવતી. આથી પતરાનું કદ વધારતા રહેતા ને અક્ષરોનું કદ ઘટાડતા જતા.[૩૬]

યાદવ રાજા રામચંદ્રનું પૈઠણ તામ્રપત્ર( ઈ. સ. ૧૨૭૨ ) એ ત્રણ પતરાંનું એક મોટું તામ્રશાસન છે. એનાં પતરાં ૫૧.૨૫ સેં. મી. ( ૨૦$\frac{1}{4}$ ઇંચ ) × ૩૦.૫ સેં. મી.( ૧૫ ઇંચ )કદનાં છે ને એનું વજન ૨૬.૮૩ કિ. ગ્રા.( ૨,૩૦૦ તોલા ) જેટલું છે. એમાં કુલ ૧૧૮ પંક્તિ કોતરેલી છે. એ પતરાં સાથે લગાવેલી બે કડીઓનું વજન ૫.૩૩ કિ. ગ્રા. જેટલું છે તે વધારાનું. કડીઓ સાથે પતરાનું વજન ૩૨ કિ. ગ્રા. થી વધુ થાય ![૩૭]

પ્રતીહાર, પાલ, સેન, ગાહડવાલ અને આહોમ જેવા વંશનાં દાનશાસન એકેક તામ્રપત્ર પર કોતરાતાં, તેમાં પણ લાંબી પ્રશસ્તિ આપવામાં આવતી હોવાથી એનાં પતરાંની લંબાઈ લગભગ ૩૭.૫ સેં. મી.(૧૫ ઇંચ)થી ૭૫ સેં. મી. ( ૩૦ ઇંચ )અને ઊંચાઈ લગભગ ૩૪.૩ સેં. મી.( ૧૩.૫ ઇંચ )થી ૪૩ સેં. મી. ( ૧૭ ઇંચ ) જેટલી રાખવામાં આવતી. એમાં ઘણી વાર સિત્તેરેક પંક્તિઓ સમાવાતી. આવા એક પતરાનું વજન કેટલીક વાર, કડી સાથે, ૧૮ કિ. ગ્રા. જેટલું થતું ![૩૮]

દક્ષિણ ભારતના ઘણા રાજવંશોનાં દાનશાસન છસાત તામ્રપત્રો પર કોતરાતાં. એમાં બસો–ત્રણસો પંક્તિ જેટલું લાંબું લખાણ કોતરાતું. સહુથી મોટાં તામ્રશાસન ચોળ વંશના રાજાઓનાં મળ્યાં છે. રાજરાજ ૧લા( ઈ. સ.

૯૮૫–૧૦૧૬)નું એક તામ્રશાસન ૨૧ પતરાં પર કોતરેલી ૪૪૩ પંક્તિઓનું છે. રાજેન્દ્ર ૧લા(ઈ. સ. ૧૦૧૬–૧૦૪૩)નું એક તામ્રશાસન ૮૧૬ પંક્તિઓમાં ૩૧ પતરાં પર કોતરાયું છે. એનું એક બીજું તામ્રશાસન ૫૫ પતરાં પર ૨૫૦૦થી વધુ પંક્તિઓમાં કોતરેલું છે! એમાં પહેલાં ૩ પતરાંમાં રાજાના પૂર્વજોની પ્રશસ્તિ છે, પછીનાં ૨૨ પતરાંમાં દાન દેનાર રાજાની પ્રશસ્તિ અને દાનમાં આપેલા ગામની સીમાઓ વગેરેની વિગત છે, ને છેલ્લાં ૩૦ પતરાંમાં હજારેક પ્રતિગ્રહીતાઓનાં નામ ગોત્ર સ્થાન વગેરેની વિગત છે! કડી વગરનાં પતરાંનું ય વજન ૧૦૦ કિ. ગ્રા. થી વધુ છે[૩૯]!

દાનશાસનમાં હસ્તલિખિત ગ્રંથની જેમ પંક્તિઓ લાંબી બાજૂને સમાંતર લખાતી. દાનશાસનનાં પતરાંને, એની એકેક લાંબી કે ટૂંકી બાજૂએ મોટે ભાગે બબ્બે કાણાં ને ક્યારેક એકેક કાણું પાડીને, એમાં તાંબાની કડીઓ ઘાલી, જોડેલાં રાખવામાં આવતાં, જેથી બીજી બાજૂએથી એને ખોલીને વાંચી શકાય. એમાંની એક કડીના સાંધા પર રાજમુદ્રાની છાપ લગાવવામાં આવતી. બીજી કડી સાદી રાખવામાં આવતી. રાજમુદ્રાની છાપ અકબંધ રહે ત્યાં સુધી એક દાનશાસનનાં પતરાં બીજા દાનશાસનનાં પતરાં સાથે આડાઅવળાં કરી શકાય નહિ.

ભૂમિદાનને લગતા રાજશાસનમાં અમુક અમુક જરૂરી બાબતો જણાવવા માટે ધર્મશાસ્ત્રમાં પણ સૂચનાઓ આપવામાં આવી છે.[૪૦]

એમાં દાન દેનાર અર્થાત્ 'દાતા,' દાન લેનાર અર્થાત્ 'પ્રતિગ્રહીતા' અને દાનમાં આપવાની વસ્તુ અર્થાત્ 'દેય' એ ત્રણ મુખ્ય બાબતો તો હોય જ. આ ઉપરાંત મિતિ, સ્વહસ્ત વગેરે બીજી અનેક બાબતો જણાવવાની જરૂર પડતી.

સામાન્ય રીતે દાનશાસનનો આરંભ सिद्धम् (=सिद्धिरस्तु), स्वस्ति ॐ ॐ स्वस्ति જેવાં મંગલ પદોથી થતો. ક્યારેક વિષ્ણુ, શિવ, ગણપતિ વગેરે દેવ કે દેવોની સ્તુતિ ઉમેરાતી.

દાનને લગતું રાજશાસન સામાન્યતઃ રાજધાનીમાંથી અને કેટલીક વાર વિજયછાવણી કે યાત્રાસ્થાન જેવા કોઈ અન્ય સ્થળેથી ફરમાવવામાં આવતું. દાનશાસનમાં આ શાસન-સ્થાનનો નિર્દેશ કરવામાં આવતો. ક્યારેક આ સ્થાનનો નિર્દેશ લાંબા અલંકૃત નિરૂપણ સાથે કરવામાં આવતો, જેમ કે

સૌરાષ્ટ્રના સૈન્ધવ રાજાઓનાં દાનશાસનોમાં રાજધાની ભૂતામ્બિલિકાની બાબતમાં.[૪૧]

રાજકુલ અને વંશાવળીની વિગત દાતાના સંદર્ભમાં જરૂરી ગણાતી. એમાં ક્યારેક રાજકુલની ગુણપ્રશસ્તિ અને/અથવા એની આનુશ્રુતિક ઉત્પત્તિનું ય નિરૂપણ કરવામાં આવતું. વંશાવળી કેટલીક વાર સાદી સીધી રીતે ટૂંકામાં અપાતી,[૪૨] તો કેટલીક વાર દરેક પુરોગામી રાજાની પ્રશસ્તિ આપવામાં આવતી આ રિવાજને લઈને ઘણા રાજવંશોની વંશાવળીઓ જાણવા મળી છે,

દાન દેનાર રાજા તથા એના પૂર્વજોની પ્રશસ્તિ આપવામાં આવે છે, તો એ પરથી એ રાજાઓ વિશે કેટલીક માહિતી ઉપલબ્ધ થાય છે. વલભીના મૈત્રક રાજાઓની પ્રશસ્તિ ઉચ્ચ શૈલીના કાવ્યમય ગદ્યમાં આપવામાં આવી છે, પરંતુ એમાં એમનાં કોઈ ચોક્કસ પરાક્રમોની વિગત ભાગ્યે જ મળે છે, જ્યારે રાષ્ટ્રકૂટ રાજાઓની પદ્યમય પ્રશસ્તિમાં એમનાં પરાક્રમોની કેટલીક વિગત જાણવા મળે છે. ગંગ વંશનાં દાનશાસનોમાં પૂર્વજોની પ્રશસ્તિ સો એક શ્લોકોનો વિસ્તાર ધરાવતી.[૪૩] એમાંના ઘણા શ્લોકો તો અગાઉનાં દાનશાસનોમાંથી અક્ષરશઃ ઉતારવામાં આવતા. મૈત્રક રાજાઓનાં દાનશાસનોમાં પણ પૂર્વજોની પ્રશસ્તિની અક્ષરશઃ પુનરુક્તિ કરવામાં આવતી.

દાનશાસન શાસન કે નિવેદનના રૂપે હોઈ, દાન દેનાર રાજા લાગતાવળગતા અધિકારીઓને તથા અન્યજનોને સંબોધીને દાનની હકીકત જણાવતો. એમાં કેટલીક વાર આયુક્તક, વિનિયુક્તક, દ્રાંગિક, મહત્તર, દાંડપાશિક, ઉપરિક, કુમારામાત્ય, રાજસ્થાનીય, મહાસામંત આદિ અધિકારીઓનો[૪૪] તેમ જ તે વહીવટી વિભાગ કે ગામના બ્રાહ્મણાદિ નિવાસીઓનો સમાવેશ થતો.[૪૫]

દાનને લગતી મુખ્ય હકીકતમાં દાન દેવાનો હેતુ, પ્રતિગ્રહીતાનાં નામઠામ, દાનનાં એને માટે ઉદ્દિષ્ટ પ્રયોજન, દેયભૂમિની વિગતો, દેયભૂમિ પર પ્રતિગ્રહીતાને મળતા હક અને કર વગેરેમાંથી એને મળતી મુક્તિ, અને દાનને લગતી ઉદકાતિસર્ગની વિધિ[૪૬] જણાવવામાં આવે છે.[૪૭] એમાં દાન લેનાર બ્રાહ્મણ, દેવાલય,

વિહાર, વસતિ વગેરેની તથા વહીવટી વિભાગો અને પેટાવિભાગો, ગામો, ખેતરો, વાવો વગેરેની ઘણી વિગત જાણવા મળે છે.

રાજા લાગતાવળગતા જનોને દાનની જાણ કરી પ્રતિગ્રહીતાને દેયભૂમિની બાબતમાં હરકત નહિ કરવા આદેશ આપે છે. પરંતુ એ રાજાએ આપેલા અધિકાર એના ઉત્તરાધિકારીઓને બંધનકારક ખરા? એમાં ય ભવિષ્યમાં અન્ય રાજવંશ સત્તારૂઢ થાય ત્યારે? આથી દાન દેનાર રાજાએ પોતાના વંશના તેમ જ અન્ય વંશના આગામી 'ભદ્ર'(ભલા) રાજાઓને પોતાના આ દાનશાસનને અનુમોદન આપી એનું પરિપાલન કરવાનો નૈતિક અનુરોધ કરવાનો રહેતો. પરંતુ એમાં એ આગામી રાજાઓને કંઈ લાભ ખરો? હા, આપેલું દાન પછીના જે રાજાઓ પાળે, તેઓ પણ એ દાનના પુણ્યના ભાગીદાર થાય ને જે આપેલા દાનનો આચ્છેદ કરે કે કરવા દે, તેને ઘણાં પાતક લાગે. આ માન્યતા માટે ભગવાન વ્યાસના નામે કેટલાક પુરાણોક્ત શ્લોક પણ ટાંકવામાં આવતા, જેમાં દાન દેનારને ને પાળનારને કેટલું પુણ્ય મળે ને આપેલું દાન ઝૂંટવી લેનારને કેટલું પાતક લાગે તે દર્શાવવામાં આવે છે.[૪૮]

દાનશાસનનું લખાણ સાન્ધિવિગ્રહિક કે મહાક્ષપટલિક કે દિવિરપતિ જેવો અધિકારી તૈયાર કરતો. એને એ સંબંધી રાજાની આજ્ઞા ક્યારેક સ્વમુખે મળતી. તો તે દાનશાસનના અંતે 'સ્વમુખાજ્ઞા'નું પ્રમાણ આપતો. બાકી ઘણી વાર એને દાનશાસન ઘડવાની રાજાજ્ઞા કોઈ રાજપુત્ર કે સામન્ત કે ઉચ્ચ અધિકારી દ્વારા પહોંચાડવામાં આવતી ને તો એમાં એ તે 'દૂતક'નો નિર્દેશ કરતો. દાનશાસનના અંતે દૂતક અને લેખકનાં નામ તથા હોદ્દાની વિગત આપવામાં આવે છે.

દાનની મિતિ પણ દાનશાસનમાં જણાવવી જરૂરી ગણાતી. એમાં સંવત, વર્ષ, માસ, પક્ષ, તિથિ અને વાર જણાવતા. શરૂઆતનાં દાનશાસનોમાં સંવત અને વારની વિગત અપાતી નહિ.[૪૯] સમયનિર્દેશની વિગત ઇતિહાસમાં ઘણી ઉપયોગી નીવડે છે. મિતિમાં કેટલીક વાર ગ્રહણ, અધિકમાસ, પર્વદિન વગેરેનો ઉલ્લેખ આવે છે. તેમ જ નદીસ્નાન તથા દેવવંદનની વિધિનો પણ નિર્દેશ આવે છે. સમયનિર્દેશ કોઈ દાનશાસનોમાં અંતે, કોઈમાં વચ્ચે ને કોઈમાં આરંભમાં કરવામાં આવતો.

દાનશાસન લહિયાના હાથે લખાતું ને કંસારાના ટાંકણે કોતરાતું. એવું દાનશાસન તો કોઈ પંડિત પાસે લખાવી દે ને કંસારા પાસે કોતરાવી દે. આથી રાજાના નામે કોઈ બનાવટી દાનશાસન તૈયાર ન કરાવી દે એ માટે દાનશાસનમાં છેવટે રાજાના સ્વહસ્ત(દસ્તક) આપવા જરૂરી ગણાતા. રાજાના સ્વહસ્ત અને રાજમુદ્રાની છાપ રાજશાસનની પ્રમાણિતતા માટે આવશ્યક ગણાય.

ભારતના પ્રાચીન અભિલેખોમાં તામ્રપત્રો પર કોતરેલાં દાનશાસનો મોટી સંખ્યા ધરાવે છે.

(૭) **પૂર્તનિર્માણ લેખો :** દેવાલય, વાપી, કૂપ, તડાગ આદિ સાર્વજનિક પરમાર્થનાં વાસ્તુ(બાંધકામ)ને 'પૂર્ત' કહેતા. ધર્મશાસ્ત્રમાં દાનની જેમ પૂર્તનિર્માણનો ઘણો મહિમા ગાયો છે.

બૌદ્ધ સ્તૂપમાંના અસ્થિપાત્ર પર, ચૈત્યગૃહના સ્તંભ છત્ર તોરણ વેદિકા વગેરે પર અને વિહારના સ્તંભ વગેરે પર ઘણી વાર તેના નિર્માણને લગતો લેખ કોતરેલો હોય છે.[૫૦] બેસનગર ગરુડ સ્તંભલેખમાં એક ભાગવત યવને વાસુદેવના મંદિર સામે ગરુડધ્વજ કરાવ્યાનું જણાવ્યું છે.[૫૧]

જૂનાગઢ શૈલલેખોમાં[૫૨] રાજા મહાક્ષત્રપ રુદ્રદામાએ તથા ગુપ્ત સમ્રાટ સ્કંદગુપ્તે ત્યાંના સુદર્શન તળાવનો સેતુ(બંધ) સમરાવ્યાની હકીકત જણાવી છે, તે પૂર્તના પુનર્નિર્માણ કે જીર્ણોદ્ધારને લગતા લેખ ગણાય. ગુંદા(જિ. જામનગર)નો શક વર્ષ ૧૦૩(ઈ. સ. ૧૮૧)નો શિલાલેખ વાપી–નિર્માણને લગતો છે. દેવની મોરીના બૌદ્ધ સ્તૂપમાંના અસ્થિપાત્ર પરનો લેખ સ્તૂપના તથા એ સમુદ્ગક(દાબડા)ના નિર્માણની હકીકત જણાવે છે.

ચંદ્રગુપ્ત ૨ જાના સમયનો ગુ. સ. ૬૧(ઈ. સ. ૩૮૦)નો મથુરા સ્તંભલેખ[૫૪] બે શિવાલયોના નિર્માણને લગતો છે. એ રાજાના સમયનો ઉદયગિરિ ગુફાલેખ શિવની ગુફા કરાવ્યા વિશે છે.[૫૫] દિલ્હીના કુતુબમિનાર પાસેના લોહસ્તંભ પરના લેખમાં વિષ્ણુપદ ગિરિ પર ભગવાન વિષ્ણુનો ધ્વજ કરાવ્યાનું જણાવ્યું છે.[૫૬] મંદસોરના શિલાલેખમાં ઈ. સ. ૪૩૬ માં સૂર્યમંદિરનું નિર્માણ અને ઈ. સ. ૪૭૩ માં પુનર્નિર્માણ થયાનું જણાવ્યું છે.[૫૭] એરણનો શિલાસ્તંભ લેખ(ઈ. સ. ૪૮૩)[૫૮] વિષ્ણુના ધ્વજસ્તંભને લગતો છે. યશોધર્મા–

વિષ્ણુવર્ધનના મંદસોર શિલાલેખમાં કૂપનિર્માણની હકીકત આપી છે.[૫૯] હૂણ રાજા તોરમાણના સમયનો એરણ શિલાપ્રતિમા લેખ નારાયણના શિલાપ્રાસાદના નિર્માણને લગતો છે.[૬૦] મિહિરકુલના સમયના ગ્વાલિયર શિલાલેખમાં સૂર્યનો શૈલમય પ્રાસાદ કરાવ્યાનું જણાવ્યું છે.[૬૧]

ગુજરાતના પ્રાચીન અભિલેખોમાં આ પ્રકારના અભિલેખો ખાસ કરીને સોલંકીકાલથી વધતા જાય છે. કુમારપાલે આનંદપુર( વડનગર )માં વપ્ર( કોટ )કરાવ્યો તેનો લેખ વડનગરમાં છે.[૬૨] પ્રભાસપાટણમાં સોમનાથ મંદિરના જીર્ણોદ્ધારને લગતા અનેક શિલાલેખ મોજૂદ છે.[૬૩] આબુ પર મહામાત્ય તેજપાલે નેમિનાથનું મંદિર બંધાવ્યું તે વિશે સોમેશ્વરે રચેલી પ્રશસ્તિનો લેખ કોતરેલો છે.[૬૪] એ મંદિરની ભમતીમાં તે તે દેવકુલિકાના નિર્માણને લગતા અનેક લેખ છે.[૬૫] ગિરનાર પર વસ્તુપાલે કરાવેલાં મંદિરોને લગતા લેખ[૬૬] પણ આ પ્રકારના છે. ડભોઈનો સં. ૧૩૧૧નો શિલાલેખ ત્યાંના વૈદ્યનાથ મંદિરના નિર્માણને લગતો છે.[૬૭] અર્જુનદેવના સમયનો ઈ. સ. ૧૨૬૪નો શિલાલેખ મસ્જિદના નિર્માણ તથા નિભાવને લગતો છે.[૬૮] પ્રભાસમાં નાનાકે કરાવેલા મંદિરોના નિર્માણ વિશે બે પ્રશસ્તિ કોતરાઈ છે.[૬૯]

ગુજરાતમાં તથા અન્ય પ્રદેશોમાં મંદિરો વાવો વગેરેના નિર્માણ તથા પુનર્નિર્માણ વિશે પછીના કાલમાં અનેકાનેક લેખ કોતરાયા છે. મધ્યકાલીન અભિલેખોમાં દાનશાસનોને બદલે આ પ્રકારના અભિલેખ સંખ્યાબંધ મળે છે.

(૮) **પ્રતિમાલેખો**—પ્રતિમા એ દેવાલયના કેન્દ્રસ્થાને રહેલો મુખ્ય પદાર્થ છે. પ્રતિમા ઘડાવવી અને એની પ્રતિષ્ઠા કરાવવી એ દેવાલય-નિર્માણનો મહત્ત્વનો ભાગ છે. કેટલીક પ્રતિમા પર તે તે પ્રતિમાના નિર્માણ તથા તેની પ્રતિષ્ઠાને લગતો લેખ કોતરેલો હોય છે, એની બેસણી ઉપર કે એની પીઠ ઉપર. પ્રતિમાના બે મુખ્ય પ્રકાર છે—પાષાણપ્રતિમા અને ધાતુપ્રતિમા. ઘણી ધાતુપ્રતિમાઓ નાના કદની અને ચલ પ્રકારની હોય છે; ઘણી પાષાણપ્રતિમાઓ મોટા કદની અને અચલ પ્રકારની હોય છે.

પરખમની યક્ષરાજની પ્રતિમા પરનો લેખ ઈ. પૂ. ૧લી-૨જી સદીનો છે.[૭૦] સારનાથના બોધિસત્ત્વ-પ્રતિમાઓને લગતા લેખ[૭૧] આ પ્રકારના છે. મથુરાની

બોધિસત્ત્વ પ્રતિમાનો લેખ ઈ. સ. ૧૧૧ નો છે.[૭૨] સંભવનાથની પ્રતિમા પરનો ઈ. સ. ૧૨૬ નો લેખ લખનૌ મ્યુઝિયમમાં છે.[૭૩]

અકોટા(વડોદરા)માંથી જૈન ધાતુપ્રતિમાઓનો મોટો સંગ્રહ મળ્યો છે.[૭૪] શત્રુંજય, ગિરનાર અને આબુ જેવાં જૈન તીર્થસ્થાનોનાં દેરાસરોમાં સંખ્યાબંધ પ્રતિમાલેખ જોવા મળે છે. બીજાં ઘણાં સ્થળોએ પણ દેરાસરોમાં લેખ ધરાવતી અનેકાનેક પ્રતિમાઓ હોય છે. પાટણ, ધોળકા વગેરે પ્રાચીન નગરોનાં કેટલાંક હિંદુ મંદિરોમાં પણ કેટલીક પ્રતિમાઓ પર લેખ કોતરેલા હોય છે.

(૯) **પ્રશસ્તિઓ :** કેટલાક સ્મારક અભિલેખોને તથા પૂર્તનિર્માણના લેખોને 'પ્રશસ્તિ' કહેવામાં આવેલ છે. આ લેખોમાં પરાક્રમ કે પરમાર્થની ઘટના નિમિત્ત હોય છે ને એ નિમિત્તે એના નાયકની લાંબી રુચિર પ્રશસ્તિ રચવામાં આવી હોય છે. રુદ્રદામા અને સ્કંદગુપ્તના જૂનાગઢ શૈલલેખ, સમુદ્રગુપ્તનો અલાહાબાદ શિલાસ્તંભલેખ, ખારવેલનો હાથીગુંફા લેખ, યશોધર્માનો શિલાસ્તંભ-લેખ, કુમારપાલનો વડનગર લેખ, તેજપાલનો આબુ લેખ, શ્રીધરનો પ્રભાસપાટણ લેખ, ડભોઈનો વૈદ્યનાથ લેખ અને નાનાકનો કોડિનાર લેખ આ પ્રકારના છે. આ બધામાં સમુદ્રગુપ્ત અને યશોધર્માના શિલાસ્તંભલેખોને શુદ્ધ પ્રશસ્તિરૂપ ગણી શકાય,[૭૫] જ્યારે બીજા લેખો તો પૂર્તનિર્માણ નિમિત્તે લખાયેલ છે. એમ તો ઘણાં દાનશાસનોમાં પણ દાન દેનાર રાજા તથા એના પૂર્વજોની પ્રશસ્તિનો સમાવેશ થતો હોય છે. રાજાના આશ્રયે પ્રોત્સાહન પામતા કવિઓ અભિલેખ-નાયકની પ્રશસ્તિ કરે ને એ પ્રશસ્તિમાં અતિશયોક્તિ કરે એ સ્વાભાવિક છે.

(૧૦) **સિક્કાલેખો :** છેક અનુ-મૌર્યકાલથી ભારતમાં લખાણવાળા સિક્કા પ્રચલિત હતા. આ લખાણ સીધાં કોતરેલાં નહિ પણ મુદ્રાંકિત કરેલાં હોય છે. સિક્કાના અગ્રભાગ તથા પૃષ્ઠભાગ પર મુદ્રાંકિત કરેલા લખાણ પરથી સિક્કા પડાવનાર રાજાનાં નામ, સંપ્રદાય, પરાક્રમ, અભિરુચિ ઈત્યાદિની માહિતી ઉપલબ્ધ થાય છે. ભારતીય-યવન, શક-પહ્લવ અને કુષાણોના સિક્કાઓ પરના લેખ દ્વિભાષી છે—એક બાજુ ગ્રીક ભાષામાં અને બીજી બાજુ પ્રાકૃત ભાષામાં. પશ્ચિમી ક્ષત્રપોના સિક્કા પર વર્ષ પણ આપવામાં આવતું. ગુપ્ત સમ્રાટોના સિક્કાઓના પ્રકારો ઘણું વૈવિધ્ય ધરાવે છે, જે એના પરનાં લખાણોમાં પણ પ્રતિબિંબિત થાય છે. ગધૈયા સિક્કાઓ પરનાં લખાણ દુર્બોધ હોય છે. મુસ્લિમ રાજાઓના સિક્કાઓ પર રાજાનું પૂરું નામ અને સિક્કા પાડયાના વર્ષ ઉપરાંત ટંકશાળનું સ્થળ, કુરાને શરીફનો કલમો વગેરે પણ મુદ્રાંકિત થતું બ્રિટિશ રાજ્યના

સિક્કાઓ પરનાં લખાણ સરખામણીએ સાદાં–સીધાં ગણાય. આઝાદ ભારતના સિક્કાઓ પર પણ એવાં જ લખાણ હોય છે.

**(૧૧) મુદ્રાંક–લેખો :** દાનશાસનો સાથે મળતાં મુદ્રાંકોમાં રાજમુદ્રાની છાપ અંકિત કરેલી હોય છે. રાજમુદ્રામાં સામાન્ય રીતે ઉપલા ભાગમાં એ રાજવંશનું પ્રતીક અને નીચલા ભાગમાં રાજાનું નામ લખેલું હોય છે.

કેટલીક મોટી મુદ્રાઓમાં આખી વંશાવળી આપી હોય છે, જેમકે નરસિંહ-ગુપ્તના પુત્ર કુમારગુપ્તની ભિટારી મુદ્રામાં.[૭૬] વલભીના મૈત્રકોનાં દાનશાસનોના મુદ્રાંકમાં હંમેશાં શ્રી ભટાર્કનું નામ જોવામાં આવે છે. નવસારીના ચાલુક્યોનાં મુદ્રાંકોમાં તે તે રાજાનું નામ હોય છે. વાકાટકોનાં દાનશાસનો સાથે યુવરાજ–માતા પ્રભાવતીગુપ્તા, રાજા પ્રવરસેન ૨ જો વગેરેના નામના શ્લોકવાળાં મુદ્રાંક મળ્યાં છે.[૭૭] ચક્રવર્તી હર્ષની મુદ્રામાં ૧૩ પંક્તિનું લખાણ છે ને આસામના રાજા ભાસ્કરવર્માની મુદ્રામાં ૧૧ પંક્તિનું. કુમારગુપ્તની જેમ આ રાજાઓની મુદ્રાઓમાં રાજાના પૂર્વજોનાં નામ માતાપિતાનાં નામ સાથે આપવામાં આવે છે. ચોળ રાજાઓના મુદ્રાંકનું લખાણ એક શ્લોક જેટલું જ હોય છે.[૭૮]

બસાઢ, કાસિયા, સાહેત–માહેત, નાલંદા, રાજઘાટ, કોસમ વગેરે પ્રાચીન સ્થળોએ સેંકડો મુદ્રાઓ તથા મુદ્રાંકો મળ્યાં છે. એમાંનાં કેટલાંક રાજાઓનાં છે, કેટલાંક અધિકારીઓનાં, કેટલાંક રાજકુલના અન્ય માણસોનાં, તો વળી બીજાં કેટલાંક વિહારો, દેવાલયો, દેવો, શ્રેણીઓ અને ખાનગી વ્યક્તિઓનાં છે. એમાં નાલંદાના મહાવિહારનાં મુદ્રાંક ખાસ નોંધપાત્ર છે.

**(૧૨) અભિલિખિત ગ્રંથો તથા સુભાષિતો :** ક્યારેક કોઈ નાના ધર્મગ્રંથો કે કાવ્યો કે નાટકોને અભિલિખિત કરવામાં આવે છે. કુશિનગરના તથા દેવની મોરીના સ્તૂપમાં બૌદ્ધ સૂત્ર (પ્રવચન) કોતરેલાં મળ્યાં છે. અજમેરની એક મસ્જિદમાંના એક લેખમાં 'લલિતવિગ્રહરાજ' નાટક વગેરેના ખંડ કોતરેલા છે, તો એક બીજા લેખમાં વિગ્રહરાજદેવકૃત 'હરકેલિ–નાટક'ના ખંડ કોતરાયા છે. અમદાવાદના ગીતામંદિરમાં ભગવદ્ગીતાના અઢારેય અધ્યાય કોતરવામાં આવ્યા છે. દિલ્હીમાં શ્રી. બિરલાએ બંધાયેલા મશહૂર મંદિરમાં અનેક સંત-સાધુઓનાં સુભાષિત કોતરેલાં છે. નેતાઓનાં કેટલાંક બાવલાં નીચે ક્યારેક એમની કોઈ મહત્ત્વની ઉક્તિ કોતરી હોય છે.

આમ ભારતીય અભિલેખોમાં વિષયોનું ઠીકઠીક વૈવિધ્ય જોવામાં આવે છે. એમાં સંખ્યાની દૃષ્ટિએ દાનશાસનો, પૂર્તનિર્માણ-લેખો, અને પ્રતિમા લેખો સહુથી વધુ વિપુલતા ધરાવે છે એમાં ભારતીય સંસ્કૃતિમાં રહેલું ધર્મનું પ્રાધાન્ય પ્રતિબિંબિત થાય છે.

## પાદટીપ

૧. Pandey, 'Indian Palaeography,' p. 117
૨. Ibid., pp. 117 f.
૩-૪. Ibid., p. 119
૫. લેખપદ્ધતિ, પૃ. ૨-૭
૬. એજન, પૃ. ૧૫
૭. એજન, પૃ. ૨
૮. એજન. પૃ. ૨૭-૩૦
૯. એજન, પૃ. ૩૦-૩૨
૧૦. એજન, પૃ. ૭-૮
૧૧. હ. ગં. શાસ્ત્રી, 'હડપ્પા ને મોહેં-જો-દડો,' પૃ. ૬૫-૬૬
૧૨. એજન, પાદટીપ ૧૩
૧૩. Pandey, op. cit., p. 122
૧૪. D. C. Sircar, 'Select Inscriptions,' Book I, Nos. 6-19 and 24-30
૧૫. Ibid., Nos. 20-21 and 33-34
૧૬. Ibid., Nos. 31-32
૧૭. ગિ. વ. આચાર્ય (સં.), 'ગુજરાતના ઐતિહાસિક લેખો.,' ભાગ ૧, લેખ ૨ થી ૫
૧૮. D. C. Sircar, op. cit., Book III, No 38
૧૯. Pandey, op. cit., pp. 143 f.
૨૦. D. C. Sircar, op. cit., Book III, No. 2
૨૦ અ. Ibid., No. 54
૨૧. Ibid , pp. 137 f.
૨૨. D. C. Sircar, op. cit., Book III, No. 49
૨૩. Ibid., Nos. 58-59

૨૪. Ibid., No. 83
૨૫. Ibid., No. 86
૨૬. Ibid., No. 91
૨૭. હરિપ્રસાદ શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત,' ભાગ ૨, પૃ. ૩૩૯–૩૪૦
૨૮. IA, Vol. VI, pp. 180 ff.
૨૯. Indian Epigraphy, pp. 97 f.
૩૦. Select Inscriptions, Book II, Nos. 27 and 33
૩૧–૩૩. Indian Epigraphy, p. 107
૩૪. Select Inscriptions, Book III, Nos. 16, 18 and 19
૩૫. વિગતો માટે જુઓ 'ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ,' ખંડ ૨.
૩૬. દા. ત. મૈત્રકોનાં તામ્રશાસનોની વિગત માટે જુઓ હ. ગં. શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત,' ભાગ ૨. પૃ. ૫૪૪–૫૪૫
૩૭–૩૮. Indian Epigraphy, pp. 122 f.
૩૯. Ibid., pp. 123 f.
૪૦. Ibid., pp. 104 f.
૪૧. હ. ગં. શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત', ભાગ ૧, પૃ. ૨૪૧
૪૨. દા. ત. સોલંકી દાનશાસનોમાં, જેમકે ગુ. ઐ. લે., ભાગ ૨, લેખ ૧૫૮, ૧૬૦, ૧૬૨, ૧૬૫, ૧૬૬, ૧૭૦, ૧૮૬, ૨૦૧, ૨૦૨, ૨૦૫
૪૩. Indian Epigraphy, p. 131
૪૪. દા, ત., મૈત્રકોનાં શરૂઆતનાં દાનશાસનોમાં.
૪૫. દા ત., સોલંકીઓનાં દાનશાસનોમાં.
૪૬. દાનના સંકલ્પ સમયે જળ મૂકવાની વિધિ
૪૭. વિગતોના નમૂના માટે જુઓ 'મૈત્રકકાલીન ગુજરાત,' ભાગ ૨, પૃ. ૫૩૬-૫૩૭. વળી જુઓ 'Indian Epigraphy', pp. 134 ff.
૪૮. આવા શ્લોકોના નમૂના માટે જુઓ 'મૈત્રકકાલીન ગુજરાત,' ભાગ. ૨, પૃ. ૩૪૫–૩૪૭; અને P. V. Kane, 'History of Dharmas'astra, Vol II, pp. 1271 ff.
૪૯. દા.ત. મૈત્રકોનાં દાનશાસનોમાં સં. ૩૨૪ माघ शु. ६ (ગુ. ઐ. લે., ભાગ. ૧, લેખ ૧૭૪)
૫૦. દા.ત. Select Inscriptions, Book I, No. 46; Book II, Nos. 1, 14, 20, 43, 44, 94, 104

૫૧. Ibid., Book II, No. 2
૫૨. Ibid., Book II, No. 67; Book III, No 25
૫૩. Ibid., Book II, No. 69
૫૪. Ibid., Book III, No. 9
૫૫. Ibid., No 11
૫૬. Ibid., No 14
૫૭. Ibid., No 21
૫૮. Ibid., No 35
૫૯. Ibid., No 53
૬૦. Ibid., No, 55
૬૧. Ibid., No 57
૬૨. ગુ. ઐ. લે., ભાગ. ૨, લેખ ૧૪૭
૬૩. એજન, લેખ ૧૫૫, ૨૦૪
૬૪. એજન, લેખ ૧૬૭
૬૫. દા.ત. એજન, લેખ ૧૭૧–૧૮૫ અને ૧૮૮–૨૦૦
૬૬. એજન, ભાગ ૩, લેખ ૨૦૭–૨૧૨
૬૭. એજન, લેખ ૨૧૫
૬૮. એજન, લેખ ૨૧૭
૬૯. એજન, લેખ ૨૧૮–૨૧૯
૭૦. Select Inscriptions, Book II, No 7
૭૧. Ibid., Nos. 37–39
૭૨. Ibid., No. 50
૭૩. Ibid., No. 53
૭૪. જુઓ 'Akota Bronzes' by Dr. U. P. Shah.
૭૫. કેમકે એમાં કોઈ અમુક ઘટનાનું ય નિમિત્ત રહેલું નથી.
૭૬. Select Inscriptions, Book III, No. 32
૭૭. Ibid., Nos. 60 and 62
૭૮. અન્ય રાજવંશોની મુદ્રાઓ માટે જુઓ Indian Epigraphy, pp. 150 ff.

# ૧૧.

## સમયનિર્દેશની જુદીજુદી પદ્ધતિઓ

કાલગણના એ ઇતિહાસની કરોડરજ્જુ છે. અભિલેખોમાં મોટે ભાગે સમયનિર્દેશ કરાતો હોઈ, ઇતિહાસના સાધન તરીકે એ વિશિષ્ટ મહત્ત્વ ધરાવે છે. અભિલેખ મોટે ભાગે તે તે વૃત્તની સમકાલીન નોંધ પૂરી પાડે છે એટલું જ નહિ, તે તે વૃત્તનો સમય પણ જણાવે છે. ભારતીય ઇતિહાસના લાંબા કાલ દરમ્યાન જુદાજુદા સમયે જુદાજુદા પ્રદેશમાં સમયનિર્દેશની જુદીજુદી પદ્ધતિ પ્રચલિત રહી છે. આ પદ્ધતિ કાલગણનાની તે તે પદ્ધતિને અનુસરતી.

કાલગણનાના વિકાસમાં દિવસ (અહોરાત્ર), માસ અને વર્ષ એવો ઉત્તરોત્તર ક્રમ જોવામાં આવે છે, પરંતુ ઐતિહાસિક સમયનિર્દેશમાં સહુથી વધુ મહત્ત્વ વર્ષનું હોય છે. આથી એમાં કેટલીક વાર માત્ર વર્ષ જણાવવામાં આવે છે, તો કેટલીક વાર વર્ષ ઉપરાંત માસ અને દિવસની વિગત આપવામાં આવે છે.

### રાજ્યકાલનાં વર્ષ

ઐતિહાસિક કાલના આરંભમાં ભારતમાં કોઈ સળંગ સંવત પ્રચલિત થયો નહોતો. આથી બનાવોનો સમય તે તે સમયે રાજ્ય કરતા રાજાના રાજ્યકાલનાં વર્ષોમાં જણાવવો પડતો. દા. ત. મૌર્ય રાજા અશોકના અભિલેખોમાં જ્યાં જ્યાં સમયનિર્દેશ કરવામાં આવ્યો છે, ત્યાં ત્યાં એ અશોકના અભિષેકથી ગણાતાં વર્ષોમાં કરવામાં આવ્યો છે, જેમકે અભિષેકને આઠ વર્ષ થયાં ત્યારે કલિંગ દેશ જીત્યો,[1] અભિષેકને બાર વર્ષ થયાં ત્યારે આ લખાવ્યું[2], અભિષેકને તેર વર્ષ થયાં ત્યારે ધર્મ-મહામાત્ર નીમ્યા,[3] અભિષેકને ચૌદ વર્ષ થયાં ત્યારે બુદ્ધ કનકમુનિનો સ્તૂપ બમણો મોટો કરાવ્યો,[4] અભિષેકને વીસ વર્ષ થયાં ત્યારે જાતે આવી પૂજા કરી,[5] અભિષેકને છવીસ વરસ થયાં ત્યારે આ ધર્મલેખ લખાવ્યો[6] અને અભિષેકને સત્તાવીસ વર્ષ થયાં ત્યારે આ ધર્મલેખ લખાવ્યો.

શુંગકાલીન બેસનગર સ્તંભલેખમાં પણ રાજા કૌત્સીપુત્ર ભાગભદ્રના ચૌદમા વર્ષે તક્ષશિલાના યવનદૂત હેલિયોદોરે વાસુદેવનો ગરુડધ્વજ કરાવ્યાનું જણાવ્યું છે.[૮]

સાતવાહન વંશના ગુફાલેખોમાં પણ સમયનિર્દેશ તે તે રાજાના રાજ્યકાલનાં વર્ષોમાં કરવામાં આવ્યો છે, જેમ કે ગૌતમીપુત્ર શાતકર્ણિના સંવત્સર (વર્ષ) ૧૮ માં કે ૨૪ માં અથવા વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના સંવત્સર ૭ માં, ૧૯ માં, ૨૨ માં કે ૨૪ માં.[૯] વળી એમાં વર્ષા, ગ્રીષ્મ અને હેમંત એ ત્રણ ઋતુઓનો, એની અંદરના પક્ષ(પખવાડિયા)ના સંખ્યાંકનો અને પક્ષની અંદરના દિવસનો ય નિર્દેશ કરવામાં આવેલો છે. પક્ષના સંખ્યાંકમાં પાંચનો ય સમાવેશ થતો હોઈ આ ઋતુઓ ચાર પક્ષોની નહિ, પણ આઠ પક્ષની ગણાતી હોવાનું માલમ પડે છે.[૧૦] આથી અહીં વસંતનો સમાવેશ ગ્રીષ્મમાં શરદનો વર્ષામાં અને શિશિરનો હેમંતમાં થતો એવું ફલિત થાય છે.

કલિંગના રાજા ખારવેલના હાથીગુંફા લેખમાં રાજ્યાભિષેક પછીના ૧ લા વર્ષથી ૧૩ મા વર્ષ સુધીનાં વર્ષોનો નિર્દેશ કર્યો છે.[૧૧] નાગાર્જુનીકોંડ(આંધ્ર પ્રદેશ)ના પ્રાચીન લેખોમાં પણ રાજ્યકાલનાં વર્ષ આપેલાં છે.[૧૨] હૂણ રાજા તોરમાણ અને મિહિરકુલના સમયના લેખોમાં પણ સમયનિર્દેશ એ રીતે કરેલો છે.[૧૩] વિદર્ભના વાકાટક વંશનાં દાનશાસનોમાં રાજ્યકાલના સંવત્સર (વર્ષ) ઉપરાંત ઋતુ કે માસ, પક્ષ અને દિવસની વિગત આપી છે.[૧૪] એમાં શરૂઆતમાં ઋતુ જણાવતા, તેને બદલે પછી કાર્તિક અને જ્યેષ્ઠ જેવા માસ જણાવ્યા છે; ને એની સાથે પક્ષનો સંખ્યાંક નહિ પણ એનું નામ (દા. ત. શુક્લ) આપ્યું છે.

પલ્લવ વંશનાં દાનશાસનોમાં પણ સંવત્સર ઉપરાંત શરૂઆતમાં ઋતુ, પક્ષ અને દિવસ અને આગળ જતાં માસ, પક્ષ અને તિથિ જણાવેલ છે.[૧૫]

વિદેશી રાજવંશો પૈકી ભારતીય–યવન વંશના લેખોમાં જજ સમયનિર્દેશ મળ્યા છે.[૧૬] પરંતુ એમાં પણ રાજ્યકાલનાં વર્ષ પ્રયોજાયાં છે. આ રાજાઓ જે દેશમાંથી અહીં આવેલા તે દેશમાં[૧૭] તો ઈ. પૂ. ૩૧૨ માં શરૂ થયેલો સેલ્યુકિડ સંવત પ્રચલિત હતો. છતાં અહીં તેઓએ એ સળંગ સંવત પ્રયોજ્યો નહિ એ અસામાન્ય ગણાય. તેઓને સીરિયાના સેલ્યુકિડ વંશ સાથે શત્રુભાવ હતો, તેથી તેઓએ એ સંવતને અહીં તિલાંજલિ આપી હશે ![૧૮] પહ્લવ રાજ્યની જેમ બાહ્‌લિક રાજ્યમાં પોતાનો નવો સંવત પ્રચલિત થયો હશે, પરંતુ રાજકુલની આંતરિક ખટપટને લઈને લાંબો વખત ચાલ્યો નહિ હોય.[૧૯] ભારતીય–યવન લેખોમાં વર્ષ પછી માસ અને દિવસ જણાવ્યા છે.

માસનાં નામ તો કાર્ત્તિક અને વૈશાખ છે, પરંતુ વચ્ચે પક્ષ(પખવાડિયા)-નો નિર્દેશ આવતો નથી ને દિવસનો સંખ્યાંક ૨૫ નો પણ છે. આથી માસમાં દિવસ સળંગ ૧ થી ૩૦ ગણાતા લાગે છે.

પહ્લવ દેશમાં ઈ. પૂ. ૨૪૮ માં નવો સંવત પ્રચાલિત થયો હતો. ઉત્તર-પશ્ચિમ ભારતના કેટલાક અભિલેખોમાં જણાવેલાં વર્ષ ૨૭૦ થી ૩૯૯ આ પહ્લવ સંવતનાં હોવાનું મનાય છે.[૨૦]

## સળંગ સંવતનાં વર્ષ

શક-પહ્લવ રાજાઓએ જ્યારે ઉત્તર ભારતમાં પોતાની સત્તા જમાવી ત્યારે તેઓએ પોતાના રાજ્યમાં સળંગ સંવતનો ઉપયોગ કર્યો. ભારતીય અભિલેખોમાં સળંગ સંવતનો નિશ્ચિત ઉપયોગ પહેલવહેલો આ વિદેશી વંશના લેખોમાં જોવા મળે છે. આ સમયના અભિલેખોમાં વર્ષ ૭૨, ૭૮, ૧૦૩. ૧૨૨, ૧૩૪ અને ૧૩૬ આપવામાં આવ્યાં છે; વર્ષ ૧૮૭ અને ૧૯૧ પણ પ્રાયઃ એ સંવતને લાગુ પડે છે.[૨૧] ઉત્તરોત્તર વધતી જતી મોટી સંખ્યાનાં આ વર્ષ કોઈ સળંગ સંવતનાં છે એ નિઃશંક છે. એની સાથે સાથે કોઈ વાર રાજ્યકાલનાં વર્ષ પણ આપ્યાં છે. આ વર્ષોની સાથે પણ શરૂઆતમાં ઋતુ અને દિવસ અને આગળ જતાં માસ અને તિથિ આપવામાં આવેલ છે. ક્યારેક પક્ષનો પણ નિર્દેશ આવે છે.

શક-પહ્લવ વંશની જેમ કુષાણ વંશના અભિલેખોમાં પણ સળંગ સંવત વપરાયો છે, ખાસ કરીની કનિષ્ક ૧ લાના સમયથી. એમાં વર્ષ ૩ થી ૮૦ આપવામાં આવ્યાં છે.[૨૨] આ લેખોમાં પણ સળંગ સંવત વપરાયો છે એ ચોક્કસ છે. એમાં પણ શરૂઆતમાં ઋતુ અને દિવસનો અને આગળ જતાં માસ અને દિવસનો નિર્દેશ આવે છે, એમાં પક્ષનો ઉલ્લેખ નથી ને દિવસની સંખ્યા ૧૫ ની પાર સળંગ ગણેલી છે.

પશ્ચિમી ક્ષત્રપોમાં ક્ષહરાત વંશના લેખોમાં વર્ષ ૪૧ થી ૪૬ અને કાર્દમક વંશના લેખોમાં વર્ષ પર (હવે વર્ષ ૧૧)થી વર્ષ ૩૧૨ (હવે વર્ષ ૩૨૦) સુધીનાં વર્ષ જણાવ્યાં છે.[૨૩] કાર્દમક લેખોનાં વર્ષ તો નિઃશંક સળંગ સંવતનાં છે જ; જ્યારે ક્ષહરાત લેખોનાં વર્ષ કાં તો સળંગ સંવતનાં અથવા તો રાજ્યકાલનાં પણ હોય. આ વર્ષો સાથે માસ, પક્ષ અને તિથિ (ને કોઈ વાર નક્ષત્ર પણ) જણાવ્યાં છે.

શક-પહ્લવો, કુષાણો અને પશ્ચિમી ક્ષત્રપોના લેખોમાં સળંગ સંવત વપરાયા છે, પરંતુ એ સંવતોનાં નામ આપવામાં આવ્યાં નથી.

ત્રીજી સદીથી 'કૃત' નામે સંવતનો નિર્દેશ આવે છે ને પાંચમી સદીથી 'માલવગણ' નામે સંવતનો. છઠ્ઠી સદીથી 'શક' અને 'ગુપ્ત' નામે સંવતોનો પણ નામનિર્દેશ મળે છે.[૨૪] અલબત્ત ત્યારે સંવત માટે 'કાલ' શબ્દ પ્રયોજાતો. 'સંવત' એ તો ખરી રીતે 'સંવત્સર'(વર્ષ)નું સંક્ષિપ્ત રૂપ છે. આગળ જતાં વલભી સંવત, વિક્રમ સંવત, કલચુરિ કે ચેદિ સંવત, હર્ષ સંવત, કોલ્લમ સંવત ઇત્યાદિ અનેક સંવતોનો નામ સાથે નિર્દેશ થતો જાય છે. આમ ભારતમાં સળંગ સંવતનો ઉપયોગ લગભગ ઇસ્વીસનની પહેલી સદીથી જોવા મળે છે, જ્યારે સંવતના નામનો નિર્દેશ ત્રીજી સદીથી મળે છે.

## ચાંદ્ર-સૌર વર્ષ

ભારતના ઘણા પ્રદેશોમાં ચાંદ્ર[૨૫] માસનું વર્ષ ગણવામાં આવે છે. મુસ્લિમ દેશોમાં બાર ચાંદ્ર માસનું વર્ષ ગણવાનો રિવાજ છે, જ્યારે પશ્ચિમના દેશોમાં સીધું સૌર[૨૬] વર્ષ ગણવામાં આવે છે. ચંદ્રની કલાની વધઘટ પરથી ચાંદ્ર માસ ગણાય છે, જ્યારે ઋતુઓના આવર્તન પરથી સૌર વર્ષ ગણાય છે. બાર ચાંદ્ર માસનું વર્ષ લગભગ ૩૫૪ દિવસનું થાય છે. જ્યારે સૌર વર્ષ લગભગ ૩૬૫ દિવસનું હોય છે. આથી ચાંદ્ર વર્ષ સૌર વર્ષ કરતાં ૧૧ દિવસ જેટલું ટૂંકું હોય છે. પરિણામે ચાંદ્ર વર્ષ પર આધારિત કાલગણનામાં મહોરમ વગેરે તહેવાર પહેલાં ઉનાળામાં હોય તો એ થોડાં વર્ષમાં શિયાળામાં, પછી થોડાં વર્ષમાં ચોમાસામાં ને પછી પાછા થોડા વર્ષમાં ઉનાળામાં આવે છે, આથી એમાં ઋતુઓ સાથેનો મેળ સચવાતો નથી. જે કાલગણના સીધી સૌર વર્ષ પર આધાર રાખે છે, તેમાં ઋતુઓનો મેળ મળ્યા કરે છે, પરંતુ એના માસ સૌર હોઈ એમાં ચંદ્રની કલાની વધઘટનો કંઈ ખ્યાલ આવતો નથી.

ભારતીય કાલગણનામાં ચંદ્રકલા અને ઋતુઓ—એ બંનેનાં નિયમિત પરિવર્તનોને લક્ષમાં લેવામાં આવ્યાં છે. એમાં પહેલાં મહિના ચંદ્રની કલાની વધઘટ પ્રમાણે ગણવામાં આવે છે. પરંતુ બાર ચાંદ્ર માસનું વર્ષ સૌર વર્ષ કરતાં લગભગ ૩૩ મહિને એક મહિના જેટલું પાછળ પડતું હોવાથી એમાં લગભગ એટલા ગાળામાં એક ચાંદ્ર માસ ઉમેરી લેવામાં આવે છે. એને 'અધિક માસ' કહે છે. અધિક માસની યુક્તિને લઈને ચાંદ્ર વર્ષ સૌર વર્ષની લગોલગ રહે છે. આ રીતે જોતાં આપણું વર્ષ હિજરી સનના વર્ષની જેમ તદ્દન ચાંદ્ર નહિ કે ઇસ્વી સનના વર્ષની જેમ માત્ર સૌર નહિ, પણ બાર ચાંદ્ર માસ અને સૌર વર્ષનો મેળ મેળવતું ચાંદ્ર-સૌર વર્ષ ગણાય.

અપવાદરૂપે બંગાળામાં તેમજ કેરલમાં અને તામિલનાડુના કેટલાક ભાગમાં સૌર માસ પ્રચલિત છે. આથી ત્યાં શુદ્ધ સૌર વર્ષ ચાલે છે એમ કહી શકાય.

સામાન્ય રીતે વર્ષની સંખ્યા અંકોમાં દર્શાવવામાં આવે છે. ગદ્ય લખાણોમાં કેટલીક વાર અને પદ્ય લખાણોમાં હમેશાં શબ્દોમાં આપવામાં આવે છે. પદ્યમાં શબ્દ-સંકેતોનો ઘણો ઉપયોગ થતો.

**સંવત્સર-ચક્ર**

ભારતીય કાલગણનામાં વર્ષની સાથે કેટલીક વાર સંવત્સરનું નામ આપવામાં આવે છે, જેમ કે પ્રભવ, વિભવ, શુક્લ, પ્રમોદ,...... ..વિક્રમ,.........વિજય, જય, મન્મથ,... રૌદ્ર, દુર્મતિ, દુંદુભિ......ક્રોધન અને ક્ષય. આ સંવત્સરના સંખ્યાંક નહિ પણ તેનાં નામ જ પ્રયોજાય છે ને ૬૦ સંવત્સર પૂરા થતાં ફરી પ્રથમ સંવત્સરથી ગણાય છે. એવું આ ૬૦ સંવત્સરનું ચક્ર છે.

ખરી રીતે આ સંવત્સર બાર્હસ્પત્ય વર્ષ છે, અર્થાત્ બૃહસ્પતિ(ગુરુ)ની ગતિ પરથી ગણાતું વર્ષ છે. ગુરુનો ગ્રહ સૂર્યની આસપાસનું પરિક્રમણ લગભગ ૧૨ વર્ષે પૂરું કરે છે, અને એથી એ દરેક રાશિમાં લગભગ એક વર્ષ સુધી રહે છે, આ વર્ષ પૂરું ૩૬૫ દિવસનું નહિ પણ ૩૬૧ દિવસનું હોય છે. ઉત્તર ભારતમાં ખરા બાર્હસ્પત્ય વર્ષ પ્રમાણે આ સંવત્સરો ગણાય છે. એમાં ક્યારેક એક સંવત્સરનો ક્ષય થાય છે. પરંતુ દક્ષિણ ભારતમાં બાર્હસ્પત્ય સંવત્સરનું નામ જ વપરાય છે, ખરેખર તો એને બદલે સૌર વર્ષ ગણાય છે.[૨૭]

કેરલ પ્રદેશના પ્રાચીન અભિલેખોમાં ૧૨ વર્ષનાં બાર્હસ્પત્ય ચક્ર પ્રયોજાયાં છે. એમાં દરેક વર્ષ બૃહસ્પતિની એકેક રાશિ પ્રમાણે ગણાય છે.[૨૮] આ સંવત્સરોનાં નામ મહાકાર્ત્તિક, મહામાર્ગશીર્ષ, મહાપૌષ...........મહાભાદ્રપદ અને મહા-આશ્વયુજ એવાં હતાં.[૨૯]

ભારતીય સંવતોનાં વર્ષ સામાન્ય રીતે 'ગત' (પૂરાં થયેલાં) હોય છે, 'વર્તમાન' (ચાલુ) નહિ.

વર્ષનો આરંભ કયા મહિનાથી ગણવો એ બાબતમાં જુદીજુદી પદ્ધતિઓ પ્રચલિત છે. ઉત્તર ભારતમાં સામાન્ય રીતે વર્ષનો આરંભ ચૈત્ર માસથી ગણવામાં આવે છે. એ વર્ષને 'ચૈત્રાદિ' કહે છે. શક સંવતનાં વર્ષ બધે ચૈત્રાદિ ગણાય છે. ગુજરાતમાં વિક્રમ સંવતનું વર્ષ કારતકથી શરૂ થાય છે. એને 'કાર્ત્તિકાદિ' વર્ષ કહે છે. કચ્છ અને હાલારમાં 'આષાઢાદિ' વર્ષ પ્રચલિત હતાં. સૌર વર્ષનો આરંભ મેષ સંક્રાંતિથી ગણવામાં આવે છે.

### અયન

કયારેક વર્ષ પછી અયનનો નિર્દેશ કરવામાં આવે છે. વર્ષનાં બે અયન હોય છે : ઉત્તરાયણ અને દક્ષિણાયન. સૂર્ય મકરથી મિથુન રાશિમાં હોય ત્યારે ઉત્તરાયણ અને કર્કથી ધન રાશિમાં હોય ત્યારે દક્ષિણાયન ગણાય છે.

### ઋતુઓ

પ્રાચીન અભિલેખોમાં તો માસને બદલે હેમંત આદિ ઋતુઓનો નિર્દેશ થતો ને વર્ષમાં એવી ત્રણ ઋતુઓ ગણાતી. દરેક ઋતુના આઠ આઠ પક્ષ (પખવાડિયાં) ગણાતા. આ ઋતુઓ હાલના શિયાળા, ઉનાળા અને ચોમાસાના જેવી ગણાય.

પરંતુ ભારતીય જ્યોતિષમાં ખરી રીતે બબ્બે માસની છ ઋતુઓ ગણાય છે : વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશર. ઉત્તરાયણમાં શિશિર, વસંત અને અને ગ્રીષ્મ, અને દક્ષિણાયનમાં વર્ષા, શરદ અને હેમંત ઋતુ આવે છે.

### માસ

વર્ષના માસ બાર છે : કાર્તિક, માર્ગશીર્ષ, પૌષ, માઘ, ફાલ્ગુન, ચૈત્ર, વૈશાખ, જયેષ્ઠ, આષાઢ, શ્રાવણ, ભાદ્રપદ અને આશ્વિન. આ માસનાં નામ અનુક્રમે કૃત્તિકા, મૃગશીર્ષ, પુષ્ય, મઘા, ફાલ્ગુની, ચિત્રા, વિશાખા, જયેષ્ઠા, આષાઢા, શ્રવણ, ભાદ્રપદા અને અશ્વિની નક્ષત્ર પરથી પડયાં છે. સામાન્ય રીતે તે તે માસની પૂર્ણિમાએ ચંદ્ર તે તે નક્ષત્રમાં હોય છે.

માસના નામ અંગે ભારતીય કાલગણનામાં બે પદ્ધતિ જોવા મળે છે. જે માસના અંતે સૂર્ય મેષાદિ રાશિમાં હોય તે માસને ચૈત્રાદિ નામ આપતા. આ નિયમ ટૂંકામાં 'મેષાદિ' નામે ઓળખાય છે. વધુ પ્રાચીન કાલમાં આ પદ્ધતિ પ્રચલિત હતી. આગળ જતાં એને બદલે 'મીનાદિ' પદ્ધતિ પ્રચલિત થઈ. એમાં જે માસના આરંભે સૂર્ય મીનાદિ રાશિમાં હોય, તે માસને ચૈત્રાદિ નામ આપવામાં આવે છે. હાલ આ પદ્ધતિ પ્રચલિત છે.[૩૦]

આમ તો માસના આરંભે સૂર્ય મીનાદિ રાશિમાં હોય ને માસના અંતે મેષાદિ રાશિમાં હોય એ એક જ પદ્ધતિનાં બે પાસાં છે. સામાન્ય રીતે બંને પદ્ધતિએ માસનું નામ એક જ આવે છે. પરંતુ અધિક માસને નામ આપવાની બાબતમાં ફેર પડે છે. ચાંદ્ર માસ સૌર માસ કરતાં ટૂંકો હોવાથી કયારેક સૂર્યની એક રાશિ દરમ્યાન બે ચાંદ્ર માસનો આરંભ થતો હોય છે. દા. ત. વિ.સં. ૨૦૨૮ માં

સૂર્યની મીન રાશિમાં ચૈત્ર માસનો આરંભ થયો તે પછી મેષ રાશિમાં બે ચાંદ્ર માસનો આરંભ થયો—પહેલાનો મેષ રાશિના ૧લા અંશે અને બીજાનો એ રાશિના ૩૦ મા અંશે.[31] મીનાદિ નિયમ પ્રમાણે આ બંને ચાંદ્ર માસને 'વૈશાખ' નામ અપાય છે. એમાંનો પ્રથમ વૈશાખ 'અધિક' છે ને દ્વિતીય વૈશાખ 'નિજ' છે.

પરંતુ અહીં જૂનો મેષાદિ નિયમ લાગુ પાડીએ તો ? તો ચૈત્ર માસનું નામ 'ચૈત્ર' રહેશે, કેમ કે એ માસ સૂર્યની મેષ રાશિમાં પૂરો થાય છે. પરંતુ એ પછીનો ચાંદ્ર માસ પણ 'ચૈત્ર' કહેવાશે, કેમકે એ માસ પણ મેષ રાશિમાં પૂરો થાય છે. પ્રથમ ચૈત્ર મેષ રાશિના પહેલા અંશે ને દ્વિતીય ચૈત્ર એ રાશિના ત્રીસમા અંશે પૂરો થાય છે. એ પછીનો ચાંદ્ર માસ સૂર્યની વૃષભ રાશિમાં પૂરો થતો હોઈ વૈશાખ' કહેવાશે. આમ અહીં ચૈત્ર, અધિક વૈશાખ અને દ્વિતીય વૈશાખને બદલે પ્રથમ, ચૈત્ર દ્વિતીય ચૈત્ર અને વૈશાખ ગણાશે. આમાં દ્વિતીય માસ 'અધિક' હોય છે, આથી વલભીનાં દાનશાસનોમાં દ્વિતીય મહિનાઓના જે ઉલ્લેખ આવે છે તે ખરી રીતે અધિક માસના છે. એમાં જેને 'દ્વિતીય માર્ગશીર્ષ' કહ્યો છે તે વર્તમાન પદ્ધતિએ અધિક પોષ છે, 'દ્વિતીય પોષ' કહ્યો છે તે અધિક માઘ છે ને 'દ્વિતીય આષાઢ' કહ્યો છે તે અધિક શ્રાવણ છે.[32]

પ્રાચીનકાલમાં, ખાસ કરીને વૈદિક કાલમાં, માસને માટે ચૈત્રાદિને બદલે બીજાં બાર નામ પ્રચલિત હતાં. એ બાર નામ આ પ્રમાણે છે : મધુ, માધવ, શુક્ર, શુચિ, નભસ્, નભસ્ય, ઇષ, ઊર્જ, સહસ્, સહસ્ય, તપસ્ અને તપસ્ય.[33]

જ્યાં સૌર માસ પ્રચલિત છે ત્યાં પણ મોટે ભાગે માસને ચૈત્રાદિ નામે જ ઓળખવામાં આવે છે. તમિળનાડુમાં ચિત્તરાઈ, વૈકાસી વગેરે નામો એ અર્થમાં વપરાય છે. બંગાળામાં પણ મેષાદિ રાશિવાળા માસને વૈશાખાદિ નામે ઓળખે છે. માત્ર કેરલમાં સૌર માસ માટે મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધનુષ, મકર, કુંભ અને મીન—એ બાર રાશિઓનાં નામ પ્રયોજાય છે.

કેટલીક વાર માર્ગશીર્ષ માસને 'અગ્રહાયન' કહેતા, કેમ કે એ માસ હાયન-(વર્ષ)ના અગ્રે (આરંભે) આવતો. રાષ્ટ્રિય પંચાંગમાં સૌર માસ અને એનાં ચાંદ્ર નામ અપનાવ્યાં છે, પણ તેમાં માર્ગશીર્ષને માટે 'અગ્રહાયન' નામ રાખ્યું છે, એમાંના વર્ષનો આરંભ ચૈત્રથી થતો હોવા છતાં.

ચાંદ્ર માસનો આરંભ કયા પક્ષથી ગણવો એ બાબતમાં બે ભિન્ન પદ્ધતિઓ પ્રચલિત છે. એક પદ્ધતિમાં જે તિથિએ માસ્ (ચંદ્ર) પૂર્ણ દેખાય, તે તિથિએ

માસ(મહિના)ને પૂર્ણ થતો ગણવામાં આવે છે. અર્થાત્ એમાં પહેલાં કૃષ્ણપક્ષ અને પછી શુક્લ પક્ષ આવે છે ને માસ પૂર્ણિમા કે પૂર્ણિમાસી તિથિએ પૂરો થતો ગણાય છે. આ પદ્ધતિના માસને 'પૂર્ણિમાંત' કહે છે. આ પ્રકારના માસ પ્રાચીન કાલમાં ગુજરાતમાં પ્રચલિત હતા[૩૪] ને ઉત્તર ભારતમાં અદ્યાપિ પ્રચલિત છે.

પરંતુ હાલ ગુજરાતમાં માસનો આરંભ શુક્લ પ્રતિપદા(પડવા)થી અને અંત અમાવાસ્યા(અમાસ)થી ગણાય છે. આ પદ્ધતિના માસને 'અમાંત' કહે છે. બંને પદ્ધતિઓ ઘણી પ્રાચીન છે.[૩૫]

## પક્ષ

આ રીતે ચાંદ્ર માસના બે પક્ષ હોય છે : શુક્લ અને કૃષ્ણ. શુક્લ પક્ષને માટે 'શુદ્ધ' (ઉજ્જવલ) અને કૃષ્ણ પક્ષને માટે 'બહુલ' (કૃષ્ણ) શબ્દ પણ વપરાતો. શુક્લપક્ષ માટે વપરાતો 'સુદિ' શબ્દ ખરી રીતે शुद्ध–दिने ના સંક્ષિપ્ત રૂપ (शु. दि.)માંથી ને 'વદિ' શબ્દ बहुल–दिने ના સંક્ષિપ્ત રૂપ(ब. दि.)માંથી ઉદ્ભવ્યો છે.

અગાઉ કોઈ વાર ઋતુના સળંગ પક્ષ ગણાતા, તો કોઈ વાર માસના દિવસ ૧૫ ની પાર સળંગ ગણાતા ને પક્ષનો નિર્દેશ થતો નહિ.

## તિથિ

ચાંદ્ર માસનો ૩૦ મો ભાગ તે તિથિ. તિથિ ખરી રીતે સરેરાશ લગભગ ૨૯$\frac{૧}{૨}$ દિવસની હોય છે, તેથી ક્યારેક એક એક તિથિનો ક્ષય થાય છે. તિથિના આરંભ અને અંતનો ખરી રીતે સૂર્યોદય કે સૂર્યાસ્ત સાથે કંઈ મેળ હોતો નથી, પરંતુ વ્યવહારમાં સૂર્યોદય સમયની તિથિને એ આખા દિવસની તિથિ ગણવામાં આવે છે. ક્યારેક કોઈ તિથિ સૂર્યોદય પછી થોડી વારમાં પૂરી થતી હોય ને એ પછીની તિથિ બીજા દિવસના સૂર્યોદય પહેલાં પૂરી થતાં એ સૂર્યોદય સમયે વળી ત્રીજી જ તિથિ ચાલતી હોય એવું બને છે. ત્યારે સૂર્યોદયની અપેક્ષાએ વચલી તિથિનો ક્ષય થયો ગણાય છે. દા.ત. એક ગુરુવારે સૂર્યોદય ૫–૫૪ સમયે હતો ત્યારે એકાદશી હતી, તે ૬–૪૧ સમયે પૂરી થઈ ને દ્વાદશી શરૂ થઈ, પરંતુ શુક્રવારે ૫–૫૪ સમયે સૂર્યોદય થયો તે પહેલાં ૩–૨૬ સમયે દ્વાદશી પૂરી થઈ

ગઈ હતી ને ત્રયોદશી ચાલતી હતી, તેથી લૌકિક વ્યવહારમાં ગુરુવારે એકાદશી અને શુક્રવારે ત્રયોદશી (તેરસ) ગણાશે, અર્થાત્ વચ્ચે દ્વાદશીનો ક્ષય થશે.

ક્યારેક તિથિની વૃદ્ધિ પણ થાય છે. દા. ત. એક શુક્રવારે ૫–૫૬ સમયે સૂર્યોદય થયો ત્યાર પહેલાં ૫–૫૧ સમયે ચતુર્દશી શરૂ થઈ હતી, તે તિથિ શુક્રવારે આખો દિવસ ચાલુ રહી, શનિવારે ૫–૫૬ સમયે સૂર્યોદય થયો ત્યારે પણ ચાલુ હતી ને એ પછી ૭–૪૭ સમયે પૂરી થઈ, તેથી સૂર્યોદયની અપેક્ષાએ શુક્રવારે તેમ જ શનિવારે ચતુર્દશી (ચૌદસ) ગણાશે. અર્થાત્ ગુરુવારની ત્રયોદશી અને શનિવારની પૂર્ણિમાની વચ્ચે એક ચતુર્દશીની વૃદ્ધિ થશે. જે વારે તિથિ સમાપ્ત ન થાય તેની તિથિને અર્થાત્ આ દાખલામાં શુક્રવારની ચતુર્દશીને 'વૃદ્ધિતિથિ' ગણવામાં આવે છે.

તિથિની સંખ્યા મોટે ભાગે અંકોમાં ને કેટલીક વાર શબ્દોમાં દર્શાવાય છે.

## વાર

પ્રાચીન કાલમાં શરૂઆતમાં તિથિની સાથે વારનો નિર્દેશ કરવામાં આવતો નહિ. પરંતુ તિથિનાં વૃદ્ધિક્ષય થતાં હોવાથી તેની સાથે વારનો નિર્દેશ હોય તો દિવસની વિગત વધુ નિશ્ચિત બને છે. ભારતીય અભિલેખોમાં વારનો સહુથી વહેલો નિર્દેશ બુધગુપ્તના એરણ શિલાસ્તંભલેખ(ઈ. સ. ૪૮૪)માં મળે છે.[૩૬] ગુજરાતમાં મૈત્રકોનાં સોએક દાનશાસનો (ઈ.સ. ૫૦૨–૭૬૬) પૈકી કોઈમાં વાર આપવામાં આવ્યો નથી. ભરૂચના ગુર્જર રાજા જયભટ ૩ જાના નવસારી દાનશાસન(ઈ. સ. ૭૦૬)માં તેમજ જયભટ ૪ થાના કાવી દાનશાસન(ઈ. સ. ૭૩૬)માં વાર જણાવ્યો. છે.[૩૭] રાષ્ટ્રકૂટ રાજાઓનાં દાનશાસનો (ઈ. સ. ૭૫૭–૯૩૦)માં પણ માત્ર છેલ્લા દાનશાસનમાં વાર આપેલો છે,[૩૮] જ્યારે સોલંકી રાજાઓનાં દાનશાસનોમાં પહેલેથી (ઈ. સ. ૯૮૭ થી) તિથિની સાથે વારનો ય નિર્દેશ મળે છે.[૩૯]

ભારતમાં વાર સૂર્યોદયથી સૂર્યોદય સુધી ગણાય છે.

વાર સાત છે : રવિ, સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ. આ નામ ગ્રહો પરથી પડ્યાં છે.

ભારતીય કાલગણનામાં વર્ષના આરંભ અને માસના અંતની બાબતમાં તેમ જ કેટલાક અનિર્દિષ્ટ કે લુપ્ત સંવતની બાબતમાં ઓછીવત્તી અનિશ્ચિતતા રહેતી હોઈ, તિથિની સાથે વારનો નિર્દેશ થયો હોય તો એ દિવસ નક્કી કરવામાં

સરળતા રહે છે. ઘણી વાર એમાંની અનિશ્ચિત પદ્ધતિનો નિર્ણય કરવામાં તિથિવારનો મેળ ઘણો ઉપકારક નીવડે છે.

**નક્ષત્ર**

આકાશમાં ગ્રહોની સ્થિતિ તારાઓનાં સ્થાનો પરથી ગણવામાં આવે છે. આકાશમાં પૃથ્વીની ચારે બાજુ તારાઓનું જે વૃત્ત (વર્તુલ) દેખાય છે, તે તારાઓનાં ૨૭ ઝૂમખાં ગણવામાં આવે છે ને ખગોળ–ગણિતમાં સગવડ માટે એ સર્વ ઝૂમખાં વચ્ચે સરખું અંતર ગણવામાં આવે છે. તારાઓના ઝૂમખાંને 'નક્ષત્ર' કહે છે. એનાં અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષક્, પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા અને રેવતી–એવાં ૨૭ નામ છે. પંચાગમાં તિથિની જેમ દરેક દિવસનું નક્ષત્ર જણાવવામાં આવે છે ને એની સમાપ્તિનો સમય આપવામાં આવે છે.

પ્રાચીન કાલમાં ભારતમાં રાશિઓ પ્રચલિત થઈ નહોતી, ત્યારે જ્યોતિષનું ગણિત નક્ષત્રોના આધારે કરવામાં આવતું,ને ફલાદેશ માટે પણ નક્ષત્રોને મહત્ત્વ આપવામાં આવતું. આગળ જતાં અહીં રાશિઓ પ્રચલિત થઈ. રાશિઓ બાર છે : મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધનુષ (ધન), મકર, કુંભ અને મીન. નક્ષત્રની જેમ એ પણ તારાવૃત્તના ભાગ છે. એમાં ૨૭ ને બદલે ૧૨ સરખા ભાગ પાડવામાં આવ્યા છે ને દરેક રાશિનું નામ તે તે તારાસમૂહના ઉપલક આકાર પરથી પ્રયોજાયું છે. દરેક રાશિમાં ૨$\frac{1}{4}$ નક્ષત્રોનો સમાવેશ થાય છે.

**યોગ**

સૂર્ય અને ચંદ્રના અમુક સમયમાં થયેલા પરિક્રમણના યોગ(સરવાળા)ને 'યોગ' કહે છે. ૩૬૦ અંશના વર્તુલમાં કુલ ૨૭ 'યોગ' થાય છે. તેમનાં નામ વિષ્કંભ, પ્રીતિ,... વ્યતિપાત,... સિદ્ધિ,...શુભ,...વૈધૃતિ છે. પંચાંગમાં રોજનો યોગ અને એની સમાપ્તિનો સમય જણાવવામાં આવે છે.

**કરણ**

તિથિના અર્ધ ભાગને 'કરણ' કહે છે. કરણ ૧૧ છે: બવ, બાલવ, કૌલવ ઇત્યાદિ. એમાં સાત ચર અને ચાર સ્થિર છે. બવ બાલવ આદિ ચર કરણ સુદિ ૧ના

ઉત્તરાર્ધથી શરૂ કરી ૮ વાર ફરી ફરી ગણવામાં આવે છે. એ રીતે વદિ ૧૪ના પૂર્વાર્ધ સુધીના કુલ ૫૬ તિથિ–અર્ધનાં કરણ ગણાય છે. બાકીના ચાર તિથિ-અર્ધ માટે શકુનિ આદિ ચાર સ્થિર કરણ ગણાય છે. તિથિના બીજા કરણની સમાપ્તિ તિથિની સમાપ્તિએ થાય છે, આથી પંચાગમાં એના પહેલા કરણની જ સમાપ્તિનો સમય આપવામાં આવે છે.

તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ એ 'પંચાંગ'નાં પાંચ અંગ છે.

આ સર્વ વિગતોનો નિર્દેશ ઉત્તરકાલીન અભિલેખોમાં મળે છે. એ અગાઉનાં કેટલાંક નોંધપાત્ર ઉદાહરણ આ પ્રમાણે છે :

(૧) સંવત્ ૧૪૪૪ વર્ષે કાર્ત્તિક વદિ અમાવસ્યાયાં રવિદિને જ્યેષ્ઠાનક્ષત્રે;[૩૯અ]

(૨) સંવત્ ૧૪૫૦ વર્ષે ભાદ્રપદ શુદિ ૯ શુક્રદિને પૂર્વાનક્ષત્રે સૌભાગ્ય નામ યોગે, શ્રી શાકે ૧૩૧૬ પ્રવર્તમાને દક્ષિણાયને શિશિર ઋતૌ સંવત્સર વિક્રમ નામ;[૪૦]

(૩) શ્રી નૃપ વિક્રમ સંવત્ ૧૪૫૦ વર્ષે શાકે ૧૩૧૫ પ્રવર્તમાને દક્ષિણાયને શરદૃઋતૌ ભાદ્રપદમાસે કૃષ્ણપક્ષે દ્વિતીયાયાં તિથૌ સોમે અશ્વિનીનક્ષત્રે વ્યાઘાતનામ્નિ યોગે મેષસ્થે ચંદ્રે;[૪૧]

(૪) શ્રીમન્નૃપવિક્રમાર્કસમયાતીતસંવત્ ૧૫૦૦ વર્ષે પ્રજાપતિનામ્નિ સંવત્સરે ઉત્તરાયણે વસંતઋતૌ વૈશાખ–શુકલ–પંચમ્યાં ગુરૌ ;[૪૨]

(૫) સંવત્ ૧૫૭૨ વર્ષે શાકે ૧૪૩૭ પ્રવર્તમાને દક્ષિણાયને વર્ષાઋતૌ મહામાંગલ્યપ્રદશ્રાવણમાસે શુકલપક્ષે નવમ્યાં તિથૌ ભૃગુવારે રોહિણીનક્ષત્રે.[૪૩]

પાંચેય અંગ સાથેનો સમયનિર્દેશ હળવદના વિ. સં. ૧૫૮૩ ના શિલાલેખમાં [૪૪] આપેલો છે: શ્રીમન્નૃપવિક્રમાર્કસમાયાતીતસંવત્ ૧૫૮૩ વર્ષે શાકે ૧૪૪૮ પ્રવર્તમાને ઉત્તરાયને શિશિર–ઋતૌ ફાલ્ગુન માસે કૃષ્ણપક્ષે ૧૩ ત્રયોદસ્યાં તિથૌ ગુરુવારે ધનિષ્ઠાનક્ષત્રે સિદ્ધિયોગે બવકરણે મીનલગ્નવહમાને, એ દિવસે એ સમયે વાવ કરાવી હતી.

ક્રાંતિવૃત્ત નિયત સમયે પૂર્વક્ષિતિજને જે રાશિમાં સ્પર્શે, તેને 'લગ્ન' કહેવામાં આવે છે. એ લગ્નના આધારે બાર ભાવ (કુંડળીનાં બાર સ્થાન) ગોઠવી એમાં ગ્રહોની ને સમયની સ્થિતિ દર્શાવવામાં આવે છે.

કોઢના વિ. સં. ૧૬૬૩ (ઈ. સ. ૧૬૦૭)ના શિલાલેખમાં [૪૫] પણ વર્ષ, અયન, ઋતુ, માસ, પક્ષ, તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ જણાવવામાં

આવ્યાં છે. વાંકાનેર પાસે આવેલા જડેશ્વર મહાદેવના મંદિરના શિલાલેખમાં[૪૬] 'સં. ૧૮૬૯ શકે ૧૭૩૪ ફાલ્ગુન શુક્લ ૧૨ શનૌ પુષ્ય નક્ષત્રે આયુષ્ય યોગે બાલવ-કરણે' ઉપરાંત સૂર્યોદયાત્ ઇષ્ટ ઘટી ૧૫ પલ ૩૧ નો સમય પણ જણાવ્યો છે, જ્યારે એ પ્રાસાદની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. શુભ ગ્રહયોગના ઇષ્ટ સમય માટે કુંડળી કરીને સૂર્યોદય પછીનાં ઘડી–પળનો[૪૭] સમય નક્કી કરવામાં આવતો.

કેટલીક વાર સૂર્યગ્રહણ, ચંદ્રગ્રહણ, અક્ષયતૃતીયા કે મહાવૈશાખી જેવા પર્વદિનોનો પણ નિર્દેશ કરવામાં આવે છે.

આમ ભારતીય કાલગણનામાં સંવત, વર્ષ, માસ, પક્ષ, તિથિ, વાર, નક્ષત્ર વગેરેને લગતી અનેક પદ્ધતિઓ પ્રચલિત હતી. અભિલેખોમાં આપેલા નિર્દેશમાં સહુથી વધુ ઉલ્લેખ વર્ષનો આવે છે. માસ, પક્ષ અને તિથિનો, અને કેટલીક વાર વારનો પણ ઉલ્લેખ ઉત્તરકાલના ઘણા લેખોમાં આવે છે. નક્ષત્ર, સંવત્સર, યોગ, કરણ, લગ્ન, ઘડીપળ ઇત્યાદિનો નિર્દેશ પણ ક્યારેક મળે છે.

## પાદટીપ

૧. શૈલલેખ નં. ૧૩માં
૨. શૈલલેખ નં. ૪માં
૩. શૈલલેખ નં. ૫ માં
૪. નિમાલી સાગર સ્તંભલેખમાં
૫. રુમ્મિનદેઈ સ્તંભલેખમાં
૬. સ્તંભલેખ નં ૧, ૪ અને ૬ માં
૭. સ્તંભલેખ નં. ૭માં. વધુ વિગત માટે જુઓ Pandey, 'Indian Palaeography', pp 178 f.
૮. Select Inscriptions, Book II, No. 2
૯. Ibid., Nos. 83–88; Pandey, op. cit., pp. 180 f.
૧૦. નહિ તો ઋતુઓ બબ્બે માસની કુલ ૭ ગણાતી.
૧૧. Select Inscriptions, Book II, No 91
૧૨. Ibid., Nos. 94–104
૧૩. Ibid., Book III, Nos. 55 and 57
૧૪. Ibid., Nos. 59–62
૧૫. Ibid.. Nos. 64–67
૧૬. Ibid., Book II, No. 14. એમના સિક્કાઓ વર્ષનિર્દેશ વિનાના છે.
૧૭. બાહ્લિક દેશમાં
૧૮–૧૯. Indian Epigraphy, p. 244
૨૦. Ibid., n. 3.
૨૧. Select Inscriptions, Book II, Nos. 25, 27, 28, 32, 33, 34, 35 and 36; Pandey, op. cit., pp. 189 f.

૨૨. S. I., Book II, Nos. 37–57; Pandey, op. cit., pp. 192 ff.
૨૩. Sel. Ins., Book II, Nos. 58–74; Pandey, op. cit., pp. 184 f.
૨૪. Pandey, op. cit., pp. 187, 195 ff., 204
૨૫. ચાંદ્ર એટલે ચંદ્ર પરથી ગણાતું.
૨૬. સૌર એટલે સૂર (સૂર્ય) પરથી ગણાતું.
૨૭. Pillai, 'Indian Chronology,' p. 39
૨૮. Ibid., p. 40
૨૯. ओझा, भा. प्रा. लि., पृ. १८७
૩૦. હ. ગં. શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત,' ભા. ૨. પૃ. ૫૮૦
૩૧. વર્તુલ ૩૬૦ અંશનું હોય છે. એના ૧૨ ભાગ પડે છે, તેને 'રાશિ' કહે કહે છે. એ ૩૦–૩૦ અંશના હોય છે. રાશિના ૩૦ ભાગ પડે છે. એને 'અંશ' કહે છે.
૩૨. હ. ગં. શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત,' ભા. ૨, પૃ. ૫૭૯–૫૮૬
૩૩. શં. બા. દીક્ષિત, 'ભારતીય જ્યોતિષશાસ્ત્ર.' ખંડ ૧, પૃ. ૩૮
૩૪. હ. ગં. શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત,' ભા. ૨, પૃ. ૫૭૮
૩૫. શં. બા. દીક્ષિત, 'ભારતીય જ્યોતિષશાસ્ત્ર.' ખં. ૧, પૃ. ૫૫
૩૬. Sel. Ins., Book III, No. 35
૩૭. હ. ગં. શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત,' ભા. ૨, પૃ. ૫૯૦–૫૯૨
૩૮. ગુ. ઐ. લે., ભા. ૨, નં. ૧૩૫ ૩૯. એજન, લેખ ૧૩૭
૩૯ અ. 'Inscriptions of Kathiawad,' No. 50
૪૦. Ibid., No. 51
૪૧. Ibid., No. 53. અહીં એ દિવસની ચંદ્રની રાશિ પણ જણાવી છે.
૪૨. Ibid., No. 75 ૪૩. Ibid., No. 89
૪૪. Ibid., No. 93 ૪૫. Ibid., No. 111
૪૬. Ibid., No. 186
૪૭. ૧ અહોરાત્ર (દિવસરાત) = ૬૦ ઘટી (ઘડી) અને ૧ ઘટી = ૬૦ પલ (પળ). ૧ ઘટી = ૨૪ મિનિટ; ૧ પલ = ૨૪ સેકન્ડ. ૧ મુહૂર્ત = ૨ ઘટી = ૪૮ મિનિટ; ૧ પ્રહર કે યામ = $\frac{1}{8}$ અહોરાત્ર = ૩ કલાક.

# ૧૨.

## અભિલેખોમાં પ્રયોજાયેલા સંવત

સમયનિર્દેશમાં સહુથી વધુ મહત્ત્વનું અંગ વર્ષ છે, પરંતુ એ વર્ષ કયા સંવતનું છે એ માલૂમ પડે તો જ એ ઉપયોગી નીવડે છે. ઘણી વાર સંવતનું નામ અધ્યાહાર રાખવામાં આવે છે, છતાં એ સમયે એ પ્રદેશમાં કયો સંવત પ્રચલિત હતો એ માલૂમ હોય તો ઉદ્દિષ્ટ સંવત સમજી શકાય છે. પ્રાચીન કાલમાં અમુક રાજ્યોના અભિલેખોમાં આપેલાં વર્ષ કયા સંવતનાં ગણવાં એ નક્કી કરવું કેટલીક વાર મુશ્કેલ નીવડ્યું છે. જ્યારે કોઈ સળંગ સંવત પ્રચલિત નહોતો ને તે તે રાજાના રાજ્યકાલનાં વર્ષ આપવામાં આવતાં ત્યારે ઇતિહાસની સળંગ કાલગણનામાં એ વર્ષનો સમય નિશ્ચિત કરવો ઘણી વાર મુશ્કેલ નીવડે છે. સળંગ સંવત વપરાયો હોય ને એ સંવતના નામનો નિર્દેશ કરવામાં આવ્યો હોય ત્યારે પણ ક્યારેક એ વર્ષનું વિક્રમ સંવત કે ઇસ્વી સન જેવા વર્તમાન સંવતના વર્ષ સાથે સમીકરણ કરવું મુશ્કેલ નીવડે છે, જો એ પ્રાચીન સંવત હાલ લુપ્ત હોય ને એનું આરંભવર્ષ નિશ્ચિત ન હોય તો.

પશ્ચિમ એશિયામાં સિકંદરના મૃત્યુ (ઈ. પૂ. ૩૨૩) પછી સેલ્યુકસના સમયમાં સેલ્યુકિડ સંવત શરૂ થયેલો, જેનો આરંભ ઈ. પૂ. ૩૧૨માં થયો ગણાતો. આ સંવત સેલ્યુકિડ સામ્રાજ્યના બાહ્લિક પહ્લવ વગેરે પ્રાંતોમાં પણ પ્રચલિત થયેલો. આગળ જતાં એ બંને પ્રાંત સ્વતંત્ર થયા ને ત્યાંના રાજાઓએ સમય જતાં ઉત્તર ભારતમાં પોતાની સત્તા સ્થાપી. એમાંના બાહ્લિક–યવન (ગ્રીક) રાજાઓના અભિલેખોમાં સેલ્યુકિડ કે કોઈ બીજો સંવત વપરાયો નથી.[1]

પહ્લવ દેશના સ્વતંત્ર રાજ્યમાં લગભગ ઈ. પૂ. ૨૪૮ માં નવો સંવત પ્રચલિત થયેલો. વર્ષ ૩૦૩ થી ૩૯૯ના ભારતીય અભિલેખોમાં આપેલાં વર્ષ આ પહ્લવ સંવતનાં છે એવું કેટલાક વિદ્વાનો માને છે,[2] જ્યારે ડૉ. પાંડેય એ વર્ષ પ્રાચીન

શક સંવતનાં માને છે.[3] શક-પહ્‌લવો અને કુષાણોના કેટલાક અભિલેખોમાં અન્ય સંવતોનાં વર્ષો સાથે પહ્‌લવોએ અપનાવેલાં મેકેડોનિયન મહિનાઓનાં નામ આપેલાં છે.[4]

ભારતમાં સળંગ સંવતનો ઉપયોગ ખાતરીપૂર્વક અનુ-મૌર્ય કાલ(ઈ. પૂ. ૧૮૫ થી ઈ. સ. ૩૧૯) દરમ્યાન શરૂ થયો. શક-પહ્‌લવ વંશના અભિલેખોમાં વર્ષ ૩ થી ૮૦ અને પશ્ચિમી ક્ષત્રપ વંશના અભિલેખોમાં વર્ષ ૧૧ થી ૩૨૦ નો નિર્દેશ મળ્યો છે.[5] પરંતુ આમાંના કોઈ વંશના અભિલેખોમાં એ વર્ષોના સંવતનું નામ જણાવ્યું નથી. રાજકીય સંબંધો, લિપિનો મરોડ વગેરે તુલનાત્મક કાલગણનાના મુદ્દાઓ પરથી એ વર્ષોના સંવતો વિશે અર્વાચીન વિદ્વાનોએ સૂચન કર્યાં છે, જેમાં થોડોઘણો મતભેદ પ્રવર્તે છે. સંવતના નામનો નિર્દેશ ત્રીજી સદીથી મળે છે ને તે છે 'કૃત' નામે સંવત.[6]

ભારતના પ્રાચીન સંવતોમાં વિક્રમ સંવત અને શક સંવત જેવા કેટલાક સંવત અદ્યપર્યંત પ્રચલિત છે, કલચુરિ અને ગુપ્ત સંવત જેવા કેટલાક સંવત સમય જતાં સદંતર લુપ્ત થઈ ગયા છે, તો કલિયુગ, બુદ્ધનિર્વાણ અને વીર-નિર્વાણ જેવા કેટલાક સંવતોનો આરંભ ઘણો વહેલો ગણાતો હોવા છતાં એ સંવતોના નિર્દેશ એ પછી અનેક શતકો બાદ શરૂ થયાનું માલૂમ પડે છે.

## વિક્રમ સંવત

ઉત્તરે ભારતના ઘણા પ્રદેશોમાં તેમ જ ગુજરાતમાં વિક્રમ સંવત સૈકાઓથી પ્રચલિત છે. 'વિક્રમ' એ 'વિક્રમાદિત્ય'નું ટૂંકું રૂપ ગણાય છે; 'વિક્રમાદિત્ય'ને બદલે કેટલીક વાર 'વિક્રમાર્ક' શબ્દ પણ વપરાય છે. અર્ક=આદિત્ય=સૂર્ય.

આ સંવત હાલ ચાલુ છે ને એ પરથી એ ઈ. પૂ. ૫૭ માં શરૂ થયો હોવાનું માલૂમ પડે છે. અનુશ્રુતિ અનુસાર આ સંવત ઉજ્જનના પ્રસિદ્ધ રાજા વિક્રમાદિત્યે શકોને હરાવીને શરૂ કરેલો મનાય છે.

પરંતુ ભારતીય અભિલેખોમાં તેમ જ ગ્રંથોમાં આ સંવતનો નિર્દેશ વિક્રમ સંવત કે વિક્રમાદિત્ય સંવત તરીકે એના નવમા શતક પહેલાં મળ્યો નથી. 'વિક્રમ-કાલ'નો નિર્દેશ પહેલવહેલો ચાહમાન રાજા ચંડમહાસેનના ધોલપુર (રાજસ્થાન) શિલાલેખમાં મળ્યો છે, જે એ સંવતના વર્ષ ૮૯૮(ઈ.સ.૮૪૧) નો છે.[7]

આનો અર્થ એ થાય કે આ સંવત એ અગાઉ કોઈ બીજા નામે ઓળખાતો હશે.

રાજસ્થાન અને માળવામાં અગાઉના અભિલેખોમાં 'કૃત' અને 'માલવગણ' નામે સંવતનો નિર્દેશ આવે છે.૮ એનાં વર્ષ આ પ્રમાણે મળ્યાં છે :–

કૃત – વર્ષ ૨૮૨, ૨૮૪, ૨૯૫ ('ક્રિત'), ૩૩૫, ૪૨૮, ૪૮૦, ૪૮૧

માલવગણ – વર્ષ ૪૬૧, ૪૯૩, ૫૨૪ (માલવવંશ), ૫૮૯, ૭૭૦ (માલવરાજ), ૭૯૫ (માલવેશો), ૯૩૬ (માલવ)

કૃત, માલવગણ અને વિક્રમના નામે ઓળખાતો સંવત એક જ હોવાનું જણાય છે.૯ આ પરથી માલૂમ પડે છે કે આ સંવત એના ત્રીજા શતકથી પાંચમા શતક દરમ્યાન 'કૃત' નામે ઓળખાતો, પાંચમા અને છઠ્ઠા શતક દરમ્યાન 'માલવગણ'ના નામે ઓળખાતો, આઠમા શતકમાં એ ક્યારેક માલવદેશના રાજા કે રાજાઓના નામે ઓળખાતો, દસમા શતક સુધી એ ક્યારેક માલવદેશના નામે ય ઓળખાતો પરંતુ નવમા શતકથી વિક્રમ, વિક્રમાદિત્ય કે વિક્રમાર્કના નામે ઓળખાવા લાગ્યો.૧૦

આ બધાં નામોમાં સહુથી પ્રાચીન નામ 'કૃત' છે. એ નામના અર્થ માટે અનેક તર્કવિતર્ક કરવામાં આવ્યા છે :૧૧ (૧) કૃત=કરેલો, બનાવેલો અર્થાત્ કાલગણના કરનારાઓએ બનાવેલો, (૨) કૃત નામે રાજાનો, (૩) કૃત નામે ગણમુખ્યનો અર્થાત્ માલવગણના વડાનો, (૪) કૃત અર્થાત્ કૃતયુગ(સત્યયુગ)નો. વળી ક્યારેક 'કૃત' ને બદલે 'ક્રિત' શબ્દ પ્રયોજાયો છે ને એમાં 'ક્રીત' શબ્દ ઉદ્દિષ્ટ લાગે છે એમ ધારીને એ શબ્દ કોઈ વિદેશી પ્રજાનું નામ હોવાનું સૂચવાયું છે.

માલવ પ્રજા સિકંદરની ચડાઈ (ઈ. પૂ. ૩૨૫) સમયે પંજાબમાં રાવીના તટે વસતી હતી, જ્યારે પાંચમી સદીથી એ દશપુર(મંદસોર)ની આસપાસ વસી લાગે છે. સાતમી સદીથી તો અવંતિ–આકર પ્રદેશ 'માલવ' (માળવા) નામે ઓળખાતો થયો. અગાઉ બીજીથી ચોથી સદી દરમ્યાન માલવ પ્રજા રાજસ્થાનમાં વસતી એવું જણાય છે. આ પરથી માલવ પ્રજા પહેલાં પંજાબમાં રહેતી હોય ને પછી ત્યાંથી સ્થળાંતર કરી રાજસ્થાન થઈ છેવટે અવંતિ–આકર પ્રદેશમાં વસી હોય એવું માલૂમ પડે છે. પાંચમી સદીથી આ સંવત સાથે માલવ પ્રજાનું નામ ગાઢ રીતે સંકળાયું જણાય છે–પહેલાં માલવગણનું ને પછી માલવ રાજા, રાજાઓ કે દેશનું. વિક્રમાદિત્ય પણ ઉજ્જન(માળવા)નો રાજા ગણાતો.

આમ માલવ પ્રજાનું નામ આ સંવત સાથે પાંચમી સદીમાં સંકળાયું. પરંતુ એ પહેલાં એ કયા રાજ્યમાં વપરાયેલો ને કયા રાજ્યમાં શરૂ થયેલો ?

આ બાબતમાં વિદ્વાનોમાં મતભેદ પ્રવર્તે છે.

ઘણા વિદ્વાનો એવું માને છે કે આ સંવત અને શક–પહ્‌લવ રાજાઓના અભિલેખોમાં પ્રયોજાયેલો સંવત એક જ છે, 'કૃત' નામ પ્રાયઃ એ વિદેશી પ્રજાનું છે, શક–પહ્‌લવ અભિલેખોમાં એનાં વર્ષ ૭૨ થી મળ્યાં છે એથી એ રાજાઓએ આ સંવત પહ્‌લવ રાજ્યમાંથી અપનાવ્યો હોવો જોઈએ ને પહ્‌લવ રાજ્યમાં ઈ. પૂ. ૧ લી સદીમાં વોનોન એવો પ્રતાપી 'મહારાજાધિરાજ' હતો, જેના રાજ્યકાલથી આ સંવતનો આરંભ થયો લાગે છે. પહ્‌લવ દેશથી આવેલા શક–પહ્‌લવ રાજાઓએ પંજાબમાં આ સંવત પ્રચલિત કર્યો, ત્યારે ત્યાં વસતા માલવોએ પછી એને રાજસ્થાન અને માળવામાં પ્રચલિત કર્યો, રાજસ્થાનથી ઉ. પ્ર. અને બિહારમાં ગયેલા મૌખરિઓએ એને ત્યાં પ્રસાર્યો ને ગુર્જર–પ્રતીહારોએ એને ઉત્તર ભારતના વિશાળ રાજ્યમાં વિસ્તાર્યો. આગળ જતાં માલવ પ્રજા અને એના ગણતંત્રની સ્મૃતિ લુપ્ત થતાં એ સંવત માલવદેશ અને એના રાજાનો ગણાયો ને છેવટે ઉજ્જનના લોકપ્રિય રાજા વિક્રમાદિત્યનું નામ એની સાથે સંકળાયું. શક ક્ષત્રપો પાસેથી માળવા જીતી લેનાર ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય ઉજ્જનનો પ્રાચીન પ્રસિદ્ધ રાજા હતો, તે હવે લોકસાહિત્યમાં શકારિ વિક્રમાદિત્ય તરીકે ખ્યાતિ પામ્યો હતો. નવમી સદીથી માલવદેશના સંવતનિર્દેશમાંનો 'માલવેશ' તેમજ ઉજ્જનનો શકારિ વિક્રમાદિત્ય આ સંવતના પ્રવર્તક મનાયો ને હવેથી એ સંવત વિક્રમ કે વિક્રમાદિત્યના નામે ઓળખાયો.[૧૨]

આ મંતવ્ય ઘણું સંભવિત છે. આ અનુસાર વિક્રમ સંવતની ઉત્પત્તિ ઈ. પૂ. ૧લી સદીમાં ઉજ્જનમાં રાજા વિક્રમાદિત્યના સમયમાં નહિ, પણ પહ્‌લવ દેશમાં રાજાધિરાજ વોનોનના સમયમાં થઈ ગણાય, ત્યાંથી એ સંવતને શક–પહ્‌લવ રાજાઓએ પંજાબમાં પ્રચલિત કર્યો, ત્યાંથી માલવ પ્રજાએ એને રાજસ્થાન અને માળવામાં ફેલાવ્યો ને ગુર્જર–પ્રતીહારોના સમયમાં એ ઉત્તર ભારતના વિશાળ ભાગમાં પ્રચલિત થયો ત્યારે એ ઉજ્જનના પ્રાચીન પ્રસિદ્ધ રાજા વિક્રમાદિત્યે શરૂ કરાયેલો મનાયો.

આ બાબતમાં ડૉ. રાજબલિ પાંડેયે ભારતીય અનુશ્રુતિને સ્વીકાર્ય ગણી શકાય તે પ્રકારનું જુદું મંતવ્ય રજૂ કર્યું છે.[૧૩] આ અનુસાર જૈન અનુશ્રુતિ જણાવે છે તેમ ઉજ્જનના વિક્રમાદિત્યે શકોને હાંકી કાઢી અંવતિ દેશને વિદેશી શાસનમાંથી મુક્ત કર્યો ત્યારે એ વિજયની યાદગીરીમાં આ સંવત શરૂ કરવામાં

આવેલો, પરંતુ ગણતંત્રમાં ગણમુખ્ય કરતાં સમસ્ત ગણનું મહત્ત્વ રહેલું હોઈ એ સંવત માલવગણના નામે ઓળખાયો; આ વિજય વડે સુખ અને સમૃદ્ધિનો કાલ શરૂ થયો હોઈ શરૂઆતમાં એને આલંકારિક રીતે 'કૃત'(સત્ય) કાલ(યુગ) ગણવામાં આવ્યો પરંતુ અવંતિમાં ફરી શકોનું શાસન પ્રવર્ત્યું ને એ લાંબો સમય ચાલુ રહ્યું, આથી આગળ જતાં 'કૃત' નામ લુપ્ત થયું પણ 'માલવગણ' નામ ચાલુ રહ્યું; ગુપ્ત સમ્રાટોએ ગણતંત્રોનો નાશ કર્યો ને માલવદેશમાં પોતાનું શાસન પ્રવર્તાવ્યું ત્યારે પણ માલવ પ્રજાએ પોતાનો આ જૂનો સંવત ચાલુ રાખ્યો; પરંતુ આઠમી–નવમી સદીમાં ભારતીય પ્રજામાં ગણતંત્રની વિભાવના સમૂળી વિસ્મૃત થઈ ગઈને રાજતંત્રમાં વ્યક્તિનો મહિમા પ્રવર્ત્યો ત્યારે માલવ-ગણના સ્થાને માલવ પ્રજાના ગણમુખ્ય વિક્રમાદિત્યનું નામ પ્રચલિત થયું ને માલવગણ સંવત વિક્રમાદિત્યના નામે ઓળખાયો

આમ અહીં કૃત, માલવગણ અને વિક્રમ એ ત્રણેય નામોનો મેળ મેળવ-વામાં આવ્યો છે એટલું જ નહિ, આ સંવત ઈ. પૂ. ૧ લી સદીમાં ઉજ્જનમાં શરૂ થયેલો ને એ સંવતને માલવ પ્રજા દ્વારા જ આ જુદાં જુદાં નામ મળ્યા કર્યાં એવું પ્રતિપાદિત કરવામાં આવ્યું છે.

શક-પહ્લવ રાજ્યના અભિલેખોમાં આપેલાં વર્ષોને ડૉ. પાંડેય આ સંવતનાં માનતા નથી, પરંતુ પ્રાચીન શક સંવતનાં માને છે. જૈન અનુશ્રુતિ અનુસાર જુલમી ગર્દભિલ્લ રાજા પર આક્રમણ કરી શકોએ ઉજ્જનનું રાજ્ય લઈ લીધું હતું ને ત્યાર પછી ૧૪ કે ૪ વર્ષે વિક્રમાદિત્યે એ શકોને હાંકી કાઢ્યા હતા. ડૉ. પાંડેય આ અનુશ્રુતિ અનુસાર ઈ. પૂ. ૭૧ કે ૬૧ માં શકોએ ઉજ્જન લીધું ત્યારે તેઓએ તેની યાદગીરીમાં એક સંવત શરૂ કરેલો એવું ધારીને શક–પહ્લવ અભિલેખોનાં વર્ષ એ સંવતનાં ગણે છે ને એ સંવતને પ્રાચીન શક સંવત તરીકે ઓળખાવે છે.[૧૪] આ સંવત શરૂ કર્યા પછી શકોએ ઉજ્જન ગુમાવ્યું પણ તેઓની એક શાખાએ ઉત્તર–પશ્ચિમ ભારતમાં એ સંવત ચાલુ રાખ્યો, એ સંવત શક–પહ્લવ રાજાઓએ અપનાવ્યો ને એ કનિષ્ક ૧લાના રાજ્યકાલના આરંભ સુધી ચાલ્યો એવું એ ઘટાવે છે.[૧૫]

ડૉ. પાંડેયના મંતવ્યમાં ભારતીય અનુશ્રુતિનો સુમેળ સાધવામાં આવ્યો છે, પરંતુ એ માટે વધુ ગૃહીતો પર આધાર રાખવો પડે છે.

વિક્રમ સંવતનાં વર્ષ ઉત્તર ભારતમાં ચૈત્રાદિ અને ગુજરાતમાં કાર્ત્તિકાદિ ગણાય છે. વિક્રમ સંવતના ચૈત્રાદિ વર્ષ અને ઈસ્વી સનના વર્ષ વચ્ચે ચૈત્ર સુદ ૧ થી ડિસેમ્બરની ૩૧ મી (જે લગભગ પોષ માસમાં આવે છે) સુધી અર્થાત્

ચૈત્રી વર્ષના પહેલા નવ–દસ મહિના દરમ્યાન ૫૭ વર્ષનો તફાવત રહે છે ને જાન્યુઆરીની ૧ લીથી પૂર્ણિમાન્ત ચૈત્ર (અમાન્ત ફાગણ) વદિ ૧૫ સુધી અર્થાત્ ચૈત્રી વર્ષના છેલ્લા બે ત્રણ મહિના દરમ્યાન ૫૬ વર્ષનો તફાવત રહે છે. દા.ત. ચૈત્રાદિ વિક્રમ વર્ષ ૨૦૨૮ શરૂ થયું ત્યારે ઈ. સ. ૧૯૭૧ના માર્ચની ૨૭મી હતી, એ બે વર્ષો વચ્ચે ૩૧ મી ડિસેંબર, ૧૯૭૧ સુધી અર્થાત્ પૌષ સુદી ૧૫ સુધી ૫૭ વર્ષનો તફાવત રહ્યો, એ પછી ૧ લી જાન્યુઆરી, ૧૯૭૨(પૌષ વદિ ૧)થી પૂર્ણિમાન્ત ચૈત્ર વદિ ૩૦ (૧૫મી માર્ચ, ૧૯૭૨) સુધી તફાવત ૫૬ વર્ષનો રહ્યો.

પરંતુ ગુજરાતમાં વિક્રમ સંવતનું વર્ષ ઉત્તર ભારત કરતાં ૭ મહિના મોડું શરૂ થાય છે. આથી શરૂઆતમાં વિક્રમ સંવતના કાર્ત્તિકી વર્ષ અને ઈ. સ. ના વર્ષ વચ્ચે ૫૭ વર્ષનો તફાવત હોય છે ને તે તફાવત ફક્ત બે ત્રણ મહિના સુધી – ૩૧મી ડિસેંબર (જે લગભગ પોષમાં આવે છે) સુધી એટલો રહે છે. દા.ત. વિક્રમ સંવતનું વર્ષ ૨૦૨૮ કાર્ત્તિકી વર્ષની પદ્ધતિએ ૨૦મી ઓક્ટોબર, ૧૯૭૧ ના રોજ શરૂ થયું ને ૫૭ વર્ષનો તફાવત ૩૧ મી ડિસેંબર, ૧૯૭૧(પોષ સુદિ ૧૫) સુધી જ રહ્યો. ૧લી જાન્યુઆરી, ૧૯૭૨(પોષ વદિ ૧)થી એ તફાવત ૫૬ વર્ષનો થયો ને છેક આસો વદિ ૩૦ (૬ઠ્ઠી નવેંબર, ૧૯૭૨) સુધી ચાલુ રહ્યો. આ રીતે કાર્ત્તિકી વર્ષની બાબતમાં ઈ. સ. સાથેનો તફાવત કાર્ત્તિકી વર્ષના પહેલા બે ત્રણ મહિનામાં ૫૭ વર્ષનો ને પછીના નવદસ મહિનામાં ૫૬ વર્ષનો રહે છે. આથી વિક્રમ સંવતના વર્ષ બરાબરનું ઈ. સ. નું વર્ષ કાઢવા માટે ચૈત્રી વિક્રમ વર્ષમાંથી પહેલા નવદસ મહિના ૫૭ અને છેલ્લા બેત્રણ મહિના ૫૬ બાદ કરવાના હોય છે, જ્યારે કાર્ત્તિકી વિક્રમ વર્ષમાંથી પહેલા બેત્રણ મહિના ૫૭ અને બાકીના મહિના ૫૬ બાદ કરવાના હોય છે.

આ તફાવત નીચેના કોષ્ઠક પરથી વધુ સ્પષ્ટ થશે : –

| મહિનો | ચૈત્રી વિ.સં. | ઈ.સ. | તફાવત | કાર્ત્તિકી વિ.સં. | ઈ.સ. | તફાવત |
|---|---|---|---|---|---|---|
| ચૈત્ર | ૨૦૨૮ | ૧૯૭૧ | ૫૭ | | | |
| આસો | ૨૦૨૮ | ૧૯૭૧ | ૫૭ | | | |
| કાર્ત્તિક | ૨૦૨૮ | ૧૯૭૧ | ૫૭ | ૨૦૨૮ | ૧૯૭૧ | ૫૭ |
| પોષ | ૨૦૨૮ | ૧૯૭૧-૭૨ | ૫૭-૫૬ | ૨૦૨૮ | ૧૯૭૧-૭૨ | ૫૭-૫૬ |
| ફાગણ | ૨૦૨૮ | ૧૯૭૨ | ૫૬ | ૨૦૨૮ | ૧૯૭૨ | ૫૬ |
| ચૈત્ર | | | | ૨૦૨૮ | ૧૯૭૨ | ૫૬ |
| આસો | | | | ૨૦૨૮ | ૧૯૭૨ | ૫૬ |

વિક્રમ સંવતના માસ ઉત્તર ભારતમાં પૂર્ણિમાન્ત અને ગુજરાતમાં અમાન્ત ગણાય છે. કુદરતમાં શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ બંને સરખા જ હોય છે, પરંતુ એને કયા માસના ગણવા એ બાબતમાં પદ્ધતિફેર રહેલો છે. ઉત્તર ભારતમાં અને ગુજરાતમાં શુક્લ પક્ષમાં માસનું નામ એક જ હોય છે, પરંતુ ઉત્તર ભારતમાં એ પક્ષની પહેલાંના પક્ષને એ જ માસનો ગણવામાં આવે છે, જ્યારે ગુજરાતમાં એ પક્ષને એની પહેલાંના માસનો ગણવામાં આવે છે. આથી કૃષ્ણ-પક્ષની બાબતમાં માસનું નામ આપવામાં એક માસનો ફેર પડે છે. દા ત., વૈશાખ શુક્લ બંને વૈશાખ શુક્લ જ ગણાય છે, પરંતુ એ પહેલાંના પક્ષને ઉત્તર ભારતમાં વૈશાખ કૃષ્ણ કહે છે જ્યારે ગુજરાતમાં એને ચૈત્ર કૃષ્ણ કહે છે. એવી રીતે વૈશાખ શુક્લ પછીના પક્ષને ઉત્તર ભારતમાં જયેષ્ઠ કૃષ્ણ અને ગુજરાતમાં વૈશાખ કૃષ્ણ કહે છે.[૧૬]

આ તફાવત નીચેના કોષ્ટક પરથી વધુ સ્પષ્ટ થશે :—

| ઉત્તર ભારત | ગુજરાત |
|---|---|
| ચૈત્ર કૃષ્ણ | (ફાગણ કૃષ્ણ) |
| ચૈત્ર શુક્લ | ચૈત્ર શુક્લ |
| (વૈશાખ કૃષ્ણ) | ચૈત્ર કૃષ્ણ |

આમ ગુજરાતમાં ચાંદ્ર માસ ઉત્તર ભારત કરતાં એક પખવાડિયું મોડો શરૂ થાય છે.

કચ્છ, હાલાર વગેરે પ્રદેશમાં આષાઢાદિ વર્ષ પ્રચલિત હતાં. એ વર્ષ ચૈત્રાદિ વર્ષ કરતાં ત્રણ મહિના મોડું અને કાર્તિકાદિ વર્ષ કરતાં ચાર મહિના વહેલું શરૂ થાય છે. કાર્તિકાદિ વર્ષની અપેક્ષાએ એમાં આષાઢથી આશ્વિન સુધીના ચાર માસ દરમ્યાન વર્ષની સંખ્યામાં ૧ વર્ષનો વધારો રહે છે. દા. ત. વિ. સં. ૨૦૨૮ ચૈત્રી વર્ષ પ્રમાણે ચૈત્રમાં (માર્ચ, ૧૯૭૧ માં), આષાઢી વર્ષ પ્રમાણે એ પછીના આષાઢમાં (જૂન, ૧૯૭૧ માં) અને કાર્તિકી વર્ષ પ્રમાણે એ પછીના કાર્તિકમાં (ઑક્ટોબર, ૧૯૭૧ માં) શરૂ થયું ગણાય.

## શક સંવત

શક સંવત દખ્ખણ(મહારાષ્ટ્ર–કર્ણાટક)માં તથા દક્ષિણ ભારતના કેટલાક ભાગમાં શતકોથી પ્રચલિત છે. ભારતીય જ્યોતિષમાં હંમેશાં શક સંવતનાં વર્ષ આપવામાં આવે છે. આઝાદ ભારતના રાષ્ટ્રિય પંચાંગમાં આ સંવતને અપનાવ-વામાં આવ્યો છે.

આ સંવત પ્રતિષ્ઠાનપુર(પૈઠણ)ના રાજા શાલિવાહને ઉજ્જનના રાજા વિક્રમને હરાવીને શરૂ કરેલો એવી અનુશ્રુતિ છે.[૧૭] ને જ્યોતિષમાં એનાં વર્ષ 'શાલિવાહન–કૃત શક' તરીકે આપવામાં આવે છે. પરંતુ જેમ વિક્રમ સંવતનાં વર્ષો સાથે વિક્રમાદિત્યનું નામ છેક એના નવમા શતકથી સંકળાયેલું જણાય છે તેમ આ સંવતનાં વર્ષો સાથે શાલિવાહનનું નામ એના છેક બારમા શતકથી સંકળાયેલું મળે છે. અભિલેખોમાં શાલિવાહનનું નામ વહેલામાં વહેલું યાદવ રાજા કૃષ્ણના તાસગાંવ તામ્રપત્ર(શક ૧૧૭૨)માં અને સાહિત્યમાં સોમરાજ–કૃત 'ઉદ્ભટ-કાવ્ય' નામે કન્નડ કૃતિ(શક ૧૧૪૪)માં મળ્યું છે.[૧૮] એ પહેલાં શાલિવાહનના નામ સાથેનો કોઈ સમયનિર્દેશ મળ્યો નથી.

તો વિક્રમ સંવતની જેમ આ સંવત પણ અગાઉ જુદા નામે ઓળખાતો હશે. કેટલાક અભિલેખોમાં વર્ષ ૫૦૦ થી ૧૧૨૮ સુધીના સમય–નિર્દેશમાં શક કાલ કે શક સંવતનો ઉલ્લેખ આવે છે.[૧૯] આ સંવત અને પછીનો શાલિવાહન-કૃત સંવત એક જ હોવાનું માલૂમ પડે છે. શાલિવાહન–કૃત સંવતના વર્ષ માટે 'શક' શબ્દ 'વર્ષ'ના વ્યાપક અર્થમાં વપરાતો હોવા છતાં એમાં એના પ્રાચીન નામનું મૂળ સચવાઈ રહ્યું છે. આ સંદર્ભમાં પ્રયોજાતો 'શાક' શબ્દ તો સ્પષ્ટતઃ 'શકોનો' એવો અર્થ ધરાવે છે. પ્રાચીન અભિલેખોમાં તથા સાહિત્યમાં ૬ ઠ્ઠી થી ૧૨ મી સદી દરમ્યાન એનો નિર્દેશ શક સંવત તરીકે થયો છે ને ત્યાં એને ઘણી વાર શક રાજાના સંવત તરીકે કે શક રાજાના રાજ્યાભિષેકના સંવત તરીકે ઓળખાવ્યો છે.[૨૦] આ શક રાજા કોણ હશે?

ભારતના પ્રાચીન અભિલેખોમાં કુષાણ વંશના લેખ કોઈ સંવતના વર્ષ ૩ થી ૮૦ ના છે, ક્ષહરાત ક્ષત્રપ રાજાઓના લેખ વર્ષ ૪૧ થી ૪૬ ના છે ને કાર્દમક ક્ષત્રપ રાજાઓના લેખ વર્ષ ૧૧ થી ૩૨૦ ના છે. આ બધાં રાજ્યોના અભિલેખોમાં સંવતનું નામ આપવામાં આવ્યું નથી.

આ પૈકી કાર્દમક ક્ષત્રપ રાજાઓના અભિલેખોમાં આપેલાં વર્ષ શક સંવતનાં છે એવું લગભગ સહુ વિદ્વાનોએ સ્વીકાર્યું છે. અગાઉ આ વર્ષ ૫૨ થી ૩૧૨ મળ્યાં હતાં. આથી ક્ષહરાત ક્ષત્રપોનાં વર્ષ ૪૧ થી ૪૬ પણ એ સંવતનાં હોવાનું ઘણા વિદ્વાનો માનતા હતા.[૨૧] ક્ષહરાત રાજા નહપાન (વર્ષ ૪૧–૪૬) કાર્દમક રાજા ચાષ્ટન(વર્ષ ૫૨)નો પુરોગામી હોઈ એ બંધ બેસતું હતું. પરંતુ તાજેતરમાં ચાષ્ટનના સમયનો વર્ષ ૧૧ નો અભિલેખ મળતાં ક્ષહરાત ક્ષત્રપોનાં વર્ષ આ સંવતનાં ન હોય ને પ્રાયઃ રાજ્યકાલનાં હોય એવો મત

પ્રતિપાદિત થયો છે.[૨૩] આ પશ્ચિમી ક્ષત્રપ રાજાઓ શક જાતિના હોય એવું પણ જણાય છે. આથી તેઓએ વાપરેલો સંવત અને પછીનો શક સંવત એક હોવાના સંભવને સમર્થન મળે છે.

પરંતુ કુષાણ વંશમાં કનિષ્ક ૧ લાના સમયથી જે સંવત પ્રચલિત થયો, તે સંવત કયો? આ બાબતમાં વિદ્વાનોમાં બે મત પ્રવર્તે છે. કેટલાક કનિષ્ક ૧ લો લગભગ ઈ. સ. ૧૨૦ માં ગાદીએ આવ્યો ને એના વંશના લેખોમાં કોઈ જુદો સંવત વપરાયો છે એવું માને છે,[૨૪] જ્યારે બીજા કેટલાક કનિષ્ક ૧ લો ઈ. સ. ૭૮માં ગાદીએ આવેલો ને શક સંવત એના રાજ્યકાલથી શરૂ થયો એવું માને છે.[૨૫] કુષાણો શક જાતિથી ભિન્ન જાતિના હતા. પરંતુ તેઓના રાજ્યમાં શરૂ થયેલો સંવત શક જાતિના પશ્ચિમી ક્ષત્રપ રાજાઓએ ત્રણ શતકો જેટલા લાંબા કાલ સુધી પ્રચલિત રાખ્યો, તેથી મૂળમાં કુષાણોનો હોવા છતાં આ સંવત આગળ જતાં શકોના સંવત તરીકે ઓળખાયો એવું ધારીને જાતિભેદના વાંધાનું સમાધાન સૂચવાયું છે.[૨૬]

નહપાનના અભિલેખોનાં વર્ષોને શક સંવતનાં ગણતા અને ક્ષહરાત રાજા ભૂમક અને નહપાનને કુષાણ સમ્રાટોના સામંત ગણતા, ત્યારે આ મત ઘણો ગ્રાહ્ય જણાતો. પરંતુ ચાષ્ટનના સમયના (શક) વર્ષ ૧૧ ના અભિલેખની શોધ પછી, કુષાણ લેખોનાં વર્ષ શક સંવતનાં માનીએ તો ચાષ્ટનને કનિષ્ક ૧ લાનો સમકાલીન અને ભૂમક – નહપાનને એ બંનેના પૂર્વકાલીન માનવા પડે તેમ છે. કનિષ્કે પોતે સંવત શરૂ કર્યો હોવાનો કોઈ ઉલ્લેખ મળ્યો નથી, એના વંશજોએ કનિષ્કના રાજ્યકાલનાં વર્ષોની સંખ્યા સળંગ ચાલુ રાખતાં એની હયાતી પછી સળંગ નવો સંવત થયો એવો ઘણો સંભવ મનાય છે. તો ચાષ્ટનના સમયમાં કચ્છમાં વપરાયેલું વર્ષ ૧૧ કનિષ્કના રાજ્યકાલનું હોય એવું ભાગ્યે જ સંભવે.

જૈન અનુશ્રુતિ પ્રમાણે તો શકોએ ઉજ્જનમાં વિક્રમાદિત્યના વંશજને મારીને ૧૩૫ વર્ષમાં પોતાનો સંવત શરૂ કર્યો હતો,[૨૭] ને ચાષ્ટન ઉજ્જનનો શક રાજા હતો. આથી એણે અને એના વંશજોએ વાપરેલો સંવત એના રાજ્યકાલથી શરૂ થયો હોય એ તદ્દન સંભવિત છે.[૨૮]

આ અનુસાર આ સંવત ઉજ્જનમાં શરૂ થયો ને પશ્ચિમ ભારતમાં ૩૦૦ થી વધુ વર્ષ સુધી પ્રચલિત રહ્યો. ત્યારે આ પ્રદેશનો પ્રચલિત સંવત એ જ હતો, એથી એના નામનો નિર્દેશ કરવાની જરૂર જણાઈ નહિ હોય.[૨૯]

આ સંવત આગળ જતાં ગુજરાતમાં લુપ્ત થયો ને પછી દખ્ખણમાં પ્રચલિત થયો. ડૉ. મિરાશી સૂચવે છે કે મહિષ દેશના શક રાજા માનના સમયમાં શક સંવત દક્ષિણમાં પ્રચલિત થયો.[૩૦] શક વર્ષ ૪૬૫ થી એ દખ્ખણના પ્રાચીન ચાલુકયોના અભિલેખોમાં પ્રયોજાયો છે.[૩૧] પછી રાષ્ટ્રકૂટોએ અને એ પછીના રાજવંશોએ પણ ત્યાં એ સંવત ચાલુ રાખ્યો.[૩૨]

આગળ જતાં હવે શક રાજાઓ સાથેનો એનો સંબંધ વિસ્મૃતિમાં વિલુપ્ત થતાં, દખ્ખણના લોકપ્રિય પ્રાચીન રાજા શાલિવાહનનું નામ આ સંવત સાથે સાંકળી દેવામાં આવ્યું ને ત્યારથી એનાં વર્ષ 'શાલિવાહન-કૃત શક' તરીકે ઓળખાય છે.

આ સંવત ઉજ્જનમાં શરૂ થયો ને વિક્રમ સંવત પછી ૧૩૫ વર્ષે પ્રચલિત થયો. વળી ઉજ્જન જે ભારતીય જ્યોતિષનું અગ્રિમ કેન્દ્ર હતું, આથી ભારતીય જ્યોતિષીઓએ આ સંવતને અપનાવી લીધો.[૩૩] વળી જૈન લેખકોનો પણ એ માનીતો સંવત બન્યો.[૩૪] વર્તમાન રાષ્ટ્રિય પંચાગમાં પણ આ સંવત અપનાવાયો છે.[૩૪ અ]

શક સંવતનાં વર્ષ સંવત ચૈત્રાદિ ગણાય છે. એના માસ ઉત્તર ભારતમાં પૂર્ણિમાન્ત અને ગુજરાતમાં તથા દક્ષિણ ભારતમાં અમાન્ત છે.

ચૈત્રાદિ વિક્રમ સંવતના વર્ષ કરતાં શક સંવતનું વર્ષ ૧૩૫ વર્ષ મોડું હોય છે. આથી વિ.સં. ના ચૈત્રાદિ વર્ષમાંથી ૧૩૫ વર્ષ બાદ કરતાં શક વર્ષ આવે છે. કાર્તિકાદિ વિ.સં.ના વર્ષમાંથી કાર્તિકથી ફાલ્ગુન સુધીમાં ૧૩૫ અને ચૈત્રથી આશ્વિન સુધીમાં ૧૩૪ બાદ કરતાં શક સંવતનું વર્ષ આવે છે.

શક વર્ષ અને ઈ. સ.ના વર્ષ વચ્ચેના તફાવતની બાબતમાં, ચૈત્ર સુદ ૧ થી ડિસેંબરની ૩૧ મી સુધી શક વર્ષમાં ૭૮ અને એ પછી છેલ્લા બે ત્રણ માસ દરમ્યાન ૭૯ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે છે.

વિક્રમ, શક અને ઈસ્વી વર્ષનો સંબંધ આ ઉદાહરણથી વધુ સ્પષ્ટ થશે :

| | કાર્તિકાદિ વિક્રમ | ચૈત્રાદિ વિક્રમ | શક સંવત | ઈ. સ. |
|---|---|---|---|---|
| ચૈત્ર-આસો | ૨૦૨૭ | ૨૦૨૮ | ૧૮૯૩ | ૧૯૭૧ |
| કાર્તિક-ફાલ્ગુન | ૨૦૨૮ | ૨૦૨૮ | ૧૮૯૩ | ૧૯૭૧-૭૨ |
| ચૈત્ર-આસો | ૨૦૨૮ | ૨૦૨૯ | ૧૮૯૪ | ૧૯૭૨ |

## કલચુરિ સંવત કે ચેદિ સંવત

ત્રિપુરી(જબલપુર પાસે)ની આસપાસના ચેદિ દેશના કલચુરિ વંશના રાજાઓના અભિલેખોમાં જે સળંગ સંવત વપરાયો છે તેને એમાંના કેટલાક લેખોમાં 'કલચુરિ સંવત' અને બીજા કેટલાક લેખોમાં 'ચેદિ સંવત' કહ્યો છે.[૩૫] આ અભિલેખ એ સંવતના વર્ષ ૭૨૨ થી ૯૬૯ ના મળ્યા છે.[૩૬] એ અગાઉના કોઈ લેખોમાં કલચુરિ સંવત કે ચેદિ સંવતના નામનો નિર્દેશ મળ્યો નથી.

પરંતુ દક્ષિણ ગુજરાતના ત્રૈકૂટક રાજાઓનાં દાનશાસનો (વર્ષ ૨૦૭–૨૪૫), મહાસામંત સંગમસિંહનું દાનશાસન (વર્ષ ૨૯૨), કટચ્ચુરિ રાજાઓનું દાનશાસન (વર્ષ ૩૬૧) ગુર્જરનૃપતિઓનાં દાનશાસનો (વર્ષ ૩૮૦–૪૮૬), સેન્દ્રક રાજાનું દાનશાસન (વર્ષ ૪૦૬) અને નવસારીના ચાલુક્યોનાં દાનશાસનો (વર્ષ ૪૨૧–૪૯૦)માં[૩૭] નામનિર્દેશ વિનાનો જે સંવત વપરાયો છે તે આ સંવત હોવાનું જણાય છે. આ સંવત એ દરમ્યાન મહારાષ્ટ્ર અને મધ્ય પ્રદેશના સમીપવર્તી ભાગમાં પણ પ્રચલિત હતો.[૩૮]

આમ આ સંવત એની ત્રીજી, ચોથી અને પાંચમી સદી દરમ્યાન દક્ષિણ ગુજરાત અને એના સમીપના પ્રદેશોમાં પ્રચલિત હતો. આગળ જતાં રાષ્ટ્રકૂટોના સમયમાં અહીં એને બદલે શક સંવત વપરાતાં એ અહીંથી લુપ્ત થયો, પરંતુ ઉત્તરકાલીન કલચુરિ રાજ્યનો વિસ્તાર થતાં એ વિંધ્યપ્રદેશ, ઉત્તર પ્રદેશ અને મધ્ય પ્રદેશમાં પ્રચલિત થયો[૩૯] ને કલચુરિ રાજ્યમાં એ એની ૮ મી સદીથી ૧૦ મી સદી સુધી વપરાયો. ત્યારે એ રાજવંશના નામ પરથી 'કલચુરિ સંવત' તરીકે ને પ્રદેશના નામ પરથી 'ચેદિ સંવત' તરીકે ઓળખાયો.

એ અગાઉ આ સંવત કયા નામે ઓળખાતો એ જાણવા મળ્યું નથી. દેવની મોરી(જિ. સાબરકાંઠા)ના બૌદ્ધ સ્તૂપમાંના દાબડા પરના લેખમાં કથિક નૃપોનું વર્ષ ૧૨૭ જણાવ્યું છે, તે આ સંવતનું લાગે છે. તો આ સંવત ત્યારે 'કથિક કાલ' તરીકે ઓળખાતો હશે.

ચેદિ દેશના કલચુરિ વંશના કેટલાક લેખોમાં ઘણી મિતિઓ કલચુરિ–ચેદિ સંવતનાં વર્ષોમાં અને કેટલીક મિતિઓ વિક્રમ સંવતનાં વર્ષોમાં આપવામાં આવી છે.[૪૦] એ પરથી આ સંવતનો આરંભ ઈસ્વી ત્રીજી સદીના મધ્યમાં થયો હોવાનું સ્પષ્ટ થયું. એના આધારે આ લેખોની મિતિઓમાંની વિગતોની ગણતરી

કરતાં ફ્લીટ્‌ને આ સંવતનું વર્ષ ૧ ઈ. સ. ૨૫૦ અર્થાત્ ખરી રીતે ઈ. સ. ૨૪૯–૨૫૦ હોવાનું માલૂમ પડ્યું.[૪૧] કિલ્હૉર્ને આ સંવતનાં વર્ષ પ્રાય ભાદ્રપદાદિ અને સંભવતઃ આશ્વિનાદિ હોવાનું તારવ્યું,[૪૨] પરંતુ ડૉ. મિરાશીએ આ સંવતની મિતિઓનો વધુ અભ્યાસ કરીને બતાવ્યું છે કે એનાં વર્ષ કાર્તિકાદિ છે.[૪૩] વળી એમણે એવું પણ દર્શાવ્યું છે કે આ સંવતનું વર્તમાન વર્ષ ૧ પ્રાચીન અભિલેખોમાં ઈ. સ. ૨૪૯–૨૫૦ ની બરાબર આવે છે, જ્યારે અનુકાલીન અભિલેખોમાં એની બરાબર ઈ. સ. ૨૪૮–૨૪૯નું વર્ષ આવે છે.[૪૪] વળી આ સંવતનાં વર્ષ પ્રાયઃ 'ગત' ગણાતાં ને એથી પ્રાચીન અભિલેખોમાંના કલચુરિ સંવતના ગત વર્ષમાં ૨૪૯–૨૫૦ ઉમેરવાથી ઈ.સ. નું વર્ષ આવે.[૪૫] આ સંવતનાં વર્ષ કાર્તિકાદિ હોવાથી એની અને કાર્તિકાદિ વિક્રમ સંવતના વર્ષની વચ્ચે હંમેશાં ૩૦૬ વર્ષનો તફાવત રહે છે. આથી કલચુરિ સંવતના વર્ષમાં ૩૧ મી ડિસેંબર સુધી અર્થાત્ એના પહેલા બેત્રણ મહિના દરમ્યાન ૨૪૯ અને ૧લી જાન્યુઆરીથી અર્થાત્ બાકીના નવદસ મહિના દરમ્યાન ૨૫૦ ઉમેરવાથી ઈ.સ.નું વર્ષ આવે છે. દા.ત. કલચુરિ સંવત ૪૫૬=વિ. સં. ૭૬૨ ના માઘ શુદિ ૫=૨૭ ફેબ્રુઆરી, ઈ.સ. ૭૦૬ અને ક. સં. ૪૮૬=વિ. સં. ૭૯૨ ના આષાઢ શુદિ ૧૨=૨૨મી જૂન, ઈ. સ. ૭૩૬ આવે છે.

આ સંવત ચેદિ દેશના કલચુરિ વંશે શરૂ કર્યો મનાયો. પરંતુ કલચુરિઓએ ચેદિ દેશમાં પોતાની સત્તા ૭મી સદીમાં પ્રસારી. પૂર્વકાલીન કલચુરિઓ(કટચ્ચુરિઓ)નું રાજ્ય છઠ્ઠી સદી પહેલાં સ્થપાયું નહોતું, જ્યારે એ અગાઉના રાજવંશો આ સંવતનો ઉપયોગ કરતા હતા. એમાં સહુથી વહેલા ત્રૈકૂટકો છે, પરંતુ એમનું રાજ્ય એ સંવતના વર્ષ ૧૫૦ પહેલાં સ્થપાયું નહોતું. આથી ત્રૈકૂટકોએ આ સંવત અગાઉના કોઈ રાજ્યમાંથી અપનાવ્યો હોવો જોઈએ. ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીએ આ સંવત આભીરોએ શરૂ કર્યો હોવાની કલ્પના રજૂ કરેલી; ફ્લીટે આ સંવત આભીર રાજા ઈશ્વરસેને શરૂ કર્યો હોવાનું સૂચવ્યું.[૪૫ અ] આ રાજાનો વર્ષ ૯ નો લેખ નાસિકમાં મળ્યો છે.[૪૫ આ] ડૉ. મિરાશીએ આ મતને સમર્થન આપતાં સૂચવ્યું છે કે ઈશ્વરસેન પુરાણોમાં જણાવેલા આભીર રાજવંશનો સ્થાપક હશે ને ત્રૈકૂટકો[૪૫ ઇ] શરૂઆતમાં એ આભીર રાજાઓના સામંત હશે. આભીર રાજાઓએ આ સંવત કે કોઈ સળંગ સંવત વાપર્યાનો પુરાવો મળ્યો નથી, છતાં આ સૂચન અસંભવિત નથી.[૪૫ ઈ]

આ સંવત એની ૧૦મી સદી પછી સમૂળો લુપ્ત થયો.

## ગુપ્ત સંવત અને વલભી સંવત

મગધના ગુપ્ત સમ્રાટોના અભિલેખોમાં એક બીજો સંવત વપરાયો છે. એનાં વર્ષ ૬૧ થી ૨૨૪ નો નિર્દેશ મળ્યો છે.[૪૬] એમાં કેટલીક વાર વર્ષોને 'ગુપ્તોનાં' અને સંવતને 'ગુપ્તકાલ' તરીકે ઓળખાવ્યો છે.[૪૭] આ સંવત ગુપ્ત સમ્રાટોના સામંતોએ તેમ જ તે બંનેના કેટલાક ઉત્તરાધિકારીઓએ પણ વાપર્યો છે.[૪૮] ગુપ્ત કાલ દરમ્યાન એ ઉત્તર ભારતના ઘણા પ્રદેશોમાં તેમજ ઓરિસ્સા બંગાળા અને આસામમાં પણ પ્રચલિત હતો.

ચંદ્રગુપ્ત ૨ જાના મથુરા સ્તંભલેખમાં એ રાજાના રાજ્યકાલના વર્ષ ૫ માં આ કાલ(સંવત)નું વર્ષ ૬૧ ચાલતું હોવાનું જણાવ્યું છે.[૪૯] આ પરથી ચંદ્રગુપ્ત ૨ જાનું રાજ્યારોહણ ગુ. સં. ૫૭ માં થયું જણાય છે. ગુપ્તવંશમાં એની પહેલાં ગુપ્ત, ઘટોત્કચ, ચંદ્રગુપ્ત ૧ લો, સમુદ્રગુપ્ત અને રામગુપ્ત—એટલા રાજા થયા. એ પૈકી પહેલા બે માત્ર 'મહારાજ' હતા, જ્યારે પછીના ત્રણ 'મહારાજાધિરાજ' હતા. આથી આ સંવત ચંદ્રગુપ્ત ૨ જાના પિતામહ અને સમુદ્રગુપ્તના પિતા ચંદ્રગુપ્ત ૧ લાના રાજ્યકાલથી શરૂ થયો જણાય છે.[૫૦]

આ સંવત કયા વર્ષે શરૂ થયો ? અરબ લેખક અલ બેરુની (૧૧મી સદી) નોંધે છે કે ગુપ્ત સંવત શક સંવત પછી ૨૪૧ વર્ષે શરૂ થયો.[૫૧] ગુપ્ત સંવતનાં વર્ષ ચૈત્રાદિ હતાં. આ હિસાબે ગુ. સં. ૧ = શક વર્ષ ૨૪૨ (ઈ. સ. ૩૨૦–૩૨૧) આવે. આથી ગુ. સં.ના વર્ષમાં ડિસેંબરની ૩૧મી સુધી અર્થાત્ એના વર્ષના પહેલા નવદસ મહિના દરમ્યાન ૩૧૯ અને બાકીના બેત્રણ મહિના દરમ્યાન ૩૨૦ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે. ગુપ્ત સંવતના માસ પૂર્ણિમાન્ત હતા.

ચંદ્રગુપ્ત ૨ જાએ ઈ. સ. ૪૦૦ ના અરસામાં માળવા જીત્યું ને થોડા વખતમાં ગુજરાત પર પણ ગુપ્ત સામ્રાજ્યનું શાસન પ્રસર્યું. જૂનાગઢ શૈલ પર સ્કંદગુપ્તના સમયનો ગુ. સં. ૧૩૬–૧૩૮(ઈ. સ. ૪૫૫–૪૫૭)નો લેખ કોતરાયો છે.[૫૨] સ્કંદગુપ્તના મૃત્યુ પછી ગુપ્ત સામ્રાજ્યનું શાસન શિથિલ થયું ને ગુજરાતમાં મૈત્રક વંશનું સ્વતંત્ર રાજ્ય સ્થપાયું. આ વંશનાં એકસોથી વધુ દાનશાસન મળ્યાં છે. એમાં વર્ષ ૧૮૩ થી ૪૪૭ ની મિતિઓ આપવામાં આવી છે.[૫૩] આ વર્ષો સાથે એના સંવતનું નામ જણાવ્યું નથી.

આમાંનું વહેલામાં વહેલું દાનશાસન (વર્ષ ૧૮૩) મૈત્રક વંશના ત્રીજા રાજા દ્રોણસિંહનું છે. આથી આ સંવત મૈત્રક વંશના સ્થાપકે પણ શરૂ કર્યો હોઈ શકે નહિ. અર્થાત્ મૈત્રક રાજ્યે આ સંવત અગાઉના રાજ્યમાંથી અપનાવ્યો હોવો

જોઈએ. આથી એ ગુપ્ત સંવત હોવો જોઈએ, જેનાં વર્ષ ૧૩૬–૧૩૮નો લેખ જૂનાગઢમાં મળ્યો છે.

અનુ-મૈત્રક કાલ અને સોલંકી કાલના સૌરાષ્ટ્રના કેટલાક અભિલેખોમાં 'વલભી સંવત' નામે સંવત વપરાયો છે. સંવતના નામનિર્દેશવાળી આ મિતિઓ વ. સં. ૫૦૦ થી ૯૪૫ ની છે[૫૪] અલ બેરુનીએ પણ ગુપ્ત સંવત ઉપરાંત વલભી સંવતની વાત કરી છે. એણે એ બે સંવતને જુદા ગણાવ્યા છે, પરંતુ બંનેનો આરંભ એક જ વર્ષે (શક સંવતના ૨૪૧ વર્ષે) થયો હોવાનું જણાવ્યું છે.[૫૫] પણ ઉત્પત્તિની વાત કરતાં આ બે સંવતને એક જ ગણતો લાગે છે. એ નોંધે છે કે 'લોકો કહે છે કે ગુપ્તો દુષ્ટ અને જોરાવર હતા ને જ્યારે તેઓનો અંત આવ્યો ત્યારે આ સંવત શરૂ થયો; એમાંનો છેલ્લો રાજા વલભ હતો એવું લાગે છે.'[૫૬] પરંતુ આ બાબતમાં અલ બેરુનીને ખરી માહિતી મળી લાગતી નથી કેમ કે વલભીના રાજવંશનો સ્થાપક 'વલભ' નહોતો, એ ગુપ્તવંશનો નહોતો ને ગુપ્ત સંવતનો આરંભ ગુપ્ત રાજાઓના રાજ્યના અંતથી નહિ પણ અભ્યુદયથી થયો હતો. ગુપ્ત સંવત ઉત્તર ભારતમાં બેત્રણ શતક સુધી જ પ્રચલિત રહેલો, પછી ગુજરાતમાં એ વલભીના મૈત્રકોના રાજ્યમાં એના પાંચમા શતક સુધી ચાલુ રહ્યો ને એ રાજ્યના અંત પછી ય થોડા પ્રમાણમાં છેક એના દસમા શતક સુધી પ્રચલિત રહ્યો, પણ ત્યારે ગુપ્ત રાજ્યની વાત સાવ વિસારે પડી ગયેલી ને આ સંવત વલભીના રાજ્યમાં પ્રચલિત હોવાની જ સ્મૃતિ રહેલી. આથી આ સંવત ગુજરાતમાં મૈત્રકોના કાલ દરમ્યાન કે પછીના કાલથી 'વલભી સંવત' તરીકે ઓળખાયો લાગે છે.

મૈત્રકોનાં દાનશાસનોમાં એની સંખ્યાબંધ મિતિઓ આપેલી છે, પરંતુ એમાં તિથિની સાથે વાર આપ્યો ન હોવાથી એના વર્ષ–આરંભ અને માસ–અંતનો નિર્ણય કરવા માટે સૂર્યગ્રહણવાળી એક અને અધિકમાસવાળી ત્રણ મિતિઓ પર આધાર રાખવો પડે છે. આ ચાર મિતિઓની ગણતરી પરથી ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીએ તારવ્યું છે કે આ દાનશાસનોમાં વપરાયેલા સંવતનાં વર્ષ કાર્તિકાદિ હતાં, એના માસ પૂર્ણિમાન્ત હતા, એના અધિક માસ બ્રહ્મસિદ્ધાંતમાં દર્શાવેલી મધ્યમ માનની પદ્ધતિએ ગણાતા ને માસનાં નામ 'મેષાદિ' પદ્ધતિએ અપાતાં.[૫૭]

અર્જુનદેવના વેરાવળ શિલાલેખમાં હિજરી સન ૬૬૨, વિ.સં. ૧૩૨૦, વ.સં. ૯૪૫ અને સિંહ સંવત ૧૫૧ની મિતિ આપી છે.[૫૮] એ મિતિ કાર્તિ-

કાદિ વિ.સં. ૧૩૨૦ અને કાર્ત્તિકાદિ વ. સં. ૯૪૫ના પૂર્ણિમાન્ત આષાઢની હોવાનું માલૂમ પડ્યું છે.[૫૯] વ. સં. ૯૨૭ના વેરાવળ પ્રતિમાલેખમાં જણાવેલી મિતિ સાથે પણ વારનો મેળ કાર્ત્તિકાદિ વર્ષ પ્રમાણે જ મળે છે.[૬૦]

આ સર્વ પરથી સ્પષ્ટ થાય છે કે વલભી સંવતનાં વર્ષ કાર્ત્તિકાદિ હતાં, જ્યારે ગુપ્ત સંવતનાં વર્ષ ચૈત્રાદિ હતાં, અર્થાત્ વલભી સંવત એ ગુપ્ત સંવતનું વર્ષ-આરંભના પદ્ધતિફેરવાળું સ્વરૂપ છે.

વલભી સંવતના વર્ષ અને કાર્ત્તિકાદિ વિક્રમ સંવતના વર્ષ વચ્ચે ૩૭૫ વર્ષનો એકસરખો તફાવત રહે છે.[૬૧] આથી વલભી સંવતના વર્ષમાં કા. સુ. ૧ થી ડિસેંબરની ૩૧ મી સુધી અર્થાત્ એના પહેલા બેત્રણ મહિના દરમ્યાન ૩૧૮ અને ૧ લી જાન્યુઆરીથી આસો (પૂર્ણિમાન્ત કાર્ત્તિક) વદિ ૧૫ સુધી અર્થાત્ બાકીના નવદસ મહિના દરમ્યાન ૩૧૯ ઉમેરવાથી ઈ.સ.નું વર્ષ આવે છે.

આનો અર્થ એ થયો કે, વલભી સંવતનું વર્ષ ગુપ્ત સંવતના વર્ષ કરતાં પાંચ મહિના વહેલું શરૂ થતું. આ તફાવત નીચેના કોષ્ટક પરથી વધુ સ્પષ્ટ થશે :

| | ગુ. સં. | વ. સં. | ઈ. સ. |
|---|---|---|---|
| ચૈત્ર | ૧૮૩ | ૧૮૩ | ૫૦૨ |
| આશ્વિન | ૧૮૩ | ૧૮૩ | ૫૦૨ |
| કાર્તિક | ૧૮૩ | ૧૮૪ | ૫૦૨ |
| પૌષ | ૧૮૩ | ૧૮૪ | ૫૦૨-૫૦૩ |
| ફાલ્ગુન | ૧૮૩ | ૧૮૪ | ૫૦૩ |
| ચૈત્ર | ૧૮૪ | ૧૮૪ | ૫૦૩ |
| આશ્વિન | ૧૮૪ | ૧૮૪ | ૫૦૩ |

અનુ-મૈત્રક કાલ દરમ્યાન પશ્ચિમ સૌરાષ્ટ્રના સૈન્ધવ રાજ્યમાં 'ગુપ્ત સંવત' વપરાતો હતો. એનાં વર્ષ ચૈત્રાદિ હતાં.[૬૨] આથી ગુપ્ત સંવત એટલે ચૈત્રાદિ વર્ષવાળો અસલ ગુપ્ત સંવત અને વલભી સંવત એટલે ચૈત્રાદિને બદલે કાર્ત્તિકાદિ વર્ષના પદ્ધતિફેરવાળો ગુપ્ત સંવત એ સ્પષ્ટ થાય છે.

ગુપ્ત સંવત વલભી સંવતના સ્વરૂપે સૌરાષ્ટ્રમાં થોડા પ્રમાણમાં એના દસમા શતક સુધી અર્થાત ઈ.સ.ના ૧૩મા સૈકા સુધી પ્રચલિત રહ્યો ને પછી સમૂળગો લુપ્ત થઈ ગયો.

* * *

ઈસ્વી સનની આરંભિક સદીઓ દરમ્યાન ભારતમાં કેટલાંક સંવત્સર–ચક્ર પ્રચલિત થયાં :

## બાર્હસ્પત્ય સંવત્સરચક્ર – ૬૦ વર્ષનું

એમાં બાર્હસ્પત્ય સંવત્સરોનાં બે ચક્ર ખાસ નોંધપાત્ર છે – એક ૬૦ સંવત્સરોનું ને બીજું ૧૨ સંવત્સરોનું.

બૃહસ્પતિ (ગુરુનો ગ્રહ) એકેક રાશિમાં લગભગ એક વર્ષ રહે છે ને બાર વર્ષે એક પરિક્રમણ પૂરું કરે છે. એના એકેક રાશિ–સંક્રમણના સમયને બાર્હસ્પત્ય સંવત્સર ગણવામાં આવે છે ને એવા દરેક સંવત્સરને જુદું જુદું નામ આપવામાં આવે છે. આવા ૬૦ સંવત્સરોનું એક ચક્ર ગણાય છે ને એ પૂરું થતાં ફરી એ ૬૦ નામોનું પુનરાવર્તન થાય છે. બાર્હસ્પત્ય સંવત્સર સૌર વર્ષ કરતાં લગભગ ૪ દિવસ જેટલો ટૂંકો હોવાથી ૮૫ સૌર વર્ષમાં એક સંવત્સરનો ક્ષય થાય છે.[૬૩]

ઉત્તર ભારતમાં આ સંવત્સર–ચક્રનો આરંભ વિજય સંવત્સરથી ગણાય છે. ખરી રીતે આ સંવત્સરનો આરંભ બાર્હસ્પત્ય સંક્રાંતિ પ્રમાણે ગણવો જોઈએ, પણ વ્યવહારમાં સૌર વર્ષના આરંભે જે બાર્હસ્પત્ય સંવત્સર ચાલતો હોય, તે જ સંવત્સર આખા સૌર વર્ષનો ગણાય છે. આથી અમુક વર્ષે એક સંવત્સરનો ક્ષય થતો હોય છે.[૬૪] વરાહમિહિરે (ઈ. સ. ૫૦૫) વિજયાદિ સંવત્સરોનો ઉલ્લેખ કર્યો છે.[૬૫]

દક્ષિણ ભારતમાં બાર્હસ્પત્ય સંવત્સર વધુ પ્રમાણમાં પ્રચલિત છે, પરંતુ ત્યાં ગણાતા સંવત્સર ખરેખર બાર્હસ્પત્ય નથી. ત્યાં તો સૌર વર્ષને બાર્હસ્પત્ય નામ આપીને બાર્હસ્પત્ય માની લેવામાં આવે છે. આથી એમાં સંવત્સરનો ક્ષય થતો નથી. ત્યાં સંવત્સરચક્રનો આરંભ પ્રભવ સંવત્સરથી ગણાય છે, જે ઉત્તર ભારતના વિજયાદિ સંવત્સરોમાં ૩૫મો સંવત્સર છે.[૬૬]

આ સંવત્સરોનો ઉલ્લેખ ઉત્તર ભારતના અભિલેખોમાં ક્વચિત્ આવે છે, જ્યારે દક્ષિણ ભારતના અભિલેખોમાં એ ઘણી વાર પ્રયોજાયા છે. નાગાર્જુની-કોંડા(આંધ્ર પ્રદેશ)ના બે અભિલેખ, જે ૩જી–૪થી સદીના છે, તેમાં વિજય સંવત્સરનો ઉલ્લેખ થયો છે.[૬૭]

હજી આપણાં પંચાંગોમાં વિક્રમ સંવતના વર્ષ સાથે તેમ જ શક સંવતના વર્ષ સાથે તે તે સંવત્સરનું નામ પ્રયોજાય છે.

## બાર્હસ્પત્ય સંવત્સરચક્ર—૧૨ વર્ષનું

બૃહસ્પતિ પોતાનું પરિક્રમણ ૧૨ સૌર વર્ષે પૂરું કરે છે, એમાં એ દર રાશિમાં લગભગ એક વર્ષ રહે છે. આ પરથી ૧૨ બાર્હસ્પત્ય સંવત્સરોનું ચક્ર પણ પ્રચલિત થયું.

પરિવ્રાજક મહારાજ હસ્તીના ગુ. સં. ૧૬૩(ઈ. સ. ૪૮૨–૮૩)ના દાન-પત્રમાં 'મહાશ્વયુજ સંવત્સર'નો, કદંબ રાજા મૃગેશવર્મા (૫મી સદી)ના વર્ષ ૩ ના દાનપત્રમાં 'પૌષ સંવત્સર'નો, હસ્તીના ગુ. સં. ૧૯૧(ઈ. સ. ૫૧૦–૧૧) ના દાનપત્રમાં 'મહાચૈત્ર સંવત્સર'નો, રાજા સંક્ષોભના ગુ. સં. ૨૦૯(ઈ. સ. ૫૨૮–૨૯)ના તામ્રપત્રમાં 'મહાશ્વયુજ સંવત્સર'નો, અને હસ્તીના સમયના ભૌમરા સ્તંભલેખમાં 'મહામાઘ સંવત્સર'નો, ઉલ્લેખ આવે છે.[૬૮] આ સંવત્સર ૧૨ વર્ષના બાર્હસ્પત્ય સંવત્સર–ચક્રનાં છે. એમાં દરેક સંવત્સરને તે તે ચાંદ્ર માસનું નામ આપવામાં આવે છે, પણ ઘણી વાર એની પહેલાં 'મહા' શબ્દ ઉમેરવામાં આવે છે.

બૃહસ્પતિનો જ્યારે જે નક્ષત્રમાં ઉદય થાય છે ત્યારે તે નક્ષત્ર પરથી તેને તે તે ચાંદ્ર માસનું નામ આપવામાં આવે છે. કૃત્તિકા કે રોહિણી પરથી મહાકાર્ત્તિક, મૃગશિર કે આર્દ્રા પરથી મહામાર્ગશીર્ષ, પુનર્વસુ કે પુષ્ય પરથી મહા-પૌષ, અશ્લેષા કે મઘા પરથી મહામાઘ, પૂર્વાફાલ્ગુની ઉત્તરાફાલ્ગુની કે હસ્ત પરથી મહાફાલ્ગુન, ચિત્રા કે સ્વાતિ પરથી મહાચૈત્ર, વિશાખા કે અનુરાધા પરથી મહાજ્યેષ્ઠ, પૂર્વાષાઢા કે ઉત્તરષાઢા પરથી મહાષાઢ, શ્રવણ કે ધનિષ્ઠા પરથી મહાશ્રાવણ, શતભિષા પૂર્વાભાદ્રપદા કે ઉત્તરભાદ્રપદા પરથી મહાભાદ્રપદ અને રેવતી અશ્વિની કે ભરણી પરથી મહાશ્વયુજ સંવત્સર કહેવામાં આવે છે.[૬૯] ૧૨ સૌર વર્ષ દરમ્યાન ગુરુ ૧૧ વાર ઉદય પામે છે, માટે ૧૨ સૌર વર્ષમાં એક બાર્હસ્પત્ય સંવસરનો ક્ષય થાય છે.

આ સંવત્સરચક્ર પાંચમી–સાતમી સદી દરમ્યાન પ્રચલિત હતું. એ પછી સામાન્ય વ્યવહારમાં એ લુપ્ત થઈ ગયું. છતાં દેશના કેટલાક ભાગમાં પંચાંગમાં હજી પ્રચલિત રહ્યુ છે.

## સપ્તર્ષિ કે લૌકિક સંવત

સપ્તર્ષિ નામે તારા દરેક નક્ષત્રમાં સો–સો વર્ષ રહે છે એમ માનીને ૨૭૦૦ વર્ષનું એક ચક્ર યોજવામાં આવ્યું છે. એમાં નક્ષત્રનું નામ આપવામાં

આવતું નથી ને સામાન્ય રીતે વર્ષ ૧થી ૧૦૦ સુધી જ લખવામાં આવે છે, જ્યારે એ પછી શતકના અંક અધ્યાહાર રાખવામાં આવે છે.

કાશ્મીરમાં આ સંવત લોકોમાં પ્રચલિત થયો, તેથી એને 'લૌકિક કાલ' કે 'લૌકિક સંવત' કહે છે. શાસ્ત્રગ્રંથોમાં તથા જ્યોતિષનાં પંચાગોમાં એ વપરાયો માટે એને 'શાસ્ત્ર સંવત' કહે છે. કાશ્મીર અને પંજાબના પહાડી પ્રદેશમાં પ્રચલિત હોવાથી એ 'પહાડી સંવત' તરીકે ઓળખાય છે. એના વર્ષની સંખ્યામાં શતકના અંક છોડીને માત્ર એકમ અને દશકના અંક લખાય છે. તેથી એને 'કચ્ચા સંવત' પણ કહે છે.[૭૦]

સપ્તર્ષિ દરેક નક્ષત્રમાં સો-સો વર્ષ રહે છે એવું બૃહત્સંહિતા, વિષ્ણુ-પુરાણ અને ભાગવતપુરાણ જેવા કેટલાક પ્રાચીન ગ્રંથોમાં લખ્યું હોવા છતાં જ્યોતિષ શાસ્ત્રની દૃષ્ટિએ એ યથાર્થ નથી.[૭૧]

કલ્હણ-કૃત રાજતરંગિણી(૧૨મી સદી)માં જણાવ્યું છે કે લૌકિક સંવતના વર્ષ ૨૪(વર્તમાન)માં શક સંવતનું વર્ષ ૧૦૭૦ (ગત) ચાલે છે.[૭૨] આ વર્ષ ૨૪ એ ૪૨૨૪ હોવાનું જણાય છે.[૭૨ અ] આ અનુસાર લૌકિક સંવતના વર્તમાન વર્ષ અને શક સંવતના ગત વર્ષ વચ્ચે ૩૧૫૪ વર્ષનો તફાવત આવે છે. અર્થાત્ લૌકિક સંવતના વર્ષમાંથી ૩૧૫૪ બાદ કરતાં શક વર્ષ આવે. એમાં શતકની સંખ્યા અધ્યાહાર હોય તો એમાંથી ૫૪ બાદ કરતાં કે ૪૬ ઉમેરતાં શક વર્ષના છેલ્લા બે અંક આવે. વળી લૌકિક સંવત કલિયુગ સંવત ૨૫ માં શરૂ થયો મનાય છે. એ રીતે પણ એનો આરંભ ઈ. પૂ. ૩૦૭૬(શક સંવત પૂર્વે ૩૧૫૪)માં ગણાય. લૌ. સં. ૪૨૨૪=શ. સં. ૧૦૭૦ અર્થાત્ ઈ. સ. ૧૧૪૮-૪૯ આવે. આથી લૌકિક સંવતના વર્ષના છેલ્લા બે અંકમાંથી ૭૫-૭૬ બાદ કરતાં કે એમાં ૨૪-૨૫ ઉમેરતાં ઈ. સ. ના વર્ષના છેલ્લા બે આંકડા આવે.

કાશ્મીરનાં પંચાગોમાં અને કોઈ પુસ્તકોમાં સપ્તર્ષિ સંવતના વર્ષની પૂરી સંખ્યા આપવામાં આવે છે.[૭૩] દા. ત. શક વર્ષ ૧૭૧૫ અર્થાત્ વિ.સં. ૧૮૫૦માં સપ્તર્ષિ સંવતનું વર્ષ ૪૮૬૯ ચાલતું હોવાનું મનાય છે. આ પરથી સપ્તર્ષિ સંવતનો આરંભ ઈ.પૂ. ૩૦૭૭ માં થયો ગણાય. એમાં અભિપ્રેત ૨૭૦૦ વર્ષનું એક ચક્ર પછીથી કલ્પાયું હોય, તો એનો આરંભ ઈ.પૂ. ૩૭૭ માં થયો ગણાય. પરંતુ આ સંવતની કલ્પના એટલીય પ્રાચીન હોવી સંભવતી નથી. આ લૌકિક સંવત ઈસ્વી સનની આરંભિક સદીઓ દરમ્યાન પ્રચલિત થયો હોઈ શકે.

સપ્તર્ષિ સંવતનાં વર્ષ ચૈત્રાદિ છે ને એના માસ પૂર્ણિમાન્ત છે. એનાં વર્ષ પ્રાય 'વર્તમાન' ગણાય છે. હાલ આ સંવતનો ઉપયોગ કાશ્મીર અને એની આસપાસના પહાડી પ્રદેશોમાં સીમિત થયો છે.

### ગ્રહપરિવૃત્તિ સંવત્સરચક્ર

આ ૯૦ વર્ષનું ચક્ર છે એનો આરંભ ઈ. પૂ. ૨૪માં થયો મનાય છે,[૭૪] પરંતુ એની એટલી પ્રાચીનતાનો કોઈ પુરાવો મળ્યો નથી. સપ્તર્ષિ સંવતનાં વર્ષોની જેમ આ સંવત્સરોની સંખ્યામાં શતકના અંક છોડી દેવામાં આવે છે ને ૯૦ વર્ષ પૂરાં થતાં ફરી ૧ થી ગણવામાં આવે છે.

આ સંવત ખાસ કરીને તમિળનાડુ રાજ્યના મદુરાઈ જિલ્લામાં પ્રચલિત છે.

* * *

એવી રીતે આ સમય દરમ્યાન પુરાતન ઘટનાના સમયથી શરૂ થયા ગણાતા કેટલાક પૌરાણિક કે સાંપ્રદાયિક સંવત પ્રચલિત થયા :

### કલિયુગ સંવત

જ્યોતિષના ગ્રંથોમાં તથા પંચાંગોમાં કલિયુગ સંવતનાં વર્ષ આપવામાં આવે છે.[૭૫] એનો આરંભ ઈ. પૂ. ૩૧૦૨ માં થયો મનાય છે. પરંતુ આ સંવતના ઉલ્લેખ ઈ.સ.ની આરંભિક સદીઓથી થયા છે. કલિયુગ સંવત અને શક સંવતનાં વર્ષ વચ્ચે ૩૧૭૯ વર્ષનો તફાવત છે. આથી ક. સં. ના વર્ષમાંથી પહેલા નવદસ મહિના દરમ્યાન ૩૧૦૧ અને છેલ્લા બે ત્રણ મહિના દરમ્યાન ૩૧૦૦ બાદ કરવાથી ઈ.સ.નું વર્ષ આવે છે. દા.ત. શક વર્ષ ૧૮૯૪(ચૈત્રાદિ વિ. સં. ૨૦૨૯)માં કલિયુગ સંવતનું વર્ષ ૫૦૭૩ હોવાનું મનાય છે, જ્યારે ઈ. સ. ૧૯૭૨–૭૩ આવે છે.

ચાલુક્ય રાજા પુલકેશી ૨ જાના ઐહોળે શિલાલેખમાં ભારત યુદ્ધનું વર્ષ ૩૭૩૫ અને શક સંવતનું વર્ષ ૫૫૬ જણાવ્યું છે.[૭૬] આ બે વર્ષ વચ્ચે ૩૧૭૯ વર્ષનો તફાવત છે. આમ એમાં ભારત યુદ્ધ કલિયુગના આરંભે થયું હોવાનું મનાયું છે. અર્થાત્ કલિયુગ સંવત અને ભારતયુદ્ધ સંવત અહીં એક જ મનાયા છે. ભારત યુદ્ધ સમાપ્ત થતાં તરત જ યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક થયો ગણાય છે. આથી એને 'યુધિષ્ઠિર સંવત' પણ કહે છે.

### ભારતયુદ્ધ કે યુધિષ્ઠિર સંવત

પરંતુ ભારતયુદ્ધ અને યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક ખરી રીતે કલિયુગના આરંભ પછી ૬૫૩ વર્ષે થયાં હોવાનો મત વધુ પ્રચલિત છે. વરાહમિહિર

યુધિષ્ઠિરના રાજ્યનો આરંભ શક કાલ પહેલાં ૨૫૨૬ વર્ષે થયો હોવાનું જણાવે છે તેમ જ राजतरंगिणी માં કલ્હણ પણ કુરુઓ અને પાંડવો કલિયુગનાં ૬૫૩ વર્ષ વીત્યે થયા હોવાનું સ્પષ્ટ કરે છે.[૭૭]

આ પરથી આ સંવતનો આરંભ કલિયુગ સંવતના આરંભ પછી ૬૫૩ વર્ષે અર્થાત્ ઈ. પૂ. ૨૪૪૯માં થયો ગણાય. એ ગણતરીએ આ સંવતના વર્ષમાંથી ૨૪૪૭-૪૮ બાદ કરવાથી ઈ. સ. નું વર્ષ આવે.

વળી પુરાણોમાં પરીક્ષિતના જન્મ અને મહાપદ્મ નંદના રાજ્યાભિષેક વચ્ચે ૧૦૫૦ (કે ૧૦૧૫ કે ૧૧૧૫ કે ૧૫૦૦) વર્ષનો ગાળો હોવાનું જણાવ્યું છે.[૭૮] પરીક્ષિતનો જન્મ ભારત યુદ્ધ પછી થોડા માસમાં થયો હતો ને મહાપદ્મનો રાજ્યાભિષેક ચંદ્રગુપ્ત મૌર્યના રાજ્યારોહણ (લગભગ ઈ. પૂ. ૩૨૩) પહેલાં થોડા દસકા પર થયો હતો, આ ગણતરીએ તો ભારત યુદ્ધ ઈ. પૂ. ૧૪૦૦, ૧૫૦૦ કે ૧૯૦૦થી વહેલું થયું ન હોઈ શકે.[૭૯] આથી વસ્તુતઃ ભારતયુદ્ધ કે યુધિષ્ઠિર રાજ્યાભિષેકનો નિશ્ચિત સમય તારવવો મુશ્કેલ છે.

## બુદ્ધનિર્વાણ સંવત

બૌદ્ધ દેશોમાં આગળ જતાં ભગવાન બુદ્ધના નિર્વાણ(પરિનિર્વાણ)થી શરૂ થયેલો મનાતો સંવત પ્રચલિત થયો. એને 'બુદ્ધનિર્વાણ સંવત' કહે છે.

પરંતુ બુદ્ધનું નિર્વાણ થયે કેટલાં વર્ષ થયાં એ બાબતમાં જુદાજુદા દેશમાં જુદીજુદી માન્યતા પ્રચલિત છે. સિલોન(શ્રીલંકા)માં તથા એને અનુસરી બ્રહ્મદેશ (બર્મા) અને સિયામ(થાઈલૅન્ડ)માં બુદ્ધનિર્વાણ ઈ. પૂ. ૫૪૪ માં થયું હોવાનું મનાય છે.[૮૦] ચીનની અનુશ્રુતિમાં એનો સમય ઈ. પૂ. ૬૩૮ માં મુકાય છે.[૮૧] ફા-હ્યાન વળી એમાં ઈ. પૂ. ૧૦૯૭ માં ગણે છે.[૮૨] પરંતુ કૅન્ટોનની પરંપરા અનુસાર બુદ્ધનું નિર્વાણ ઈ. પૂ. ૪૮૬ માં થયું.[૮૩] અર્વાચીન વિદ્વાનો એનો સમય ઈ. પૂ. ૪૮૩ નો આંકે છે.[૮૪]

## વીરનિર્વાણ સંવત

એવી રીતે જૈનોમાં છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામીના નિર્વાણથી 'જિનકાલ' કે 'વીર-નિર્વાણ સંવત' ગણવાનું આગળ જતાં પ્રચલિત થયું છે. ચાલુ અનુશ્રુતિ પ્રમાણે વીર નિર્વાણ વિ. સં. પૂર્વે ૪૭૦ અને શક સંવત પૂર્વે ૬૦૫ વર્ષે અર્થાત્ ઈ. પૂ. ૫૨૭ માં થયું મનાય છે.[૮૫]

કેટલાક દિગંબર લેખકોએ શકરાજને વિક્રમાર્ક સમજી વીરનિર્વાણ વિ. સં. પૂર્વે ૬૦૫ વર્ષે અર્થાત્ ઈ. પૂ. ૬૬૨ માં થયાનું જણાવ્યું છે.[૮૬] કોઈ દિગંબર

લેખકોએ વળી એ શક સંવત પહેલાં ૯૭૯૫ કે ૧૪૭૯૩ વર્ષ પહેલાં થયું હોવાનું પણ લખ્યું છે ! ૮૭

અર્વાચીન સંશોધન અનુસાર મહાવીર સ્વામીના નિર્વાણનો સમય ગણવામાં આગળ જતાં ૬૦ વર્ષ વધારે ગણાયાં છે ને એથી વીરનિર્વાણ ખરી રીતે ઈ. પૂ. ૪૬૭ માં થયું હતું.૮૮

આ અનુસાર આ સંવતની પ્રાચીન મિતિઓ ઈ. પૂ. ૪૬૭ પ્રમાણે અને ઉત્તરકાલીન મિતિઓ ઈ. પૂ. ૫૨૭ પ્રમાણે બંધ બેસે.

## આગુપ્તાયિક સંવત

સાતમી સદીના મધ્યમાં દખ્ખણમાં એક બીજો સંવત વપરાયો છે. રાષ્ટ્રકૂટ રાજા દેજ્જ–મહારાજના ગોકાક તામ્રપત્રમાં 'આગુપ્તાયિક રાજાઓનું વર્ષ ૮૪૫' આપવામાં આવ્યું છે.૮૯ લિપિના મરોડ પરથી આ દાનશાસન ૭ મી સદીના મધ્યનું લાગે છે. દેજ્જ–મહારાજ પ્રાયઃ ચાલુક્ય પુલકેશી ૨ જાના મૃત્યુ (ઈ. સ. ૬૪૨) અને વિક્રમાદિત્ય ૧ લાના રાજ્યારોહણ (ઈ. સ. ૬૫૫) વચ્ચેના ગાળા દરમ્યાન રાજ્ય કરતો હતો એવું લાગે છે. તો આ સંવત પ્રાયઃ લગભગ ૬૪૫ પહેલાં ૮૪૫ વર્ષ પર અર્થાત્ ઈ. પૂ. ૨૦૦ માં શરૂ થયો ગણાય પરંતુ ભારતમાં ઈ. પૂ. ૫૭ પહેલાં કોઈ સંવત વાસ્તવમાં પ્રચલિત થયો હોય એવું ભાગ્યેજ સંભવિત છે. આથી આ સંવત દેજ્જ–મહારાજના સમયમાં (૭ મી સદીમાં) ૮૪૫ વર્ષ પહેલાંની કોઈ ઘટનાને અનુલક્ષીને પ્રચલિત કરાયો હશે.૮૯અ

## પાદટીપ

૧. એક સિક્કા પર વર્ષ ૧૪૭ વંચાયુ છે ને એ વર્ષ સેલ્યુકિડ સંવતનું હોવાનું ધારવામાં આવ્યું છે, પરંતુ એ પાઠ સમૂળો સંદિગ્ધ છે (IE, p. 244).

૨. IE, p. 281

૩. Pandey, op. cit., p. 195

૪. IE, p. 282

૫. વિગતો માટે જુઓ ઉપર પૃ. ૧૫૬.

૬. જુઓ ઉપર પૃ. ૧૫૭.

૭. IA, Vol. XIX, p. 35. સૈંધવ રાજા જાઈકદેવનું ધીણકી (જિ. જામનગર) તામ્રપત્ર વિક્રમ સંવત ૭૯૪ નું વર્ષ આપે છે, પરંતુ એ તામ્રપત્ર બનાવટી નીકળ્યું છે (મૈત્રકકાલીન ગુજરાત, પૃ. ૨૩૪).

૮. Pandey, op. cit., pp. 195 ff.; IE, pp. 251 ff.

૯. Pandey, ibid., p. 197; IE, p. 251

૧૦. IE, p. 253

૧૧. IE, pp. 255 f.

૧૨. IE, pp. 254 ff.

૧૩. Pandey, op. cit., pp. 198 ff.

૧૪-૧૫. Ibid, pp. 191 ff.

૧૬. આથી ગાંધીજીની આત્મકથાના હિંદી અનુવાદમાં એમનો જન્મ ભાદરવા વદને બદલે આસો વદમાં થયો હોવાનું લખે છે.

૧૭. મા્પ્રાલિ, પૃ. ૧૭૦; IE, p. 266

૧૮. IE, p. 262

૧૯-૨૦. Pandey, op. cit., p. 187

૨૧. IE, p. 260

૨૨. અલબત્ત ક્ષહરાત વંશના નાશ અને કાર્દમક વંશમાં ચાષ્ટન સાથે એના પુત્ર જયદામા પછી એના પુત્ર રુદ્રદામાના સહશાસન (વર્ષ પર) માટે ૭ વર્ષનો ગાળો ઘણો ટૂંકો લાગતો હતો.

૨૩. ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ, ગ્રંથ ૨, પૃ. ૧૧૧-૧૧૨

૨૪. દા. ત. Pandey, op. cit., p. 195

૨૫. દા. ત., D. C. Sircar, IE, p. 261

૨૬. Ibid., p. 262

૨૭. कल्याणविजयजी, वीरनिर्वाण संवत् और जैन कालगणना, पृ. ६१, पा. टी. ४४; Pandey, op. cit., p. 186

૨૮. Pandey, op. cit., p. 180

૨૯. હાલ પણ દા. ત., ગુજરાતમાં 'સંવત' કહેતાં વિક્રમ સંવત જ સમજાય છે.

૩૦. V. V. Mirashi, 'Studies in Indology', Vol. II, pp. 95 ff.

૩૧. IE, pp. 259 f., n. 2. કાંચીમાં સિંહસૂરિએ લોકવિભાગની સમાપ્તિમાં શકોનું વર્ષ ૩૮૦ આપ્યું છે (Ibid., p. 263, n. 1).

૩૨. IE, pp. 264 f.

૩૩. Ibid., pp. 263 f.

૩૪. Ibid., p. 263

૩૪ અ. પરંતુ એની સાથે નિયત સંખ્યાવાળા સૌર માસ અપનાવવામાં આવ્યા છે, જેમાં ઈ. સ. ની જેમ દર ચાર વર્ષે પ્લુત વર્ષ ગણીને, પહેલા માસમાં એક દિવસ વધારે ગણવામાં આવે છે.

૩૫. V. V. Mirashi, C. I. I., Vol. IV, Introduction, p. xxii

૩૬. Ibid., pp. xi, xxi–xxii

૩૭–૩૮. C. I. I., Vol. IV, Nos. 8–30

૩૯. Mirashi, op. cit., pp. xi, xxvi ff.

૪૦. Mirashi, op. cit., pp. xxi–xxii

૪૧. IA, Vol. XVII, pp. 215 ff.

૪૨. IA, Vol. XVII, pp. 215 ff.

૪૩. Mirashi, op. cit., pp. xi–xiv

૪૪. Ibid., pp. xi–xxii

૪૫. Ibid., pp. xi–xiii

૪૫ અ. JRAS, 1905, pp. 566 ff.

૪૫ આ. C. I. I., Vol. IV, No. 1

૪૫ ઇ. Mirashi, op. cit., pp. xxv–xxvi

૪૫ ઈ. I. E., p. 283. વળી જો આ સંવત પહેલાં કથિક રાજાઓના નામે ઓળખાયો હોય તો એ એ રાજવંશે પ્રવર્તાવ્યો હોય. પણ કથિક રાજવંશ વિશે કંઈ માહિતી ઉપલબ્ધ નથી.

૪૬. S. I., Book III, Nos. 9–39
સમુદ્રગુપ્તનાં વર્ષ ૫ અને ૯ નાં દાનશાસન મળ્યાં છે, પણ એ બનાવટી છે (S.I., Book III, Nos. 4–5).

૪૭. Pandey, op. cit., pp. 203 f.

૪૮. I. E., p. 284

૪૯. S. I., Book III, No. 9

૫૦. Pandey, op. cit. pp. 207 f.

૫૧. Sachau, "Alberuni's India," Part II, p. 7
આ તફાવતની સંખ્યા યાદ રાખવા માટે એ $૬^૩ + ૫^૨$ (=૨૭૬ + ૨૫) નું સૂત્ર પણ આપે છે.

૫૨. S. I., Book III, No 25

૫૩. ગુ. ઐ. લે, ભા. ૧, લેખ ૧૬ થી ૯૬

૫૪. ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ, ખંડ ૨, લેખ ૧૭૪, ૧૮૮, ૨૫૮, ૨૫૯, ૩૦૩ અને ૩૯૨

૫૫. Sachau, op. cit., p. 5

૫૬. Ibid., p. 6

૫૭. મૈત્રકકાલીન ગુજરાત, ભા. ૨, પૃ. ૫૭૪-૫૮૫

૫૮. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૧૭

૫૯. મૈ. ગુ., ભા. ૨, પૃ. ૫૮૨-૫૮૩

૬૦. એજન, પૃ. ૫૮૨

૬૧. એજન, પૃ. ૫૮૧

૬૨. એજન, પૃ. ૫૮૬

૬૩. भाप्रालि, पृ. १८८; I. E., p. 267

૬૪. Pillai, "Indian Chronology," p. 39

૬૫. बृहत्संहिता, अ. ८, श्लो. २०

૬૬. સંવત્સરોની યાદી માટે જુઓ भाप्रालि, पृ. १८८.

૬૭. I. E., p. 269

૬૮. I. E., p. 289

૬૯. भाप्रालि, पृ. १८७

૭૦. एजन, पृ. १५९. હાલ રોજિંદા વ્યવહારમાં આપણે દા.ત. ઈ. સ. ૧૯૭૨ ને બદલે '૭૨ લખીએ છીએ.

૭૧. एजन, पृ. १५९, ટી. ૭

૭૨. तरंग १, श्लो. ५२

૭૨ અ. M.A. Stein, "Kalhana's Rajatarangini," Introduction, pp. 58 ff.

૭૩. भाप्रालि, पृ. १५९, टी. ८–९

૭૪. एजन, पृ. १८९; I.E., p. 323

૭૫. ૧૮મી ફેબ્રુઆરીના પ્રાતઃકાલમાં (भाप्रालि, पृ. १६१)

૭૬. भाप्रालि, पृ. १६१, टी. ४

૭૭. एजन, पृ. १६२; I. E., pp. 318 f.

૭૮. भाप्रालि, पृ. १६२, टी. ५ ; I. E., p. 319, n. 3

૭૯. વંશાવળીઓના આધારે પાર્જિટર તો એનો સમય ઈ. પૂ. ૯૫૦ના અરસાનો આંકે છે ("Ancient Indian Historical Tradition," pp. 179 ff).

૮૦. भाप्रालि, पृ. १६४; I. E., p. 322. ભારતમાં બુ. નિ. ના ૨૫૦૦મા વર્ષની જયંતી આ અનુશ્રુતિના આધારે ઊજવાઈ.

૮૧–૮૪. भाप्रालि, पृ. १६४; I. E., pp. 322 f.

૮૫–૮૭. भाप्रालि, पृ. १६३; E. I., pp. 321 f.

૮૮. कल्याणविजयजी, 'वीरनिर्वाण संवत् और जैन कालगणना', पृ. १५८ માં ઉલ્લિખિત ડૉ. યાકોબી તથા ડૉ. ચાર્પેન્ટિયરના મત. કલ્યાણવિજયજી દર્શાવે છે કે બલમિત્રે (વિક્રમાદિત્યે) ઉજ્જનમાં પોતાની સત્તા વી. નિ. ૪૫૭માં સ્થાપી, પરંતુ વિ.સં. નો આરંભ એ પછી ૧૩ વર્ષે અર્થાત્ વી. નિ. ૪૭૦ માં થયો (पृ. ५४–६०). પરંતુ જૈન આગમની વાલભી વાચનામાં આ બાબતમાં એવી ગેરસમજ થઈ કે વિક્રમાદિત્યના રાજ્યનો આરંભ વી. નિ. ૪૭૦ માં અને વિ. સં. નો આરંભ વી. નિ. ૪૮૩ માં થયો. આથી આ ૧૩ વર્ષની ભૂલને લઈને વાલભી વાચનાની પરંપરામાં વીર નિર્વાણ વિ. સં. પૂર્વે ૪૭૦(ઈ. પૂ. ૫૨૭)ને બદલે વિ. સં. પૂ. ૪૮૩ (ઈ. પૂ. ૫૪૦)માં માનવામાં આવે છે (पृ. १४४–१४७).

૮૯. E. I., Vol. XXI, p. 289

૮૯ અ. I. E., pp. 325 f.

# ૧૩. અભિલેખોમાં પ્રયોજાયેલા સંવત (ચાલુ)

કલચુરિ–ચેદિ સંવત અને ગુપ્ત–વલભી સંવતની જેમ બીજા નવા સંવતો પ્રવર્તાવવાની પરંપરા ચોથી સદી પછી પણ ચાલુ રહી, જે કેટલાંક રાજ્યોમાં નીચે પ્રમાણે ફળીભૂત થઈ :—

## ગંગ કે ગાંગેય સંવત

કલિંગનગર(જિ. ગંજામ)ના પૂર્વી ગંગ વંશના અભિલેખોમાં ગંગ સંવત કે ગાંગેય સંવત વપરાયો. એની પહેલવહેલી મિતિ એ વંશના આદ્ય રાજા ઇન્દ્રવર્માના વર્ષ ૩૯ ના તામ્રપત્રમાં મળી છે.[1] એ રાજા છઠ્ઠી સદીના આરંભમાં રાજ્ય કરતો હતો. એના વંશની સત્તા ૯ મી સદી સુધી સાબૂત રહી ને ત્યાં સુધી આ રાજ્યમાં ગાંગેય સંવત પ્રચલિત રહ્યો. આગળ જતાં આ સંવતને સ્પષ્ટતઃ 'ગાંગેય' સંવત તરીકે ઓળખાવ્યો છે.[2]

દસમી સદીમાં આ પૂર્વી ગંગ વંશની સત્તાનો અસ્ત થયો ને ત્યાં માયસોરના ચક્રવર્તી ગંગ વશની સત્તા પ્રવર્તી. આ નવા રાજ્યમાં ગંગ સંવતની સાથે શક સંવત વપરાવા લાગ્યો ને ૧૧ મી સદીમાં ગંગ સંવતનો ઉપયોગ સદંતર બંધ થયો. આમ આ સંવત લગભગ પાંચ સદી જેટલો સમય ચાલ્યો.

અગાઉ લિપિના મરોડ પરથી ગાંગેય સંવતનો આરંભ ઈ. સ. ૫૭૦ ના અરસામાં થયો ગણાતો.[3] પરંતુ પછી દેવેન્દ્રવર્માના સમયના ગંગ વર્ષ ૫૨૦ ના તામ્રપત્રને એના પિતા અનંતવર્માના શક વર્ષ ૯૧૭ ના તામ્રપત્ર સાથે સરખાવતાં, ગંગ સંવત શક વર્ષ ૩૯૧(ઈ. સ. ૪૭૫) પછી થોડાં વર્ષમાં શરૂ થયો હોવાનું જાણવા મળ્યું છે.[4] આ પરથી ઈ. સ. ૫૦૦ ની આસપાસનાં વર્ષોની ગણતરી કરતાં ગાંગેય સંવતનો આરંભ ઈ. સ. ૪૯૬ માં કે ૪૯૭ માં

કે ૪૯૮ માં થયો હોવાનું માલૂમ પડે છે.[૫] આ પૈકી અમુક વર્ષ નિશ્ચિત કરવું હાલ મુશ્કેલ છે.[૬]

ડૉ. મિરાશીના મત મુજબ એનાં વર્ષ ચૈત્રાદિ અને એના માસ અમાન્ત છે.[૭]

## અંશુવર્માનો સંવત

નેપાલમાં પહેલાં શક સંવત ચાલતો હતો. અંશુવર્માનું રાજ્યારોહણ શક ૫૦૧ માં થયું ત્યારે એના સમયમાં વર્ષ ૧ થી શરૂ કરીને નવો સંવત ગણવામાં આવ્યો. આ સંવતને કેટલાકે હર્ષ સંવત માનેલો,[૮] પરંતુ એ હર્ષ સંવતથી થોડો વહેલો શરૂ થયેલો જુદો સંવત છે. જો અંશુવર્માના અભિલેખોનાં વર્ષ ૩૪–૪૫ હર્ષ સંવતનાં હોય તો એ રાજા ઈ. સ. ૬૫૧ સુધી રાજ્ય કરતો ગણાય, જ્યારે યુઅન શ્વાંગે ઈ.સ. ૬૩૭ માં એનો ઉલ્લેખ ભૂતપૂર્વ રાજા તરીકે કર્યો છે. આથી આ સંવત અંશુવર્માના રાજ્યના વર્ષ ૧ થી અર્થાત્ શક ૫૦૧(ઈ. સ. ૫૭૯) થી શરૂ થયો જણાય છે. એને અંશુવર્માનો સંવત કહી શકાય. શક સંવતના વર્ષમાંથી ૫૦૦ બાદ કરતાં આ સંવતનાં વર્ષ આવે છે.[૯] આથી એનો આરંભ શક ૫૦૧(ઈ. સ. ૫૭૯)માં થયો ગણાય. એનાં વર્ષ ૩૪ થી ૧૫૩ ના લેખ મળ્યા છે. [૯અ]

## હર્ષ સંવત

અરબ લેખક અલ બેરુની (૧૧મી સદી) વિક્રમ, શક, ગુપ્ત અને વલભી સંવત ઉપરાંત હર્ષ સંવતનો પણ ઉલ્લેખ કરે છે. એના સમયમાં એ સંવત મથુરા–કનોજ પ્રદેશમાં વપરાતો.

આ હર્ષ કનોજનો ચક્રવર્તી હર્ષ છે. એનાં બે દાનપત્ર મળ્યાં છે : (૧) વર્ષ ૨૨ નું અને (૨) વર્ષ ૨૫ નું.[૧૦] આ વર્ષ સ્પષ્ટતઃ એના રાજ્યકાલનાં છે. હર્ષના પ્રત્યક્ષ સંપર્કમાં આવેલા ચીની પ્રવાસી યુઅન શ્વાંગે હર્ષ વિશેની નોંધમાં એણે પોતાનો સંવત શરૂ કર્યો હોવાનું જણાવ્યું નથી. પરંતુ અલ બેરુનીના જણાવ્યા મુજબ હર્ષ સંવત ૧૧મી સદી સુધી પ્રચલિત હતો. આ પરથી ફલિત થાય છે કે હર્ષના મૃત્યુ પછી એના સામંતોએ હર્ષના રાજ્યકાલનાં વર્ષોને સળંગ આગળ ચલાવી એના નામનો સંવત પ્રયોજ્યો હોવો જોઈએ.

ઉત્તરકાલીન ગુપ્ત વંશનો રાજા આદિત્યસેન જે હર્ષના સામંત માધવગુપ્તનો પુત્ર હતો, તેના અભિલેખમાં આપેલું વર્ષ ૬૬ તુલનાત્મક કાલગણનાના આધારે

હર્ષ સંવતનું જણાયું છે.[11] એવી રીતે વર્ષ ૪૮, ૭૩, ૮૩, ૧૮૩, ૧૮૪, ૨૦૭, ૨૧૮, ૨૫૮, ૨૭૬, ૨૯૮ અને ૫૬૩ ના અમુક અભિલેખોમાં આપેલાં વર્ષ પણ એ આધારે હર્ષ સંવતનાં હોવાનું માલૂમ પડે છે.[12] આ લેખ રાજસ્થાન, પંજાબ અને મધ્ય પ્રદેશમાં મળ્યા છે.

નેપાલની વંશાવળીઓ પ્રમાણે ત્યાંના રાજા અંશુવર્માના રાજ્યારોહણ પહેલાં વિક્રમાદિત્યે નેપાલ આવીને ત્યાં પોતાનો સંવત પ્રવર્તાવેલો. આ પરથી અંશુવર્માના અભિલેખોનાં ઉપલબ્ધ વર્ષ ૩૪ થી ૪૫ ને તેમજ એના વંશજોના લેખોનાં વર્ષ ૪૮ થી ૧૫૩ ને કેટલાક હર્ષ સંવતનાં માને છે.[13] પરંતુ અગાઉ જણાવ્યા મુજબ એ વર્ષ હર્ષ સંવતથી થોડાં વર્ષ વહેલા, પ્રાયઃ શક ૫૦૧(ઈ. સ. ૫૭૯)માં, શરૂ થયેલા સંવતનાં છે.

હર્ષ સંવતના આરંભવર્ષની બાબતમાં અલ બેરુની નોંધે છે કે મથુરા-કનોજ પ્રદેશના કેટલાક રહેવાસીઓના જણાવ્યા મુજબ શ્રીહર્ષ અને વિક્રમાદિત્ય વચ્ચે ૪૦૦ વર્ષનું અંતર છે, જ્યારે કાશ્મીરના પંચાગમાં શ્રીહર્ષ વિક્રમાદિત્ય પછી ૬૬૪ વર્ષે થયો હોવાનું લખે છે.[14] છતાં એ આ બેમાં વિ. પૂ. ૪૦૦ ના મતને સ્વીકારવાનું વલણ ધરાવે છે.[15]

ચક્રવર્તી હર્ષનો ઇતિહાસ તપાસતાં માલૂમ પડે છે કે યુઅન શ્વાંગ એનું રાજ્યારોહણ ઈ.સ. ૬૪૨ પહેલાં ૩૬ વર્ષે અર્થાત્ ઈ.સ. ૬૦૬માં જણાવે છે, જ્યારે યુઅન શ્વાંગના જીવનચરિત અનુસાર ઈ. સ. ૬૪૨ માં એના રાજ્યારંભને ૩૦ વર્ષ થયાં હતાં એટલે કે એનું રાજ્યારોહણ ઈ.સ. ૬૧૨માં થયું હતું. આ ૬ વર્ષના ફેરનું કારણ એ લાગે છે કે હર્ષ થાણેશ્વરની ગાદીએ ઈ. સ. ૬૦૬ માં આવેલો, પરંતુ એ ચક્રવર્તી તરીકે કનોજમાં સત્તારૂઢ ૬ વર્ષ પછી ઈ.સ. ૬૧૨ માં થયો હતો.[16]

આ હકીકતના પ્રકાશમાં અલ બેરુનીનાં વિધાન તપાસતાં માલૂમ પડે છે કે હર્ષ સંવત વિ. સં. ૬૬૩(ઈ. સ. ૬૦૬)માં શરૂ થયો હોવો જોઈએ ને આથી અલ બેરુનીએ એ બાબતમાં નોંધેલી કાશ્મીરના પંચાંગની પરંપરા ખરી ગણાય.

આથી વિ. સં. પુર્વે ૪૦૦ નો મત અગ્રાહ્ય કરે છે.

આ સંવતનાં વર્ષ ચૈત્રાદિ અને એના માસ પૂર્ણિમાન્ત લાગે છે.

હર્ષ સંવત રાજસ્થાન–પંજાબમાં ખાસ કરીને લગભગ ૩૦૦ વર્ષ (લગભગ ઈ. સ. ૯૦૬ સુધી) અને થોડા પ્રમાણમાં છેક લગભગ સાડા પાંચસો–છસો

વર્ષ (લગભગ ઈ.સ. ૧૨૦૦ સુધી) [17] પ્રચલિત રહ્યો ને એ પછી સદંતર લુપ્ત થઈ ગયો.

## કોલ્લમ સંવત

આ સંવત કેરલ રાજ્યમાં તથા તમિળનાડુ રાજ્યના સમીપવર્તી ભાગમાં અર્થાત્ કન્યાકુમારી અને તિરુનેલવેલી જિલ્લામાં સૈકાઓથી પ્રચલિત છે. એને તમિળ ભાષામાં 'કોલ્લમ આંડુ' (પશ્ચિમી વર્ષ) અને સંસ્કૃત ભાષામાં 'કોલંબ સંવત' કહે છે.

મલબારના લોકો એને પરશુરામનો સંવત કહે છે ને એને ૧૦૦૦ વર્ષનું ચક્ર માને છે. આ અનુસાર એનાં વર્ષ ૧ થી ૧૦૦૦ ગણાય છે, એ ચક્ર પૂરું થતાં ફરી વર્ષ ૧ થી ગણવામાં આવે છે ને એ રીતે હાલ એનું ચોથું ચક્ર ચાલે છે.[18] પરંતુ ઈ. સ. ૧૮૨૫ માં એનાં ૧૦૦૦ વર્ષ પૂરાં થયા પછી પણ ૧૦૦૧, ૧૦૦૨ એમ સળંગ સંખ્યા ચાલુ રહેલી છે, આથી ૧૦૦૦ વર્ષના ચક્રને લગતી માન્યતા યથાર્થ લાગતી નથી. પરશુરામને લગતી માન્યતા પણ પ્રચલિત સંવતને આગળ જતાં પૌરાણિક પાત્રો સાથે સાંકળવાની વૃત્તિનું જ પ્રતિબિંબ પાડે છે.[19]

આ સંવત કોલ્લમ[20] શહેરની સ્થાપનાની યાદગીરીમાં શરૂ થયો એવું પણ મનાય છે.[21] પરંતુ આ સંવત ઈ. સ. ૮૨૪–૮૨૫ના અરસામાં શરૂ થયો જણાય છે, જ્યારે કોલ્લમ શહેરના ઉલ્લેખ ૭ મી સદી સુધીના પ્રાપ્ત થયા છે.[22] છતાં આ સંવતના નામ પરથી એનો કોલ્લમ શહેર સાથેનો સંબંધ સૂચિત થાય છે, આથી આ સંવત એ નગરના પુનર્નિર્માણના સમયે શરૂ થયો હોય એવું સંભવે.[23]

આ સંવતનો સહુથી જૂનો અભિલેખ વર્ષ ૧૪૯ નો મળ્યો છે.[24]

વીર રવિવર્માના ત્રિવેન્દ્રમ શિલાલેખમાં કલિયુગ સંવતના વર્તમાન વર્ષ ૪૭૦૨ બરાબર કોલ્લમ સંવતનું વર્ષ ૭૭૬ આપ્યું છે. એ પરથી એ બે સંવત વચ્ચે ૩૯૨૫ વર્ષનો તફાવત હોવાનું માલૂમ પડે છે.[25]

કોલ્લમ સંવતવાળા કેટલાક અભિલેખોમાં આપેલાં વર્ષ, સંક્રાંતિ, દિવસ, વાર વગેરેની વિગતોની ગણતરી પરથી ડૉ. કીલ્હોર્ને કોલ્લમ સંવતમાં ૮૨૪–૮૨૫ ઉમેરવાથી ઈ. સ. આવે એવું નક્કી કર્યું છે.[26]

આ સંવતનાં વર્ષ સૌર અને વર્તમાન છે. કેરલના ઉત્તર ભાગમાં આ વર્ષ કન્યા સંક્રાન્તિથી શરૂ થાય છે, જે લગભગ ભાદરવા(સપ્ટેમ્બર)માં આવે છે

ને એના દક્ષિણ ભાગમાં તથા તિરુનેલવેલી જિલ્લામાં એ સિંહ સંક્રાન્તિથી શરૂ થાય છે, જે લગભગ શ્રાવણ(ઑગસ્ટ)માં આવે છે. ઉત્તરમાં એના માસ કન્યા, તુલા, વૃશ્ચિક...વગેરે સંક્રાન્તિઓના નામે ઓળખાય છે, જ્યારે દક્ષિણમાં એ અવની, પુરત્તસી, ઐપ્પસી, કાર્ત્તિકઈ, માર્ગલી, તાઈ, માસી, પાનગુની, ચિત્તિરઈ, વૈકાસી, આની અને આડી–એવાં નામે ઓળખાય છે. આ નામ ચાંદ્ર માસનાં તમિળ નામ છે.

કોલ્લમ સંવતના વર્ષમાં ૩૧ મી ડિસેંબર સુધી અર્થાત્ પહેલાં ત્રણ-ચાર મહિના દરમ્યાન ૮૨૪ અને એ પછી બાકી વખત ૮૨૫ ઉમેરવાથી ઈ.સ.નું વર્ષ આવે છે. દા.ત. કોલ્લમ સંવતનું ઉત્તરી વર્ષ ૧૦૮૬ (વર્તમાન) ૧૭મી સપ્ટેમ્બર, ૧૯૧૦ ના રોજ શરૂ થયું અને ૧૬મી સપ્ટેમ્બર, ૧૯૭૧ ના રોજ પૂરું થયું. એના બાર માસ હતા. એમાં કન્યા માસ ૩૦, તુલા માસ ૩૦, વૃશ્ચિક માસ ૨૯, ધન માસ ૩૦, મકર માસ ૨૯, કુંભ માસ ૩૦, મીન માસ ૩૦, મેષ માસ ૩૧, વૃષભ માસ ૩૨, મિથુન માસ ૩૧, કર્ક માસ ૩૨ અને સિંહ માસ ૩૧ દિવસનો હતો એમ કુલ ૩૬૫ દિવસનું વર્ષ હતું. દક્ષિણમાં એ વર્ષ ૧૭મી ઑગષ્ટ, ૧૯૧૦ થી ૧૬ મી ઑગષ્ટ, ૧૯૧૧ સુધીનું હતું, કેમ કે ત્યાં કોલ્લમ વર્ષ એક મહિનો વહેલું શરૂ થાય છે.

## ભૌમ–કર સંવત

ઓરિસ્સામાં ભૌમ વંશના અઢાર રાજાઓએ લગભગ બસો વર્ષ રાજ્ય કર્યું. તેઓના નામના અંતે 'કર' શબ્દ આવે છે. આથી આ રાજાઓ 'ભૌમ–કર' નામે ઓળખાય છે.

પુરી–કટક પ્રદેશમાં ભૌમ–કર રાજ્યની સત્તા ૯મી–૧૦મી સદીમાં પ્રવર્તી લાગે છે.[૨૭] એ પછી તેઓનું સ્થાન સોમવંશીઓએ લીધું. ભૌમ–કર રાજ્યના સામંતોએ પણ તેઓનો આ સંવત વાપર્યો હતો.[૨૮]

આ સંવતનાં વર્ષોને તુલનાત્મક કાલગણનાની રીતે તપાસતાં એનો આરંભ નવમી સદીના પૂર્વાર્ધમાં, પ્રાયઃ પૂર્વાર્ધના મધ્યમાં, થયો હોવાનું માલૂમ પડે છે.[૨૯] ભૌમ–કર વંશના પ્રથમ રાજા ક્ષેમંકરના રાજ્યના વર્ષ ૧ થી એ શરૂ થયો લાગે છે.

રાજા શત્રુભંજના દસપલ્લ તામ્રપત્રમાં વર્ષ ૧૯૮ માં વિષુવ-સંક્રાન્તિ, રવિવાર, પંચમી અને મૃગશિર નક્ષત્રની વિગત આપવામાં આવી છે. આ દિવસ

ઈ. સ. ૧૦૨૯ ના માર્ચની ૨૩ મીનો હોવાનું માલૂમ પડે છે. આ પરથી ભૌમ-કર સંવતનો આરંભ ઈ. સ. ૮૩૧ માં થયો જણાય છે.[૩૦]

આ સંવત બસો વર્ષ પ્રચલિત રહી પછી લુપ્ત થઈ ગયો.

## નેવારી સંવત

નેપાલમાં નવમી સદીમાં વળી એક નવો સંવત પ્રચલિત થયો. એને 'નેવારી (નેપાલી) સંવત' કહે છે.

બીજા ઠાકુરી વંશના રાજા જયદેવમલ્લે નેવારી સંવત ચલાવ્યો એવું નેપાલની 'વંશાવલી'માં નોંધ્યું છે.[૩૧] પરંતુ એ રાજા ઘણો મોડો થયો. ખરેખર તો આ સંવત રાઘવદેવ નામે રાજાએ તિબેટી હકૂમતમાંથી મળેલી મુક્તિની યાદગીરીમાં શરૂ કર્યો લાગે છે.[૩૨] રાઘવદેવ પ્રથમ ઠાકુરી વંશના રાજા જયદેવનો પૂર્વજ હતો.[૩૩]

નેવારી સંવત અને વિક્રમ સંવત વચ્ચે ૯૩૭ વર્ષનું ને નેવારી સંવત અને શક સંવત વચ્ચે ૮૦૧ વર્ષનું અંતર રહેલું છે. અભિલેખો તથા પુસ્તકોમાં મળતી આ સંવતની મિતિઓની ગણતરી પરથી કીલ્હોર્ને આ સંવતનો આરંભ ચૈત્રાદિ વિ. સં. ૯૩૬ ના કા. સુ. ૧ થી અર્થાત્ ઈ. સ. ૮૭૯ ના ઑક્ટોબરની ૨૦ મીથી થયો હોવાનું નક્કી કર્યું છે.[૩૪] એનાં વર્ષ સામાન્ય રીતે 'ગત' હોય છે. નેવારી સંવતના ગત વર્ષમાં ૮૭૮-૮૭૯ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે છે. એનાં વર્ષ કાર્ત્તિકાદિ છે ને એના માસ અમાન્ત છે.

આ સંવત નેપાલમાં છેક ૧૮ મી સદી સુધી ઘણો પ્રચલિત રહ્યો. ઈ. સ. ૧૭૬૮માં ત્યાં ગોરખાઓની હકૂમત પ્રવર્તી ત્યારથી એને બદલે પાછો શક સંવત પ્રચલિત થયો છે. ત્યાં પંડિતોમાં હજી નેવારી સંવત થોડે અંશે ચાલુ રહ્યો છે.

## ચાલુક્ય-વિક્રમ સંવત

કલ્યાણ(દખ્ખણ)ના ચાલુક્ય વિક્રમાદિત્ય ૬ ઠ્ઠાએ પોતાના રાજ્યમાં શક સંવતની જગ્યાએ પોતાના નામનો નવો સંવત પ્રવર્તાવ્યો. આ સંવત એના વંશજોએ ચાલુ રાખ્યો.

દખ્ખણના કેટલાક અભિલેખોમાં એને 'વિક્રમ કાલ' કહ્યો છે, પરંતુ ઉત્તર ભારતના પ્રાચીન વિક્રમ કાલથી જુદો બતાવવા માટે એને કેટલાક અભિલેખોમાં 'ચાલુક્ય-વિક્રમ કાલ' કહેવામાં આવ્યો છે.[૩૫]

આ સંવતનું વર્ષ ૧=શક વર્ષ ૯૯૮ (ઈ. સ. ૧૦૭૬-૧૦૭૭) આવે છે, ને એથી એના વર્ષમાં ૧૦૭૫-૧૦૭૬ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે એમ પહેલાં લાગતું હતું.[36] પરંતુ આ સંવતની મિતિઓની ગણતરી કરતાં માલૂમ પડે છે કે એનું વર્ષ ૧ કોઈમાં શક વર્ષ ૯૯૭ (ઈ. સ. ૧૦૭૫-૭૬), કોઈમાં શક વર્ષ ૯૯૮ (૧૦૭૬-૭૭), કોઈમાં શક વર્ષ ૯૯૯ (ઈ. સ. ૧૦૭૭-૭૮) તો કોઈમાં શક વર્ષ ૧૦૦૦ (ઈ. સ. ૧૦૭૮-૭૯) બરાબર આવે છે.[37] આનું કારણ એ લાગે છે કે વિક્રમાદિત્ય પોતાના મોટા ભાઈ સોમેશ્વર ૨ જાનો પરાભવ કરી સત્તારૂઢ થયો ત્યારે એની સત્તા એના રાજ્યના જુદાજુદા ભાગમાં જુદાજુદા સમયે અંગીકાર કરવામાં આવી હશે ને આથી એના સંવતનો આરંભ જુદાજુદા ભાગમાં શક વર્ષ ૯૯૭ થી ૧૦૦૦ દરમ્યાન જુદાજુદા વર્ષે થયેલો મનાયો હશે. એનો રાજ્યાભિષેક શક ૯૯૭ (ઈ. સ. ૧૦૭૫-૭૬) કે ૯૯૮ (ઈ. સ. ૧૦૭૬-૭૭)માં થયો હશે ને કેટલાક ભાગમાં એકબે વર્ષ મોડો ગણાયો હશે.[38] સોમેશ્વર ૨ જાએ ઈ. સ. ૧૦૭૬ ના સપ્ટેંબરની ૧ લી સુધી રાજ્ય કર્યું હોવાનું જાણવા મળેલું છે. આથી ચાલુક્ય-વિક્રમ સંવતના વર્ષમાં લગભગ ૧૦૭૬-૭૭ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે.

આ સંવતનાં વર્ષ ચૈત્રાદિ હતાં ને વર્ષનો આરંભ ચૈત્ર સુદિ ૧ થી ગણાતો, પરંતુ એનો અર્થ એવો નથી કે વિક્રમાદિત્ય ૬ ઠ્ઠાનો રાજ્યાભિષેક બરાબર એ દિવસે જ થયો હતો.[39] એ રાજ્યાભિષેક શક વર્ષ ૯૯૯ માં થયો હોય ને આ સંવતનો આરંભ એ વર્ષના ચૈત્ર સુદ ૧ (૨૬મી ફેબ્રુઆરી, ઈ. સ. ૧૦૭૭)થી થયેલો ગણવામાં આવ્યો હોય[40] એ અસંભવિત નથી. છતાં એ ખરેખર શક વર્ષ ૯૯૮ માં થયો હોય ને એ વર્ષના ચૈત્ર સુ. ૧ (૯મી માર્ચ, ઈ. સ. ૧૦૭૬)થી ગણાયો હોય, પરંતુ સોમેશ્વરની સત્તા અમુક ભાગમાં એ પછી થોડો વખત ચાલુ રહી હોય એ ઘણું સંભવિત છે.[41]

કલ્યાણના ચાલુક્ય રાજ્યનો ૧૨ મી સદીના છેલ્લા ચરણમાં અંત આવ્યો ને ચાલુક્ય-વિક્રમ સંવત સોએક વર્ષમાં લુપ્ત થઈ ગયો.

## સિંહ સંવત

સૌરાષ્ટ્રના, ખાસ કરીને દક્ષિણ સૌરાષ્ટ્રના, કેટલાક અભિલેખોમાં સિંહ સંવતનો ઉલ્લેખ આવે છે. એમાં આ સંવતનું સ્પષ્ટતઃ 'સિંહ સંવત' નામ આપેલું છે. આ સંવતનાં વર્ષ ૩૨, ૬૦, ૯૬ અને ૧૫૧ની મિતિઓ મળી છે. સદ્ભાગ્યે એ દરેક મિતિમાં સિંહ સંવતની સાથે વિક્રમ સંવતનું કે વલભી

સંવતનું પણ વર્ષ આપવામાં આવ્યું છે : (૧) કુમારપાલના સમયના માંગરોળ શિલાલેખમાં[૪૨] વિ. સં. ૧૨૦૨ સાથે સિં. સં. ૩૨, (૨) પ્રભાસ પાટણના શિલાલેખમાં[૪૩] વ. સં. ૮૫૦ (૮૫૫) સાથે સિં. સં. ૬૦, (૩) ભીમદેવ ૨ જાના તામ્રપત્રમાં[૪૪] વિ. સં. ૧૨૬૬ સાથે સિં. સં. ૯૬, અને (૪) અર્જુનદેવના સમયના સોમનાથ પાટણના શિલાલેખમાં[૪૫] હિ. સં. ૬૬૨, વિ. સં. ૧૩૨૦ અને વ. સં. ૯૪૫ સાથે સિં. સ. ૧૫૧.

સિંહ સંવતની મિતિઓને વિક્રમ અને વલભી સંવતના વર્ષને અનુલક્ષીને તપાસતાં સિંહ સંવત વલભી સંવત કરતાં ૭૯૪-૭૯૫ વર્ષ અને વિક્રમ સંવત કરતાં ૧૧૬૯-૧૧૭૦ વર્ષ મોડો શરૂ થયો હોવાનું માલૂમ પડે છે.[૪૬] એનાં વર્ષ કાર્તિકાદિ નહિ પણ ચૈત્રાદિ (કે આષાઢાદિ) હતાં; એના માસ અમાન્ત હતા કે પૂર્ણિમાન્ત એ જાણવા મળતું નથી.[૪૭] સિંહ સંવતના વર્ષમાં ૧૧૧૩-૧૧૧૪ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે છે.

આ સંવતની ઉત્પત્તિ વિશે જુદાંજુદાં સૂચન થયાં છે. ટૉડે એને 'શિવસિંહ સંવત' માનીને દીવના ગોહિલ રાજા શિવસિંહે એ શરૂ કર્યો હોવાનું સૂચવેલું,[૪૮] પરંતુ આ નામ તથા રાજા માટે કોઈ પ્રમાણ ઉપલબ્ધ નથી. શ્રી. વલ્લભજી હ. આચાર્યે સિંહ સંવત માંગરોળના ગુહિલ રાજા સહજિગે શરૂ કર્યો હોવાનું સૂચવ્યું.[૪૯] આ સૂચનમાં દક્ષિણ સૌરાષ્ટ્રના સ્થાનિક રાજાએ ચૌલુક્યોથી સ્વતંત્ર થઈ પોતાનો સંવત પ્રવર્તાવ્યો હોવાનું ઉદ્દિષ્ટ છે. આથી એ ખાસ લક્ષમાં લેવા જેવું ગણાય. પરંતુ એમાં 'સિંહ' નામનુ તાત્પર્ય સ્ફુટ થતું નથી. વળી સહજિગના પુત્ર મૂલુકના સિં.સં. ૩૨ ના માંગરોળ લેખમાં તો ચૌલુક્ય રાજા જયસિંહ તથા કુમારપાલની પ્રશસ્તિ કરવામાં આવી છે. શ્રી. વજેશંકર ગૌ. ઓઝાએ આ સંવત પોરબંદરના એક લેખમાં ઉલ્લિખિત મંડલેશ્વર સિંહે શરૂ કર્યાનું સૂચવ્યું.[૫૦] પરંતુ એ મંડલેશ્વરનું નામ સામન્તસિંહ હતું ને એનો સમય તો વિ. સં. ૧૩૧૫-૧૩૩૪ નો છે.[૫૧] ભગવાનલાલ ઇન્દ્રજીએ આ સંવત સોલંકી રાજા જયસિંહદેવે સોરઠ જીતીને એની યાદગીરીમાં ત્યાં પ્રવર્તાવ્યો હોવાનું સૂચવ્યું છે.[૫૨] જયસિંહદેવે સોરઠ જીત્યાનું અજબ પરાક્રમ કરેલું ને એના નામમાં 'સિંહ' શબ્દ આવે છે એ જોતાં આ સૂચન ઘણું સંભવિત લાગે છે. પરંતુ ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહે પ્રવર્તાવેલો આ સંવત સોરઠમાં સીમિત રહ્યો એનું કારણ કળવું મુશ્કેલ છે.

આ સંવત લગભગ દોઢ સૈકા પછી લુપ્ત થઈ ગયો.

**લક્ષ્મણસેન સંવત**

આ સંવત બંગાળા, દક્ષિણ બિહાર અને મિથિલા(ઉત્તર બિહાર)માં પ્રચલિત હતો ને હાલ મિથિલામાં થોડા પ્રમાણમાં ચાલુ રહ્યો છે.

આ સંવતને 'લક્ષ્મણ સંવત' કે 'લ.સં.' કહે છે. આ સંવત બંગાળાના સેન વંશના રાજા લક્ષ્મણસેન સાથે સંકળાયેલો છે. એ રાજા લગભગ ઈ. સ. ૧૧૭૯ થી ૧૨૦૬ સુધી રાજ્ય કરતો હતો.

આ સંવતના આરંભિક લેખ વર્ષ ૫૧ ૭૪, અને ૮૩ના છે ને એ બધા લેખ દક્ષિણ બિહારના ગયા પ્રદેશમાં મળ્યા છે.[૫૩] એમાંના વર્ષ ૭૪ ની મિતિ સાથે આપેલો વાર ઈ. સ. ૧૨૫૩માં બંધ બેસે છે. આથી આ સંવતનાં વર્ષ શરૂઆતમાં ઈ. સ. ૧૧૭૯ ના અરસામાં લક્ષ્મણસેનના રાજ્યારોહણથી ગણાતાં હોવાનું સ્પષ્ટ થાય છે.[૫૪]

પરંતુ અબુલ ફઝલ (૧૬મી સદી) 'અકબરનામા'માં જણાવે છે કે લ. સં. ૪૬૫=શ. સં. ૧૫૦૬=વિ. સ. ૧૬૪૧ છે. 'સ્મૃતિતત્ત્વામૃત'(૧૭મી સદી)માં લ. સં. ૫૦૫= શ. સં. ૧૫૪૬ જણાવ્યું. છે. 'નરપતિજયચર્યાટીકા'(૧૭મી સદી')માં [૫૫] લ. સં. ૪૯૪= શ. સ. ૧૫૩૬ આપ્યું છે. આ સર્વ સમીકરણો પરથી લક્ષ્મણસેન સંવત અને શક સંવત વચ્ચે ૧૦૪૧ વર્ષનું અંતર હોવાનું માલૂમ પડે છે.[૫૬] આ હિસાબે લ. સં. અને ઈ. સ. વચ્ચે ૧૧૧૯ વર્ષનું અંતર આવે.

પરંતુ મિથિલામાં આ સંવત શક વર્ષ ૧૦૨૮(ઈ. સ. ૧૧૦૬)માં શરૂ થયેલો ગણાયો એવા ઉલ્લેખ મળે છે.[૫૭] મિથિલાનાં વર્તમાન પંચાંગોમાં લ. સં. ૧=શ. સં. ૧૦૨૬–૨૭, ૧૦૨૭–૨૮, ૧૦૨૯–૩૦ કે ૧૦૩૦–૩૧ એમ જુદીજુદી રીતે ગણાય છે. અર્થાત્ હાલ એ સંવત ઈ. સ. ૧૧૦૪ થી ૧૧૦૯ દરમ્યાન શરૂ થયો મનાય છે.[૫૮] આમ આ સંવત આગળ જતાં ઈ. સ. ૧૧૦૪–૧૧૧૯ દરમ્યાન શરૂ થયો ગણાયો. ઉત્તર મધ્યકાલીન લેખોમાં આવેલી મિતિઓના આધારે એ ઈ. સ. ૧૧૦૮ અને ૧૧૧૯ની વચ્ચે શરૂ થયો હોવાનું માલૂમ પડે છે.[૫૯] પરંતુ લક્ષ્મણસેનનું રાજ્યારોહણ તો વાસ્તવમાં ઈ. સ. ૧૧૭૯ જેટલા મોડા વર્ષમાં થયેલું છે. આમ આ સંવતના આરંભકાલની બાબતમાં ઘણો ગોટાળો થયો છે.

લક્ષ્મણસેને કે સેન વંશના કોઈ રાજાએ ખરેખર આવો સંવત શરૂ કર્યો નહોતો. પરંતુ બખત્યાર ખલજીએ ઈ. સં. ૧૨૦૦ ના અરસામાં લક્ષ્મણસેનને

ઉત્તર બંગાળામાંથી ભગાડયો ત્યાર પછી દક્ષિણ બિહારમાં લક્ષ્મણસેનના ગત કે અતીત કે વિનષ્ટ રાજ્યના નામે સંવત પ્રવર્ત્યો; ને મુસ્લિમોએ દક્ષિણ બિહાર સર કર્યું ત્યારે ત્યાંના લોકોએ ઉત્તર બિહારમાં સ્થળાંતર કરી એ સંવત ત્યાં પ્રચલિત કર્યો. પરંતુ આ વિષમ કાલ દરમ્યાન આ સંવતના આરંભકાલની બાબતમાં ગૂંચવાડો થયો. મૂળમાં એ સંવત લક્ષ્મણસેનના રાજ્યારોહણ(ઈ. સ. ૧૧૭૯)થી ગણાતો, તેને બદલે હવે એ એના જન્મવર્ષ(ઈ. સ. ૧૧૧૯)થી ગણાવા લાગ્યો; ને આગળ જતાં વળી એને બદલે એથી ૫ થોડાં વર્ષ વહેલો (મોટે ભાગે ઈ. સ. ૧૧૦૮માં) શરૂ થયેલો ગણાયો.[૬૦]

ઈ. સ. ૧૧૧૯ના આરંભની મિતિઓમાં એનાં વર્ષ કાર્ત્તિકાદિ ગણાતાં એવું માલૂમ પડે છે.[૬૧] પરંતુ હાલ એનાં વર્ષ મિથિલામાં માઘાદિ ગણાય છે ને એના માસ અમાન્ત છે.[૬૨]

## વીર બલ્લાલ સંવત

માયસોરના હોયસાળ વંશના પ્રતાપી રાજા વીર બલ્લાલ ૨ જાએ, ચાલુક્ય રાજા વિક્રમાદિત્ય ૬ઠ્ઠાના અનુકરણમાં, પોતાના નામનો નવો સંવત પ્રવર્તાવ્યો. આ સંવત શક વર્ષ ૧૧૧૪ (વર્તમાન)=ઈ. સ. ૧૧૯૧ માં શરૂ થયો, જ્યારે એ રાજાએ પોતાની સત્તાવાર સ્વતંત્રતા સ્થાપી.[૬૩]

## બલાલી સન અને પરગણાતી સન

બંગાળાના કેટલાક ભાગમાં ઉત્તર મધ્યકાલ દરમ્યાન બલાલી સન અને પરગણાતી સન નામે બે સંવત પ્રચલિત હતા. બલાલી સન ઈ. સ. ૧૧૯૯ માં અને પરગણાતી સન ઈ. સ. ૧૨૦૨–૦૩ (કે ૧૨૦૧–૦૨) માં શરૂ થયો ગણાતો.[૬૪]

આ બંને સંવત લક્ષ્મણસેન સંવતનાં રૂપાંતર જેવા છે. લક્ષ્મણસેને ઈ.સ. ૧૨૦૦ ના અરસામાં બંગાળા ગુમાવ્યું હતું એ અતીત ઘટનાને અનુલક્ષીને આગળ જતાં પશ્ચિમ બંગાળામાં આ સંવત પ્રચલિત થયા લાગે છે.[૬૫] ત્યારે એ અતીત ઘટનાનું વર્ષ બેત્રણ વર્ષ વહેલુંમોડું ગણાયું હશે.

## હિજરી સન

અરબોની હકૂમત સિંધમાં ૮ મી સદીમાં અને પંજાબમાં ૧૧ મી સદીમાં સ્થપાઈ. ત્યારથી ત્યાં હિજરી સન પ્રચલિત થઈ હશે. પરંતુ અભિલેખોમાં એનો ઉલ્લેખ મહમૂદ ગઝનવીના સમય(૧૧ મી સદી)થી મળે છે ને તે મહમૂદપુર(લાહોર)માં પડાવેલા એના સિક્કાઓ પર. અહીંના શિલાલેખોમાં હિજરી સનનાં વર્ષ ૧૨ મી સદીના છેલ્લા દસકાથી અપાવા લાગ્યાં.

હિજરી સન મુહમ્મદ પેગંબરે મક્કાથી મદીના કરેલી હિજરતની યાદગીરીમાં, પેગંબરની હયાતી બાદ ખલીફા ઉમર(ઈ. સ. ૬૩૪-૬૪૪)ના સમયમાં હિ. સ. ૧૭ માં અરબસ્તાનમાં પ્રચલિત થઈ હતી. એ હિજરતની ઘટના ઈ. સ. ૬૨૨ ના જુલાઈની ૧૫ મીએ બની હતી.[૬૬]

એનાં વર્ષ ચાંદ્ર છે. એના મહિના બાર છે: ૧. મુહર્રમ, ૨. સફર, ૩. રબીઉલ્ અવ્વલ, ૪. રબીઉલ્ આખિર કે રબી' ઉસ સાની, ૫. જમાદીલ અવ્વલ, ૬. જમાદીલ આખિર કે જમાદીલ સાની, ૭. રજબ, ૮. શાબાન, ૯. રમજાન, ૧૦. શવ્વાલ, ૧૧. જિલ્કાદ અને ૧૨ જિલહિજ્જ. હિજરી સનના મહિના ચાંદ્ર છે ને એનો આરંભ સુદ બીજથી ગણવામાં આવે છે. રોજ (દિવસ) સૂર્યાસ્તથી સૂર્યાસ્તનો ગણાય છે.

હિજરી સનમાં અધિક માસ ઉમેરવામાં આવતો નથી. આથી એનાં વર્ષ શુદ્ધ ચાંદ્ર છે. ચાંદ્ર વર્ષ લગભગ ૩૫૪ દિવસનું હોય છે. આથી એના મહિના એકાંતરે ૩૦ અને ૨૯ દિવસના ગણવામાં આવે છે. ચાંદ્ર વર્ષ ખરી રીતે ૩૫૪ દિવસ ઉપર લગભગ ૮ કલાક અને ૪૮ મિનિટ જેટલું લાંબું હોઈ, દર ૩૦ વર્ષે ૧૧ દિવસની ઘટ આવે છે. આથી દર ૩૦ વર્ષ દરમ્યાન વર્ષ ૨, ૫, ૭ (કે ૮), ૧૦, ૧૩, ૧૫, ૧૮ (કે ૧૯), ૨૧, ૨૪, ૨૬ (કે ૨૭) અને ૨૯ ને પ્લુત વર્ષ ગણી એ વર્ષના છેલ્લા મહિનામાં ૧ દિવસ વધારે ગણવામાં આવે છે. અર્થાત્ એ મહિનાને ૨૯ ને બદલે ૩૦ દિવસનો ગણવામાં આવે છે.[૬૭]

હિ. સ. નું વર્ષ ચાંદ્ર હોવાથી સૌર વર્ષ કરતાં લગભગ ૧૧ દિવસ જેટલું ટૂંકું છે, આથી ૧૩૦૦ સૌર વર્ષ દરમ્યાન લગભગ ૪૦ ચાંદ્ર વર્ષ વધારે આવે છે. હિ. સ. ૧ ઈ. સ. ૬૨૨ માં હતું, હિ. સ. ૫૦૦ ઈ. સ. ૧૧૦૦ માં, હિ. સ. ૧૦૦૦ ઈ.સ. ૧૫૯૧માં અને હિ. સ. ૧૩૦૦ ઈ. સ. ૧૮૮૨માં. આમ હિ. સ. અને ઈ. સ. ની વચ્ચેનું અંતર ધીમે ધીમે ઘટતું જાય છે. ઈ. સ. ૧૯૭૦માં હિ. સ. ૧૩૯૦ ચાલતી હતી. ત્યારે એનો તફાવત ૫૮૦ વર્ષનો હતો. અર્થાત્ હિ. સ. નાં ૧૩૯૦ વર્ષમાં એ તફાવત ૬૨૧ ને બદલે ૫૮૦ નો થયો. આથી હિ. સ. અને ઈ. સ. વચ્ચેનો તફાવત ધ્રુવ રહેતો નથી પણ ધીમે ધીમે ઓછો થતો જાય છે. આને લઈને હિ. સ. ની બરાબરનું ઈ. સ. નું વર્ષ કાઢવા માટે ગુણાકાર, ભાગાકાર, સરવાળા ને બાદબાકીની અટપટી ગણતરી કરવી પડે છે.[૬૮]

હિ.સ.નું વર્ષ ચાંદ્ર હોવાથી એમાં ઋતુઓનો મેળ મળતો નથી ને એનો એ તહેવાર જુદીજુદી ઋતુમાં આવે છે.

ભારતમાં મુસ્લિમ રાજ્યોમાં તથા મુસ્લિમ લોકોમાં હિજરી સન પ્રચલિત રહી છે. અરબી–ફારસી અભિલેખોમાં લગભગ હંમેશાં આ સનનાં વર્ષ આપવામાં આવે છે. ક્યારેક સંસ્કૃત અભિલેખમાં પણ એનાં વર્ષ જોવામાં આવે છે, જેમ કે અર્જુનદેવના વેરાવળ શિલાલેખમાં.[૬૯] એવી રીતે ભારતની બીજી ભાષાઓના અભિલેખોમાં પણ એનો પ્રાસંગિક ઉલ્લેખ આવે છે.

### ભાટિક સંવત

રાજસ્થાનના જેસલમેર પ્રદેશમાં કેટલાક મધ્યકાલીન અભિલેખોમાં 'ભાટિક સંવત' નામે સંવત પ્રયોજાયો છે.

જેસલમેરના વિષ્ણુમંદિર શિલાલેખોમાં વિ. સં. ૧૪૯૪(ઈ. સ. ૧૪૩૭–૩૮)= ભાટિક વર્ષ ૮૧૩ (વર્તમાન) અને ત્યાંના મહાદેવ મંદિરના શિલાલેખમાં વિ. સં. ૧૬૭૩ (ઈ. સ. ૧૬૧૬–૧૭)=શ. સં. ૧૫૩૮=ભા. સં. ૯૯૩ (વર્તમાન) આપવામાં આવ્યું છે.[૭૦] આથી ભા. સં. અને ઈ. સ. વચ્ચે ૬૨૪–૨૫ નો અથવા ૬૨૩–૨૪ નો તફાવત આવે છે.

આ સંવત જેસલમેરના ભાટી વંશના સ્થાપક ભટ્ટિ કે ભટ્ટિક (ભાટિક) દ્વારા શરૂ થયો મનાય છે, પરંતુ આ સંવતનો નિર્દેશ એના વર્ષ ૫૦૦ પહેલાં ક્યાંય મળ્યો નથી.

ભાટિક સંવતના અભિલેખોમાં એનાં વર્ષ ૫૩૪ થી ૯૯૩ મળ્યાં છે.[૭૧]

આ સંવતની ઉત્પત્તિની બાબતમાં ખરી વાત એ લાગે છે કે અરબોએ ૮ મી સદીમાં સિંધ જીત્યું ત્યારે ત્યાં પ્રચલિત થયેલી હિજરી સન આગળ જતાં એની પડોશમાં આવેલા જેસલમેર પ્રદેશમાં પણ પ્રચલિત થઈ, પરંતુ ત્યાં એનાં વર્ષને સૌર ગણવામાં આવ્યાં. આમ કરવામાં ત્યાંના લોકોએ હિ. સ. ના આરંભ-વર્ષ વિ. સં. ૬૭૯–૮૦(ઈ. સ. ૬૨૨–૨૩)ને પાયારૂપ ગણીને સૌર વર્ષની પદ્ધતિએ વર્ષ ૧ થી ગણતરી કરી લાગે છે, પરંતુ એમાં એક વર્ષનો કંઈ ગોટાળો થયો જણાય છે.[૭૨]

ભાટિક સંવત ખરેખર એની છઠ્ઠી સદીમાં અર્થાત્ ઈસ્વી ૧૨ મી સદીમાં પ્રચલિત થયો ને ઈસ્વી ૧૭ મી સદી સુધી ચાલુ રહ્યો.[૭૩] એ પછી એ લુપ્ત થઈ ગયો.

### શાહૂર કે સૂર સન

આ સંવત બીજાપુરના આદિલશાહી રાજ્યમાં પ્રચલિત હતો. એ હિજરી સનનું રૂપાંતર છે. એને 'અરબી સન' કે 'મૃગ સાલ' પણ કહે છે.

'શાહૂર' (કે શુહૂર') એ નામ અરબી શબ્દ 'શહ્ર'(મહિના)ના બહુવચનના રૂપમાંથી વ્યુત્પન્ન થયું લાગે છે.[૭૪] 'સૂર' એ પ્રાયઃ એના અરબી નામનું મરાઠી રૂપાંતર છે.[૭૫]

એનાં વર્ષ તથા એના માસ સૌર છે. એના વર્ષમાં ૫૯૯–૬૦૦ ઉમેરવાથી ઈ.સ.નું વર્ષ આવે છે. આ સંવતનો આરંભ ઈ. સ. ૧૩૪૪ના મે માસની ૧૫મીએ સૂર્ય મૃગશિર નક્ષત્રમાં હતો ત્યારે થયો હોવાનું માલૂમ પડે છે.[૭૬] એનાં વર્ષ સૂર્ય મૃગ નક્ષત્રમાં પ્રવેશ કરે ત્યારે અર્થાત્ ૫મી, ૬ઠ્ઠી કે ૭મી જૂને શરૂ થાય છે. તેથી એને 'મૃગ – સાલ' કહે છે.

આ સંવતનાં વર્ષ અંકોથી નહિ, પણ અરબી શબ્દોનાં મરાઠી રૂપાંતરો દ્વારા દર્શાવાય છે, જેમકે અહદે (અહદ=૧), ઇસન્ને (અસના=૨), સલ્લીસ (સલસહ=૩) વગેરે.

શાહૂર સનની ઉત્પત્તિ વિશે કોઈ ચોક્કસ માહિતી મળી નથી. પરંતુ સુલતાન મુહમ્મદ તુગલકે (ઈ.સ. ૧૩૨૫–૧૩૫૧) દિલ્હીથી દૌલતાબાદ રાજધાની ખસેડી, ત્યારે રવી અને ખરીફ એ બંને ફસલો નિયત મહિનાઓમાં વસૂલ કરવા માટે એણે દખ્ખણમાં હિજરી સનનું આ સૌર રૂપાંતર પ્રચલિત કર્યું હોય એવું એના પ્રચલિત થયાના વર્ષ ઈ. સ. ૧૩૪૪ પરથી સૂચિત થાય છે.[૭૭]

આ સંવત દખ્ખણના મરાઠીભાષી પ્રદેશમાં પ્રચલિત હતો. હાલ એ ક્વચિત્ મરાઠી પંચાગોમાં જ દેખા દે છે.

## ફસલી સન

મુસ્લિમ રાજ્યોમાં હિજરી સન ચાલતી, પણ એનાં ચાંદ્ર વર્ષ અને ઋતુઓ વચ્ચે મેળ રહેતો ન હોઈ રવી અને ખરીફ ફસલ નિયત માસમાં વસૂલ કરવામાં ઘણી અગવડ પડતી. આથી મુઘલ બાદશાહ અકબરે હિજરી સનનાં વર્ષોને સૌર (ખરી રીતે ચંદ્ર-સૌર) બનાવી એને 'ફસલી સન'નું[૭૮] સ્વરૂપ આપ્યું. આ સુધારો હિ. સ. ૯૭૧(ઈ. સ. ૧૫૬૩)માં કરવામાં આવ્યો.[૭૯] આથી ત્યારથી હિ. સ. અને ઈ. સ. ના વર્ષ વચ્ચે ૫૯૨–૯૩નો ધ્રુવ તફાવત રહે છે.

આમ ફસલી સન એ શાહૂર સનની જેમ હિજરી સનનું સૌર રૂપાંતર છે. પહેલાં આ સન પંજાબ અને ઉ. પ્ર. માં પ્રચલિત થઈ. અકબરની હકૂમત વિસ્તરતાં એ પછી જુદાજુદા વર્ષે બંગાળા વગેરે બીજા પ્રદેશોમાં પ્રચલિત થઈ. આ સર્વ પ્રદેશોમાં એનાં વર્ષ આશ્વિનાદિ ગણાતાં અને એના માસ પૂર્ણિમાન્ત ગણાતા.[૮૦] એના વર્ષમાં ૫૯૨–૯૩ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે છે.

શાહજહાંના સમયમાં આ સન દક્ષિણ ભારતમાં પ્રચલિત થઈ ત્યારે હિ. સ. નું વર્ષ ૧૦૪૬ (ઈ. સ. ૧૬૩૬) ચાલતું હતું. આથી હિજરી સનનાં સૌર રૂપાંતર અને ઈ. સ. ના વર્ષ વચ્ચે ત્યાં ૫૯૦–૯૧ વર્ષનો તફાવત રહ્યો.[૮૧] આથી દક્ષિણી ફસલી સનમાં ૫૯૦–૯૧ ઉમેરવાથી ઈ. સ. આવે છે. મહારાષ્ટ્રમાં એનાં વર્ષ શાહૂર સનનાં વર્ષોની જેમ સૂર્ય મૃગશિર નક્ષત્રમાં પ્રવેશે ત્યારે (૫મી અને ૭મી જૂન વચ્ચે) શરૂ થાય છે ને મહિનાઓનાં નામ મુહર્રમ વગેરે હોય છે.

તમિળનાડુ પ્રદેશમાં આ સનનો આરંભ પહેલાં આડી (કર્ક) માસમાં અર્થાત્ સૌર શ્રાવણમાં (જૂન–જુલાઈમાં) થતો. લગભગ ઈ. સ. ૧૮૦૦ થી એનાં વર્ષ ૧૩ મી જુલાઈથી અને ઈ. સ. ૧૮૫૫ થી એ ૧ લી જુલાઈથી ગણાય છે.[૮૨]

## વિલાયતી સન

બંગાળા અને ઓરિસ્સામાં જે ફસલી સન પ્રચલિત થઈ તે 'વિલાયતી સન' તરીકે ઓળખાઈ. એનાં વર્ષ તથા એના માસ સૌર છે ને મહિના ચૈત્રાદિ નામે ઓળખાય છે. એનો આરંભ સૌર આશ્વિનથી અર્થાત્ સૂર્યની કન્યા સંક્રાન્તિથી થાય છે. વિલાયતી સનના વર્ષમાં ૫૯૨–૯૩ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે છે.[૮૩] બંગાળા અને ઓરિસ્સાના કેટલાક ભાગમાં આ સન ચાલુ છે.

## અમલી સન

આ વિલાયતી સનનું રૂપાંતર છે. એમાં અને વિલાયતી સનમાં ફેર એ છે કે અમલી સનનું વર્ષ ભાદરવા સુદ ૧૨ ના દિવસે શરૂ થાય છે, જ્યારે વિલાયતી સનનું વર્ષ કન્યા સંક્રાન્તિથી શરૂ થાય છે.[૮૪] આ સનનું વર્ષ ચાંદ્ર માસના શુક્લ પક્ષમાં ય પડવાથી નહિ પણ અધવચ દ્વાદશીથી શરૂ થાય છે એ વિચિત્ર ગણાય. કહે છે કે ઓરિસ્સાના રાજા ઇન્દ્રદ્યુમ્નનો એ જન્મદિવસ હતો, તેથી આ સનનો આરંભ એ દિવસથી ગણવામાં આવ્યો.[૮૫]

ઓરિસ્સાના વેપારીઓ અને કારકૂનોનાં આ સન હજી પ્રચલિત છે.

## બંગાલી સન

આ સનનો 'બંગાબ્દ' પણ કહે છે. આ પણ ફસલી સનનું રૂપાંતર છે. એની વિશેષતા એ છે કે એનાં વર્ષ પૂર્ણિમાન્ત આશ્વિન વદિ ૧ થી નહિ, પણ એ પછી સાતેક મહિને મેષ સંક્રાન્તિથી અર્થાત્ સૌર વૈશાખ માસથી શરૂ

થાય છે ને એના માસ સૌર છે. માસ સંક્રાન્તિના દિવસ પછીના દિવસે શરૂ થાય છે. બંગાબ્દમાં ૫૯૩–૯૪ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે છે.[૮૬]

### ત્રિપુરા સન

ત્રિપુરા રાજ્યમાં પ્રચલિત ત્રિપુરા સન એ બંગાલી સનનું રૂપાંતર છે, પણ એમાં વર્ષની સંખ્યા બંગાબ્દ કરતાં ૩ વર્ષ આગળ હોય છે. દા. ત. બંગાબ્દ ૧૩૫૭ (ઈ. સ. ૧૯૫૦–૫૧) હોય, ત્યારે ત્રિપુરા સનનું વર્ષ ૧૩૬૦ હોય છે. આથી આ સનમાં ૫૯૦–૯૧ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે છે.

આ ૩ વર્ષનો તફાવત કાંતો કોઈ કૃત્રિમ સુધારાને લઈ ને હશે અથવા તો હિજરી ૯૬૧ ને બદલે હિજરી ૧૦૭૪ ના સૌરીકરણને લઈને હશે.[૮૭]

### મગી સન

આ સન બંગલા દેશના ચિત્તાગોંગ પ્રદેશમાં પ્રચલિત છે. નવમી સદીથી સત્તરમી સદી સુધી એ પ્રદેશમાં આરાકાનીઓ, જેને બંગલા દેશમાં 'મગ' કહેતા હતા, તેઓનું શાસન હતુ. આ સન એ મગોના નામ પરથી 'મગ સન' તરીકે ઓળખાઈ લાગે છે.[૮૮]

આ સન બંગાલી સનને મળતી સન છે, પરંતુ એ ૪૫ વર્ષ પછી શરૂ થઈ ગણાય છે. આ તફાવત કોઈ અતીત ઘટનાના કલ્પિત સમયના કૃત્રિમ સુધારાને લઈને હશે.

બંગાબ્દ ૧૩૧૭ (ઈ. સ. ૧૯૫૦–૫૧) હોય ત્યારે મગી સનનું વર્ષ ૧૪૦૨ ચાલતું હોય છે. આ સનમાં ૫૪૮–૪૯ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે છે.

### મલ્લ સન

એવી રીતે પશ્ચિમ બંગાળાના બાંકુરા જિલ્લામાંનાં બિષ્ણુપુરના મલ્લ રાજાઓમાં પ્રચલિત થયેલી મલ્લ સન બંગાલી સન કરતાં ૧૦૧ વર્ષ આગળ છે. આ તફાવત કોઈ મલ્લ રાજના તરંગને લઈને થયો હશે.[૯૦]

બંગાબ્દ ૧૩૫૭ (ઈ. સ. ૧૯૫૦–૫૧) હોય ત્યારે આ સનનું વર્ષ ૧૪૫૮ ગણાય છે. આથી મલ્લ સનના વર્ષમાં ૪૯૨–૯૩ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે છે.

## મવલૂદી સન

આ સન મા઼સોરમાં ટીપૂ સુલતાને પ્રચલિત કરી હતી. પહેલાં એ સુલતાને સંવત્સરનાં શોભન વગેરે નામોને બદલે હીબ્રૂ ભાષાની અબજદ પદ્ધતિએ હીબ્રૂ કક્કાના અરબી અક્ષરોને ૧, ૨, ૩... વગેરે સંખ્યાઓના સંકેત બનાવી ઉપજાવેલાં નવાં નામ દાખલ કર્યાં.[૯૧] એ જ પદ્ધતિએ એણે મહિનાઓનાં પણ નવાં નામ ઉપજાવ્યાં.[૯૨]

હિ. સ. ૧૨૦૦ પુરું થતાં અર્થાત્ ઈ. સ. ૧૭૮૬માં ટીપૂ સુલતાને નવી સન પ્રચલિત કરી. હિજરી સન મુહમ્મદ પેગંબરની હિજરત(ઈ. સ. ૬૨૨)થી ગણાતી, એને બદલે પેગંબરના જન્મ(ઈ. સ. ૫૭૨)થી એણે નવી સન ગણાવી અને એમાં ચાંદ્ર વર્ષને બદલે ચાંદ્ર-સૌર વર્ષ રખાવ્યાં.[૯૩] આ નવી સનનું નામ 'મવલૂદી સન' છે. દા. ત. શક વર્ષ ૧૭૦૯(ઈ. સ. ૧૭૮૭-૮૮)માં પ્લવંગ સંવત્સર (૪૧) ચાલતો હતો, તેને મવલૂદી સનનું વર્ષ ૧૨૧૫ ગણવામાં આવ્યું. આ સનના વર્ષમાં ૫૭૨-૫૭૩ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે છે.

વળી સુલતાને હીબ્રૂ કક્કાના ક્રમ પર રચાયેલી અબજદ પદ્ધતિની જગ્યાએ અરબી કક્કાના ક્રમના આધારે નવી અબતસ પદ્ધતિ દાખલ કરી.[૯૪] મહિનાઓનાં નામોમાં પણ એણે આ પદ્ધતિ અપનાવી જરૂરી ફેરફાર કર્યા.[૯૫] અબતસ પદ્ધતિનાં વર્ષનાં નામ ટીપૂના સિક્કાઓ પર પ્રયોજાય છે. દા. ત. શક ૧૭૧૫ (ઈ. સ. ૧૭૯૩-૯૪)માં આ સનનું વર્ષ ૧૨૨૭ ગણાતું, ત્યારે સંવત્સર પ્રમાદી (૪૭) ચાલતો, આથી એને અબતસ પદ્ધતિએ 'સાહિર' (૪૭) કહેતા ને ત્રીજા માસ જ્યેષ્ઠને 'તકી' (=૩) કહેતા.[૯૬]

આ રીતે ભારતમાં હિજરી સનનાં રૂપાંતર તરીકે અનેક સંવત પ્રચલિત થયા, ખાસ કરીને મુઘલ કાલ દરમ્યાન. ને એમાં એનું આરંભવર્ષ ઈ. સ. ૬૨૨-૨૩ને બદલે ઈ. સ. ૫૯૯-૬૦૦ થી ઈ. સ. ૪૯૨-૯૩ સુધીનું ગણાયું.

* * *

એવી રીતે બીજી સહસ્રાબ્દી દરમ્યાન ભારતમાં બીજા કેટલાક સંવત પણ પ્રચલિત થયા.

## જરથોસ્તી સન

ઈરાનથી અહીં આવી વસેલા પારસીઓમાં જરથોસ્તી સન પ્રચલિત છે. એને 'પારસી સન' પણ કહે છે.

એના વર્ષમાં ૬૩૦-૬૩૧ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે છે. દા. ત. આ સનનું વર્ષ ૧૩૩૮ ઈ. સ. ૧૯૬૮ માં બેઠું હતું ને ૧૯૬૯ માં પુરું થયું હતું.

એનું વર્ષ સૌર છે. એમાં ૩૦-૩૦ દિવસના ૧૨ માસ ગણવામાં આવે છે. એનાં નામ છે: ૧ ફ્રરવરદીન, ૨ અરદી બેહેસ્ત, ૩ ખોરદાદ, ૪. તીર, ૫ અમરદાદ, ૬, શહેરેવર, ૭. મહેર, ૮. આવાં, ૯. આદર, ૧૦. દેહે, ૧૧. બહમન અને ૧૨, સ્પંદારમંદ. એના રોજ સંખ્યાંકથી નહિ પણ નામથી દર્શાવાય છે. ૧. અહુરમઝ્દ, ૨. બહમન, ૩. અરદી બેહેસ્ત... ૨૭ આસ્માન. ૨૮. અમીઆદ, ૨૯. મારેસ્પંદ અને ૩૦ અનેરાન-એમ ત્રીસેય રોજનાં અલગ અલગ નામ છે.

છેલ્લા મહિનાના ૩૦મા રોજ પછી પાંચ ગાથાના દિવસ ઉમેરવામાં આવે છે. એ રીતે વર્ષ કુલ ૩૬૫ દિવસનું થાય છે; ને છતાં મહિનાના દિવસની સંખ્યા એકસરખી રહે છે. સૌર વર્ષ ખરી રીતે લગભગ ૩૬૫.૨૫ દિવસનું હોય છે ને આથી દર ૧૨૦ વર્ષે જરથોસ્તી વર્ષ ૩૦ દિવસ જેટલું પાછળ પડે છે; આથી એમાં દર ૧૨૦ વર્ષે ૧ માસ ઉમેરવામાં આવે છે. આ અધિક માસને 'કબીસા' કહે છે. હાલ પારસી સનનું વર્ષ હમેશા ઑગસ્ટ માસમાં શરૂ થાય છે.

ઈરાનમાં સામાન્ય રીતે તે તે રાજાના રાજ્યકાલનાં વર્ષ વપરાતાં. ત્યાં સાસાની વંશના અમલ (ઈ. સ. ૨૩૬-૬૪૧) દરમ્યાન જરથોસ્તી ધર્મની જાહોજલાલી હતી. ને એ પછી આરબોના આક્રમણને લઈને એ ધર્મ પર આફત પ્રવર્તી. સાસાની વંશના છેલ્લા પાદશાહ યઝ્દગર્દના રાજ્યકાલનાં વર્ષોને સળંગ ચાલુ રાખતાં એના રાજ્યારોહણના વર્ષથી ગણાતી પારસી સન શરૂ થઈ મનાય છે.[૯૭] કેટલાક જરથોસ્તીઓ પોતાના ધર્મના રક્ષણ માટે વતન ત્યજી પશ્ચિમ ભારતમાં આવી વસ્યા ને ઈ. સ. ૯૩૬ માં સંજાણ(જિ. વલસાડ)માં સ્થિર થયા.[૯૮] તેઓ અહીં 'પારસી' તરીકે ઓળખાય છે.

## પુડુવૈપ્પુ સંવત

કોચીન (કેરલ રાજ્ય) પ્રદેશમાં પુડુવૈપ્પુ નામે સંવત પ્રચલિત હતો. કોચીન રાજ્ય અને ડચ ઈસ્ટ ઇન્ડિયા કંપની વચ્ચે થયેલી સંધિને લગતો કરાર તામ્રપત્રો પર કોતરેલો છે, તેમાં પુડુવૈપ્પુ સવંત ૩૨૨ ના મીને માસના દિવસ ૧૪ નો સમય જણાવેલો છે. એ દિવસે ઈ. સ. ૧૬૬૩ ના માર્ચની ૨૨ મી તારીખ

હતી.[૯૯] આમ પુ. સં. નો આરંભ ઈ. સ. ૧૩૪૧ માં થયો. એના વર્ષમાં ૧૩૪૧–૪૨ ઉમેરવાથી ઈ. સ.નું વર્ષ આવે છે.

એના માસ સૌર હતા ને સૂર્યની સંક્રાન્તિની રાશિના નામે ઓળખાતા.

'પુદુવેપ્પુ' મલયાળમ ભાષાનો શબ્દ છે. એનો અર્થ 'નવી વસાહતનો' એવો થાય છે. કોચીનની ઉત્તરે સમુદ્રમાંથી એક ટાપુ બહાર નીકળ્યો ને ત્યાં નવી વસાહત સ્થપાઈ, એની યાદગીરીમાં આ સવંત પ્રચલિત થયો ગણાય છે.[૧૦૦] હાલ એ લુપ્ત છે.

## કૂચબિહાર સંવત

કૂચબિહાર (ઉ. બંગાળા) રાજ્યમાં આ સંવત પ્રચલિત હતો. એનું વર્ષ ૧=બંગાબ્દ ૯૧૪ (ઈ. સ. ૧૫૦૭–૦૮) જણાવ્યું છે. આ સવંત કોચ રાજ્યની સ્થાપના ચંદને ઈ. સ. ૧૫૧૦ માં કરી તેની યાદગીરીમાં શરૂ થયો ગણાય છે.[૧૦૧] એ કોચબિહાર (કૂચબિહાર) અને એની આસપાસના ભુતાન તથા આસામના પ્રદેશમાં પ્રચલિત હતો. કૂચબિહાર રાજ્યમાં ઘણાં લખાણોમાં આ સવંતની સાથે શક સંવત અને બંગાલી સનનાં વર્ષ આવેલાં છે. હાલ આ સંવત લુપ્ત છે.

## ઇલાહી સન

મુગલ બાદશાહ અકબરે 'દીન–ઇ–ઇલાહી' નામે નવા ધર્મની સ્થાપના કર્યા પછી 'ઇલાહી સન' નામે નવી સન શરૂ કરી. એ પહેલાં એના રાજ્યમાં હિજરી સન પ્રચલિત હતી.

ઇલાહી સનને 'તારીખ–ઇ–ઇલાહી' પણ કહે છે. અકબરે આ સન પોતાના રાજ્યકાલના વર્ષ ૨૯(ઈ. સ. ૧૫૮૪)માં પ્રચલિત કરી, પણ એનો આરંભ એના રાજ્યરોહણના વર્ષ ૧(ઈ. સ. ૧૫૫૬)થી ગણવામાં આવ્યો. હવે હિજરી સન ૯૯૨(ઈ. સ. ૧૫૮૪)ને બદલે ઇલાહી સન ૨૯ ગણવામાં આવ્યું. એવી રીતે ચાંદ્ર માસની જગ્યાએ સૌર માસ અપનાવવામાં આવ્યા. આ બાબતમાં અકબરને જરથોસ્તી સનની પદ્ધતિ ખાસ પસંદ હતી. એનુ રાજ્યારોહણ તો રબી ઉસ સાની મહિનાની ૨જી તારીખે (૧૪ મી ફેબ્રુઆરીએ) થયેલું, પણ એ પછી ૨૬ દિવસે (૧૧મી માર્ચે) જરથોસ્તી વર્ષનો પહેલો મહિનો શરૂ થયો હતો, તે દિવસથી ઇલાહી સનનો પહેલો મહિનો ગણવામાં આવ્યો. પરંતુ જરથોસ્તી વર્ષનો દરેક મહિનો ૩૦ દિવસનો ગણાય છે ને વર્ષને અંતે પાંચ

દિવસ ઉમેરવામાં આવે છે, જ્યારે ઇલાહી સનમાં કોઈ મહિના ૨૯ દિવસના, કોઈ ૩૦ દિવસના, કોઈ ૩૧ દિવસના અને એક મહિનો ૩૨ દિવસનો ગણાતો; ને એ રીતે વર્ષ કુલ ૩૬૫ દિવસનું થતું.[૧૦૩] વળી દર ચોથે વર્ષે ૧ દિવસ ઉમેરવામાં આવતો હતો.

ઇલાહી સનના બાર મહિનાઓનાં નામ જરથોસ્તી સનના મહિનાઓ પ્રમાણે રાખવામાં આવ્યાં. એવી રીતે મહિનાના રોજનાં પણ જુદાંજુદાં નામ રાખવામાં આવ્યાં ને એમાંનાં પહેલાં ૩૦ નામ જરથોસ્તી રોજનાં નામ પ્રમાણે રખાયાં. રોજ ૩૧ માટે 'રોજ' અને રોજ ૩૨ માટે 'શબ' નામ રખાયું.

આ સનના વર્ષમાં ૧૫૫૫–૧૫૫૬ ઉમેરવાથી ઈ. સ. નું વર્ષ આવે છે. આ સંવત અકબરના તથા જહાંગીરના રાજ્યકાલ દરમ્યાન પ્રચલિત રહ્યો. પરંતુ શાહજહાંએ એને બદલે પાછી હિજરી સન ચાલુ કરી ને એથી ઇલાહી સનનો લોપ થયો.

## રાજ્યાભિષેક સંવત

એને 'રાજ્યાભિષેક શક' કે 'રાજ શક' કહેતા. એમાં 'શક'નો અર્થ સંવત (વર્ષ) છે. આ સંવત મરાઠા રાજ્યના સ્થાપક શિવાજીના રાજ્યાભિષેકની યાદગીરીમાં પ્રચલિત થયો હતો. એનો રાજ્યાભિષેક શક સંવત ૧૫૯૬ ના જ્યેષ્ઠ સુદ ૧૩ અર્થાત્ ૬ ઠ્ઠી જૂન ઈ. સ. ૧૬૭૪ ના રોજ થયો હતો. એનાં વર્ષ 'વર્તમાન' લખાતાં ને એનો આરંભ જ્યેષ્ઠ સુદ ૧૩ થી થતો.[૧૦૪] આ સંવત મરાઠા રાજ્યમાં કેટલાંક વર્ષ સુધી પ્રચલિત રહ્યો ને પછી લુપ્ત થઈ ગયો.

## ઈસવી સન

યુરોપીય સત્તાઓના, ખાસ કરીને બ્રિટિશ સત્તાના, અમલ દરમ્યાન આ સન ભારતમાં પ્રચલિત થઈ.

આ સંવત ઈસુ ખ્રિસ્તની યાદગીરી ધરાવે છે, પરંતુ એનો આરંભ છેક ઈ. સ. ૫૩૨ ના અરસામાં રોમમાં થયો હતો. રોમના ડાયોનિસિયસ એક્સિગુઅસ નામે ખ્રિસ્તી પાદરીએ પોતાના સંપ્રદાય માટે ઈસુ ખ્રિસ્તનો સંવત શરૂ કરવાનો વિચાર કર્યો ને ઈસુ ખ્રિસ્તના જન્મનું વર્ષ શોધવા માંડ્યું. તો એ બનાવ એને ઓલિમ્પિઅડ સંવત[૧૦૫] ૧૯૪ ના ૪ થા વર્ષે અને રોમ નગરની સ્થાપનાના સંવતના વર્ષ ૭૫૩ માં થયાનું જણાયું.[૧૦૬] ત્યારે એના મતે ઈસુના જન્મને ૫૨૭ વર્ષ થઈ ચૂક્યાં હતાં.

એ સમયે રોમન કાલગણનામાં ૩૬૫ દિવસનું સૌર વર્ષ ચાલતું હતું, ને એમાં હાલ છે તેમ જાન્યુઆરી, માર્ચ, મે, જુલાઈ, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બર એ ૭ મહિના ૩૧–૩૧ દિવસના; એપ્રિલ, જૂન, સપ્ટેમ્બર અને નવેમ્બર એ ૪ મહિના ૩૦–૩૦ દિવસના: અને ફેબ્રુઆરી મહિનો ૨૮ દિવસનો –એમ મળી કુલ ૩૬૫ દિવસ થતા હતા. એ મહિના અને એના દિવસ યથાતથ રાખીને રોમ નગરની સ્થાપનાના સંવતના વર્ષ ૧૨૮૦ ની જગ્યાએ ઇસવી સનનું વર્ષ ૫૨૭ ગણવામાં આવ્યું.

ઈ. પૂ. ૪૬ માં રોમના શહેનશાહ જુલિયસ સીઝરે ચાલુ વર્ષમાં ૯૦ દિવસ ઉમેરીને વર્ષનો આરંભ સરખો કર્યો હતો ને દર ૪ થા વર્ષે ફેબ્રુઆરીમાં ૧ દિવસ ઉમેરવાની પ્રથા શરૂ કરીને સૌર વર્ષને ૩૬૫ દિવસને બદલે સરેરાશ ૩૬૫¼ દિવસનું બનાવ્યું હતું. આ સુધારાને 'જુલિયન સુધારો' કહે છે. માસનાં નામ અને માસના દિવસોની સંખ્યામાં જુલિયસ સીઝરે તેમ જ ઑગસ્ટસે કેટલાક ફેરફાર કરેલા, તે પછી એ નામ અને એના દિવસોની સંખ્યા ધ્રુવ રહ્યાં છે.[૧૦૭]

ઇસવી સન ૬ ઠ્ઠી સદીમાં ઇટાલીમાં, ૮ મી સદીમાં ઇંગ્લૅન્ડમાં, ૮ મી – ૯ મી સદીમાં ફ્રાન્સ, બેલ્જિયમ, જર્મની અને સ્વિટ્ઝરલૅન્ડમાં અને ઈ. સ. ૧૦૦૦ ના સુમારમાં યુરોપના સર્વ ખ્રિસ્તી દેશોમાં પ્રચલિત થઈ.

એનું વર્ષ સરેરાશ ૩૬૫¼ દિવસનું ગણાય છે, પરંતુ ખરું સૌર વર્ષ એ કરતાં ૧૧ મિનિટ અને ૧૪ સેકંડ જેટલું ટૂંકું હોય છે. આથી લગભગ ૧૨૮ વર્ષે એમાં ૧ દિવસ વધી જાય છે. મેષસંક્રાન્તિ જુલિયસ સીઝરના સમયમાં ૨૫ મી માર્ચે આવતી, તે ઈ. સ. ૩૨૫ માં ૨૧ મી માર્ચે અને ઈ. સ. ૧૫૮૨ માં ૧૧ મી માર્ચે આવી. આથી પોપ ગ્રેગોરી ૧૩ માએ ઈ. સ. ૧૫૮૨-માં ઑક્ટોબરમાં ૧૦ દિવસ કમી કર્યા ને ૪૦૦ વર્ષે પડતા ૩ દિવસના અંતરના કાયમી ઉકેલ માટે ૧૭૦૦, ૧૮૦૦ અને ૧૯૦૦ જેવાં શતકવર્ષોમાં ફેબ્રુઆરીમાં ૧ દિવસ ન ઉમેરવાનો અર્થાત્ ૧૬૦૦ અને ૨૦૦૦ જેવા ૪૦૦ થી નિઃશેષ ભાગી શકાય તેવાં શતકવર્ષોમાં જ એ ૧ દિવસ ઉમેરવાનો સુધારો દાખલ કર્યો. કૅથોલિક દેશોએ આ સુધારો જલદી અપનાવ્યો, જ્યારે પ્રોટેસ્ટન્ટ દેશોએ શરૂઆતમાં એનો વિરોધ કરી સો બસો કે એથી વધુ વર્ષ પછી એ સુધારો અંગીકાર કર્યો.[૧૦૮] પોપ ગ્રેગોરી ૧૩ માએ કરેલા આ સુધારાને 'ગ્રેગોરિયન સુધારો' કહે છે. આ સુધારો અપનાવ્યા પછી હવે ખરા સૌર વર્ષમાં

અને ઈ. સ. ના વર્ષમાં એટલો નાનો ફરક રહે છે કે છેક ૩૩૨૦ વર્ષે માત્ર ૧ દિવસ વધી જાય.[૧૦૯]

ઈસવી સનનો આરંભ ઈસુ ખ્રિસ્તના જન્મવર્ષથી થયો હોય એ રીતે ગણાયો, પરંતુ અર્વાચીન સંશોધન પરથી માલૂમ પડ્યું છે કે ઈસુનો જન્મ ઈ સ. ના વર્ષ ૧ ની પહેલાં ૪થાથી ૮ મા વર્ષે થયો હતો;[૧૧૦] ડાયોનિસિઅસની ગણતરીમાં હવે આટલી કસર રહેલી જણાઈ છે.

ડાયોનિસિયસના સમયમાં (૬ ઠ્ઠી સદીમાં) ઈ. સ. ના વર્ષનો આરંભ ૨૫ મી માર્ચથી થતો. અસલ રોમન વર્ષમાં માર્ચ મહિનો પહેલો ગણાતો પાંચમા માસનું નામ 'ક્વિંક્ટિલિસ' (પંચમ) હતું, તેને બદલે જુલિયસે 'જુલાઈ' રાખ્યું. ૬ ઠ્ઠા માસનું નામ 'સેક્સ્ટાઇલિસ' (ષષ્ઠ) હતું, તેને બદલે ઑગસ્ટસે 'ઑગસ્ટ' કર્યું. 'સપ્ટેંબર', 'ઑક્ટોબર', 'નવેંબર', અને 'ડિસેંબર'માં અનુક્રમે સપ્તમ, અષ્ટમ, નવમ અને દશમનો મૂળ અર્થ સચવાઈ રહ્યો છે. જાન્યુઆરી અને ફેબ્રુઆરી આગળ જતાં ઉમેરાયા હતા.

ઇંગ્લૅન્ડમાં ૭ મી સદીથી નાતાલના દિવસ(૨૫ મી ડિસેંબર) થી વર્ષનો આરંભ ગણાતો, પણ ૧૨ મી સદીથી ત્યાં પણ એ ૨૫ની માર્ચથી ગણાયો. ફ્રાન્સમાં વર્ષનો આરંભ ઈ. સ. ૧૬૬૩ થી ૧ લી જાન્યુઆરીએ ગણાતો. ૧૭૫૨ માં પોપ ગ્રેગોરીએ વર્ષનો આરંભ ૧ લી જાન્યુઆરીથી ગણવાનું ફરમાવ્યું ત્યારથી વહેલામોડા સર્વ ખ્રિસ્ત દેશોમાં વર્ષનો આરંભ એ દિવસથી ગણાયો[૧૧૧]

ઈસવી સનમાં સૌર વર્ષની ગણતરીને ઘણી સચોટ અને સૂક્ષ્મ બનાવી છે. પરંતુ એમાં માસના દિવસોની સંખ્યા કૃત્રિમ અને આડીઅવળી છે. સૌર વર્ષના પાંચ માસ ઉનાળામાં સળંગ ૩૧–૩૧ દિવસના અને બાકીના સાત માસ ૩૦–૩૦ દિવસના ગણવામાં આવે તો સરળતા રહે. 'જગત પંચાંગ' (World Calendar)ની યોજનામાં આવો સુધારો સૂચવાયો છે.

## રાષ્ટ્રિય પંચાંગ

આમ ભારતમાં જુદાજુદા પ્રદેશોમાં અનેક જુદાજુદા સંવત ચાલે છે ને એમાં વર્ષ તથા માસ ગણવાની પણ જુદીજુદી પદ્ધતિઓ પ્રવર્તે છે. આથી આઝાદી પછી ભારત સરકારે આ બધી પદ્ધતિઓ પરથી આખા દેશ માટે અમુક એકસરખી પદ્ધતિ સૂચવવા ૧૯૫૨ માં નિષ્ણાતોની સમિતિ નીમી ને એ સમિતિની ભલામણો અનુસાર સરકારે એ પદ્ધતિનો આરંભ ૧૯૫૭ થી કર્યો છે.[૧૧૨] આ પદ્ધતિની કાલગણનાને 'રાષ્ટ્રિય પંચાંગ' (National Calendar) કહે છે.

એમાં સંવત તરીકે શક સંવત, માસ તરીકે સૌર માસ અને દિવસ તરીકે દિનાંક અપનાવવામાં આવ્યા છે. એનું વર્ષ વસંતસંપાત દર્શાવતા મેષસંક્રાંતિના દિવસ(૨૧ મી માર્ચ)ની પછીના દિવસે અર્થાત્ ૨૨ મી માર્ચે થાય છે. પછીના પાંચ માસ ૩૧–૩૧ દિવસના ને છેલ્લા ૭ માસ ૩૦–૩૦ દિવસના ગણાય છે. પહેલા માસને સામાન્ય વર્ષોમાં ૩૦ દિવસનો અને પ્લુત વર્ષમાં ૩૧ દિવસનો ગણવામાં આવે છે. માસનાં નામ ચૈત્ર, વૈશાખ વગેરે રાખ્યાં છે. પ્લુત વર્ષે પહેલો માસ ૧ દિવસ વહેલો શરૂ કરવામાં આવે છે.[૧૧૩] એમાં શક સંવતના પાયા પર 'જગત પંચાંગ'ની સૂચિત યોજના અપનાવી છે.

## સંવતોનાં આરંભવર્ષ

આમ એકંદરે જોતાં ઈ. પૂ. ૧ લી સદીથી ઈ. સ. ની ૧૭ મી સદી સુધીમાં ભારતમાં ચાળીસેક સંવત પ્રચલિત થયા. એમાંના કેટલાક સમય જતાં સદંતર લુપ્ત થયા, તો કેટલાક અદ્યપર્યંત ચાલુ છે. એમાંના કેટલાક સવંત માત્ર ધાર્મિક કે સાંપ્રદાયિક બાબતોમાં વપરાય છે, જ્યારે બીજા કેટલાક તે તે પ્રદેશમાં લોકવ્યવહારમાં વત્તાઓછા અંશે પ્રચલિત છે. એમાંના ઘણા સ્થાનિક સંવતોનો ઉપયોગ ક્રમશઃ ઘટતો જાય છે.

ભારતમાં પ્રચલિત થયેલા આ સર્વ સવંતોનાં આરંભવર્ષોની સમીક્ષા કરીએ, તો જણાશે કે એમાંના પાંચછ સંવતોનો આરંભ ઈસ્વી પૂર્વે થયો ગણાય છે, છસાતનો આરંભ ઈ. સ. ૧ થી ૫૦૦ દરમ્યાન થયો છે, તેરનો આરંભ ઈ. સ. ૫૪૮ થી ૬૩૦ સુધીના ૮૩ વર્ષના ટૂંકા ગાળામાં થયો ગણાય છે, ત્રણ નવમી સદીમાં શરૂ થયા છે, ૭ ઈ. સ. ૧૦૭૫ થી ૧૨૦૨ સુધીના ૧૨૮ વર્ષના ગાળામાં પ્રચલિત થયા છે. તો ૧૪ મીથી ૧૭ મી સદી સુધીમાં માત્ર ચાર જ સંવત શરૂ થયા છે.

આ સાથે જુદાં જુદાં ચાર પ્રમાણધોરણ પ્રમાણે પ્રયોજાયેલાં સવંતોનાં આરંભવર્ષ પરથી આ હકીકત વધુ સ્પષ્ટ થશે.

## સંવતોનાં આરંભવર્ષ

### (૧) ઈ.પૂ. ૩૧૦૧ થી ૧

- ૩૧૦૧ ← કલિયુગ સંવત
- ૨૪૪૯ ← યુધિષ્ઠિર સંવત
- ૫૪૪ ← બુદ્ધનિર્વાણ સંવત
- ૫૨૭ ← વીરનિર્વાણ સંવત
- ૨૦૦ ← આગુપ્તાયિક સંવત
- ૫૭ ← વિક્રમ સંવત

### (૨) ઈ.સ. ૧ થી ૫૦૦

- ૧ ← ઈસવી સન
- ૭૮ ← શક સંવત
- ૨૪૯ ← કલચુરિ સંવત
- ૩૧૮–૩૧૯ ← ગુપ્ત-વલભી સંવત
- ૪૯૨ ← મલ્લ સન
- ૪૯૬ ← ગાંગેય સંવત

**(૩) ઈ. સ. ૫૦૧ થી ૭૦૦**

૫૪૮ ← મગી સન
૫૭૨ ← મવલૂદી સન
૫૭૯ ← અંશુવર્મા સંવત
૫૯૦ ← ત્રિપુરા સન
૫૯૨ ← ફસલી, વિલાયતી, અમલી સન
૫૯૩ ← બંગાલી સન
૫૯૯ ← શાહૂર સન
૬૦૬ ← હર્ષ સંવત
૬૨૨ ← હિજરી સન
૬૨૪ ← ભાટિક સંવત
૬૩૦ ← જરથોસ્તી સન

**(૪) ઈ. સ. ૭૦૧ થી ૧૭૦૦**

૮૨૪ ← કોલ્લમ સંવત
૮૩૧ ← ભૌમ-કર સંવત
૮૭૯ ← નેવારી સંવત
૧૦૭૫ ← ચાલુક્ય-વિક્રમ સંવત
૧૧૭૩ ← સિંહ સંવત
૧૧૭૯ ← લક્ષ્મણસેન સંવત
૧૧૯૧ ← વીર બલ્લાલ સંવત
૧૧૯૯ ← બલાલી સંવત
૧૨૦૨ ← પરગણાતી સન
૧૩૪૧ ← પુડુવૈપ્પુ સંવત
૧૫૧૦ ← કૂચબિહાર સંવત
૧૫૫૬ ← ઇલાહી સન
૧૬૭૪ ← રાજ્યાભિષેક સંવત

## પાદટીપ

૧. S. I., Book III, No 71

૨. भाप्रालि, पृ. १७६, टी. १

૩. एजन, पृ. १७६-१७७; E. I., Vol. XXX, pp. 46 ff.

૪. IE, p. 290. શક વર્ષ વાળા દાનપત્રમાં વર્ષની સંખ્યા માટે 'નવશતક' પછી 'સપ્તરશ' લખેલું છે તેનો ખરો પાઠ 'સપ્તદશ' લાગે છે. કેટલાકે એને બદલે 'સપ્ત+રસ' ઘટાવીને ૭+૬(=૧૩) અથવા અંકોની ઉલટી ગતિના નિયમ પ્રમાણે '૬૭' એવી સંખ્યા બંધ બેસાડી છે. અર્થાત્ તેઓ શક ૯૧૭ ને બદલે ૯૧૩ કે ૯૬૭ ઘટાવે છે (S. I., p. 458, n.1).

૫. I. E., pp. 290 f. (કોઈ વળી એનો આરંભ ઈ. સ ૫૦૪ માં મૂકેછે).

૬. Ibid., p. 291

૭. Ibid., pp. 290 f.

૮. भाप्रालि, पृ. १७७ ; I. E., p. 297

૯. I. E., pp. 271, 297

૯ અ. અંશુવર્માના વર્ષ ૩૪, ૩૯ અને ૪૫ના, જિષ્ણુગુપ્તનો વર્ષ ૪૮નો, શિવદેવ ૨ જાના વર્ષ ૧૧૯ અને ૧૪૩ અને જયદેવ પરચક્રકામનો વર્ષ ૧૫૩ નો લેખ આ સંવતના ગણાય છે ( I. E., p. 297).

૧૦. भाप्रालि, पृ. १७७; The classsical Age, p. 123

૧૧-૧૨. I. E., p. 296 (આ વર્ષો સાથે એના સંવતનું નામ આપેલું નથી.)

૧૩. Ibid., p. 297

૧૪. Sachau, op. cit., p. 343

૧૫. પોતાના સમયના સંવતોનાં વર્ષોના ઉદાહરણમાં એ વિ. સં. ૧૦૮૮= શ. સં. ૧૪૮૮ જણાવે છે (Sachau, op. cit., Vo II, p. 7).

૧૬. I. E., pp. 291 ff.

૧૭. જુઓ ઉપર પૃ. ૧૯૪.

૧૮. ભાપ્રાલિ, પૃ. ૧૭૯

૧૯. I. E., pp. 269 f.

૨૦. હાલ એને 'ક્વિલોન' કે 'ક્વિલોન' કહે છે. એ કેરલ રાજ્યમાં પશ્ચિમ સમુદ્ર તટ ઉપર ત્રિવેન્દ્રમની ઉત્તરે આવેલું બંદર છે. પ્રાચીન સમયમાં એ મિસર, યુરોપ, અરબસ્તાન, ચીન વગેરે દેશાવર સાથેના વેપારનું મથક હતું (ભાપ્રાલિ, પૃ. ૧૭૯, ટી. ૧).

૨૧-૨૨ ભાપ્રાલિ, પૃ. ૧૭૯, ટી. ૧, ૩

૨૩. I. E., p. 270

૨૪-૨૫ ભાપ્રાલિ, પૃ. ૧૮૦

૨૬. I. A., Vol. XXV, p. 54

૨૭. I. E., pp. 299 ff.

૨૮. Ibid., p. 298, n. 2

૨૯. I. E., pp. 301 f.

૩૦. Ibid., p 302

૩૧. ભાપ્રાલિ, પૃ. ૧૮૦, ટી. ૨

૩૨. The Age of Imperial Kanauj, pp. 58 f.

૩૩. ભાપ્રાલિ, પૃ ૧૮૦-૧૮૧, ટી. ૨

૩૪. ભાપ્રાલિ પૃ-૧૮૧; I. E., p. 271

૩૫. ભાપ્રાલિ પૃ. ૧૮૧

૩૬. ભાપ્રાલિ, પૃ. ૧૮૧-૧૮૨

૩૭-૩૮. I. E., p. 303

૩૯-૪૦. Ibid., pp. 303 f.

૪૧. વિક્રમાદિત્ય ૬ ઠા વિશે કાશ્મીરી કવિ બિલ્હણે 'વિક્રમાંકદેવચરિત' રચ્યું છે તેમાં એણે આ સંવતનો ઉલ્લેખ કર્યો નથી. પરંતુ આ સંવતની મિતિઓ અભિલેખોમાં એના વર્ષ ૨ થી આપવામાં આવેલી છે.

૪૨. ગુ. ઐ. લે., ભા. ૨, લેખ ૧૪૫

૪૩. એજન, લેખ ૧૫૪. આ શિલાલેખને સંપાદકે ભૂલથી જૂનાગઢના ભૂતનાથ મંદિરનો જણાવ્યો છે, પરંતુ એ ખરેખર પ્રભાસ પાટણનો છે (ફા. ગુ. સભાનું ત્રૈમાસિક, પુ. ૪, પૃ. ૨૭). વળી એમાં વ. સ. ૮૫૦ વંચાયું હતું તે ખરેખર ૮૫૫ છે.

૪૪. ગુ. ઐ. લે., ભા. ૨, લેખ ૧૬૨

૪૫. એજન, ભા. ૩, લેખ ૨૧૭. વર્ષ ૧૪, ૩૧, ૫૮ અને ૯૩ ના અભિલેખોનાં વર્ષ સિંહ સંવતનાં માનવામાં આવેલાં, પરંતુ ખરેખર તો એ વર્ષ વિ. સં. (૧૩)૧૪, (૧૨)૩૧, (૧૦)૫૮ કે (૧૧)૫૮ અને (૧૦)૯૩ હોવાનું માલૂમ પડ્યું છે (भाप्रालि, पृ. ८२, टी. ६; B. K. Thakar, "The Chronological Systems of Gujarat," pp. 584 ff.).

૪૬. Ibid., pp. 591 ff.

૪૭. Ibid., p. 594

૪૮. James Tod, "Travels in Western India," p. 506 and note f.

૪૯. Bombay Gazetteer, Vol. VIII, p. 543

૫૦. भावनगरप्राचीनशोधसंग्रह, भा. १, पृ. ४–५

૫૧. B. K. Thakar, op. cit., p. 597

૫૨. Bombay Gazetteer, Vol. I, Part I, p. 176

૫૩. I. E., p. 276

૫૪. Ibid., pp. 276 f.

૫૫. આ વર્ષ 'વર્તમાન' હશે અર્થાત્ ગત વર્ષ ૧૫૩૫ હશે.

૫૬. भाप्रालि, पृ. १८५

૫૭. एजन, पृ. १८५–१८६

૫૮. I. E., p. 272, n. 1

૫૯. Ibid., p. 273

૬૦. Ibid., pp. 273 ff.

૬૧. भाप्रालि, पृ. २८६

૬૨. एजन; I. E., p. 272

૬૩. I. E., p. 304

૬૪–૬૫ Ibid., p. 278

૬૬. भाप्रालि, पृ. १९०; E. I., p. 308

૬૭. Pillai, "Indian Chronology," pp. 57 ff.

૬૮. (૧) હિ. સ. ના વર્ષને ૯૭૦૨૦૩ વડે ગુણો, એના ૭ દશાંશ કાપી નાખો, એમાં ૬૨૨.૫૪ ઉમેરો. દા.ત. (૧) હિ. સ. ૧૨૧૫ × ૯૭૦૨૦૩ = ૧૧૭૮૭૯૬૬૪૫; ૧૧૭૮ + ૬૨૨.૫૪ = ૧૮૦૦.૫૪. આથી ઈ. સ. ૧૮૦૦ આવે.

(૨) હિજરી વર્ષને ૨.૯૭૭ વડે ગુણો, ગુણાકારને ૧૦૦ વડે ભાગો, ભાગાકારને હિજરી વર્ષમાંથી બાદ કરો ને બાદબાકીમાં ૬૨૧.૫૬૯ ઉમેરો. દા. ત. હિ. સ. ૧૨૬૯ × ૨.૯૭૭ = ૩૭૭૭.૮; ૩૭૭૭.૮ ÷ ૧૦૦ = ૩૭.૭૭૮; હિ. સ. ૧૨૬૯ – ૩૭.૭૭૮ = ૧૨૩૧.૨૨૨; ૧૨૩૧.૨૨૨ + ૬૨૧.૫૬૯ = ૧૮૫૨.૭૯૧. આથી ઈ. સ. ૧૮૫૧ આવે (I. E., p. 309).

૬૯. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૧૭. વિ. સં. ૧૩૨૦ ના લેખમાં હિ .સ. નું વર્ષ ૬૬૨ પણ આપ્યું છે. એમાં હિજરી સનને 'બોધકર રસૂલ મહમદ સંવત' તરીકે ઓળખાવી છે.

મહમૂદ ગઝનવીના સિક્કાઓના પૃષ્ઠભાગ પર એને 'તાજિકીય સંવત' કહ્યો છે (I. E., p. 309).

૭૦. भाप्रालि, पृ. १७८, टी. २, ३

૭૧. વિગતો માટે જુઓ I. E., pp. 315 f.

૭૨. I. E., pp. 314 f.

૭૩. Ibid., p. 316

૭૪. भाप्रालि, पृ. १९१; I. E., p. 311

૭૫–૭૬. I. E, p. 311

૭૭. Ibid., p. 312

૭૮-૮૨ भाप्रालि, पृ. १९२; I. E., p. 310
૮૩.-૮૪. भाप्रालि, पृ. १९२; I. E., p. 312
૮૫. भाप्रालि, पृ. १९२
૮૬. भाप्रालि, पृ. १९२-१९३; I. E., pp. 312 f.
૮૭. I. E., p. 313.
૮૮. भाप्रालि, पृ. १९३; I. E., p. 313
૮૯. I. E., p. 313
૯૦. Ibid., pp. 313 f.
૯૧. દા.ત. અલિફ = ૧, બે = ૨, જિમ = ૩, દાલ = ૪, હે = ૫ વગેરે.
૯૨. દા. ત. અહમદી, બહારી, જફરી ...વગેરે.
૯૩. I. E., p. 316
૯૪. દા.ત. અલિફ = ૧, બે = ૨. તે = ૩, સે = ૪, જિમ = ૫ વગેરે
૯૫. દા.ત. અહમદી, બિહારી, તકી... વગેરે
૯૬. I. E., p. 317
૯૭. છો. ૨. નાયક, "ગુજરાતી પર અરબી-ફારસીની અસર", પૃ. ૪૯, પાદટીપ ૧
૯૮. હ. ગં. શાસ્ત્રી, "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ", પૃ. ૨૬૩
૯૯-૧૦૦. भाप्रालि, पृ. १८६; I. E., p. 305
૧૦૧-૧૦૨. I. E., p. 306
૧૦૩. भाप्रालि, पृ. १९३; I. E., p. 306. કયો મહિનો કેટલા દિવસનો ગણાતો એની વિગત નક્કી થઈ નથી.
૧૦૪. भाप्रालि, पृ. १८६-१८७; I. E., p. 307
૧૦૫. પ્રાચીન ગ્રીસમાં ઓલિમ્પિયસ પર્વતની તળેટીમાં દર ૪ વર્ષે સ્પર્ધાત્મક રમતો રમાતી ને કાલગણના દરેક ચતુર્વાર્ષિક કાલનાં વર્ષોમાં થતી. ઈ. પૂ. ૨૬૪ ના અરસામાં સિસિલીના એક વિદ્વાને પ્રથમ ઓલિમ્પિક રમતનું વર્ષ ઈ. પૂ. ૭૭૬ હોવાનું શોધી એ વર્ષથી આ સંવત ગણવાનું પ્રચલિત કરેલું.

૧૦૬. भाप्रालि, पृ. १९४; I. E., p. 278

૧૦૭. भाप्रालि, पृ. १९४, टी. ४; I. E., p. 279, n. 2

૧૦૮-૧૦૯. भाप्रालि, पृ. १९५, टी. १; I. E., p. 279, n. 3

૧૧૦. भाप्रालि, पृ. १९४, टी. १; I. E., pp. 278 f.

૧૧૧. एजन, पृ. १९५; I. E., p. 280, n. 1

૧૧૨-૧૧૩. હરિપ્રસાદ શાસ્ત્રી 'નેશનલ કૅલેન્ડર', "અખંડ આનંદ," માર્ચ ૧૯૫૭, પૃ. ૭૩-૮૦

૧૧૪. એમાંના કેટલાક હિજરી સન પરથી ઉદ્ભવ્યા છે.

# ૧૪ મહત્ત્વના પ્રાકૃત અભિલેખ

અભિલેખોને લગતાં વિવિધ પાસાંના પરિચય પછી હવે કેટલાક અભિલેખોનો અભ્યાસ કરીએ, જેથી એ પરથી નમૂના તરીકે કે દૃષ્ટાંત રૂપે પસંદ કરેલા કેટલાક મહત્ત્વના અભિલેખોના આખા લખાણનો પરિચય થાય એટલું જ નહિ, એમાં આવતા ઐતિહાસિક તથા સાંસ્કૃતિક મુદ્દાઓનું મહત્ત્વ સમજાય તેમ જ અભિલેખોમાં વપરાતા કેટલાક પારિભાષિક શબ્દોના અર્થ સ્ફુટ થાય.

આ અભિલેખોના મૂળ લખાણ માટે એના લિપ્યંતર કરેલા પાઠનો અહીં લેખોના ભાષાંતર દ્વારા અભ્યાસ કરીશું.

પ્રાચીન કાલમાં અભિલેખ સામાન્યતઃ સંસ્કૃતમાં લખાતા, પરંતુ આરંભિક કાલમાં એ પ્રાકૃતમાં લખાતા. અહીં કેટલાક મહત્ત્વના પ્રાકૃત અભિલેખોનો અભ્યાસ કરીએ :

## ૧. અશોકનો શૈલલેખ નં. ૨

૨. १. सर्वत विजितम्हि देवानंप्रियस प्रियदसिनो राञो

२. एवमपि प्रचंतेसु यथा चोडा पाडा सतियपुतो केत(र)लपुतो आ तंब-

३. पंणी अंतियोको योनराजा ये वा पि तस अंतियोकस सामीपं

४. राजानो सर्वत्र देवानंप्रियस प्रियदसिनो राञो द्वे चिकीछा कता

५. मनुसचिकीछा च पसुचिकीछा च [।] ओसुढानि च यानि मनुसोपगानि च

६. पसोपगानि च यत यत नास्ति सर्वत्र हारापितानि च रोपापितानि च [।]

७. मूलानि च फलानि च यत यत नास्ति सर्वत हारापितानि च रोपापितानि च [।]

८. पंथेसू कूपा च खानापिता व्रछा च रोपापिता परिभोगाय पसुमनुसानं [।]

—गिरनार

"દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાના સમસ્ત રાજ્યમાં ને એવી રીતે સરહદી પ્રદેશોમાં પણ, જેમકે ચોળો, પાંડ્યો, સત્યપુત્ર, કેરલપુત્ર, તામ્રપર્ણી સુધી, (વળી)

યવન રાજા અંતિયોક કે એ અંતિયોકની સમીપના જે રાજાઓ છે (તેઓનાં રાજ્યોમાં) પણ બધે દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાના (કહેવાથી) એ (પ્રકારની) ચિકિત્સા કરવામાં આવી છે—મનુષ્યચિકિત્સા અને પશુચિકિત્સા. ને મનુષ્યોને ઉપયોગી તથા પશુઓને ઉપયોગી જે ઔષધ જ્યાં જ્યાં નથી, (ત્યાં) બધે (તે) મંગાવવામાં આવ્યાં છે ને રોપાવવામાં આવ્યાં છે. મૂળો તથા ફળો જ્યાં જ્યાં નથી, (ત્યાં) બધે મંગાવવામાં આવ્યાં છે ને રોપાવવામાં આવ્યાં છે. રસ્તાઓ પર કૂવા ખોદાવ્યા છે ને વૃક્ષ રોપાવ્યાં છે, પશુ—મનુષ્યના પરિભોગ માટે."

* * *

અશોકના ચૌદ ધર્મલેખોની લેખમાલા પાકિસ્તાનનો વાયવ્ય સરહદ પ્રાંત, ઉત્તર પ્રદેશ, ગુજરાત, કોંકણ, ઓરિસ્સા અને આંધ્ર પ્રદેશમાં શૈલો (મોટી શિલાઓ,) પર કોતરેલી મળી છે. એમાંના આ લેખ નં. ૨ માં અશોક પોતાના રાજ્યમાં તેમ જ પડોશી રાજ્યોમાં પોતે પરમાર્થના કેટલાંક કાર્ય કરાવ્યાં હોવાનું જણાવે છે. એમાં એ પોતાનો ઉલ્લેખ 'દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા' તરીકે કરે છે.[૧]

મૂળ લેખ પ્રાકૃત ભાષામાં છે ને મૌર્યકાલીન બ્રાહ્મી લિપિમાં કોતરાયો છે. હુલ્શ—સંપાદિત "Corpus Incriptionum Indicarum," Vol. I માં તથા પાંડેય—સંપાદિત 'अशोक के अभिलेख' માં મૂળ લેખની છબી સાથે એનું લિપ્યંતર પ્રકાશિત થયેલું છે.[૨]

આ લેખમાં જણાવેલાં પરમાર્થ—કાર્યોનો ઉલ્લેખ અશોક પોતાના સ્તંભ-લેખ નં ૭ માં પણ કરે છે.[૩] ત્યાં એ અવલોકે છે કે વિવિધ સુખલગવડો વડે અગાઉના રાજાઓએ પણ જગતને સુખી કર્યું છે. આ ધર્માચરણને લોકો અનુસરે એ માટે મેં આમ કર્યું છે. અર્થાત્ આવાં પરમાર્થ કામ અગાઉના રાજાઓ પણ કરતા હતા, અશોકે એમાં કંઈ નવું કર્યું નથી. એણે આ પરંપરા ચાલુ રાખી છે, પણ એક ખાસ હેતુથી ને તે એ કે લોકો રાજાનું દષ્ટાંત જોઈ આવાં સુકૃત્યોને અનુસરતા રહે.

આ લેખમાં અશોક ત્રણ પ્રકારનાં પરમાર્થ—કાર્ય જણાવે છે: (૧) ઔષધ, ફળ અને મૂળ મંગાવી રોપાવવાં. (૨) રસ્તા પર કૂવા ખોદાવવા અને (૩) રસ્તા પર વૃક્ષ રોપાવવાં. સ્તંભલેખ નં. ૭ માં એ આમાંના છેલ્લાં બે કાર્યો વિષે વધુ વિગત આપે છે, 'રસ્તાઓ પર મેં વડ રોપાવ્યા છે. પશુઓ તથા મનુષ્યોને છાયા વડે ઉપયોગી નીવડે માટે; આંબાવાડીઓ રોપાવી છે.દર

આઠ કોશે મેં કૂવા ખોદાવ્યા છે ને પગથિયાં કરાવ્યાં છે. મેં પશુ–મનુષ્યોના ઉપભોગ માટે બહુ વારિગૃહ કરાવ્યાં છે.'[૪]

આ પરથી માલૂમ પડે છે કે રસ્તાઓ પર વૃક્ષ રોપાવવાં ને કૂવા ખોદાવવા એ પરમાર્થનું કાર્ય ગણાતું ને રાજાઓ એવું સુકૃત કરવાને પોતાનું કર્તવ્ય ગણાતા. રસ્તાઓ પર રોપાતાં વૃક્ષોમાં વટવૃક્ષોની ખાસ પસંદગી કરવામાં આવતી. છાયા માટે એ વૃક્ષ ઘણાં ઉપયોગી નીવડે છે. કૂવા સામાન્ય રીતે આઠ–આઠ કોશના અંતરે ખોદાવવામાં આવતા. જાહેર માર્ગો પર પ્રવાસીઓ માટે ગરમ દેશમાં આ બે સગવડ અનિવાર્ય ગણાય.

વળી વૃક્ષારોપણ પાછળ એની છાયા મનુષ્યો ઉપરાંત પશુઓને પણ ઉપયોગી નીવડે એ વિશાળ હેતુ રહેલો હતો એ પણ લક્ષમાં લેવા જેવું છે.

અશોકે આ બે પરમાર્થ–કાર્યો ઉપરાંત ચિકિત્સાને લગતું જે પરમાર્થ-કાર્ય કર્યું એ એનું વિશેષ પ્રદાન જણાય છે. અહીં 'ચિકિત્સા' શબ્દ રોગ-નિદાનના અર્થમાં નહિ પણ વૈદકીય ઉપચારના અર્થમાં વપરાયો છે. અશોકે મનુષ્યો માટેનાં તેમ જ પશુઓ માટેનાં બંને પ્રકારનાં ઔષધાલયોની જોગવાઈ કરી. આ ઔષધાલયોમાં વિના મૂલ્યે ઉપચાર કરવાની દૃષ્ટિ રાખી હશે.[૫] વળી આ ઔષધાલયોમાં ઓસડ (દવાઓ) સુલભ રહે તે માટે અશોકે એને માટેનાં ઔષધ (વનસ્પતિ) રોપાવવાનો પ્રબંધ કર્યો. આ અંગે એ ઔષધાલયોની નજીકમાં ખાસ ખેતરોની વ્યવસ્થા રાખવામાં આવી હશે.[૬] આવી વનસ્પતિ કેટલાંક સ્થળોએ કુદરતી રીતે ઊગતી હોય છે, પણ કેટલાંક સ્થળોએ અમુક વનસ્પતિ થતી નથી. આથી ચિકિત્સા માટે ઉપયોગી વનસ્પતિ જ્યાં જ્યાં થતી ન હોય ત્યાં ત્યાં બીજેથી મંગાવવામાં આવતી ને રોપાવવામાં આવતી.

અશોકે આ ચિકિત્સાનો પ્રબંધ પોતાના સમસ્ત રાજ્યમાં કરાવ્યો હતો. પરંતુ એને એટલાથી સંતોષ નહોતો. આવા પરમાર્થ કાર્યને પોતાના રાજ્યની સીમાનું બંધન ન ઘટે. અશોકને આસપાસનાં જે રાજ્યો સાથે સંપર્ક હતો તે બધાં રાજ્યોમાં પણ એણે આ ચિકિત્સા કરાવી હતી. આ એની ખરેખરી નિઃસ્વાર્થ પરમાર્થવૃત્તિ ગણાય.

આ લેખમાં અશોકનાં પડોશી રાજ્યોનો જે નામનિર્દેશ કરવામાં આવ્યો છે તે ઐતિહાસિક ભૂગોળની દૃષ્ટિએ તેમ જ એ સમયના આંતર–રાષ્ટ્રિય સંબંધોની દૃષ્ટિએ મહત્ત્વનો છે. આ રાજ્યોના બે અલગ સમૂહ હતા :[૭] (૧) અશોકના રાજ્યની દક્ષિણે ચારપાંચ રાજ્ય હતાં. એમાં પહેલાં પૂર્વ ઘાટમાં ઉત્તરે ચોળ રાજ્ય અને દક્ષિણે પાંડ્ય રાજ્ય આવતાં. ચોળ રાજ્ય બે હતાં. એકનું પાટનગર

ઉરૈયૂર અને બીજાનું આર્કોટ હતું.૭ પાંડ્ય રાજ્યનું પાટનગર મદુરા હતું. એની ઉત્તરે એક બીજું પાંડ્ય રાજ્ય હશે.૮ કેરલ અને સત્ય જાતિના લોકો ઉત્તરમાંથી સ્થળાંતર કરી દક્ષિણમાં વસ્યા હશે. તેથી 'કેરલપુત્ર' અને 'સત્યપુત્ર' કહેવાતા હશે.૯ કેરલપુત્ર એ હાલનું કેરલ છે. પણ એના ઉત્તર ભાગમાં કેરલપુત્રનું અને દક્ષિણ ભાગમાં સત્યપુત્રનું રાજ્ય એવાં બે રાજ્ય ગણાતાં હશે.૧૦ આ બંને રાજ્ય પશ્ચિમ ઘાટના દક્ષિણ ભાગમાં (ઘણે અંશે મલબાર પ્રદેશમાં) આવ્યાં હતાં.

'તામ્રપર્ણી' એ શ્રીલંકા(સિલોન)નું નામ છે. કેટલાક એને તમિળનાડુના તિરુનેલવેલી જિલ્લામાં થઈને વહેતી તામ્રપર્ણી નદી માને છે, પરંતુ એનો સમાવેશ ત્યારે પાંડ્ય રાજ્યની અંદર થતો હશે.૧૧ સિંહલદ્વીપ(સિલોન)નું નામ 'તામ્રપર્ણી' હતું એવો ત્યાંના 'મહાવંસ'માં સ્પષ્ટ નિર્દેશ છે.

પડોશી રાજ્યોનો બીજો સમૂહ અશોકના રાજ્યની ઉત્તરે (ખરી રીતે ઉત્તરપશ્ચિમે) આવ્યો હતો. આ લેખમાં અશોક એમાંના સહુથી નજીકના રાજ્યના રાજાનો જ નામનિર્દેશ કરે છે, જ્યારે શૈલલેખ નં. ૧૩માં એ એની પાર આવેલાં ચાર રાજ્યોના રાજાઓનાં પણ નામ જણાવે છે. અશોકના રાજ્યની ઉત્તર–પશ્ચિમ સીમાને અડીને જે રાજ્ય હતું તે યવન (ગ્રીક) રાજા અંતિયોકનું હતું. મકદુનિયાના મહત્ત્વાકાંક્ષી રાજા સિકંદર(અલેક્ઝાંડર)ના મૃત્યુ પછી પશ્ચિમ એશિયામાંના એના મુલકો પર સેલ્યુક(સેલ્યુકસ)નું રાજ્ય સ્થપાયું હતું. એ સીરિયામાં રહીને છેક બેક્ટ્રિઆ (બલ્ખ, અફઘાનિસ્તાન) સુધી શાસન કરતો હતો. અશોકનો સમકાલીન ગ્રીક રાજા તે સેલ્યુકનો પૌત્ર અંતિયોક (અંતિયોકસ) ૨ જો હતો. એણે ઈ. પૂ. ૨૬૧ થી ૨૪૬ સુધી રાજ્ય કરેલું. સેલ્યુકિડ રાજ્ય સાથે મગધના રાજ્યને અશોકના પિતામહ ચંદ્રગુપ્તના સમયથી સીધો સબંધ હતો. મેગસ્થની એ સેલ્યુકના એલચી તરીકે પાટલિપુત્ર-(પટના)માં રહ્યો હતો. ગ્રીક લોકો આયોનિયા(એશિયા–માઈનોર)માં ય રહેતા હતા. ઈરાનીઓ અને ભારતીયો તેઓના પ્રથમ સંપર્કને લઈને સર્વ ગ્રીક લોકોને 'યોન' કે 'યવન' નામે ઓળખતા.

અંતિયોકની સમીપના રાજાઓ તે શૈલલેખ નં. ૧૩ માં જણાવ્યા મુજબ તુલમાય, અંતેકિન, મગ અને અલિકસુદર હતા. એનો પરિચય એ લેખના વિવેચનમાં કરીશું.

આમ અશોકનો આ અભિલેખ ઐતિહાસિક તથા સાંસ્કૃતિક દૃષ્ટિએ કેટલીક મહત્ત્વની માહિતી પૂરી પાડે છે.

## ૨. અશોકનો શૈલલેખ નં. ૧૨

૨. ૧. देवानंपियो पियदसि राजा सवपासंडानि च पवजितानि च घरस्तानि च पूजयति दानेन च विविधाय च पूजाय पूजयति ने [।]

૨. न तु तथा दानं व पूजा व देवानंपियो मंञते यथा किति सारवढी अस सवपासंडानं [।] सारवढी तु बहुविधा [।]

૩. तस तु इदं मूलं य वचगुती [।] किंति आत्पपासंडपूजा व परपासंडगरहा व नो भवे अप्रकरणम्हि लहुका व अस

૪. तम्हि तम्हि प्रकरणे [।] पूजेतया तु एव परपासंडा तेन तेन प्रकरणेन [।] एवं करुं आत्पपासंडं च वढयति परपासंडस च उपकरोति [।]

૫. तदंञथा करोतो आत्पपासंडं च छणति परपासंडस च पि अपकरोति [।] यो हि कोचि आत्पपासंडं पूजयति परपासंडं व गरहति

૬. सवं आत्पपासंडभतिया किंति आत्पपासंडं दीपयेम इति सो च पुन तथ करातो आत्पपासंडं बाढतरं उपहनाति [।] त समवायो एव साधु

૭. किंति अञमंञस धंमं स्रुणारु च सुसुंसेर च [।] एवं हि देवानंपियस इछा किंति सवपासंडा बहुस्रुता च असु कलाणागमा च असु [।]

૮. ये च तत्र तत्र प्रसंना तेहि वतव्यं [।] देवानंपियो नो तथा दानं व पूजां व मंञते यथा किंति सारवढी अस सर्वपासडानं [।] बहुका च एताय

૯. अथा व्यापता धंममहामाता च इथीझखमहामाता च वचभूमीका च अञे च निकाया [।] अयं च एतस फलं य आत्पपासंडवढी च होति धंमस च दीपना [।] — गिरनार

"દેવોનો પ્રિય પ્રિયદર્શી રાજા સર્વ સંપ્રદાયોને—સંન્યાસીઓને તથા ગૃહસ્થોને દાન વડે તથા વિવિધ પૂજા વડે પૂજે છે. પરંતુ દાનને કે પૂજાને દેવોનો પ્રિય એટલું નથી માનતો, જેટલું—શું ?—કે સર્વ સંપ્રદાયોની સાર-વૃદ્ધિ થાય. પણ સાર-વૃદ્ધિ બહુ જાતની છે. એનું આ મૂળ છે, કે વાણીનો સંયમ. કેવી રીતે ? પોતાના સંપ્રદાયની પૂજા કે પરસંપ્રદાયની નિંદા અકારણ ન થાય ને

તે તે કારણે થોડીક (જ) થાય. ઊલટું પર–સંપ્રદાયોને તે તે પ્રકારે પૂજવા જોઈએ. એમ કરનાર પોતાના સંપ્રદાયની વૃદ્ધિ કરે છે ને પરસંપ્રદાય પર પણ ઉપકાર કરે છે. એથી ઊલટું કરનાર પોતાના સંપ્રદાયને હાનિ કરે છે ને પરસંપ્રદાય પર અપકાર કરે છે, કેમકે જે કોઈ પોતાના સંપ્રદાયને પૂજે છે કે પરસંપ્રદાયને નિંદે છે–બધું પોતાના સંપ્રદાયની ભક્તિથી જ–કે 'પોતાના સંપ્રદાયને દીપાવું'–તે તો તેમ કરતાં પોતાના સંપ્રદાયને સારી પેઠે હાનિ કરે છે. તેથી સંયમ જ સારો છે. કેમ? અન્યોન્યનો ધર્મ સાંભળે (જાણે) ને સાંભળવા (જાણવા) ઇચ્છે. દેવોના પ્રિયની આ ઇચ્છા છે. શી? સર્વ સંપ્રદાયો બહુશ્રુત અને કલ્યાણ સિદ્ધાંતવાળા થાય. જેઓ તે તે (સંપ્રદાય) વિશે પ્રસન્ન હોય, તેમને કહેવું–'દેવોનો પ્રિય દાન કે પૂજાને તેટલું નથી માનતો, જેટલું-શું?–સર્વ સંપ્રદાયોની સારવૃદ્ધિ થાય. આ હેતુ માટે બહુ ધર્મ–મહામાત્રો સ્ત્રી–અધ્યક્ષ મહામાત્રો અને વ્રજભૂમિકો અને (રાજપુરુષોનો) બીજો નિકાય (સમૂહ) નીમ્યો છે. ને એનું આ ફળ છે, કે પોતાના સંપ્રદાયની વૃદ્ધિ થાય છે ને ધર્મની દીપના (થાય છે.)"

* * *

અશોક સાંપ્રદાયિક બાબતોમાં વિશાળ દૃષ્ટિ ધરાવતો. શૈલલેખ નં. ૭ માં જણાવ્યું છે કે દેવોનો પ્રિય રાજા ઇચ્છે છે કે સર્વ સંપ્રદાય સર્વત્ર વસે, કેમ કે તે સર્વ સંયમ અને ભાવશુદ્ધિ ઇચ્છે છે.[૧૨] આ લેખમાં એ સહિષ્ણુતા અને સહ–અસ્તિત્વ ઉપરાંત પરસ્પર સંપર્ક અને જાણકારી માટે અનુરોધ કરે છે.

આ લેખનો મૂળ પાઠ લિપ્યંતર સાથે હુલ્શે સંપાદિત કરેલા "Corpus Inscriptionum Indicarum", Vol. I માં તેમ જ પાંડેય–કૃત 'अशोक के अभिलेख' માં પ્રસિદ્ધ થયો છે.[૧૩]

અશોકના લેખોમાં પાસંડ (पाषण्ड) શબ્દ 'સંપ્રદાય'ના અર્થમાં વપરાયો છે, 'પાખંડ' એટલે (સ્વ)ધર્મવિરોધી કે પરધર્મી સંપ્રદાય એવા અર્થમાં નહિ. એમાં બે વર્ગ હતા: (૧) પ્રવ્રજિતો એટલે કે દીક્ષા લઈ પ્રવ્રજ્યા (પરિવ્રજ્યા) ધર્મ પાળનાર સાધુ–સંન્યાસીઓ અને (૨) ગૃહસ્થો (સંસારમાં રહેનાર ગૃહસ્થાશ્રમીઓ).

અશોક સર્વ સંપ્રદાયો તરફ આદરભાવ દર્શાવે છે ને તે સર્વની ઉન્નતિ ઇચ્છે છે. આ માટે એ વાણીના સંયમની ભલામણ કરે છે, કેમકે સામાન્યતઃ દરેક સંપ્રદાયના અનુયાયીઓ પોતાના સંપ્રદાયની સ્તુતિ અને પરસંપ્રદાયની

નિંદા કરતા હોય છે. આમ કરવાથી હું પોતાના સંપ્રદાયને દીપાવું છું એમ માને છે, પરંતુ ખરેખર તો એ એને ઘણી હાનિ કરે છે.

તો શું કરવું ? પરસંપ્રદાયના દૂષણ અંગે મૌન સેવવું ? હા, વિના કારણે એની કંઈ નિંદા ન કરવી; ને કદી કંઈ કારણ આવી પડે, ત્યારે એની નિંદા ઓછામાં ઓછી કરવી. આ બાબતમાં બને તેટલો વાણીનો સંયમ રાખવો.

આ થયું સહિષ્ણુતાનું અભાવાત્મક વલણ. એ પૂરતું નથી. અશોક તો ઇચ્છે છે કે પરસંપ્રદાયોની સર્વ પ્રકારે પ્રશંસા કરવી. ખરી વાત એ છે કે સંપ્રદાયના અનુયાયીઓ પરસંપ્રદાયો વિશે પૂરતી ને ખરી માહિતી ધરાવતા નથી ને માત્ર પૂર્વગ્રહ સેવ્યા કરે છે. આથી દરેક સંપ્રદાયે એ બાબતમાં બહુશ્રુત બનવાની જરૂર છે. જે સર્વ સંપ્રદાયો વિશે જાણકારી ધરાવે છે ને ઉદાર દૃષ્ટિ રાખે છે, તે તો ઊલટું પરસંપ્રદાયની પણ પ્રશંસા કરે છે. એમ કરવાથી એ પોતાના સંપ્રદાયની પ્રતિષ્ઠા વધારે છે ને પરસંપ્રદાયને પણ લાભ કરે છે. આ રીતે સર્વ સંપ્રદાયોની ઉન્નતિ થઈ શકે.

આ ઉદાર વલણ દ્વારા પોતાના સંપ્રદાયની અભિવૃદ્ધિ થાય છે ને ધર્મનો અભ્યુદય થાય છે.

અગાઉ આય, વ્યય, સૈન્ય, ન્યાય ઇત્યાદિ અનેક વિષયોને લગતાં અધિકરણ (ખાતાં) હતાં ને એ દરેક અધિકરણ માટે મહામાત્ર નિમાતા. પરંતુ ધર્મનું અધિકરણ નહોતું. અશોકે રાજ્યાભિષેકને તેર વર્ષ થયાં ત્યારે ધર્મ–મહામાત્રોની નિમણૂક કરી હતી.[૧૪] એ મહામાત્રો સર્વ સંપ્રદાયોના અનુયાયીઓનાં હિતસુખ માટે ધ્યાન રાખતા. એવી રીતે સ્ત્રીઓના હિતસુખનું ધ્યાન રાખવા સ્ત્રી–અધ્યક્ષ રૂપ મહામાત્ર નિમાતા. વ્રજ અર્થાત્ ગાયો, ભેંસો, બકરાં, ઘેટાં વગેરે ઢોરોનું ધ્યાન રાખવા માટે પણ મહામાત્ર હતા, તે 'વ્રજભૂમિક' કહેવાતા.[૧૫] કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'માં 'ગો–અધ્યક્ષ'ની ફરજો જણાવી છે, તે આ અધિકારીઓને લાગુ પડે. એવી રીતે રાજપુરુષો(અધિકારીઓ)નો બીજો પણ નિકાય (સમૂહ) હતો. આ સર્વ પ્રકારના અધિકારીઓએ સંપ્રદાયોની સારવૃદ્ધિ અર્થાત્ ઉન્નતિ થાય તેનું ધ્યાન રાખવાનું હતું.

આમ આ લેખ પરથી ધર્મસંપ્રદાયોની બાબતમાં રહેલી અશોકની વિશાળ દૃષ્ટિ, એ દૃષ્ટિને પ્રજાજનોમાં પ્રસારવા માટે એણે લીધેલા ઉપાયો ને એના સમયના કેટલાક અધિકારી–વર્ગો વિશે ઉપયોગી માહિતી મળે છે.

## ૩. અશોકનો શૈલલેખ નં. ૧૩

१. अठवषअभिसितस देवनप्रिअस प्रिअद्रशिस रञो कलिग विजित [।] दिअढमत्रे प्रणशतसहस्रे ये ततो अपवुढे शतसहस्रमत्रे तत्र हते बहुतवतके व मुटे [।]

२. ततो पच अधुन लधेषु कलिगेषु तिव्रे ध्रमशिलन ध्रमकमत ध्रमनुशस्ति च देवनप्रियस [।] सो अस्ति अनुसोचन देवनप्रिअस विजिनिति कलिगनि [।]

३. अविजितं हि विजिनमनो यो तत्र वध व मरणं व अपवहो व जनस तं बढं वेदनियमतं गुरुमतं च देवनंप्रियस [।] इदं पि चु ततो गुरुमततरं देवनंप्रियस ये तत्र

४. वसति ब्रमण व श्रमण व अंञे व प्रषंड ग्रहथ व येसु विहित एष अग्रभुटिसुश्रुष मतपितुषु सुश्रुष गुरुन सुश्रुष मित्रसंस्तुतसहय-

५. ञतिकेषु दसभटकनं सम्मप्रतिपति द्रिढभतित तेष तत्र भोति अपग्रथो व वधो व अभिरतन व निक्रमणं [।] येष व पि सुविहितनं सिनेहो अविप्रहिनो ए तेष मित्रसंस्तुतसहयञतिक वसन

६. प्रपुणति तत्र तं पि तेष वो अपग्रथो भोति [।] प्रतिभगं च एतं सव्रमनुशनं गुरुमतं च देवनंप्रियस [।] नस्ति च एकतरे पि प्रषडस्पि न नम प्रसदो [।] सो यमत्रो जनो तद कलिगे हतो च मुटो च अपवुढ च ततो

७. शतभगे व सहस्रभगं व अज गुरुमतं वो देवनंप्रियस [।] यो पि च अपकरेयति क्षमितवियमते व देवनंप्रियस यं शको क्षमनये [।] य पि च अटवि देवनंप्रियस विजिते भोति त पि अनुनेति अनुनिजपेति [।] अनुतपे पि च प्रभवे

८. देवनंप्रियस वुचति तेष किति अवत्रपेयु न च हंञेयसु [।] इछति हि देवनंप्रियो सव्रभुतन अक्षति संयमं समचरियं रभसिये [।] अयि च मुखमुत विजये देवनंप्रियस यो ध्रमविजयो [।] सो च पुन लधो देवनंप्रियस इह च सवेषु च अंतेषु

९. अ षषु पि योजनशतेषु यत्र अंतियोको नम योनरज परं च तेन अंतियोकेन चतुरे ४ रजनि तुरमये नम अंतिकिनि नम मक नम अलिकसुदरो नम निच चोडपंड अव तंबपंणिय [।] एवमेव हिद रजविषवस्पि योनकंबोयेषु नभकनभितिन –

१०. भोजपितिनिकेषु अंध्रपलिदेषु सवत्र देवनंप्रियस ध्रमनुशस्ति अनुवटंति [।] यत्र पि देवनंप्रियस दुत न व्रचंति ते पि श्रुतु देवनंप्रियस ध्रमवुटं विधनं ध्रमनुशस्ति ध्रमं अनुविधियंति अनुविधियिशंति च [।] यो स लधे एतकेन भोति सवत्र विजयो सवत्र पुन

११. विजयो प्रितिरसो सो [।] लध भोति प्रिति ध्रमविजयस्पि [।] लहुक तु खो स प्रिति [।] परत्रिकमेव महफल मेञति देवनंप्रियो [।] एतये च अठये अयि ध्रमदिपि निपिस्त [।] किति पुत्र पपोत्र मे असु नवं विजयं म विजेतविअ मजिषु स्पकस्पि यो विजये क्षंति च लहुदंडत च रोचेतु तं च यो विजयं मञतु

१२. यो ध्रमविजयो [।] सो हिदलोकिको परलोकिको [।] सव चतिरति भोतु य ध्रंमरति [।] स हि हिदलोकिक परलोकिक [।]

— शाहबाजगढ़ी

"અભિષેકને આઠ વર્ષ થયાં ત્યારે દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાએ કલિંગ દેશ જીત્યો. ત્યાંથી દોઢ લાખ માણસ કેદ પકડાયાં, ત્યાં એક લાખ માણસ હણાયાં ને (એથી) અનેકગણાં મૃત્યુ પામ્યાં. ત્યાર પછી હવે કલિંગ પ્રાપ્ત થતાં દેવોના પ્રિયને તીવ્ર ધર્મશીલન, ધર્મકામના અને ધર્મ–અનુશાસન થયેલ છે. કલિંગને જીતીને દેવોના પ્રિયને પશ્ચાત્તાપ થયો છે, કેમકે જ્યારે અણજિતાયેલો દેશ જીતાય છે ત્યારે ત્યાં માણસનો વધ કે મરણ કે અપહરણ થાય છે, તેને દેવોનો પ્રિય ઘણું શોચનીય અને ભારે માને છે. પણ આને દેવોના પ્રિયે વધારે માન્યું છે–ત્યાં બ્રાહ્મણો કે શ્રમણો (સાધુઓ) કે બીજા સંપ્રદાયો કે ગૃહસ્થો વસે છે, જેઓમાં મોટેરાઓની શુશ્રૂષા માતા પિતા વિશે શુશ્રૂષા, ગુરુઓની શુશ્રૂષા, મિત્ર–પરિચિત–સહાય–સંબંધીઓ વિશે તથા દાસ–સેવકો વિશે સારો વર્તાવ અને દૃઢ અનુરાગ રહેલાં છે, તેઓને તેમાં પ્રહાર, વધ કે પ્રિયજનોનું નિર્વાસન થાય છે. વળી જે સ્વસ્થ જનોનો સ્નેહ અખૂટ હોય ને તેઓના મિત્ર–પરિચિત–સંબંધીઓ સંકટ પામે તો તેથી તેઓને પણ પ્રહાર થાય છે. આ સર્વ મનુષ્યોનું ભાગ્ય છે ને તેને દેવોનો પ્રિય ભારે માને છે.

"ને યવનદેશ સિવાય કોઈ દેશ એવો નથી કે જ્યાં આ નિકાય નથી–બ્રાહ્મણો અને શ્રમણો. ને એવો કોઈ દેશ નથી, જ્યાં માણસોનો કોઈ એક સંપ્રદાયમાં અનુરાગ ન હોય. તેથી ત્યારે કલિંગમાં જેટલાં માણસ મરાયાં, મૃત્યુ પામ્યાં કે કેદ પકડાયાં, તેનો સોમો ભાગ કે હજારમો ભાગ આજે દેવોનો પ્રિય ભારે

માને છે. જે કોઈ હાનિ કરે, તેનું (તે) દેવોના પ્રિયે ક્ષંતવ્ય માન્યું છે, જે ક્ષમા કરી શકાય તેવું હોય. ને દેવોના પ્રિયના મુલકમાં જે અટવી[૧૬] છે, તેના તરફ પણ એ અનુનય કરે છે ને એને કર્તવ્ય સમજાવે છે. પશ્ચાત્તાપમાં પણ તેઓને (અટવીવાસીઓને) દેવોના પ્રિયનો પ્રભાવ કહેવામાં આવે છે. શાથી ? કે તેઓ લજ્જા પામે ને હાનિ ન કરે. કેમકે દેવોનો પ્રિય સર્વ ભૂતોની અ-હાનિ, સંયમ અને અપરાધની બાબતમાં અ-પક્ષપાત ઇચ્છે છે.

"દેવોના પ્રિયે આ વિજયને મુખ્ય માન્યો છે, જે ધર્મ-વિજય છે. ને તે દેવોના પ્રિયે અહીં (આ રાજ્યમાં) તેમ જ સર્વ સીમાન્ત પ્રદેશોમાં પ્રાપ્ત કર્યો છે, છસો યોજન પર્યંત, જ્યાં અંતિયોક નામે યવનરાજ છે ને તે અંતિયોકની પાર ચાર ૪ રાજાઓ-તુરમાય નામે, અંતિકેન નામે, મગ નામે અને અલિક્સુંદર નામે-છે, (તેમજ) નીચે ચોળ અને પાંડ્ય રાજ્યો છે, તામ્રપર્ણી પર્યંત. એવી રીતે અહીં રાજાના મુલકમાં યવન અને કંબોજ દેશોમાં, નાભક-નાભપંતી દેશમાં, ભોજ-પૌત્ર્યયણિક દેશમાં, અંધ્ર અને પુલિંદ દેશોમાં-બધે દેવોના પ્રિયના ધર્માનુશાસન (ધર્મોપ્રદેશ) પ્રમાણે વર્તે છે. જ્યાં દેવોના પ્રિયના દૂતો જતા નથી, ત્યાં પણ દેવોના પ્રિયના ધર્મોક્તને, વિધાનને, ધર્માનુશાસનને સાંભળીને (જાણીને) પાળે છે ને પાળશે.

"આ વડે સર્વત્ર જે વિજય પ્રાપ્ત થાય છે તે વિજય સર્વત્ર પ્રીતિના રસવાળો હોય છે. પ્રીતિ ધર્મવિજયમાં પ્રાપ્ત થાય છે. પરંતુ એ પ્રીતિ ખરેખર નજીવી છે. દેવોનો પ્રિય પારત્રિક(પારલૌકિક)ને જ મહાફળદાયી માને છે. ને એ હેતુ માટે આ ધર્મલિપિ (ધર્મલેખ) મુકાવી છે, શાથી ? કે મારા પુત્રો, (પૌત્રો), પ્રપૌત્રો હોય તે નવા વિજયને જીતવા જેવા ન માને; પોતાના (કે શસ્ત્રના) વિજયમાં ક્ષાંતિ અને લઘુ દંડની નીતિ પસંદ કરે; ને જે ધર્મવિજય છે તેને જ વિજય માને. એ ઐહલૌકિક[૧૭] (તેમ જ) પારલૌકિક છે ને જે ધર્મપ્રીતિ છે તેને જ પરમ પ્રીતિ માને, એ ઐહલૌકિક અને પરલૌકિક છે."

* * *

આ લેખ "Corpus Inscriptionum Indicarum", Vol. I માં તેમ જ 'अशोक के अभिलेख' માં મૂળ લખાણની છબી સાથે લિપ્યંતરરૂપે અક્ષરશઃ પ્રકાશિત થયો છે.[૧૮]

કલિંગનું યુદ્ધ એ અશોકના જીવનની એક એવી ઘટના છે કે જેને લઈને યુદ્ધની બાબતમાં એનો હૃદયપલટો થયો એટલું જ નહિ, એની સમગ્ર જીવનદૃષ્ટિ ધર્મપ્રધાન બની. આ યુદ્ધમાં લાખો માણસોની ખુવારી

થઈ ને લાખો માણસ કેદ પકડાયાં. યુદ્ધના આ કરુણ અંજામે અશોકના અંતરમાં પશ્ચાત્તાપની લાગણી જન્માવી ને એણે યુદ્ધની નીતિને તિલાંજલિ આપી ધર્મ–ભાવના કેળવી. યુદ્ધમાં સૈનિકોને કારાગાર કે વધનો અંજામ ભોગવવો પડે એ સ્વાભાવિક છે, પરંતુ જે ધાર્મિક વૃત્તિ અને ધાર્મિક આચરણ ધરાવે છે તે લોકોને પણ એનાથી દુઃખ પહોંચે છે. બંધન, વધ કે મૃત્યુ પામનાર સૈનિકોમાં તેઓના કોઈ ને કોઈ સ્વજન હોય છે, તેથી તેઓના દિલને પણ દુઃખ થાય છે. ને કોઈ ને કોઈ સંપ્રદાયના અનુયાયીઓ–બ્રાહ્મણો અને શ્રમણો તો દરેક પ્રદેશમાં હતા જ, સિવાય કે અશોકના વિશાળ રાજ્યની ઉત્તર-પશ્ચિમ સીમા પાસે આવેલા યવન દેશમાં.[૧૯] આથી આવા ધાર્મિક જનોની લાગણી દુભાય તેવું યુદ્ધ કરાય નહિ. કલિંગમાં આટલી બધી ખુવારી થઈ ત્યારે એ યુદ્ધ સમયે અશોકને આ દૃષ્ટિ ખૂલી નહોતી પરંતુ હવે આ દૃષ્ટિ ખૂલતાં એને એના કરતાં સોમા કે હજારમા ભાગની ખુવારી થાય તો તેટલી ખુવારી પણ ઘણી દુઃખદાયી લાગે છે.

તો જિતેલો કલિંગ દેશ મુક્ત કરી દેવો ? ના, અશોકે એવું કંઈ કર્યું નથી. કલિંગમાં તો અટવી હતી ને ત્યાંના લોકો હજી કંઈ ને કંઈ રંજાડ કરતા હતા. તેઓને પહેલાં સામ–નીતિથી સમજાવવામાં આવતા. તેઓનાં તોફાનોની બાબતમાં જેટલું માફ કરી શકાય તેટલું માફ કરવામાં આવતું. પરંતુ એનો અર્થ એવો નહોતો કે મૌર્ય સમ્રાટ તોફાનીઓને કાંઈ કરશે જ નહિ અને તોફાનો માટે છૂટો દોર લેવા દેશે. ખરી રીતે એ લોકોએ સમજીને પોતાનાં અપકૃત્યો માટે શરમાવું જોઈએ ને તોફાન કરવાનું છોડી દેવું જોઈએ. છતાં તેઓને રાજાનો પ્રતાપ પણ બતાવવો જોઈએ, જેથી તેઓના પર રાજાની ધાક રહે. આમ અશોકે તોફાની તત્ત્વો અંગે ઉદાર નીતિ અપનાવી, પરંતુ જરૂર પડતાં એ દાબ રાખવાનું ચૂકતો નહિ. અશોકે બને ત્યાં સુધી અહિંસાની નીતિ અપનાવી, પરંતુ રાજનીતિમાં અહિંસાને ય મર્યાદા હતી.

ખરી રીતે ધર્મવિજય એ જ ખરો વિજય છે. ધર્મવિજય એટલે ધાર્મિક વિજય, ન્યાયી વિજય એવો અર્થ અહીં ઉદ્દિષ્ટ નથી. લોકોના હૃદય પર રાજાની ધર્મભાવનાનો વિજય થાય ને લોકો એનો ધર્મોપદેશ ગ્રહણ કરી એની ધર્મ-ભાવનાને આચરણમાં અંગીકાર કરે એનું નામ ધર્મવિજય. આ વિજય પ્રીતિરસથી ભરેલો હોય છે. આ વિજય હિંસા કે દમન દ્વારા નહિ. પણ પ્રીતિ દ્વારા પ્રાપ્ત કરાય છે. અલબત્ત એમાં પ્રીતિ ય ગૌણ છે; એ કંઈ સાધ્ય કે મુખ્ય સાધન

નથી. યુદ્ધથી મેળવાતો વિજય તો આ લોકમાં તેમ જ પરલોકમાં પણ લાભદાયી નીવડે છે. એનો ખરો મહિમા એમાં રહેલો છે.

તો શું રાજાએ કદી યુદ્ધ ન કરવું ? પોતે પહેલ કરીને રાજ્યવિસ્તારના લોભે કે વિજય મેળવવાની લાલસાથી કદી યુદ્ધ ન કરવું. પરંતુ સામા પક્ષ તરફથી પોતાના રાજ્ય પર આક્રમણ કરવામાં આવે ત્યારે તેનો સામનો જરૂર કરવો. અર્થાત્ યુદ્ધની બાબતમાં સમજુ રાજાએ આક્રમણાત્મક નીતિને બદલે માત્ર સંરક્ષણાત્મક નીતિ રાખવી ને આવી પડેલા સંરક્ષણાત્મક વિજયની બાબતમાં ય શત્રુપક્ષના સૈનિકો તરફ બને તેટલી ક્ષાન્તિની અને હળવા દંડની–હળવી સજાની ઉદાર નીતિ રાખવી. ધર્મવિજય એ જ ખરો વિજય છે ને ધર્મની પ્રીતિ એ જ ખરી પ્રીતિ છે. પોતાના પુત્રો, પૌત્રો, પ્રપૌત્રો વગેરે વંશજો આ નીતિને અનુસરતા રહે એ માટે અશોકે આ ધર્મલેખ કોતરાવ્યો છે.

અશોક આ લેખોને 'ધર્મલિપિ' કહે છે, એમાં 'લિપિ' શબ્દ લેખ(લખાણ)-ના અર્થમાં પ્રયોજાયો છે.

આ લેખમાં પ્રાસંગિક રીતે અશોક પોતાના રાજ્યના પ્રાંતોનો તેમ જ બહારનાં રાજ્યોનો ઉલ્લેખ કરે છે, એ ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વનો છે. એ પોતાના રાજ્યમાં યવન અને કંબોજ, નાભક–નાભપંતિ, ભોજ–પૈત્ર્યયણિક અને અંધ્ર–પુલિંદનો ખાસ નિર્દેશ કરે છે. આમાં યવન પ્રાંત અને કંબોજ પ્રાંત ભારતની ઉત્તર–પશ્ચિમ સીમા પાસે આવેલા હતા. યવન પ્રાંત કંદહાર(અફઘાનિસ્તાન)ની આસપાસ આવેલો પ્રદેશ હતો, જ્યાં યવનો(ગ્રીકો)ની વસાહત હતી ને જ્યાં અશોકે એક ધર્મલેખ ગ્રીક ભાષામાં લખાવ્યો હતો. કંબોજ પ્રાંત કાશ્મીરના દક્ષિણ–પશ્ચિમ ભાગમાં આવેલા રાજૌરી(પ્રાચીન રાજપુર)ની આસપાસ આવ્યો હતો.[૨૦] પાકિસ્તાનના વાયવ્ય સરહદ પ્રાંતનો હજારા જિલ્લો પણ કંબોજ દેશમાં આવ્યો હશે, જ્યાં અશોકના ચૌદ શૈલલેખોની એક પ્રત કોતરેલી છે.[૨૧]

આ લેખમાં 'ભોજ–પેતેનિક' (પ્રાકૃતમાં) શબ્દ છે તેને બદલે શૈલલેખ નં. ૫ માં 'રાસ્ટિક–પેતેનિક' શબ્દ વપરાયો છે. કેટલાક 'પેતેનિક'નો અર્થ મહારાષ્ટ્રના પ્રાચીન પાટનગર પ્રતિષ્ઠાન(પૈઠણ)ની આસપાસનો પ્રદેશ એવો ઘટાવે છે તો કેટલાક એનો અર્થ પૈત્ર્યયણિક એટલે કે બાપીકો, વંશપરંપરાગત એવો કરે છે.[૨૨] આ લોકો મહાભોજ કે મહારાષ્ટ્રિક લોકો હોવા જોઈએ.[૨૩] આ અપરાંત દેશ હતો. એમાં કોંકણના શૂર્પારક (સોપારા) નગરમાં અશોકના શૈલલેખોની એક પ્રત કોતરાઈ હતી.

નાભપંતિ લોકોનો નાભક દેશ બરાબર ઓળખાયો નથી, પરંતુ એ યવન–કંબોજ અને ભોજ–પેતેનિકની વચ્ચે આવેલો સરહદી પ્રદેશ હોવો જોઈએ.[૨૪]

અંધ્રદેશ એ આંધ્ર પ્રદેશ છે. પુલિંદ દેશ અંધ્રદેશની ઉત્તરે જબલપુરની આસપાસ આવ્યો હશે, જ્યાં રૂપનાથમાં અશોકના ગૌણ શૈલલેખોની પ્રત મળી છે.[૨૫] આ બધા પ્રદેશ અશોકના રાજ્યની અંદર આવેલા સરહદી પ્રાંત હતા.

હવે અશોકના રાજ્યની બહારનાં રાજ્યોનો વિચાર કરીએ. એમાંના યવન રાજા અંતિયોકનો ઉલ્લેખ અગાઉ શૈલલેખ નં. ૨ માં આવી ગયો છે. એ હતો પશ્ચિમ એશિયાનો ગ્રીક રાજા અંતિયોક (અંતિયોકસ) ૨ જો, જે સેલ્યુક(સેલ્યુકસ)-નો પૌત્ર હતો ને સીરિયામાં રહી રાજ્ય કરતો હતો. (ઈ.પૂ. ૨૬૧–૨૪૬).

એની પાર ચાર રાજા હતા–તુરમાય, અંતેકિન, મગ અને અલિકસુદર. આમાંનો તુરમાય તે મિસરનો ગ્રીક રાજા તોલેમી ૨ જો (ઈ.પૂ. ૨૮૫–૨૪૭) છે, જે તોલેમી ૧ લાનો પુત્ર હતો. સિકંદરનું મૃત્યુ થતાં મિસરના ગ્રીક મુલકમાં સેનાપતિ તોલેમીએ પોતાની રાજસત્તા સ્થાપી દીધી હતી (ઈ. પૂ.૩૨૩). 'તોલેમી'-નો ઉચ્ચાર 'તુલમાય' થતો હશે ને એનું અહીં 'તુરમાય' રૂપાંતર થયું લાગે છે.

અંતેકિન અથવા અંતિકિનિ એ મેકેડોનિયા (મકદુનિયા)નો રાજા અંતિ-ગોનસ ગોનેતસ (ઈ.પૂ. ૨૭૭–૨૩૯) હતો. મગ એ ઉત્તર આફ્રિકામાં આવેલા કીરીની નામે ગ્રીક રાજ્યનો રાજા મગસ હતો. એ ઈ. પૂ. ૩૦૦ થી ૨૫૦ ના અરસામાં, પ્રાયઃ લગભગ ઈ. પૂ. ૨૮૨–૨૫૮ માં, રાજ્ય કરતો હતો.[૨૬] અલિક-સુદર એ સ્પષ્ટતઃ 'અલેકઝાંદર'નું રૂપાંતર છે. મકદુનિયાનો મશહૂર અલેકઝાંદર (સિકંદર) તો ઈ.પૂ. ૩૨૩ માં મૃત્યુ પામ્યો હતો જ્યારે ભારતમાં મગધમાં નંદ વંશના છેલ્લા રાજાનું રાજ્ય ચાલતું હતું. એ પછી ત્યાં નંદ વંશની જગ્યાએ મૌર્ય વંશની સત્તા પ્રવર્તી ને અશોક એ વંશનો ત્રીજો રાજા હતો. અશોકના સમયનો અલિકસુદર એ કાં તો એપિરસનો રાજા અલેકઝાંદર (ઈ.પૂ. ૨૭૨ થી લગભગ ૨૫૫) અથવા તો કોરિંથનો રાજા અલેકઝાંદર (ઈ. પૂ. ૨૫૨ થી લગભગ ઈ. પૂ. ૨૪૪) હતો.[૨૭] એપિરસ અને કોરિંથ એ બંને ગ્રીસની અંદર આવેલાં નગર–રાજ્ય હતાં. અંતિયોકનું રાજ્ય ઈ.પૂ. ૨૬૧ માં શરૂ થયું હતું ને મગનું ઈ.પૂ. ૨૫૮ માં પૂરું થયું હતું તે લક્ષમાં લેતાં આ અલેકઝાંદર એપિરસનો હોય એ જ બંધ બેસે, કેમકે કોરિંથનો અલેકઝાંદર તો ઈ.પૂ. ૨૫૮ પછી ઈ.પૂ. ૨૫૨માં ગાદીએ આવ્યો હોઈ એના સમયમાં મગ હયાત હોઈ શકે નહિ.

અશોકના આ લેખમાં થયેલા આ પ્રાસંગિક ઉલ્લેખ પરથી એને પશ્ચિમ એશિયા, ગ્રીસ અને મકદુનિયા તેમજ ઉત્તર આફ્રિકાનાં ગ્રીક રાજ્યો સાથે સીધો સંબંધ હોવાનું સ્પષ્ટ થાય છે.

આમ આ શૈલલેખ અનેક રીતે મહત્ત્વનો છે. એમાં અશોકના હૃદય-પલટાનું કારણ, યુદ્ધની બાબતમાં એની નવી નીતિ, તોફાની તત્ત્વો તરફનું એનું વ્યાવહારિક વલણ, ધર્મ માટેની તેની તમન્ના, એના સંપર્કનાં દેશ–વિદેશનાં રાજ્યો, એના રાજ્યના સરહદી પ્રાંતો તથા એણે પોતાના રાજ્યમાં તથા અન્ય રાજ્યોમાં કરાવેલા ધર્માનુશાસન (ધર્મોપદેશ) વિશે ઘણી ઉપયોગી માહિતી મળે છે.

## ૪. અશોકનો સ્તંભલેખ નં. ૨

૧. देवानंपिये पियदसि लाज

૨. हेवं आहा [।] धंमे साधू [।] कियं चु धंमे ति [।] अपासिनवे बहु-कयाने

૩. दया दाने सचे सोचये [।] चखुदाने पि मे बहुविधे दिंने [।] दुपद –

૪. चतुपदेसु पखि–वालिचलेसु विविधे मे अनुगहे कटे आ पान –

૫. दाखिनाये [।] अंनानि पि च मे बहूनि कयानानि कटानि [।] एताये मे

૬. अठाये इयं धंमलिपि लिखापिता हेवं अनुपटिपजंतु चिलं-

૭. थितिका च होतू ती ति [।] ये च हेवं संपटिपजीसति से सुकटं कछती ति [।]

दिल्ही–टोपरा

"દેવોનો પ્રિય પ્રિયદર્શી રાજા આમ કહે છે– ધર્મ સારો છે. પણ ધર્મ કેવો છે? થોડો આસિનવ,[૨૮] બહુ કલ્યાણ,[૨૯] દયા, દાન, સત્ય (અને) શૌચ (શુચિતા અર્થાત્ શુદ્ધતા). મેં ચક્ષુનું દાન પણ બહુ પ્રકારનું દીધું છે. બેપગાં અને ચોપગાં વિશે (તેમ જ) પક્ષીઓ અને જલચરો વિશે મેં વિવિધ અનુગ્રહ કર્યો છે, પ્રાણ–દાક્ષિણ્ય સુધીનો. મેં બીજાં પણ બહુ કલ્યાણ કર્યાં છે. આ હેતુ માટે મેં આ ધર્મલિપિ (ધર્મલેખ) લખાવી છે, કે (લોકો) એને અનુવર્તે અને એ લાંબો સમય ટકે. જે આમ સારી રીતે અનુવર્તશે તે સુકૃત કરશે."

* * *

અશોકે જેમ ચૌદ ધર્મલેખોની લેખમાલા શૈલો પર કોતરાવી હતી તેમ છસાત[30] ધર્મલેખોની બીજી લેખમાલા શિલાસ્તંભો પર કોતરાવી હતી. આ સ્તંભલેખો પંજાબ, ઉ. પ્ર. અને બિહારમાં મળ્યા છે. એમાંનો આ લેખ નં. ૨ છે. "Corpus Inscriptionum Indicarum," Vol. I માં તેમ જ 'अशोक के अभिलेख'માં એનું છબી સાથે લિપ્યંતર પ્રકાશિત થયેલું છે.[31]

ધર્મ સારો છે ને એથી એનું આચરણ કરવું જોઈએ એ સહુ જાણે છે. પણ ધર્મ એટલે શું ? અશોક આ લેખમાં ધર્મનું સ્વરૂપ સમજાવે છે. ધર્મ એટલે આસિનવ ઘટાડવું અને કલ્યાણ વધારવું તે. મનુષ્યના મનમાં કુદરતે સારીનરસી વૃત્તિઓ મૂકેલી છે.[32] શુભ વૃત્તિઓ દુષ્કૃત કરવા લલચાવે છે. ધર્મને માર્ગે ચાલનારે પહેલાં તો દુષ્કૃતનો ત્યાગ કરવાનો છે ને પછી સુકૃતમાં પરાયણ રહેવાનું છે. પરંતુ મનમાં સત્ત્વ ઉપરાંત રજસ્ અને તમસ્ એ બે ગુણ પણ ઓછાવત્તા પ્રમાણમાં રહેલા છે. આથી સામાન્ય મનુષ્યો માટે પાપવૃત્તિમાંથી સદંતર મુક્ત થવું મુશ્કેલ છે. તેથી અશોક 'અલ્પ આસિનવ' અને 'બહુ કલ્યાણ' માટે ભલામણ કરે છે. દુષ્કૃત અલ્પમાં અલ્પ કરવું ને સુકૃત વધુમાં વધુ કરવું એ દરેક જાગ્રત મનુષ્ય ખ્યાલમાં રાખી શકે ને આચરી શકે.

જેમ ક્રૂરતા, નિષ્ઠુરતા, ક્રોધ, અભિમાન અને ઈર્ષા જેવા દુર્ગુણો આસિનવ તરફ લઈ જાય છે, તેમ દયા, દાન સત્ય અને શુદ્ધતા જેવા સદ્ગુણો કલ્યાણ કરવા પ્રેરે છે.

અશોક આ બાબતમાં 'પરોપદેશે પાંડિત્ય' દર્શાવતો નથી. પોતે કલ્યાણો (સુકૃતો) કરે છે ને પોતાના આચરણનું દૃષ્ટાંત આપીને બીજાઓને એનો ઉપદેશ આપે છે. પોતે ઘણાં કલ્યાણ કર્યાં છે. કૂવા ખોદાવવા, વૃક્ષ રોપાવવાં વગેરે પરમાર્થ–કાર્ય એ કરતો ને અગાઉના રાજાઓ પણ કરતા. અશોક અહીં એવાં સામાન્ય સુકૃતોને ન ગણાવતાં વિશિષ્ટ સુકૃતોનું દૃષ્ટાંત દે છે. એ છે 'ચક્ષુર્દાન'-નું સુકૃત.

ચક્ષુર્દાન એટલે શું ? કેટલાકે એનો અર્થ 'દિવ્ય ચક્ષુ' કર્યો છે ને એમાં રાજાએ બીજાઓને ધાર્મિક જીવનની દૃષ્ટિ આપ્યાનો અર્થ ઘટાવ્યો છે. પરંતુ પછીના વાક્યમાં માનવેતર પ્રાણીઓનો તથા પ્રાણ–દાક્ષિણ્યનો ઉલ્લેખ આવે છે તે પરથી અહીં શારીરિક ચક્ષુનો જ અર્થ ઉદ્દિષ્ટ છે.[33] અગાઉના સમયમાં શારીરિક સજામાં અંગચ્છેદની તથા દેહાંતની સજા ફરમાવવામાં આવતી. અપરાધીના અપરાધના પ્રકારના પ્રમાણે ધર્માધ્યક્ષો (ન્યાયાધીશો) નિયમસર આવી સજા ફરમાવતા,

પરંતુ રાજા ધારે તો એમાં માફી આપી શકતો. અંગચ્છેદમાં સહુથી ભારે સજા ચક્ષુચ્છેદની હતી. અશોક આવી સજામાં અનેકવાર માફી આપતો. આથી જેનાં ચક્ષુ ફોડી નખાવાનાં હતાં, તેને જાણે ચક્ષુ પાછાં મળ્યાં એવું લાગતું. જેમ દેહાંતદંડ પામેલા અપરાધીને એ દંડમાં માફી મળે, તો એને 'જીવનદાન' મળ્યું ગણાય, તેમ ચક્ષુચ્છેદની સજાવાળાને માફી મળતાં 'ચક્ષુર્દાન' મળ્યું ગણાય. અશોક હળવી સજાની ભલામણ કરતો તેમ જ દેહાંતદંડના અપરાધીઓને પણ કૃપાના ત્રણ દિવસ આપતો ને એ દરમ્યાન તેઓના સંબંધીઓ અધિકારીઓને તેઓને જીવન દેવા સમજાવી શકે તો તેમ કરવા તક આપતો.[૩૪]

અશોક પોતે તો ચક્ષુર્દાન ઉપરાંત પ્રાણદાન સુધીનું દાક્ષિણ્ય (કૃપા) દર્શાવતો. એનો આ અનગ્રહ (કૃપા) મનુષ્યો પૂરતો મર્યાદિત નહોતો. બેપગાં તેમ જ ચોપગાં, પક્ષીઓ તેમ જ જલચરો – સહુ પ્રકારનાં પ્રાણીઓ તરફ એ અનુગ્રહ કરતો. 'દાંત સાટે દાંત અને આંખ સાટે આંખ' ના ન્યાયે (નિયમે) માનવેતર પ્રાણીઓને પણ અંગચ્છેદ તથા દેહાંતની સજા થતી હશે એવો અર્થ અહીં અભિપ્રેત લાગે છે.

અશોકે આ ધર્મલેખ લખાવીને શિલાસ્તંભ પર કોતરાવ્યો છે, જેથી એ લાંબો સમય ટકે. પણ એની પાછળ એનો હેતુ પોતાની ચિરકાલીન કીર્તિ કે નામના રાખવાનો નહિ, પણ એ ધર્મલેખ વાંચીને લોકો એ પ્રમાણે વર્તતા રહે ને એ લેખ લાંબો સમય ટકે તો લોકો એનો લાભ લાંબો સમય લેતા રહે એ છે. એ કહે છે કે આ લેખ પ્રમાણે જે વર્તન કરશે તે સુકૃત કરશે ને આ લોકમાં તેમ જ પરલોકમાં હિતસુખ પામશે.

## ૫. ભાગભદ્રના સમયનો બેસનગર ગરુડસ્તંભલેખ

१. देवदेवस वासुदेवस गरुडध्वजे अयं

२. कारिते इअ हेलिओदोरेण भाग –

३. वतेन दियस पुत्रेण तख्खसिलाकेन

४. योनदूतेन आगतेन महाराजस

५. अंतलिकितस उपंता सकासं रञो

६. कोसीपुत्रस भागभद्रस त्रातारस

૭. वसेन चतुदंसेन राजेन वधमानस [।]

૮. त्रिनि अमुतपदानि इअ सुअनुठितानि

૯. नेयंति स्वगं दम चाग अप्रमाद [।]

"દેવોના દેવ વાસુદેવ(કૃષ્ણ)નો આ ગરુડધ્વજ અહીં મહારાજ અંતલિકિતની પાસેથી રાજા કૌત્સીપુત્ર ભાગભદ્ર ત્રાતા, જે રાજ્યના ચૌદમા વર્ષે વૃદ્ધિ પામી રહ્યા છે તેમની પાસે આવેલા તક્ષશિલાના યવનદૂત, દિયના પુત્ર, ભાગવત હેલિયોદોરે કરાવ્યો છે.

"ત્રણ અમૃત પદો અહીં સારી રીતે આચરવામાં આવે તો સ્વર્ગે લઈ જાય છે: દમ, ત્યાગ (અને) અપ્રમાદ."

આ લેખ પણ પ્રાકૃત ભાષામાં છે. એ બેસનગર અર્થાત્ વિદિશાનગર (જિ. ભોપાલ, મધ્યપ્રદેશ)માં શિલાસ્તંભ પર કોતરેલો છે. ત્યાં આકર દેશ(પૂર્વ માળવા)ની રાજધાની વિદિશા હતી. ત્યાં ભગવાન વાસુદેવ(વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ)નું મંદિર હશે, ને એની આગળ ગરુડના ઘાટની શિરાવટીવાળો આ સ્તંભ ઊભો કરવામાં આવ્યો હશે. હાલ એ મંદિર તથા આ સ્તંભ પરની ગરુડ શિરાવટી મોજૂદ નથી.

સ્તંભ પરનો લેખ "Select Inscriptions" માં Book II ના નં. ૨ તરીકે આપેલો છે. 'प्राचीन भारतीय अभिलेखोंका अध्ययन' ના खण्ड ૨ માં પણ આપેલો છે (પૃ. ૨૪).

* * *

આ લેખ ભાગવત સંપ્રદાયના પ્રાચીન પ્રસાર પર પ્રકાશ પાડે છે. ભગવાન વાસુદેવના ઉપાસકોનો સંપ્રદાય ત્યારે 'ભાગવત' નામે ઓળખાતો. ભગવાન વાસુદેવ વિષ્ણુ ભગવાનના અવતાર ગણાતા. ગરુડ વિષ્ણુ ભગવાનનું વાહન છે. આથી જેમ શિવના મંદિર આગળ નંદીનું પ્રતીક હોય છે, તેમ વિષ્ણુના મંદિર આગળ ગરુડનું હોય છે.

વિદિશામાં ત્યારે ભાગભદ્ર નામે રાજા રાજ્ય કરતો હતો. એ કૌત્સીનો પુત્ર હતો અર્થાત્ એનાં માતા કૌત્સ ગોત્રનાં હતાં. એ સમયે ઘણા રાજાઓ સામાન્ય રીતે માતૃગોત્રના નામે ઓળખાતા.[૩૫] આ ગરુડધ્વજ કરાવ્યો એ બનાવ આ

રાજાના રાજ્યકાલના ૧૪ મા વર્ષે બન્યો. ત્યારે ત્યાં કોઈ સળંગ સંવત પ્રચલિત નહોતો. લિપિના મરોડ પરથી આ લેખનો સમય ઈ. પૂ. ૨જી–૧ લી સદીનો આંકવામાં આવ્યો છે.[૩૬] ભાગવત સંપ્રદાય એ સમયે વિદિશામાં આટલો પ્રચલિત હતો એ ઉલ્લેખ એ સંપ્રદાયના ઇતિહાસમાં મહત્ત્વનો નીવડયો છે.

આ ગરુડધ્વજ યવન (ગ્રીક) જાતિના એક ભાગવતે (ભાગવત સંપ્રદાયના અનુયાયીએ) કરાવ્યો હતો એ પરથી ગ્રીક જેવા વિદેશીઓ ભારતમાં વસીને અહીંના આવા ધર્મ–સંપ્રદાય અંગીકાર કરતા હોવાનું જાણવા મળે છે. એ પ્રાચીન વિદેશી જાતિઓના ભારતીયીકરણ વિશે અહીં પ્રકાશ પડે છે.

આ યવન ભાગવતનું નામ હેલિયોદોર (હેલિયોદોરસ) હતું. એના પિતાનું નામ દિય (દિયોન) હતું. એ તક્ષશિલાના યવન રાજા મહારાજ અંતલિકિત-( અંતિયાલકિદાસ )ના દૂત(એલચી) તરીકે વિદિશાના રાજા ભાગભદ્ર પાસે આવેલો હતો. એ યવન (ગ્રીક) રાજા બાહ્લિક દેશથી આવેલા ભારતીય–યવન રાજાઓના વંશનો હતો. પંજાબમાં સત્તારૂઢ થયેલા એ વિદેશી રાજવંશને ભારતનાં અન્ય રાજ્યો સાથે આવા રાજકીય સંબંધ હતા. અંતલિકિત 'મહારાજ' બિરુદ ધરાવતો; ભાગભદ્ર માત્ર 'રાજા' કહેવાતો. ત્યારે ભારતીય રાજાઓને એવાં મોટાં બિરુદ ધરાવવાનો શોખ નહોતો. મૌર્ય અશોક જેવો સમ્રાટ પણ પોતાને 'રાજા' તરીકે ઓળખાતો. 'મહારાજ' 'રાજાધિરાજ' અને 'મહારાજાધિરાજ' જેવાં મહાબિરુદ ભારતમાં આ વિદેશી રાજવંશોએ પ્રચલિત કર્યાં.[૩૭]

ભાગભદ્ર એ શુંગ વંશનો પાંચમો રાજા ભદ્રક હોવો સંભવે છે.[૩૮] 'ત્રાતા' એ ખરી રીતે ગ્રીક બિરુદ Soter(તારણહાર)નું ભારતીય રૂપાંતર છે. આ બિરુદ ભારતીય રાજાઓ નહિ પણ ભારતીય–યવન રાજાઓ માટે પ્રયોજાતું. છતાં આ લેખમાં એ બિરુદ ભાગભદ્ર માટે પ્રયોજાયું છે તે પ્રાયઃ આ લેખનું લખાણ હેલિયોદોરે કે એના કોઈ ગ્રીક અધિકારીએ ઘડયું હોય તે કારણે હશે.[૩૯]

લેખના અંતે ત્રણ અમૃત–પદોને લગતું સુભાષિત આપવામાં આવ્યું છે. દમ એટલે ઇન્દ્રિયદમન, ત્યાગ એટલે ભોગ–વિલાસનો ત્યાગ અને અપ્રમાદ એટલે પ્રમાદ(બેદરકારી, આળસ, નિષ્ક્રિયતા)નો અભાવ. આ ત્રણ સદ્ગુણો અમૃત–(અમરત્વ)નાં પદ (સ્થાન) છે ને સ્વર્ગે લઈ જાય છે. આ સુભાષિતને મળતું વિધાન મહાભારતમાં પણ આવે છે.[૪૦]

## ૬. ખારવેલનો હાથીગુંફા ગુફાલેખ

१. नमो अरहंतानं [।] नमो सवसिधानं [।] ऐरेण महाराजेन महामेघवाहनेन चेतिराजवंसवधनेन पसथसुभलखनेन चतुरंतलुठणगुण–उपेतेन कलिंगाधिपतिना सिरिखारवेलेन

२. पंदरसवसानि सीरिकडारसरीरवता कीडिता कुमारकीडिका [।] ततो लेख-रूप-गणना-ववहार-विधि-विसारदेन सवविजावदातेन नववसानि योवरज पसासितं[।] संपुंणचतुवीसतिवसो तदानि वधमानसेसयोवनाभिविजयो ततिये

३. कलिंगराजवसे पुरिसयुगे महाराजाभिसेचनं पापुनाति [।] अभिसतमतो च पधमे वसे वातविहतगोपुरपाकारनिवेसनं पटिसंखारयति कलिंगनगरिखिबीरं[।] सितलतडागपाडियो च बंधापयति सवूयानपटिसंथपनं च

४. कारयति पनति(सि)साहि सतसहसेहि पकतियो च रंजयति [।] दुतिये च वसे अचितयिता सातकंनि पछिमदिसं हयगजनररधबहुलं दंडं पठापयति [।] कन्हबेंणागताय च सेनाय वितासिति असिकनगरं [।] ततिये पुन वसे

५. गंधववेद बुधो दपनतगीतवादितसंदसनाहि उसवसमाजकारापनाहि च कीडापयति नगरिं [।] तथा चवुथे वसे विजाधराधिवासं अहतपुवं कलिंगपुवराजनिवेसितं......वितधमकुट......च निखितछत –

६. भिंगारे हितरतनसपतेये सवरठिकभोजके पादे वंदापयति [।] पंचमे च दानी वसे नंदराजतिवससतओघाटितं तनसुलिववाटा पणाडिं नगरं पवेसयति सो......[।] अभिसितो च छठे वसे राजसेयं संदंसयंतो सवकरवण-

७. अनुगह-अनेकानि सतसहसानि विसजति पोरजानपदं [।] सतमं च वसं पसासतो वजिरघर......स मतुकपद......कुम......[।] अठमे च वसे महता सेना......गोरधगिरिं

८. घातापयिता राजगहं उपपीडयति [।] एतिना च कंमपदानसंनादेन......सेन-वाहने विपमुंचितुं मधुरं अपयातो यवनराज[डिमित ?]......यछति......पलव......

९. कपरुखे हयगजरथसह यति सवधरावास......सवगहणं च कारयितुं ब्रह्मणानं जयपरिहारं ददाति [।] अरहत......[नवमे च वसे]...

૧૦. ......महाविजयपासादं कारयति अठतिसाय सतसहसेहि [।] दसमे च वसे दंडसंधीसा[ममयो ?] भरधवसपठा(?)नं महा(ही)जयनं(?)......कारापयति [।] एकादसमे च वसे......पायातानं च मनिरतनानि उपलभते [?]

११. ......पुवं राजनिवेसितं पीथुडं गदभनंगलेन कासयति [।] जनपदभावनं च तेरसवससतकतं भिदति त्रभिरदह (?) संघातं [।] बारसमे च वसे...... सहसेहि वितासयति उतरापधराजानो...

१२. मागधानं च विपुलं भयं जनेतो हथसं गंगाय पाययति [।] मागधं च राजानं बहसतिमितं पादे वंदापयति [।] नंदराजनीतं च कालिंगजिनं संनिवेस......अंगमगधवसुं च नयति [।]...

१३. ...कतुं जठरलखिलगोपुराणि सिहराणि निवेसयति सतविसिकनं परिहारेहि [।] अभुतमछरियं च हथीनिवास परिहर...हयहथिरतनमानिकं पंडराजा... मुतमनिरतनानि आहरापयति इध सतसहसदनि

१४. सिनो वसीकरोति [।] तेरसमे च वसे सुपवतविजयचके कुमारीपवते अरहतेहि पखिनसंसितेहि कायनिसीदियाय यापूजावकेहि राजभितिनि चिनवतानि वासासितानि पूजानुरतउवासगखारवेलसिरिना जीवदेहसयिका परिखाता [।]

१५. ...सकतसमण सुविहितानं च सवदिसानं ञनिनं (?) तपसिइसिन संघियनं अरहतनिसीदियासमीपे पाभारे वराकारसमुथापिताहि अनेकयोजनाहिताहि... सिलाहि...

१६. चतरे च वेडुरियेगभे थंभे पतिठापयति पानतरियसतसहसेहि [।] मुखियकलवोछिनं च चोयठिअं। संतिकं तुरियं उपादयति [।] खेमराजा स वढराजा स भिखुराजा धमराजा पसंतो सुनंतो अनुभवतो कलानानि

१७. गुणविसेसकुसलो सवपासंडपूजको सवदेवायतनसकारकारको अपतिहतचकवाहनबलो चकधरो गुतचको पवतचको राजसिवसूकुलविनिश्रितो महाविजयो राजा खारवेलसिरि [।]

"અર્હંતોને નમસ્કાર. સર્વ સિદ્ધોને નમસ્કાર. આર્ય (કે વીર) મહારાજ મહામેઘવાહન 'ચેત' (કે 'ચેતિ') રાજવંશની વૃદ્ધિ કરનાર, પ્રશસ્ત શુભ લક્ષણવાળા, સકલ ભુવનમાં વ્યાપેલા (કે સકલ ભુવનના રક્ષણરૂપી) ગુણ ધરાવતા, કલિંગ-

અધિપતિ શ્રી ખારવેલ પિંગલદેહ ધારણ કરી પંદર વર્ષ કુમાર–ક્રીડા ખેલ્યા. પછી લેખ, રૂપ, ગણના, વ્યવહાર અને વિધિમાં વિશારદ અને સર્વવિદ્યાથી અવદાત થઈ એમણે નવ વર્ષ યૌવરાજ્યનું શાસન કર્યું. ચોવીસ વર્ષ પૂર્ણ થતાં ત્યારે શેષ યૌવન અને અભિવિજય વધતાં જતાં એ કલિંગ–રાજવંશના ત્રીજા પુરુષ–યુગમાં મહારાજ તરીકેનો અભિષેક પામે છે.

"અભિષેક થયા પછી પ્રથમ વર્ષે પવનથી નુકશાન પામેલા ગોપુર પ્રાકાર અને આવાસોને, કલિંગ–નગરીને અને શિબિરને સમરાવે છે, શીતળ તળાવની પાળીઓ બંધાવે છે, ને સર્વ ઉદ્યાનોનો ઉદ્ધાર કરે છે; ને ૩૫ લાખ (કાર્ષાપણો) વડે પ્રજાનું રંજન કરે છે.

"ને દ્વિતીય વર્ષે શાતકર્ણિનો વિચાર કર્યા વિના પશ્ચિમ દિશા તરફ અશ્વ–ગજ–નર–રથથી ભરપૂર સૈન્ય મોકલે છે, ને કૃષ્ણા નદીના તીરે ગયેલી સેના વડે ઋષિક નગરને ત્રાસ આપે છે.

"પછી તૃતીય વર્ષે ગંધર્વ–વેદના જાણકાર એવા એ નગરીને દર્પ(એક પ્રકારનું મલ્લયુદ્ધ), નૃત્ય, ગીત, અને વાદિત્ર (વાદ્ય) બતાવીને તેમ જ ઉત્સવ અને સમાજ કરાવીને ખીલવે છે.

"એવી રીતે ચતુર્થ વર્ષે વિદ્યાધરોથી વસાયેલા અરકતપુર પર કલિંગના અગાઉના રાજાઓના ધર્મ વડે કે તેઓની નીતિ વડે સર્વત્ર ધર્મકૂટ દ્વારા પ્રશાસન કરે છે, ને ભય અને ત્રાસ પામેલા, છત્ર અને ભૃંગાર (કલશ) મૂકી દીધેલા અને જેઓની રત્ન–સંપત્તિ ઝૂંટવાઈ ગઈ છે તેવા સર્વ રાષ્ટ્રિકોને તથા ભોજકોને પગે નમાવે છે.

"ને હવે પંચમ વર્ષે નંદરાજાએ ત્રણસો વર્ષ પર ખોલેલી, તનશૂલીય માર્ગની પ્રણાળીને (નહેરને) નગરમાં દાખલ કરાવે છે.

"અભિષેક થયાને છઠ્ઠે વર્ષે રાજવૈભવ દર્શાવતા એ પૌર તથા જાનપદ જનોમાં સર્વ પ્રકારના અનુગ્રહ કરાવતા લાખો (કાર્ષાપણ) વહેંચે છે.

"ને સાતમે વર્ષે લાખો (કાર્ષાપણો) વડે સેંકડો ખડ્ગ, છત્ર, ધ્વજ, રથ, રક્ષક અને અશ્વોના સમૂહોનું પ્રદર્શન તથા સર્વ મંગલો કરાવે છે.

"ને આઠમે વર્ષે મોટી સેના સાથે મથુરા પહોંચીને ગોરથગિરિને મારીને રાજગૃહને રંજાડે છે; ને તેઓના પ્રત્યાક્રમણના નાદથી બીધેલાં સૈન્યો તથા વાહનોને છોડવા માટે મથુરા ચાલ્યા જઈને નરેન્દ્ર (રાજા) સર્વ ગૃહવાસીઓને,

સર્વ (રાજસેવકોને અને સર્વ) ગૃહપતિઓને (અને સર્વ બ્રાહ્મણોને) ખાન-પાન આપે છે; કલિંગ જાય છે, પલ્લવોના ભારવાળું કલ્પવૃક્ષ, અશ્વો, ગજો, નરો અને રથો સાથે જાય છે, સર્વ ગૃહવાસીઓને, સર્વ રાજસેવકોને, સર્વ ગૃહપતિઓને ને સર્વ બ્રાહ્મણોને ખાનપાન આપે છે, ને આર્હંત (જૈન) શ્રમણો(સાધુઓ)ને ...આપે છે, લાખો (કાર્ષાપણો) વડે.

"ને નવમે વર્ષે ૩૮ લાખ (કાર્ષાપણ) વડે કલિંગના રાજાને રહેવા માટે વૈદૂર્યનો મહાવિજય-પ્રાસાદ કરાવે છે.

"ને દસમે વર્ષે.........લાખો (કાર્ષાપણો) વડે... કરાવે છે.

"ને અગિયારમે વર્ષે...પલાયન કરી ગયેલાઓનાં મણિરત્ન મેળવે છે, કલિંગના અગાઉના રાજાઓએ વસાવેલા પૃથૂદક જંગલને લાંગલ (નદી)માં કઢાવે છે ને તેરસો (કે એકસો ત્રણ) વર્ષમાં થયેલા તિમિર-હ્રદના જમાવનો નાશ કરે છે.

"ને બારમે વર્ષે લાખો (કાર્ષાપણો) વડે...ઉત્તરાપથના રાજાઓને ત્રાસ આપે છે,...ને મગધના લોકોને વિપુલ ભય જન્માવતા, હસ્તી-અશ્વોને ગંગામાં પાણી પીવરાવે છે; ને મગધના રાજા બૃહસ્પતિમિત્રને પગે નમાવે છે; ને નંદરાજ વડે લઈ જવાયેલા કલિંગના જિન(તીર્થંકર)ને.....અંગ-મગધમાંથી કલિંગ આણે છે, હજારો-અશ્વ-ગજ-સેના અને વાહનો સાથે; ને અંગ-મગધના નિવાસીઓને પગે નમાવે છે; વીસ સો મુદ્રાઓ ખર્ચીને દૃઢ સુંદર તોરણવાળાં શિખરો વસાવે છે; અદ્ભુત આશ્ચર્યકારી હસ્તી-અશ્વ પશુઓનો પરિહાર કરાવે છે, મૃગો અશ્વો અને હસ્તીઓને વશ કરે છે; પાંડ્ય રાજા પાસેથી લાખો વિવિધ અલંકારો તથા મોતી, મણિ અને રત્નો મંગાવે છે; ને... વાસીઓને વશ કરે છે.

"ને તેરમે વર્ષે વિજયચક્ર સારી રીતે પ્રવર્તતાં, કુમારી પર્વત પર, દેહ-વિશ્રામ માટે વસવા માંગતા અર્હંતો માટે રાજભૃત્યો, રાજ-ભ્રાતાઓ, રાજપુત્રો, રાજમહિષીઓ અને શ્રી ખારવેલે એકસો સત્તર ગુફાઓ કરાવી.

"(ચૌદમે વર્ષે) સત્કૃત શ્રમણો માટે તથા સુવિહિતો માટે તેમ જ સર્વ દિશાઓના તાપસો અને ઋષિઓ માટે ગુફા કરાવે છે; ઉત્તમ ખાણોમાંથી કઢાવેલી અને અનેક યોજનોમાં રહેલી પાંત્રીસ લાખ શિલાઓ વડે શિલા-સ્તંભો અને ચૈત્યો કરાવે છે, પંચોતેર લાખ (કાર્ષાપણ) વડે,...વૈદૂર્યના ગર્ભ

(અંદરના ભાગ)વાળા સ્તંભો સ્થપાવે છે, વૈદૂર્ય અને નીલમણિ ભરેલી પાંચસો ચૈત્યયષ્ટિઓ કરાવે છે.

"એ ક્ષેમરાજ, એ વૃદ્ધિરાજ, એ ભિક્ષુરાજ, ધર્મરાજ, કલ્યાણો(સુકૃતો) જોતો સાંભળતો (અને) અનુભવતો ગુણવિશેષોથી કુશળ, સર્વ પાષંડો(સંપ્રદાયો)-ને પૂજનાર, સર્વ દેવાલયોને સમરાવનાર, જેનાં ચક્ર વાહન અને બલ (સૈન્ય) અપ્રતિહત છે, જે ચક્ર ધારણ કરે છે, જેનું ચક્ર રક્ષિત છે, જે ચક્ર પ્રવર્તાવે છે, રાજર્ષિવંશ(કે વસુ)ના કુલમાંથી નીકળેલો તે રાજા મહાવિજય શ્રી ખારવેલ છે."

* * *

ઓરિસ્સામાં ભુવનેશ્વર પાસે ઉદયગિરિ અને ખંડગિરિ નામે બે ડુંગર આવેલા છે. ઉદયગિરિમાં ઘણી અને ખંડગિરિમાં થોડી ગુફાઓ કંડારેલી છે. ઉદયગિરિ પરની એક ગુફાનું નામ 'હાથીગુંફા' છે. એમાં એક ખરબચડી શિલા ઉપર ૧૭ પંક્તિનો આ પ્રાકૃત લેખ કોતરેલો છે. એના કેટલાક અક્ષર ઊખડી ગયા છે ને કેટલાક ઘણા ઘસાઈ ગયા છે. આથી એના કેટલાક અક્ષરોના પાઠ વિશે જુદા જુદા તર્કવિતર્ક થયા છે. વળી એના કેટલાક શબ્દોના અર્થ માટે પણ જુદા જુદા મત પ્રવર્તે છે.

આ ગુફાલેખ પ્રિન્સેપ, કનિંગહમ, મિત્ર, ભગવાનલાલ ઇંદ્રજી, બ્યૂલર, ફ્લીટ, જયસ્વાલ, સ્ટેન કોનો, મુનિ જિનવિજયજી, બરુઆ વગેરે અનેક વિદ્વાનોએ વાંચ્યો છે. મુનિ જિનવિજયજીએ પ્રાચીન જૈન લેખસંગ્રહ નો પ્રથમ ભાગ આ મહત્ત્વના અભિલેખના પાઠ, ભાષાંતર અને વિવેચન પાછળ રોકયો છે. ડૉ. બરુઆએ "Old Brahmi Inscriptions in the Udayagiri and Khandgiri Caves" માં આ અભિલેખના પાઠ તથા અર્થનું, એની સાથેના અન્ય નાના ગુફાલેખો સાથે, એથી ય વધુ વિસ્તૃત વિવેચન કર્યું છે. [૪૦અ]

આ લેખ અનેક રીતે મહત્ત્વનો છે.

અશોકે કલિંગ દેશ જીત્યો તે પહેલાં ત્યાં નંદ વંશના રાજાઓનું શાસન પ્રવર્તતું હતું એવું એના બે ઉલ્લેખો પરથી જાણવા મળે છે: (૧) નંદ રાજાએ અહીં નહેર કરાવેલી અને (૨) નંદ રાજા અહીંથી તીર્થંકરની મૂર્તિ મગધ લઈ ગયેલો. એ પછી કલિંગ દેશ સ્વતંત્ર થયો હશે, જેથી મગધના મૌર્ય રાજા અશોકને એ જીતવાની જરૂર પડી. અશોક મૌર્યે સ્થાપેલી મગધ સામ્રાજ્યની સત્તા અહીં કયાં સુધી ટકી એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે, પરંતુ ખારવેલવાળો રાજવંશ ઈ. પૂ. ૨જી–૧લી સદીમાં સત્તારૂઢ થયો હતો એટલું જાણવા મળે છે.

કલિંગમાં આ રાજવંશ થયો ને એ વંશમાં ખારવેલ જેવો ઉદાત્ત અને ઉદાર રાજવી થયો એ આ અભિલેખ પરથી જાણવા મળ્યું છે.

આ લેખમાં ખારવેલની કુમાર–અવસ્થા, વિદ્યા–ઉપાર્જન, યૌવરાજ્ય, મહારાજાભિષેક અને એ પછીના એકેક વર્ષના મહત્ત્વના કાર્યની નોંધ આપવામાં આવી છે. ખારવેલ રાજાએ પોતાના રાજ્યકાલના (તેરમા કે) ચૌદમા વર્ષે જૈન શ્રમણો માટે કુમારી પર્વત પર ગુફા કરાવી એ આ અભિલેખનો મુખ્ય વિષય છે. છતાં આ લેખ એ રાજાની સમસ્ત કારકિર્દીનો વર્ષવાર પદ્ધતિસર વૃત્તાંત આપે છે એ એની વિશેષતા છે.

બૌદ્ધ ભિક્ષુઓ માટે ગુફાઓ કરાવ્યાના અનેક અભિલેખ મળ્યા છે. પરંતુ જૈન સાધુઓ માટે ગુફાઓ કરાવ્યાના લેખ સરખામણીએ ઓછા મળ્યા છે. આથી જૈન ધર્મના ઇતિહાસની દૃષ્ટિએ પણ આ લેખ મહત્ત્વનો છે. જેમ બૌદ્ધ ધર્મને અશોક મૌર્યનો ને આગળ જતાં કુષાણ રાજા કનિષ્ક ૧ લાનો મોટો આશ્રય મળ્યો હતો તેમ જૈન ધર્મને કલિંગના રાજા ખારવેલનો આવો આશ્રય મળ્યો હતો એ નોંધપાત્ર ગણાય.

રાજા ખારવેલની રાજકીય કારકિર્દીની ઘણી અગત્યની માહિતી અહીં વર્ષવાર નિરૂપવામાં આવી છે. એવી રીતે પ્રજાના સાંસ્કૃતિક અભ્યુદયમાં પણ એ રાજાએ જે વિવિધ પ્રદાન કરેલાં તેનો ય અહીં વર્ષવાર વૃત્તાંત આપવામાં આવ્યો છે. વળી ખારવેલ અંગત રીતે અમુક સંપ્રદાયનો પ્રોત્સાહક હોવા છતાં સર્વ સંપ્રદાયોનો આદર કરતો એ ઉલ્લેખ દ્વારા અશોકની જેમ ખારવેલમાં પણ વિશાળ ધર્મદૃષ્ટિ હોવાનું માલૂમ પડે છે.

સાંસ્કૃતિક બાબતોમાં એ સમયના શિક્ષણના વિષયો, નગર–સ્થાપત્યના વિવિધ પ્રકારો, પ્રજાના મનોરંજનનાં વિવિધ સાધનો, નગરની આર્થિક જરૂરિયાતો, રાજપ્રાસાદની ભવ્યતા, કલિંગના આ રાજવંશમાં પ્રવર્તતી સંયુક્ત શાસન–પ્રથા, જૈન ધર્મના સ્થાપત્યના પ્રચલિત પ્રકારો, આદર્શ અને પ્રતાપી રાજાનાં લક્ષણો ઇત્યાદિ અનેક બાબતો વિશે ઉપયોગી માહિતી મળે છે.

જૈન ધર્મને લગતા આ સાંપ્રદાયિક લેખનો આરંભ 'અર્હતોને નમસ્કાર' અને 'સર્વ સિદ્ધોને નમસ્કાર' એવાં મંગલ વાક્યોથી થયો છે.

'મહામેઘવાહન' એ સાતવાહન જેવું કુલ–નામ[૪૧] લાગે છે. મેઘ (વાદળ) એ ઇંદ્રનું વાહન હોઈ મહા–મેઘવાહન એટલે મહા–ઇન્દ્ર (મહેન્દ્ર) એવો અર્થ થાય. અથવા 'મેઘ જેવું વાહન' એટલે ગજ એવો અર્થ પણ હોઈ શકે ને

કલિંગના ગજ ઉત્તમ કોટિના ગણાતા, તેથી ત્યાંના રાજાઓ મહા-ગજના વાહન માટે ગૌરવ લેતા હોય.[૪૨]

ખારવેલ ચેત (ચૈદ્ય) કે ચેતિ (ચેદિ) વંશનો હતો.

વિદ્યાઓમાં લેખ (લેખનકલા), રૂપ (સિક્કાશાસ્ત્ર), ગણના (ગણિત), વ્યવહાર (અદાલતી પ્રક્રિયા) અને વિધિ(ધર્મશાસ્ત્ર)નો ઉલ્લેખ નોંધપાત્ર છે.

પંદર વર્ષ પૂરાં થયે યુવરાજ માટે પુખ્ત વય ગણાતી.

બબ્બે રાજાઓની એક પેઢી ગણાતી એવી ત્રીજી પેઢીમાં ખારવેલનો રાજ્યાભિષેક થયો.

અશોક મૌર્યના સમયમાં ભુવનેશ્વર પાસેની નગરીને 'તોસલી' કહેતા; અહીં કહેલી કલિંગનગરી એ હશે.

પ્રજાનું રંજન કરવું એ રાજાનું પરમ કર્તવ્ય ગણાતું. राजन् શબ્દ रञ्ज् ધાતુમાંથી થયો ગણાતો.

ઋષિક દેશ પ્રાયઃ કૃષ્ણા અને ગોદાવરીની વચ્ચે આવેલો હતો.

ગંધર્વવેદ = સંગીતશાસ્ત્ર. દંપ કે દર્પ = એક પ્રકારનું મલ્લયુદ્ધ. સમાજ = મેળાવડો.

રઠ્ઠિક અને ભોજક જાતિનો ઉલ્લેખ અશોકના અભિલેખોમાં આવી ગયો છે.

છત્ર અને ભૃંગાર (સુવર્ણ કલશ) એ રાજચિહ્ન ગણાતાં.

તનશુલી એ કદાચ તોસલી હોય.[૪૩]

મંગલ = વિજયની વિધિ.

ગોરથગિરિ એ અહીં કોઈ ગિરિ(પર્વત)નું નહિ, પણ રાજાનું નામ છે.

રાજગૃહ મગધનું પાટનગર હતું.

'જ નરેંદ્ર સવ' ને બદલે કેટલાક 'યવનરાજ ડિમિત' વાંચે છે, ને ડિમિત= યવન રાજા ડિમિત્ર (ડિમિત્રિઓસ) એવો અર્થ ઘટાવે છે.[૪૪] તેઓ મથુરા ચાલ્યા જવાની વાત એ ગ્રીક રાજાને લાગુ પાડે છે.

કલ્પવૃક્ષની સ્થાપનાની વિધિ કરવાનો અધિકાર ચક્રવર્તી રાજાઓને હતો. મગધ પરના વિજયની યાદગીરીમાં રાજાના પ્રાસાદનું નામ 'મહાવિજય' પડ્યું લાગે છે.

દસમા વર્ષના વૃત્તાંતમાં ડૉ. બરુઆ કલિંગ-રાજવંશોના ત્રીજા યુગના અંતે કલિંગના પૂર્વ રાજાઓનો યશ-સત્કાર કરાવે છે એવું વાંચે છે.[૪૫] ડૉ. ભગવાનલાલ એ પંક્તિમાં 'ભારતવર્ષ-પ્રસ્થાન' વાંચે છે.[૪૬]

પાથુડ, પાંથુડ, પિથુડ કે પિથુંડ એ જંગલનું નામ હતું.[૪૭]

કેટલાક 'पिथुडग-दभ नगले' ને બદલે 'पीथुंडं गदभनंगलेन' વાંચે છે ને 'ગધેડાના હળ વડે ખેડાવ્યું' અર્થાત્ 'નષ્ટ કરાવ્યું' એવો અર્થ ઘટાવે છે.[૪૮]

મગધ સુધી વિજયકૂચ કરી રાજા ખારવેલે પોતાના સૈન્યના ગજ-અશ્વોને ગંગાનાં પાણી પીવરાવ્યાં.

બૃહસ્પતિમિત્ર=પુષ્યમિત્ર એવો અર્થ સૂચવાયો છે.

'કુમારપર્વત' એ ખંડગિરિનું નામ હતું ને 'કુમારીપર્વત' ઉદયગિરિનું નામ હતું.[૪૯]

ખારવેલે શિલાસ્તંભો, ચૈત્યો અને ચૈત્યયષ્ટિઓ કરાવ્યાં.

અવતરણ, જન્મ, દીક્ષા, કેવલપ્રાપ્તિ અને સિદ્ધિ એ તીર્થંકરનાં પાંચ મહાકલ્યાણક ગણાય છે.

'ચક્ર' એટલે આજ્ઞાચક્ર, શાસનચક્ર

'राजसिंचंराकुल' ને બદલે કેટલાક 'राजर्षिवसुकुल' વાંચે છે ને ખારવેલ પોતાને ચેદિના રાજા ઉપરિચર વસુનો વંશજ ગણાવતા હોવાનો અર્થ ઘટાવે છે.[૫૦]

ખારવેલ આવો પ્રતાપી હોઈ 'મહાવિજય' તરીકે ખ્યાતિ પામેલો; એ જૈન સાધુઓનો ખાસ પ્રોત્સાહક હતો; ઉપરાંત સર્વ સંપ્રદાયોને સંમાન દેતો અને સર્વ દેવાલયોને સમરાવતો એ સાંસ્કૃતિક દૃષ્ટિએ ખાસ નોંધપાત્ર છે.

## ૭. હુવિષ્કનો મથુરા શિલાલેખ, વર્ષ ૨૮

१. संवत्सरे २८ गुर्प्पिये दिवसे १ अयं पुण्य-

२. शाला प्राचिनीकन सरुकमानपुत्रेण खरासले-

६. रपतिन वकनपतिना अक्षयनीवि दिन्ना [।] ततो वृद्धि-

४. तो मासानुमासं शुद्धस्य चतुर्दिशिपुण्यशाला-

५. यं ब्राह्मणशतं परिविषितव्यं [।] दिवसे दिवसे

६. च पुण्यशालाये द्वारमुले धारिये साधंसक्तनां आ-

७. ढका ३ लवणप्रस्थो १ शक्तप्रस्थो १ हरितकलापक-

८. घटका ३ मल्लका ५ [।] एतं अनाधानां कृतेन दातव्य

९. बभक्षितन पिबसितनं [।] य चत्र पुण्य तं देवपुत्रस्य

१०. षाहिस्य हुविष्कस्य [।] येषा च देवपुत्रो प्रियः
तेषामपि पुण्य

११. भवतु [।] सर्वाये च पृथिवीये पुण्य भवतु [।]
अक्षयनिवि दिन्ना

१२. ...ऽकश्रेणीये पुराणशत ५५० समितकरश्रेणी-

१३. ये च पुराणशत ५५० [।]

"સિદ્ધમ્ (સિદ્ધિ થાવ.) વર્ષ ૨૮ માં ગુર્પિય માસે દિવસ ૧ એ આ પુણ્યશાલા (ધર્મશાલા) ખરાસલેરના સ્વામી, વકનના સ્વામી, કનસરુકમાણના પુત્ર, પ્રાચીનીકે અક્ષયનીવિ(ની રૂએ) આપી. તેના વ્યાજમાંથી દર મહિને સુદ ચૌદસે પુણ્યશાલામાં સો બ્રાહ્મણ જમાડવા; ને દરરોજ પુણ્યશાલાના દ્વાર આગળ સ્વાદ્ય સક્તુના આઢક ૩, લવણનો પ્રસ્થ ૧, શુક્તુ પ્રસ્થ ૧, લીલા કલાપકના ઘડા ૩ અને મલ્લક (માટલાં) ૫ મૂકવાં. આ અનાથો, ભૂખ્યાઓ અને તરસ્યાઓ માટે આપવું ને અહીં (આમાં) જે પુણ્ય (મળે), તે દેવ-પુત્ર ષાહિ હુવિષ્કનું (છે) ને જેઓને દેવપુત્ર પ્રિય છે તેઓનું પણ પુણ્ય હો. ને સકલ પૃથ્વીનું પુણ્ય હો. અક્ષયનીવિ આપી.....શ્રેણીમાં પુરાણ ૫૫૦; ને ઘઉંનો લોટ વેચતી શ્રેણીમાં પુરાણ ૫૫૦."

* * *

આ લેખ સંસ્કૃત ભાષાની છાંટવાળી પ્રાકૃત ભાષામાં છે. એ "Select Incriptions" માં પ્રસિદ્ધ થયેલો છે, મૂળ લેખની છબી, લિપ્યંતર તથા સંસ્કૃત અનુવાદ સાથે.[૫૧]

આ શિલાલેખ કુષાણ રાજા હુવિષ્ક ૧ લાના સમયનો છે. અહીં એ રાજા માટે 'દેવપુત્ર' અને 'ષાહિ' બિરુદ વપરાયાં છે. 'ષાહિ'=રાજા. લેખ વર્ષ ૨૮ નો છે. એ વર્ષ કનિષ્ક સંવતનું છે; ને એ સંવત પ્રાયઃ શક સંવત છે. શક સંવત પ્રમાણે ગણતાં આ વર્ષ=ઈ. સ. ૧૦૬ આવે.

ગુર્પિય એ ગ્રીક માસનું નામ છે; ગ્રીકમાં એને 'ગોપઇઓસ' કહે છે. એ લગભગ ભાદ્રપદ માસમાં આવે છે.

દાન ધર્મશાલાનું દીધું છે. ખરાસલેર અને વકન એ પ્રાયઃ સ્થળનામો છે. વકન એ મધ્ય એશિયામાંનું વખન (૩૭° ઉ, ૭૪° પૂ) હશે. પ્રાચીનીક ત્યાંથી કંઈ કામે મથુરા આવ્યો લાગે છે. એણે દાનમાં ૧૧૦૦ પુરાણ (ચાંદીના સિક્કા) અક્ષયનીવિની રૂએ થાપણ તરીકે મૂકયા—અર્ધા એક શ્રેણી પાસે અને અર્ધા બીજી શ્રેણી પાસે. અક્ષયનીવિમાં મૂળ મૂડી અક્ષય (અકબંધ) રહે છે ને માત્ર એના વ્યાજનો જ ઉપયોગ કરવાનો હોય છે.

સકતુ એ સેકેલો જવનો લોટ છે. આઢક અને પ્રસ્થ એ અમુક માપ છે. આઢક લગભગ મણ (૨૦ કિ. ગ્રા.) જેટલો છે ને પ્રસ્થ એનો ¼ ભાગ (લગભગ ૫ કિ. ગ્રા.) છે. લવણ=મીઠું, નિમક. લીલા કલાપક(ઝૂડી)નો ઘડો એટલે શું એ સ્પષ્ટ નથી.

'સુદ ચૌદસ' ને બદલે 'શુદ્ધ ચોદસ (ખુલ્લો)' પાઠ પણ વંચાયો છે ને 'શુદ્ધ' શબ્દનો 'વ્યાજ' સાથે અને 'ચોદસ' શબ્દનો 'પુણ્યશાલા' સાથે અન્વય કરવામાં આવ્યો છે.[૫૨]

આ લેખ પરથી વિદેશીઓ પણ આ દેશમાં આવી કેવી ધર્મ—ભાવના કેળવતા અને કેવાં દાન કરતા તેનો તેમજ એ સમયે પુણ્યશાલામાં કેવા પ્રકારનાં દાન કરવામાં આવતાં તથા દાનની થાપણ કેવી રીતે કયાં જમા કરાવાતી તેનો ખ્યાલ આવે છે.

## ૮. ગૌતમીપુત્ર શાતકર્ણિનો નાસિક ગુફાલેખ, વર્ષ ૧૮

૧. सिधं [।] सेनाये वेजयंतिये विजय-खधावारा गोवधनस वेनाकटकस्वामि गोतमिपुतो सिरिसदकणि

२. आनपयति गोवधने अमच विण्हुपालितं [।] गामे अपरकखडिये य खेतं आजकालकियं उसमदातेन भूतं निवतन-

३. सतानि बे २०० एत अम्हखेत निवतणसतानि बे २०० इमेस पवजितान तेकिरसिण वितराम [।] एतस चस खेतस परिहार

४. वितराम अपावेसं अनोमस अलोणखादकं अरठसविनयिकं सवजातपारिहारिक च [।] एतेहि नं परिहारेहि परिहरहि [।]

५. एते चस खेतपरिहारे च एथ निबधापेहि [।] अवियेन आणतं [।] अमचेन सिवगुतेन छतो [।] महासामियेहि उपरखितो [।]

६. दता पटिका सवछरे १८ वासपखे २ दिवसे १ [।] तापसेन कटा [।]

"સિદ્ધમ્ (સિદ્ધિ થાવ). વિજય પામતી સેનાની વિજયછાવણીમાંથી ગોવર્દ્ધનનો બેનાકટક(માં રહેલો) સ્વામી ગૌતમીપુત્ર શ્રી શાતકર્ણિ ગોવર્દ્ધનમાં (રહેલા) વિષ્ણુપાલિતને આજ્ઞા કરે છે— 'અપર-કખડી (ગામ)માં જે આજ સુધી ઋષભદત્તે ભોગવેલું ૨૦૦ નિવર્તનનું ક્ષેત્ર (ખેતર) છે, તે અમારું ક્ષેત્ર ૨૦૦ નિવર્તનનું ત્રિરશ્મિ (પર્વત)ના એ પ્રવ્રજિતોને આપીએ છીએ. ને એ ક્ષેત્રનો પરિહાર (નિષેધ) આપીએ છીએ –અપ્રાવેશ્ય, અનાવમર્શ્ય, અ-લવણ-ખાતક, અ-રાષ્ટ્ર-સંવિનયિક અને સર્વજાતિપારિહારિક. આ પરિહારો (નિષેધો) વડે એને પરિહરો. ને એનો આ ક્ષેત્ર-પરિહાર અહીં લખો.'

"આજ્ઞા મૌખિક રીતે કરી છે. અમાત્ય શિવગુપ્તે લખ્યું. મહાસ્વામીએ તપાસ્યું.વર્ષ અઢાર ૧૮, વર્ષા(ઋતુ), પક્ષ બીજો ૨, દિવસ પ્રથમ ૧ એ પટ્ટિકા આપી. તાપસે કરી."

* * *

ગૌતમીપુત્ર શાતકર્ણિ એ દખ્ખણના સાતવાહન વંશનો સહુથી પ્રતાપી રાજા હતો. એના પુત્ર વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના વર્ષ ૧૯ ના નાસિક ગુફાલેખમાં આ શાતકર્ણિની કારકિર્દીનો સારો ખ્યાલ આપવામાં આવ્યો છે.[૫૩] એ ઋષિક, અશ્મક, મૂલક, સુરાષ્ટ્ર, કુકુર, અપરાન્ત, અનૂપ, વિદર્ભ, આકર અને અવંતિ પર સત્તા ધરાવતો. એણે શકો, યવનો અને પહ્લવોનો નાશ કર્યો હતો, અને ક્ષહરાત વંશનો અંત આણ્યો હતો.

આ ગુફાલેખ નાસિક(મહારાષ્ટ્ર)ની ગુફા નં. ૨ ના વરંડાની પૂર્વ દીવાલ પર કોતરેલો છે.

સાતવાહન રાજાઓનું પાટનગર પ્રતિષ્ઠાન હતું, પણ આ શાસન ગોવર્ધન વિભાગના બેનાકટક નામે સ્થળે આવેલી વિજયછાવણીમાંથી ફરમાવવામાં આવ્યું છે.

ગોવર્ધનનો ઉલ્લેખ ક્ષહરાત ક્ષત્રપ રાજા નહપાનના સમયના નાસિક ગુફાલેખમાં પણ આવેલો.[૫૪] એ સ્થળ નાસિક પાસે આવ્યું હતું.

રાજા શાતકર્ણિ એનાં માતાના ગોત્ર-નામ પરથી 'ગૌતમીપુત્ર' કહેવાતો. એનાં માતા ગૌતમી અર્થાત્ ગૌતમ ગોત્રનાં હતાં. એમનું નામ 'બલશ્રી' હતું.

ગૌતમી બલશ્રીએ પૌત્ર વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના રાજ્યકાલ દરમ્યાન નાસિકમાં એક ગુફાનું દાન દીધેલું.[૫૫] ત્યારે એ 'મહારાજ-પિતામહી' હતાં.

ગૌતમીપુત્ર શાતકર્ણિનો આ ગુફાલેખ "Select Inscriptions" માં પ્રકાશિત થયેલો છે.[૫૬]

આ લેખ પણ પ્રાકૃત ભાષામાં છે. એમાં ગુફા કરાવ્યાની નહિ, પણ ગુફામાં રહેતા સાધુઓને આપેલા ભૂમિદાનની હકીકત આપેલી છે. આ ગુફા જે ડુંગરમાં આવેલી છે, તેમાં આવી બીજી ગુફાઓ પણ છે. એને હાલ 'પાંડવો-ની ગુફાઓ' કહે છે, પરંતુ એ ખરેખર બૌદ્ધ ગુફાઓ છે. આ પર્વતને ત્યારે 'ત્રિરશ્મિ' કહેતા.[૫૭] વહીવટી વિભાગનું વડું મથક ગોવર્ધન હતું; ને ત્યારે એનો વહીવટ વિષ્ણુપાલિત નામે અમાત્ય કરતો.

દાનમાં આપેલું ક્ષેત્ર ૨૦૦ નિવર્તનના માપનું હતું. નિવર્તન એ અમુક હસ્ત લાંબા અને એટલા હસ્ત પહોળા ક્ષેત્રના ક્ષેત્રફળનું એકમ હતું. જુદા જુદા સમયે ને જુદા જુદા પ્રદેશમાં એનું ક્ષેત્રફળ ઓછુંવત્તું ગણાતું. આથી નિવર્તન એટલે ૩૦૦×૩૦૦ હસ્ત (લગભગ ૪$\frac{૩}{૪}$ એકર) કે ૨૧૦×૨૧૦ હસ્ત (લગભગ ૨$\frac{૧}{૪}$ એકર), ૨૪૦×૨૪૦ હસ્ત (લગભગ ૩ એકર), ૨૦૦×૨૦૦ હસ્ત (લગભગ ૨ એકર) કે ૧૨૦×૧૨૦ હસ્ત (લગભગ $\frac{૩}{૪}$ એકર), ૧૧૨×૧૧૨ હસ્ત (લગભગ $\frac{૨}{૩}$ એકર) કે ૧૪૦×૧૪૦ હસ્ત (લગભગ ૧ એકર) કે ૧૦૦×૧૦૦ હસ્ત (લગભગ $\frac{૧}{૨}$ એકર)–એવાં જુદાં જુદાં માપ મળે છે.[૫૮] આ દાન બૌદ્ધ ભિક્ષુઓને આપવામાં આવેલું.

જ્યારે ભૂમિદાન દેવામાં આવતું ત્યારે એની સાથે કેટલાક પરિહાર આપવામાં આવતા. આ ક્ષેત્રમાં ભટ (સૈનિક) વગેરેએ પ્રવેશ કરવાનો નહિ, રાજપુરુષો વગેરેએ અવમર્શ (બાધા) કરવાનો નહિ, એમાં લવણ ખોદવાનું નહિ,[૫૯] રાષ્ટ્રના અધિકારીઓએ એનો વહીવટ કરવાનો નહિ ને સર્વ જાતિઓએ એનો પરિહાર (ત્યાગ) કરવાનો.

ભૂમિદાનની હકીકત શાસન(દસ્તાવેજ)માં લખીને આપવામાં આવતી ને એની સાથે આ પરિહાર જણાવવામાં આવતા.

રાજાએ ભૂમિદાનને લગતું આ શાસન મૌખિક રીતે ફરમાવેલું. એ પરથી અમાત્ય શિવગુપ્તે એનો લેખ ઘડ્યો, રાજાએ એ તપાસી લીધો ને તાપસ નામે સલાટે એને કોતર્યો.

આ રાજ્યમાં કોઈ સંવત પ્રચલિત થયો નહોતો. આથી વર્ષ તે તે રાજાના રાજ્યકાલનાં અપાતાં. આ ગુફાલેખ શાતકર્ણિના રાજ્યકાલના વર્ષ ૧૮ નો છે. આ રાજા ઈસ્વી બીજી સદીના પૂર્વાર્ધમાં થયો. દાનનો દિવસ શ્રાવણ માસના શુક્લ પક્ષના પડવાનો હતો.

## પાદટીપ

૧. ' દેવોનો પ્રિય ' શબ્દ માનવાચક હતો ને મૌર્યકાલમાં રાજાઓ માટે વપરાતો. મૌર્ય રાજા દશરથ તથા સિંહલદ્વીપના રાજા તિષ્ય માટે પણ આ બિરુદ વપરાયું છે. ચંદ્રગુપ્ત મૌર્ય 'પ્રિયદર્શન' કહેવાતો, તેમ અશોક મૌર્ય ' પ્રિયદર્શી ' કે ' પ્રિયદર્શન ' કહેવાતો. એના અભિલેખોમાં આ નામ ખાસ પ્રચલિત હતું; ' અશોક ' નામ ક્વચિત જ વપરાતું.

૨. વળી જુઓ D. C. Sircar, "Select Inscriptions," Book I, No 7; वासुदेव उपाध्याय, "प्राचीन भारतीय अभिलेखोंका अध्ययन," खण्ड २, पृ. ३–४; અને શ્રી ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો," ભાગ ૧, લેખ ૧, પૃ. ૩.

૩–૪. Select Inscriptions, p. 68

૫–૬. દે. રા. ભાંડારકર, "અશોકચરિત," પૃ. ૧૬૮–૧૬૯

૭–૧૦. એજન, પૃ. ૩૬–૪૧

૧૧. એજન, પૃ. ૨૫૫–૨૫૬

૧૨. Sel. Ins., pp. 34 ff.

૧૩. વળી જુઓ D. C. Sircar, "Select Inscriptions," Book I, No. 17; वासुदेव उपाध्याय, प्रा. भा. अ. अ., खण्ड २, पृ. ८–९; અને શ્રી. ગિ. વ. આચાર્ય, ગુ. ઐ. લે., ભાગ ૧, લેખ ૧, પૃ. ૧૦–૧૧.

૧૪. શૈલલેખ નં. ૫

૧૫. અશોકચરિત, પૃ. ૫૫–૫૬

૧૬. અર્થાત્ અટવી(જંગલ)ના લોકો

૧૭. આ લોકનો

૧૮. વળી જુઓ Select Incriptions, Book I, No. 18; प्राचीन भारतीय अभिलेखों का अध्ययन, खण्ड २, पृ. ९–१०. ગિરનારના શૈલમાં આ લેખવાળો ભાગ અર્વાચીન કાલમાં ખંડિત થયો છે.

૧૯. અશોકનો એક લેખ કંદહાર(અફઘાનિસ્તાન)માં મળ્યો છે, તે ગ્રીક લિપિમાં કોતરેલો છે. આથી અશોકના રાજ્યનો 'યવન' પ્રાંત કંદહારની આજુબાજુ આવ્યો હોવો જોઈએ.

૨૦–૨૧. અશોકચરિત, પૃ. ૨૯

૨૨–૨૩. એજન, પૃ. ૩૦–૩૨

૨૪. એજન, પૃ. ૩૦

૨૫. એજન, પૃ, ૩૩–૩૪

૨૬–૨૭. Select Inscriptions, p. 39, n. I

૨૮. 'આસિનવ' શબ્દ બૌદ્ધ ધર્મના 'આસ્રવ' કરતાં જૈન ધર્મના 'આસ્નવને' વધારે મળતો આવે છે. જૈન સાહિત્યમાં ૧૮ પ્રકારનાં પાપ અને ૪૨ પ્રકારના આસ્રવ ગણાવ્યા છે, ને હિંસા, મૃષાવાદ (અસત્ય વચન), ચોરી, અ–બ્રહ્મચર્ય અને મોહનો સમાવેશ 'આસ્નવ'માં કર્યો છે. અહીં 'આસિનવ' શબ્દ પાપને મળતા અર્થમાં વપરાયો છે (અશોકચરિત, પૃ. ૧૧૭-૧૧૯). સ્તંભલેખ નં. ૩ માં આસિનવ તરફ લઈ જનારી વૃત્તિઓ ગણાવી છે–ચંડતા, નિષ્ઠુરતા, ક્રોધ, માન (મિથ્યાભિમાન) અને ઈર્ષા.

૨૯. સુકૃત (શુભકાર્ય), પરમાર્થ–કાર્ય

૩૦. માત્ર દિલ્હી–ટોપરા સ્તંભ પર લેખ નં ૧–૭ કોતરેલા છે, બાકીના બધા સ્તંભો પર લેખ નં. ૧–૬ કોતર્યા છે.

૩૧. વળી જુઓ Select Inscriptions, Book I, No. 25 અને प्राचीन भारतीय अभिलेखोंका अध्ययन, ख. २, पृ. १६.

૩૨. ભગવદ્ગીતામાં એને 'દૈવી સંપત્' અને 'આસુરી સંપત્' તરીકે નિરૂપી છે (અધ્યાય ૧૬).

૩૩. અશોકચરિત, પૃ. ૨૮૮

૩૪. સ્તંભલેખ નં. ૪

૩૫. જેમકે સાતવાહનવંશમાં ગૌતમીપુત્ર શાતકર્ણિ અને વાસિષ્ઠીપુત્ર પુળુમાવિ,

૩૬–૩૮. Select Inscriptions, p. 90

૩૯. Ibid., p. 91, n. 2

૪૦. दमस्त्यागोऽप्रमादश्च एतेष्वमृतमाहितम् । १२, ५, ४३, २२

૪૦ અ. વળી જુઓ Select Inscriptions, Book II, No 91; प्राचीन भारतीय अभिलेखों का अध्ययन, ख. २, पृ. २६–२८.

૪૧. Ibid., p. 207, n. 1

૪૨. Barua, "Old Brahmi Inscriptions in the Udayagiri and Khandagiri Caves," p. 40

૪૩. Barua, ibid., p. 43, n. 1

૪૪. Ibid., p. 18, n. 16–17, p. 44, n. 1; Select Inscriptions, p. 208

૪૫. Barua, ibid., p. 32

૪૬. Ibid., p. 20, n. 4; Select Inscriptions, p. 209

૪૭. Barua, ibid., p. 44, n. 5

૪૮. Ibid., p. 44, n.6; Select Inscriptions, p. 209

૪૯. Ibid., p. 45, n. 7

૫૦. Select Inscriptions, p. 211, n. 4

૫૧. Book II, No. 49

૫૨. Ibid., p. 147, n. 4

૫૩. Select Inscriptions, Book II, No. 86

૫૪. Ibid., No. 59

૫૫. Ibid., No. 86

૫૬. Book II, No. 83. વળી જુઓ प्राचीन भारतीय अभिलेखों का अध्ययन, ख. २, पृ. ३१.

૫૭. હાલ નાસિક પાસે 'ત્ર્યંબક પર્વત' છે, તેનું નામ આને મળતું છે.

૫૮. D. C. Sircar, "Indian Epigraphy," pp. 409 f.

૫૯. ખાણની સર્વ ઊપજ રાજાની ગણાતી.

# ૧૫ | કેટલાક પ્રાચીન સંસ્કૃત અભિલેખ

બીજીથી ચોથી સદી દરમ્યાન અભિલેખોમાં પ્રાકૃતને બદલે સંસ્કૃત ભાષાનો ઉપયોગ થવા લાગ્યો. ગુપ્ત સામ્રાજ્યમાં સંસ્કૃત ભાષા સવિશેષ પ્રચલિત થઈ. ગુપ્ત કાલથી ભારતીય અભિલેખ સંસ્કૃતમાં લખાતા રહ્યા. અહીં કેટલાક પ્રાચીન સંસ્કૃત અભિલેખોનો અભ્યાસ કરીએ.

## ૧. રુદ્રદામા ૧ લાનો જૂનાગઢ શૈલલેખ, (શક) વર્ષ ૭૨

१. सिद्धं [।] इदं तडाकं सुदर्शनं गिरिनगरादपि...मृत्तिकोपलविस्तारायामोच्छ्रय-निःसन्धिबद्धदृढसर्व्वपालीकत्वात्पर्व्वतपा--

२. दप्रतिस्पर्द्धिसुश्लिष्टबन्धं ...वजातेनाकृत्रिमेण सेतुबन्धेनोपपन्नं सुप्रतिविहित-प्रनाळीपरीवाह-

३. मीढविधानं च त्रिस्कन्ध...नादिभिरनुग्रहैर्म्महत्युपचये वर्त्तते [।] तदिदं राज्ञो महाक्षत्रपस्य सुगृही-

४. तनाम्नः स्वामिचष्टनस्य पौत्रस्य [राज्ञः क्षत्रपस्य सुगृहीतनाम्नः स्वामिजय-दाम्नः] पुत्रस्य राज्ञो महाक्षत्रपस्य गुरुभिरभ्यस्तनाम्नो रुद्रदाम्नो वर्षे द्विसप्त-तितमे ७२

५. मार्ग्गशीर्षबहुलप्रतिपदि ...सृष्टवृष्टिना पर्ज्जन्येन एकार्णवभूतायामिव पृथिव्यां कृतायां गिरेरूर्ज्जयतः सुवर्णसिकता-

६. पलाशिनीप्रभृतीनां नदीनां अतिमात्रोद्वृत्तैर्व्वेगैः सेतुम...यमाणानुरूपप्रतीकारमपि गिरिशिखरतरुतटाट्टालकोपतल्पद्वारशरणोच्छ्रयविध्वंसिना युगनिधनसद-

७. शभरमघोरवो(वे)गेन वायुना प्रमथितसलिलविक्षिप्तजर्जरीकृतावदीर्ण...क्षिप्ता-श्मवृक्षगुल्मलताप्रतानं आ नदीतलादित्युद्घाटितमासीत् [।] चत्वारि हस्त-शतानि वीशदुत्तराण्यायतेन एतावंत्येव विस्तीर्णेन

८. पंचसप्ततिहस्तानवगाढेन भेदेन निस्सृतसर्व्वतोयं मरुधन्वकल्पमतिभृशं दुर्द-[र्शनमासीत्] [।]...स्यार्थे मौर्यस्य राज्ञः चन्द्रगुप्तस्य राष्ट्रियेण वैश्येन

पुष्यगुप्तेन कारितं अशोकस्य मौर्यस्य ते यवनराजेन तुषास्फेनाधिष्ठाय

९. प्रणाळीभिरलंकृतं [।] तत्कारितया च राजानुरूपकृतविधानया तस्मिन् भेदे दृष्टया प्रणाळ्यां विस्तृतसेतु...णा आ गर्भात्प्रभृत्यविहतसमुदितराजलक्ष्मी-धारणागुणतस्सर्व्ववर्णैरभिगम्य रक्षणार्थं पतित्वे वृतेन आ प्राणोच्छ्वासा-त्पुरुषवधनिवृत्तिकृत-

१०. सत्यप्रतिज्ञेन अन्यत्र संग्रामेष्वभिमुखागतसदृशशत्रुप्रहरणवितरणत्वाविगुणरिपु...तकारुण्येन स्वयमभिगतजनपदप्रणिपतितायुषशरणदेन [दस्युव्यालमृगरोगादिभिर-नुपसृष्टपूर्व्वनगरनिगम-

११. जनपदानां स्ववीर्य्यार्जितानामनुरक्तसर्व्वप्रकृतीनां पूर्व्वापराकरावन्त्यनूपनीवृदानर्त्त-सुराष्ट्रश्वभ्रमरुकच्छसिन्धुसौवीरकुकुरापरान्तनिषादादीनां समग्राणां तत्प्रभावा[द्यथाव-त्प्राप्तधर्मार्थ]कामविषयाणां पतिना सर्व्वक्षत्राविष्कृत-

१२. वीरशब्दजातोत्सेकाविधेयानां यौधेयानां प्रसह्योत्सादकेन [दक्षिणापथपतेस्सात-कर्णेर्द्विरपि नी(नि)र्व्याजमवजी(जि)त्यावजी(जि)त्य संबंधाविदूरतया अनुत्सा-दनात्प्राप्तयशसा...प्राप्तविजयेन [भ्रष्टराजप्रतिष्ठापकेन यथार्थहस्तो-

१३. च्छ्रयार्जितोर्जितधर्मानुरागेन(ण) शब्दार्थगान्धर्व्वन्यायाद्यानां विद्यानां महतीनां पारणधारणविज्ञानप्रयोगावाप्तविपुलकीर्तिना तुरगगजरथचर्य्यासिचर्मनियुद्धाद्या...तिपरबललाघवसौष्ठवक्रियेण अहरहर्द्दानमानान-

१४. वमानशीलेन स्थूललक्षेण यथावत्प्राप्तैर्ब्बलिशुल्कभागैः का(क)नकरजतवज्रवैडूर्य-रत्नोपचयविष्यन्दमानकोशेन स्फुटलघुमधुरचित्रकान्तशब्दसमयोदारालंकृतगद्यपद्य-[काव्यविधानप्रवीणे]न प्रमाणमानोन्मानस्वरगतिवर्णसारसत्वा( त्वा )दिभिः

१५. परमलक्षणव्यंजनैरुपेतकान्तमूर्तिना स्वयमभिगत–महाक्षत्रपनाम्ना नरेन्द्रकन्या-स्वयंवरानेकमाल्यप्राप्तदाम्ना महाक्षत्रपेण रुद्रदाम्ना वर्षसहस्राय गोब्राह्मण...[र्थं] धर्मकीर्त्तिवृद्ध्यर्थं च अपीडयित्वा करविष्टि-

१६. प्रणयक्रियाभिः पौरजानपदं जनं स्वस्मात्कोशा[त्] महता धनौघेन अनतिमहता च कालेन त्रिगुणदृढतरविस्तारायामं सेतुं विधाय सर्व्वतटे......सुदर्शनतरं कारितमिति [।] अस्मिन्नर्थे

१७. च महाक्षत्रपस्य मतिसचिवकर्मसचिवैरमात्यगुणसमुद्युक्तैरप्यतिमहत्वाद्भेदस्यानुत्साहविमुखमतिभिः प्रत्याख्यातारंभं

१८. पुनःसेतुबन्धनैराश्याद्हाहाभूतासु प्रजासु इहाधिष्ठाने पौरजानपदजनानुग्रहार्थं पार्थिवेन कृत्स्नानामानर्त्तसुराष्ट्राना(णां) पालनार्थंन्नियुक्तेन

१९. पह्लवेन कुलैपपुत्रेणामात्येन सुविशाखेन यथावदर्थधर्मव्यवहारदर्शनैरनुरागमभिवर्द्धयता शक्तेन दान्तेनाचपलेनाविस्मितेनार्य्येणाहार्य्येण

२०. स्वधितिष्ठता धर्मकीर्तियशांसि भर्तुरभिवर्द्धयतानुष्ठितमिति ।

"સિદ્ધમ્ (સિદ્ધિ થાવ). આ તળાવ સુદર્શન ગિરિનગરથી...મૃત્તિકા, ઉપલ (પથ્થર) વડે વિસ્તાર (પહોળાઈ), આયામ (લંબાઈ) અને ઉચ્છ્રય(ઊંચાઈ)માં સાંધા વગર બધી પાળીઓ બાંધી હોવાથી પર્વતના પાદની પ્રતિસ્પર્ધા કરે તેવું સુશ્લિષ્ટ રીતે બંધાયેલું,... અકૃત્રિમ (કુદરતી) સેતુબંધથી યુક્ત, જેમાં પ્રણાળીઓ (નહેરો), પરિવાહો (નીકો) અને મીઢવિધાન (કચરા સામેની જોગવાઈ)-ની સારી જોગવાઈ કરવામાં આવી છે તેવું ત્રણ સ્કંધ (વિભાગ)...વગેરે સગવડો વડે ઘણી આબાદીમાં છે.

"તે આ (તળાવ) રાજા મહાક્ષત્રપ સુગૃહીત નામવાળા સ્વામી ચષ્ટનના પૌત્ર (અને) રાજા ક્ષત્રપ સુગૃહીત નામવાળા[1] સ્વામી જયદામાના પુત્ર, રાજા મહાક્ષત્રપ રુદ્રદામા જેમનું નામ મોટેરાઓ જપે છે, તેના (રાજ્યકાલમાં) વર્ષ ૭૨ ના માગસર વદ પડવાએ ... વૃષ્ટિ કરેલા પર્જન્ય વડે પૃથ્વીને એકસમુદ્રરૂપ (જળબંબાકાર) કરવામાં આવી ત્યારે, ગિરિ ઊર્જયતમાંથી સુવર્ણસિકતા પલાશિની વગેરે નદીઓના અતિશય ભારે વેગથી...યોગ્ય પ્રતીકાર કરેલો હોવા છતાં સેતુ-(બંધ)ને...ગિરિશિખર, વૃક્ષ, તટ, અટ્ટાલક (ઉપલા મજલા), ઉપતલ્પ (શિરોગૃહ),[2] દરવાજા અને શરણ માટેનાં ઊંચાં બાંધકામોનો વિધ્વંસ કરતા, યુગપ્રલયે હોય તેવા ઘણા ઘોર વેગવાળા વાયુ વડે ખળભળેલાં જળથી વિકીર્ણ અને જર્જરિત થયેલા અને ફેંકાઈ ગયેલા પથ્થર, વૃક્ષ, ઝાડી, વેલા અને છોડવાળું, નદીના તળ (તળિયા) સુધી ખુલ્લું થઈ ગયું હતું. ચારસો વીસ હાથ લાંબા,

એટલા પહોળા અને પંચોતેર હાથ ઊંડા ગાબડા વડે સઘળું જળ નીસરી જતાં લગભગ વેરાન રણ જેવું, દુર્દર્શન[3] (થઈ ગયું હતું.)

"... તે માટે મૌર્ય રાજા ચંદ્રગુપ્તના રાષ્ટ્રિય વૈશ્ય પુષ્પગુપ્તે કરાવ્યું હતું. અશોક મૌર્ય (માટે) યવનરાજ તુષાસ્ફે એ અહીં વહીવટ કરતો હતો ત્યારે એને પ્રણાળીઓ (નહેરો) વડે અલંકૃત કર્યું હતું.

"તેણે રાજાને અનુરૂપ રચના કરાવી હતી. તે ગાબડામાં પ્રણાળી (નહેર) દેખાઈ હતી ને વિસ્તૃત સેતુ...મહાક્ષત્રપ રુદ્રદામાએ હજાર વર્ષ લગી ગાયો અને બ્રાહ્મણોને ......ધર્મ અને કીર્તિની વૃદ્ધિ માટે, પૌરજન તેમ જ જાનપદ જનને કર, વિષ્ટિ અને પ્રણયક્રિયા વડે પીડ્યા વિના, પોતાના કોશમાંથી (કાઢેલા) ઘણા અઢળક ધન વડે, બહુ લાંબો કાલ વીતાવ્યા વિના, લંબાઈ તથા પહોળાઈમાં ત્રણ ગણો વધારે દૃઢ સેતુ (બંધ) બાંધીને સર્વ તટે...વધારે સુદર્શન[4] કરાવ્યું.

"એ (રાજા) ગર્ભથી માંડીને રાજલક્ષ્મીની ધારણાનો સમુદિત ગુણ ધરાવતો હોઈ સર્વ વર્ણોએ એની પાસે જઈ રક્ષણ અર્થે એને પોતાના પતિ (સ્વામી) તરીકે પ્રસંદ કર્યો છે.

"પ્રાણોચ્છ્વાસ સુધી મનુષ્યવધ ન કરવાની, સિવાય કે સંગ્રામોમાં, એણે સાચી પ્રતિજ્ઞા લીધી છે. સામે આવેલા સદૃશ (સમોવડિયા) શત્રુઓને પ્રહાર કરવામાં નહિ ચૂકનો એ...કારુણ્ય (દયા) ધારણ કરે છે. જાતે પાસે આવેલા અને ચરણ–પ્રણામ (પાયલાગણું) કરતા જનોને આયુષ્ય અને શરણ આપે છે. એ દસ્યુ (લૂંટારુ), વ્યાળ (સર્પ), મૃગ (રાની પશુ), રોગ વગેરે વડે ઉપસર્ગ થયા વિનાનાં નગર, નિગમ (હાટ) અને જનપદ જેમાં છે, પોતાના પરાક્રમથી પ્રાપ્ત થયા છે, જેના સર્વ પ્રજા અનુરક્ત છે ને જેમાં તેના પ્રભાવથી ધર્મ, અર્થ અને કામના વિષય યથાવત્ છે, તેવા પૂર્વ અને અપર(પશ્ચિમ) આકર–અવન્તિ, અનૂપ દેશ, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુ, કચ્છ, સિંધુ, સૌવીર, કુકુર, અપરાંત, નિષાદ વગેરે સમગ્ર વિષયો(મુલકો)નો પતિ (સ્વામી) છે. સર્વ ક્ષત્રિયોમાં પ્રગટ થયેલા 'વીર' શબ્દને લઈને ગર્વિષ્ઠ થઈ વશ ન થાય તેવા યૌધેયોનું એણે ભારે ઉત્સાદન (નાશ) કર્યું છે. દક્ષિણાપથના સ્વામી શાતકર્ણિને બે વાર વગર બહાને હરાવીને, સંબંધનું દૂરપણું ન હોવાને લીધે, એણે એનો નાશ ન કરી યશ પ્રાપ્ત કર્યો છે...વિજય પ્રાપ્ત કર્યો છે. એ પદભ્રષ્ટ થયેલા રાજાઓને પ્રસ્થાપિત કરે છે. યથાર્થ હાથ ઊંચો કરીને એણે ધર્મનો અનુરાગ પ્રાપ્ત કર્યો છે. શબ્દ–અર્થ–ગાંધર્વ–ન્યાય વગેરે મોટી વિદ્યાઓના પારણ ધારણ વિજ્ઞાન અને પ્રયોગથી

એણે વિપુલ કીર્તિ મેળવી છે. અશ્વ ગજ અને રથની ચર્યા (ફેરણી), ખડ્ગ અને ઢાલ, બાહુયુદ્ધ... શત્રુસૈન્યની ઝડપ અને સચોટતાની ક્રિયાને...જે પ્રતિદિન દાન, માન અને ખિન-અપમાનની વૃત્તિ ધરાવે છે. એ ઘણું ખર્ચ કરે છે.[૫] યોગ્ય રીતે પ્રાપ્ત કરેલા બલિ, શુલ્ક અને ભાગ વડે એનો કોશ (ખજાનો) સુવર્ણ, રજત, વજ્ર, વૈદૂર્ય, અને રત્નના સંગ્રહથી ભરપૂર છે. એ સ્ફુટ, લઘુ (પ્રસાદયુક્ત), મધુર, ચિત્ર, કાન્ત, શબ્દ-સમયથી ભરપૂર અને અલંકૃત ગદ્ય-પદ્ય કાવ્ય રચવામાં પ્રવીણ છે. પ્રમાણ(લંબાઈ), માન (માપ), ઉન્માન (ઊંચાઈ), સ્વર (અવાજ), ગતિ (ચાલ), વર્ણ (વાન), બળ, શક્તિ વગેરે પરમ લક્ષણ-ચિહ્નોથી એનો સુંદર દેહ યુક્ત છે. એણે સ્વયં 'મહાક્ષત્રપ' નામ પ્રાપ્ત કર્યું છે. રાજકન્યાઓના સ્વયંવરમાં એણે અનેક પુષ્પહાર પ્રાપ્ત કર્યા છે.

"ને આ બાબતમાં મહાક્ષત્રપના મતિસચિવો અને કર્મસચિવોએ, પોતે અમાત્યના ગુણોથી યુક્ત હોવા છતાં, ગાબડું ઘણું મોટું હોવાથી ઉત્સાહના અભાવને લઈને વિમુખ મતિવાળા થઈ કામને નામંજૂર કર્યું, સેતુના પુનર્નિર્માણ વિશે નિરાશા મળતાં પ્રજામાં હાહાકાર થયો. ત્યારે અહીં વડા મથકમાં પૌરજનો તથા જાનપદ જનોના અનુગ્રહ અર્થે રાજાએ અખિલ આનર્ત-સુરાષ્ટ્ર(દેશ)ના પાલન માટે નીમેલા પહ્લવ કુલૈપ-પુત્ર અમાત્ય સુવિશાખ, જે અર્થ તથા ધર્મના યથાવત્ વ્યવહાર અને દર્શન વડે (પ્રજાનો) અનુરાગ વધારે છે ને જે શક્ત, દાન્ત (સહનશીલ), અ-ચપલ (ઠરેલ), અ-વિસ્મિત (અ-ગર્વિષ્ટ), આર્ય (ઉદાત્ત) અને અ-હાર્ય (લાંચને વશ ન થનાર) છે, જે સારો વહીવટ કરે છે ને જે ભર્તા(સ્વામી)નાં ધર્મ, કીર્તિ અને યશની અભિવૃદ્ધિ કરે છે તેણે આ કામ પાર પાડ્યું."

* * *

આ લેખ સંસ્કૃત ભાષામાં ને ઉચ્ચ ગદ્ય શૈલીમાં લખાયો છે.લાંબા સમાસો અને વિવિધ અલંકારો અને રુચિર કલ્પનાઓથી યુક્ત આવું ગદ્યમય કાવ્ય ૬ઠ્ઠી-૭મી સદીમાં કવિ દંડીના दशकुमारचरित, સુબંધુની वासवदत्ता અને બાણભટ્ટના हर्षचरित અને અને कादंबरी જેવી કથા-આખ્યાયિકાઓમાં પ્રચલિત થયેલી છે. પરંતુ અહીં એવી ઉચ્ચ ગદ્યશૈલીનાં દર્શન એ પહેલાં છેક ૨ જી સદી જેટલા વધુ પ્રાચીનકાલમાં થાય છે. એ કારણે આ લેખ સમસ્ત સંસ્કૃત સાહિત્યમાં ગદ્યકાવ્યની રચનાના એક ઉત્તમ પ્રાચીન નમૂના તરીકે જાણીતો છે.

આ લેખ Indian Antiquary માં[૬], Epigraphia Indica માં[૭] અને Select Inscriptions માં[૮] મૂળ લખાણની છબી તથા લિપ્યંતર

સાથે પ્રકાશિત થયો છે તેમ જ 'ગુજરાતના ઐતિહાસિક લેખો' માં[૯] ગુજરાતી ભાષાંતર સાથે પ્રસિદ્ધ થયો છે. લેખ જૂનાગઢ–ગિરનારના માર્ગ પર દામોદર કુંડ નજીક આવેલા જે શૈલની ઉત્તર–પૂર્વ બાજૂ પર અશોકના ચૌદ ધર્મલેખ કોતરેલા છે, તે શૈલની પશ્ચિમ બાજૂ પર કોતરેલો છે. લગભગ ૧૧ ફૂટ (૩.૩૦ મીટર) લાંબી જગ્યામાં ૨૦ પંક્તિમાં એ કોતરાયો છે.

લેખનો મુખ્ય વિષય સ્થાનિક પૂર્તકાર્યનો છે. ગિરિનગરના સુદર્શન તળાવનો સેતુ (બંધ) તૂટી ગયો તે આનર્ત–સુરાષ્ટ્રના રાજ્યપાલ સુવિશાખે સમરાવ્યો ને એ અંગે મહાક્ષત્રપ રુદ્રદામાએ પોતાના કોશમાંથી અઢળક ધન ખર્ચી નવો દૃઢ સેતુ (બંધ) બંધાવ્યો એ એની મુખ્ય હકીકત છે, જે સ્થાનિક મહત્ત્વ ધરાવે છે. સૌરાષ્ટ્રની અને ખાસ કરીને ગિરિનગરની સ્થાનિક ઘટના તરીકે પણ એ અગત્યની ગણાય.

પરંતુ આ લેખની વિશેષતા એ છે કે એમાં આ સુદર્શન તળાવનો પાછલો ઇતિહાસ પણ આપવામાં આવ્યો છે, જે રુદ્રદામાના સમય કરતાં લગભગ ચારસો–સાડાચારસો વર્ષ પહેલાંના સમયને લગતો છે. આ વૃત્તાંતમાં એ પ્રાચીન સમયના બે રાજ્યપાલો વિશે પણ માહિતી આપી છે. બીજી સદી જેટલા પ્રાચીન સમયે એની પહેલાંના ચારસો પાંચસો વર્ષના ઇતિહાસની આવી વિગતો જળવાઈ હતી એ ખાસ નોંધપાત્ર ગણાય.

સુદર્શન તળાવને લગતી હકીકત પાંચ કંડિકાઓમાં આપવામાં આવી છે: (૧) પુનર્નિર્માણ પછીની વર્તમાન આબાદ સ્થિતિ, (૨) અગાઉ અતિવૃષ્ટિથી આવેલા નદીઓના પૂરને લઈને એના બંધમાં પડેલું મોટું ગાબડું, (૩) આ તળાવ બંધાયાનો અને એમાં નહેરો કરાયાનો ભૂતકાલીન વૃત્તાંત, (૪) મહાક્ષત્રપ રુદ્રદામાએ વધુ દૃઢ સેતુ બંધાવી એને વધુ સુદર્શન (દર્શનીય) કરાવ્યું તે અને (૫) એમાં સ્થાનિક રાજ્યપાલ સુવિશાખે લીધેલો મહત્ત્વનો ભાગ. આ કંડિકાઓનો ક્રમ પણ કેટલો કલાત્મક છે!

ગિરિનગર એ ગિરિ ઊર્જયત(ગિરનાર)ની તળેટી પાસે વસેલું નગર હતું; હાલ એની પાસે જૂનાગઢ શહેર આવેલું છે. એ પર્વતમાંથી સુવર્ણસિકતા (સોનરેખ), પલાશિની (પળાંશિયો) વગેરે નદીઓ વહેતી હતી. એ નદીઓના પ્રવાહ આડે એક સેતુ (બંધ) બાંધીને ત્યાં જળાશય (ડૅમ) કરાવ્યું હતું. એનું નામ 'સુદર્શન' (દર્શનીય–સુંદર) હતું. એ મૌર્ય રાજા ચંદ્રગુપ્તના રાષ્ટ્રિય (રાજ્યપાલ) વૈશ્ય પુષ્યગુપ્તે કરાવ્યું હતું.

આ ઉલ્લેખ પરથી મગધના મૌર્ય વંશના સ્થાપક ચંદ્રગુપ્તે પોતાની સત્તા છેક સૌરાષ્ટ્ર સુધી પ્રવર્તાવી હોવાનું જાણવા મળે છે. વળી એના સમયના રાષ્ટ્રિય-(રાજ્યપાલ) નું નામ જાણવા મળે છે.

ચંદ્રગુપ્તના પૌત્ર અશોક રાજાના સમયમાં આ જળાશયમાં નહેરો કરાવવામાં આવી. એ સમયે તુષાસ્ફ નામે યવનરાજ રાજ્યપાલ તરીકે વહીવટ કરતો હતો. એનું નામ ઈરાની ભાષાનું છે. આથી એ ઈરાની જાતિનો હોય, તો એ યવન પ્રદેશ પર શાસન કરતો રાજા હતો એવું ફલિત થાય. સામંત રાજાઓ અધિપતિના સામ્રાજ્યમાં રાજ્યપાલ જેવા અધિકાર સંભાળતા.

અશોક મૌર્યની સત્તા અહીં પ્રવર્તતી તેનો પુરાવો તો અહીં કોતરાવેલી એના ધર્મલેખોની નકલ પણ પૂરો પાડે છે, પરંતુ આ લેખમાંના ઉલ્લેખ પરથી એના સમયના રાજ્યપાલ વિશે જાણવા મળે છે.

મગધથી છેક સૌરાષ્ટ્ર જેટલા દૂર આવેલા પ્રાંતમાં પણ બંધ બંધાવવામાં આવતો ને એમાંથી નહેરો કરાવવામાં આવતી એ હકીકત એ સમયની સુવિહિત રાજ્યવ્યવસ્થા સૂચવે છે. નહેરોની જોગવાઈ થતાં ગિરિનગરનું 'સુદર્શન' તળાવ પૌરજનોના વિહારસ્થાન ઉપરાંત જાનપદ જનોની નહેરો માટેનું ઉપયોગી જળાશય બન્યું હતું.

સુદર્શનનો સેતુ તૂટયો મહાક્ષત્રપ રુદ્રદામાના સમયમાં. ત્યારે (શક સંવતનું) વર્ષ ૭૨, અર્થાત્ ઈ.સ. ૧૫૦ ચાલતું હતું. માગસર વદ પડવાનો દિવસ હતો. ત્યારે માસ પૂર્ણિમાન્ત ગણાતા હોય, તો ઑક્ટોબરનો ઉત્તરાર્ધ, અને માસ અમાન્ત ગણાતા હોય, તો નવેંબરનો ઉત્તરાર્ધ હતો.

માગસર મહિનામાં ય એ વર્ષે ત્યાં અતિવૃષ્ટિ થઈ. પૃથ્વી સમુદ્રાકાર થઈ ગઈ. નદીઓમાં ભારે પૂર આવ્યાં. એમાં ભારે પવન ફૂંકાયો. કુદરતમાં તથા નગરમાં ભારે હોનારત થઈ. બંધમાં મોટું ગાબડું પડ્યું ને જળાશય તળિયાઝટક ખાલીખમ થઈ ગયું. 'સુદર્શન' હતું તે હવે વેરાન રણ જેવું થઈ ગયું.

મહાક્ષત્રપ રુદ્રદામાની રાજધાની ઉજ્જનમાં હતી. આનર્ત–સુરાષ્ટ્ર વહીવટી દૃષ્ટિએ એક પ્રાંત ગણાતો. એનો રાજ્યપાલ સુવિશાખ પહ્લવ (પાર્થિયન) જાતિનો હતો. એણે સુદર્શનનો સેતુ સમરાવવા માટે મહાક્ષત્રપને વિનંતી કરી, પરંતુ આ વિનંતી પહેલાં નામંજૂર થઈ. મહાક્ષત્રપના મતિસચિવો (સલાહકાર અમાત્યો) તથા કર્મસચિવો(કાર્યપાલક અમાત્યો)એ એનો વિરોધ કર્યો, કેમ કે

બંધનું ગાબડું ઘણું મોટું હતું. એ કોણ સમરાવે ? પ્રજામાં હાહાકાર થયો, કેમ કે સુદર્શન માત્ર રમણીય વિહારસ્થાન નહિ, કૃષિને આવશ્યક જળાશય પણ હતું. આખરે મહાક્ષત્રપે એને સમરાવ્યું. આ માટે એણે પ્રજા પર કોઈ નવો કર નાખ્યો નહિ, વિષ્ટિ (વેઠ) કરાવી નહિ કે (કહેવાતા) સ્વૈચ્છિક ફાળા કરાવ્યા નહિ. પોતાના કોશમાંથી અઢળક ધન ખર્ચ્યું. વળી એ માટે ભારે સમય વિતાવ્યો નહિ. ચોમાસું બેસતાં પહેલાં તો જળાશય સમારાઈ ગયું લાગે છે. નવા સેતુની લંબાઈ-પહોળાઈ પણ વધારી; ને સેતુને અગાઉના કરતાં વધુ દૃઢ બનાવ્યો. આ બધું પાર પડ્યું અમાત્ય સુવિશાખના સક્રિય પુરુષાર્થને લઈને. ને એમાં એણે તો મહાક્ષત્રપનાં પુણ્ય અને યશમાં અભિવૃદ્ધિ કરી. સુદર્શન તળાવ હવે અગાઉના કરતાંય વધુ સુદર્શન (દર્શનીય) બન્યું. હવે એ કેવી આબાદ સ્થિતિમાં રહેલું છે એનું વર્ણન લેખના આરંભમાં કરેલું છે.

ભારતના પ્રાચીન જળાશય-સેતુઓના ઇતિહાસની દૃષ્ટિએ ય આ ઘટના મહત્ત્વની ગણાય. ગુજરાતનો તો આ સહુથી પ્રાચીન જ્ઞાત જળાશય-સેતુ છે.

આ લેખની એક બીજી વિશેષતા એ છે કે આ સ્થાનિક ઘટનાના વૃત્તના નિમિત્તે મહાક્ષત્રપ રુદ્રદામાની તથા અમાત્ય સુવિશાખની સુંદર પ્રશસ્તિ પણ આપવામાં આવી છે.

આ રાજવંશનો સ્થાપક હતો રાજા મહાક્ષત્રપ સ્વામી ચષ્ટન. એ પ્રાયઃ શક જાતિનો હતો. એનો (શક) વર્ષ ૧૧(ઈ. સ. ૮૯-૯૦)નો લેખ મળ્યો છે. એના ક્ષત્રપ તથા મહાક્ષત્રપ તરીકેના સિક્કા મળ્યા છે. 'ક્ષત્રપ' શબ્દ પહેલાં રાજ્યપાલ માટે અને પછી ભૂપ માટે પણ પ્રયોજાતો. 'મહાક્ષત્રપ'નો અર્થ અહીં 'મહારાજ' જેવો થાય છે. મહાક્ષત્રપ પોતાના મદદનીશ તરીકે 'ક્ષત્રપ'ની નિમણૂક કરતો. મહાક્ષત્રપની જેમ ક્ષત્રપને પણ પોતાના નામે સિક્કા પડાવવાનો અધિકાર રહેતો.

મહાક્ષત્રપ ચષ્ટનના તથા તેના પુત્ર ક્ષત્રપ જયદામાના સિક્કા મળ્યા છે. ક્ષત્રપ જયદામા પિતાની હયાતીમાં અકાળ મૃત્યુ પામ્યો લાગે છે. એના પછી જયદામાનો પુત્ર રુદ્રદામા 'ક્ષત્રપ' નિમાયો. ચષ્ટન અને રુદ્રદામાના સંયુક્ત શાસન દરમ્યાનના (શક) વર્ષ પ૨(ઈ. સ. ૧૩૦)ના યષ્ટિલેખ મળ્યા છે.[૧૦] એ પછી થોડા વખતમાં રુદ્રદામા મહાક્ષત્રપ થયો લાગે છે.

આ લેખમાં એના સદ્ગુણોની તથા એની રાજકીય અને સાંસ્કૃતિક સિદ્ધિઓની પ્રશસ્તિ કરેલી છે. એ સંગ્રામ સિવાય અહિંસા-ધર્મ પાળતો હતો. શત્રુઓ

તરફ કારુણ્ય દર્શાવતો. શરણાગતને શરણ દેતો. એનું રાજ્ય ઘણું વિશાળ હતું. એમાં કયા પ્રદેશોનો સમાવેશ થતો એ અહીં ગણાવ્યું છે. એની રાજધાની અવન્તિમાં હતી. આનર્ત–સુરાષ્ટ્રની જેમ આકર–અવન્તિનું એક સંયુક્ત એકમ ગણાતું. એના પૂર્વ અને પશ્ચિમ–એવા બે વિભાગ હતા. આકર એટલે પૂર્વ માળવા; એની રાજધાની વિદિશા હતી, અવંતી એટલે પશ્ચિમ માળવા; એની રાજધાની ઉજ્જયિની (ઉજ્જન) હતી. અનૂપ એટલે જલપ્રચુર પ્રદેશ. એ માહિષ્મતીની આસપાસનો પ્રદેશ હતો. માહિષ્મતી મધ્યપ્રદેશના નિમાડ જિલ્લામાં આવેલ મહેશ્વર નામે સ્થળ છે. કદાચ અહીં 'નીવૃત'(પ્રદેશ)માં નિમાડનો અર્થ ઉદ્દિષ્ટ હોય. તો અનૂપ–નીવૃતનું પણ સંયુક્ત એકમ હોય. આનર્ત એ ઉત્તર ગુજરાતનું નામ હતું. સૌરાષ્ટ્ર માટે પ્રાચીન કાલમાં 'સુરાષ્ટ્ર' શબ્દ પ્રયોજાતો. શ્વભ્ર એટલે સાબરકાંઠાનો પ્રદેશ. મરુદેશ એટલે મારવાડ. સિંધુ અને સૌવીર એ નીચલા સિંધુ-પ્રદેશના પશ્ચિમ અને પૂર્વ ભાગ હતા.[૧૧] અથવા સિંધુદેશ એટલે સિંધ; અને સૌવીર એટલે એની ઉત્તરે કે ઉત્તરપૂર્વે આવેલો પ્રદેશ.[૧૨] કુકુર એટલે ઉતર સૌરાષ્ટ્ર એવો કેટલાકે અર્થ કર્યો છે,[૧૩] પરંતુ એ પ્રદેશ ખરેખર રાજસ્થાનમાં કે મધ્યપ્રદેશના ઇંદોર વિભાગમાં આવ્યો લાગે છે.[૧૪] 'અપરાંત' નામ ઘણા જુદાજુદા અર્થમાં પ્રયોજાતું. વિશાળ અર્થમાં નાસિકથી માંડીને અર્બુદ (આબુ) સુધીના પશ્ચિમી પ્રદેશો 'અપરાંત' તરીકે ઓળખાતા; પછીના કાલમાં એમાંનો શૂર્પારક (સોપારા) પ્રદેશ (ઉત્તર કોંકણ) 'અપરાંત' તરીકે ઓળખાયો. ઘણા વિદ્વાનોએ અહીં એનો આ વિશિષ્ટ અર્થ ઘટાવ્યો છે. પરંતુ ડૉ ઉમાશંકર જોશીએ પુરાણોમાં બંધ બેસતા એના વિવિધ અર્થોની વિશદ ચર્ચા કરતાં દર્શાવ્યું છે તેમ આ લેખમાં 'અપરાંત' નામ ત્રીજા અર્થમાં પ્રયોજાયું છે.[૧૫] કુકુર એમના મતે વાયવ્ય પ્રદેશ છે ને અપરાંત એની પૂર્વે દક્ષિણ પંજાબને સ્પર્શતો પ્રદેશ છે, જે ઉત્તર–વાયવ્યમાં આવેલો છે. નિષાદ એ પશ્ચિમ વિંધ્ય–અરવલ્લીનો આદિવાસી–પ્રદેશ છે.

યૌધેયો ભાવલપુર–ભરતપુર પ્રદેશમાં વસતા. એ લડાયક હતા. એમનું ગણ–રાજ્ય હતું. યૌધેય ગણના સિક્કા મળ્યા છે.

દક્ષિણાપથ એટલે દખ્ખણ. ત્યાંનો રાજા શાતકર્ણિ એ સાતવાહન વંશનો રાજા છે. સાતવાહન રાજા ગૌતમીપુત્ર શાતકર્ણિએ ક્ષહરાત વંશનો અંત આણી સુરાષ્ટ્ર, કુકુર, અપરાંત, અનૂપ અને આકર–અંવતિ જીતી લીધા હતા.[૧૬] ચષ્ટન–રુદ્રદામાએ આ પ્રદેશ પાછા મેળવ્યા લાગે છે. પરંતુ આ શાતકર્ણિ એ ગૌતમીપુત્ર શાતકર્ણિ ભાગ્યેજ હોઈ શકે. આ પ્રદેશો તો એના પુત્ર અને ઉત્તરા-

ધિકારી વાસિષ્ઠીપુત્ર પુળુમાવિએ ગુમાવ્યા લાગે છે. આથી અહીં 'શાતકર્ણિ' નામ 'સાતવાહન' જેવા વિશાળ અર્થમાં આ રાજા માટે ઉદ્દિષ્ટ હોય એવું ઘણા માને છે. અથવા વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના ભાઈનું નામ પણ 'શાતકર્ણિ' હતું ને એ વાસિષ્ઠીપુત્ર શાતકર્ણિ પ્રાયઃ આ રુદ્રદામાનો જમાઈ થતો હતો.[૧૭] મહાક્ષત્રપ રુદ્રદામાએ એને બબ્બે વાર હરાવ્યા છતાં નજીકના સંબંધને લઈને જવા દીધો ને ક્ષમા આપી યશ મેળવ્યો.

રુદ્રદામાના ગુણોની પ્રશસ્તિમાં કેટલીક રસપ્રદ વિગત આપેલી છે. શબ્દવિદ્યા એટલે વ્યાકરણ. અર્થવિદ્યા એટલે અર્થશાસ્ત્ર. ગાંધર્વવિદ્યા એટલે સંગીત. ન્યાયવિદ્યા એટલે ન્યાયશાસ્ત્ર, તર્કવિદ્યા. પારણ, ધારણ, વિશિષ્ટ જ્ઞાન અને પ્રયોગ એ વિદ્યાગ્રહણનાં ચાર ઉપયોગી સોપાન છે.

'કાવ્ય' શબ્દ સંસ્કૃત સાહિત્યમાં ગદ્ય તથા પદ્ય બંનેને લાગુ પડતો. આદર્શ કાવ્યનાં વિવિધ લક્ષણ અહીં ગણાવ્યાં છે.

આનર્ત-સુરાષ્ટ્રનો સંયુક્ત વહીવટી વિભાગ હતો. એનો વહીવટ અમાત્ય સુવિશાખ કરતો. રાજ્યપાલ માટે મૌર્યકાલમાં 'રાષ્ટ્રિય' શબ્દ વપરાતો; ક્ષત્રપકાલમાં કયો શબ્દ પ્રચલિત હતો એ આ લેખ પરથી જાણવા મળતું નથી. આદર્શ અમાત્યના વિવિધ ગુણ કેવા હોવા જોઈએ એવું મનાતું એ અહીં પ્રયોજાયેલા સુવિશાખનાં વિશેષણો પરથી સ્પષ્ટ થાય છે.

આમ ભાષા, શૈલી, સ્થાનિક ઇતિહાસ, સેતુ-નિર્માણ, મહાક્ષત્રપ રુદ્રદામાની રાજકીય તથા સાંસ્કૃતિક સિદ્ધિઓ તથા એના ગુણોની પ્રશસ્તિ અને અમાત્યના અપેક્ષિત સદ્ગુણો—એમ અનેક દૃષ્ટિએ આ અભિલેખ ઘણું મહત્ત્વ ધરાવે છે.

## ૨. સમુદ્રગુપ્તનો અલાહાબાદ શિલાસ્તંભલેખ

१. ...कुल्यैः ...स्व......

२. [यस्य] .........[।।] [१]

३. ......व.............

४. ......क्षः स्फुटोद्धंसित...प्रवितत......[।।] [२]

५. यस्य प्र[ज्ञानु]षङ्गोचितसुखमनसः शास्त्रतत्त्वार्थभर्तुः

...स्तब्धो......नि......नोच्छ्र...... ।

૬. [स]त्काव्यश्रीविरोधान्बुधगुणितगुणाज्ञाहतानेव कृत्वा
[वि]द्वल्लोके[ऽ]वि[नाशि] स्फुटबहुकविताकीर्तिराज्यं भुनक्ति [।।] [३]

૭. [आ]र्यो हीत्युपगुह्य भावपिशुनैरुत्कर्णितै रोमभिः
सभ्येषूच्छ्वसितेषु तुल्यकुलजम्लानाननोद्वीक्षि[त]ः [।]

૮. [स्ने]हव्यालुलितेन बाष्पगुरुणा तत्त्वेक्षिणा चक्षुषा
यः पित्राभिहितो निरीक्ष्य निखि[लां पाह्येवमुर्वी]मिति [।।] [४]

૯. [दृ]ष्ट्वा कर्माण्यनेकान्यमनुजसदृशान्यद्[भु]तोद्भिन्नहर्षा
भ[ा]वैरास्वादय[न्तः]............[के]चित् [।]

૧૦. वीर्योत्तप्ताश्च केचिच्छरणमुपगता यस्य वृत्ते[ऽ]प्रणामे-
[ऽ]त्य............................[।।] [५]

૧૧. संग्रामेषु स्वभुजविजिता नित्यमुच्चापकाराः
श्वः श्वो मानप्र.................. [।]

૧૨. तोषोत्तुङ्गैः स्फुटबहुरसस्नेहफुल्लैर्म्मनोभिः
पश्चात्तापं व ..............द्वसन्त[म्] [।।] [६]

૧૩. उद्वेलोदितबाहुवीर्य्यरभसादेकेन येन क्षणा-
दुन्मूल्याच्युतनागसेनग.................[।]

૧૪. दण्डैर्ग्राहयतैव कोतकुलजं पुष्पाह्वये क्रीडता
सूर्य्ये (?) नित्य (?)......तट.........[।।] [७]

૧૫. धर्म्मप्राचीरबन्धः शशिकरशुचयः कीर्त्तयः सप्रताना
वैदुष्यं तत्त्वभेदि प्रशम ........... तात्थम् [।]

૧૬. [अध्येयः] सूक्तमार्ग्गः कविमतिविभवोत्सारणं चापि काव्यं
को नु स्याद्यो[ऽ]स्य न स्याद्गुणमतिविदुषां ध्यानपात्रं य एकः [।।] [८]

૧૭. तस्य विविधसमरशतावतरणदक्षस्य स्वभुजबलपराक्रमैकबन्धोः पराक्रमाङ्कस्य
परशुशरशङ्कुशक्तिप्रासासितोमर -

૧૮. भिन्दिपालनाराचवैतस्तिकाद्यनेकप्रहरणविरूढाकुलव्रणशताङ्कशोभासमुदयोपचित-
कान्ततरवर्ष्मणः

૧૯. कौसलकमहेन्द्र-महाकान्तारकव्याघ्रराज-कौरालकमण्टराज-पैष्टपुरकमहेन्द्रगिरि-
कौट्टूरकस्वामिदत्तैरण्डपल्लकदमन-काञ्चेयकविष्णुगोपावमुक्तक-

२०. नीलराज-वैङ्गेयकहस्तिवर्म्म-पालक्ककोग्रसेन-दैवराष्ट्रककुबेर-कौस्थलपुरकधनञ्जय-
प्रभृतिसर्व्वदक्षिणापथराजग्रहणमोक्षानुग्रहजनितप्रतापोन्मिश्रमाहाभाग्यस्य

२१. रुद्रदेव-मतिल-नागदत्त-चन्द्रवर्म्म-गणपतिनाग-नागसेनाच्युत-नन्दि-बलवर्म्मा-
द्यनेकार्य्यावर्त्तराजप्रसभोद्धरणोद्वृत्तप्रभावमहतः परिचारकीकृतसर्व्वाटविकराजस्य

२२. समतट-डवाक-कामरूप-नेपाल-कर्तृपुरादिप्रत्यन्तनृपतिभिर्म्मालवार्जुनायन-
यौधेय-माद्रकाभीर-प्रार्जुन-सनकानीक-काक-खरपरिकादिभिश्च सर्व्वकरदाना-
ज्ञाकरणप्रणामागमन-

२३. परितोषितप्रचण्डशासनस्य अनेकभ्रष्टराज्योत्सन्नराजवंश-प्रतिष्ठापनोद्भूतनिखिल-
भुवनविचरणशान्तयशसः दैवपुत्रषाहिषाहानुषाहिशकमुरुण्डैः सैंहलकादिभिश्च

२४. सर्व्वद्वीपवासीभिरात्मनिवेदनकन्योपायनदानगरुत्मदङ्कस्वविषयभुक्तिशासनयाचना-
द्युपायसेवाकृतबाहुवीर्य्यप्रसरधरणिबन्धस्य प्रि(पृ)थिव्यामप्रति स्य

२५. सुचरितशतालङ्कृतानेकगुणगणोत्सिक्तिभिश्चरणतलप्रमृष्टान्य-नरपतिकीर्त्तेः साध्व-
(ध्व)साधूदयप्रलयहेतुपुरुषस्याचिन्त्यस्य भक्तयवनतिमात्रग्राह्यमृदुहृदयस्यानुकम्पा-
वतो[ऽ]नेकगोशतसहस्रप्रदायिनः

२६. [कृप]णदीनानाथातुरजनोद्धरणसत्त्रदीक्षाभ्युपगतमनसः समिद्धस्य विग्रहवतो
लोकानुग्रहस्य धनदवरुणेन्द्रान्तकसमस्य स्वभुजबलविजितानेकनरपतिविभवप्रत्य-
र्प्पणानित्यव्यापृतायुक्तपुरुषस्य

२७. निशितविदग्धमतिगान्धर्व्वललितैर्व्रीडितत्रिदशपतिगुरुतुम्बुरुनारदादेर्व्विद्वज्जनोपजी-
व्यानेककाव्यक्रियाभिः प्रतिष्ठितकविराजशब्दस्य सुचिरस्तोतव्यानेकाद्भुतो-
दारचरितस्य

२८. लोकसमयक्रियानुविधानमात्रमानुषस्य लोकधाम्नो देवस्य महाराजश्रीगुप्त-
प्रपौत्रस्य महाराजश्रीघटोत्कचपौत्रस्य महाराजाधिराजश्रीचन्द्रगुप्तपुत्रस्य

२९. लिच्छविदौहित्रस्य महादेव्यां कुमारदेव्यामुत्पन्नस्य महाराजाधिराजश्रीसमुद्र-
गुप्तस्य सर्व्वपृथिवीविजयजनितोदयव्याप्तनिखिलावनितलां कीर्तिमितस्त्रि-
दशपति-

३०. भवनगमनावाप्तललितसुखविचरणामाचक्षाण इव भुवो बाहुरयमुच्छ्रितः स्तम्भः
[।] यस्य

३१. प्रदानभुजविक्रमप्रशमशास्त्रवाक्योदयै-
रुपर्य्युपरिसञ्चयोच्छ्रितमनेकमार्ग्गं यशः [।]

पुनाति भुवनत्रयं पशु[illegible]र्जटान्तगुहा–
निरोधपरिमोक्षशीघ्रमेव पाण्डु गाङ्गं [पयः] [।।] [९]

एतच्च काव्यमेषामेव भट्टारकपादानां दासस्य समीपपरिसर्प्पणानुग्रहोन्मीलितमतेः

३२. खाद्यटपाकिकस्य महादण्डनायकध्रुवभूतिपुत्रस्य सान्धिविग्रहिककुमारामात्यम [हादण्डनाय]कहारषेणस्य सर्व्वभूतहितसुखायास्तु ।

३३. अनुष्ठितं च परमभट्टारकपादानुध्यातेन महादण्डनायकतिलभट्टकेन ।

"............[૧૮] જેનું મન પ્રજ્ઞજનોના સહવાસમાં ઉચિત સુખ ધરાવે છે, જે શાસ્ત્રોના તત્ત્વાર્થનો સ્વામી છે,......જે સારું કાવ્ય અને શ્રી (લક્ષ્મી) વચ્ચેના વિરોધોને પ્રજ્ઞજનોના ગુણસમૂહની આજ્ઞાથી આહત કરીને, વિદ્વાનોના જગતમાં બહુ સ્ફુટ કવિતાની કીર્તિનું અવિનાશી રાજ્ય ભોગવે છે (શ્લો. ૩). સભાજનોને રોમાંચ સાથે હર્ષ થયો અને તુલ્ય સંબંધીઓનાં મુખ મ્લાન થયાં; જેને 'એ યોગ્ય છે' માનીને સ્નેહાર્દ્ર પિતાએ તત્ત્વદર્શી દૃષ્ટિ વડે નીરખીને 'નિખિલ પૃથ્વીનું રક્ષણ કર' એમ કહ્યું (શ્લો. ૪). જેનાં અનેક અમાનુષી કર્મો જોઈને કેટલાક જનો વિસ્મયથી હર્ષિત થઈ......ભાવો વડે......આસ્વાદે છે; એના પરાક્રમથી ઉત્તપ્ત થયેલા કેટલાક જનો જેને પ્રણામ કરી શરણે આવ્યા છે......(શ્લો. ૫). ભારે અપકાર કરનારા .....સંગ્રામોમાં પોતાના બાહુથી જિતાઈને...(આવની) કાલે કાલે...માન ... સંતુષ્ટ અને બહુ સ્ફુટ રસસ્નેહથી પ્રફુલ્લ મન વડે ... પશ્ચાત્તાપ ... વસંત ... (શ્લો. ૬). નિઃસીમ ઉદય પામેલા બાહુબળના જોસથી જેણે એકલાએ ક્ષણમાં અચ્યુત, નાગસેન અને (ગણપતિ વગેરે રાજાઓનું યુદ્ધમાં) ઉન્મૂલન કરીને, સૈન્યો વડે કોતકુલના રાજાને પકડાવીને, પુષ્પપુરમાં ખેલતા,...સૂર્ય...તટ...(શ્લો. ૭). ધર્મરૂપી દુર્ગનો બંધ, ચંદ્રનાં કિરણ જેવી ઉજ્જ્વળ વિશાળ કીર્તિ, તત્ત્વને ભેદતી વિદ્વત્તા, પ્રશમ... સૂક્ત(સુભાષિત)નો માર્ગ, ને વળી કવિઓની બુદ્ધિના વિભવને ખીલવતું કાવ્ય—એને શું નહોતું ? ગુણ અને બુદ્ધિના જાણકારો માટે જે એક જ ધ્યાનનું પાત્ર છે (શ્લો. ૮).

"તે......[૧૯] મહારાજાધિરાજ સમુદ્રગુપ્તની, સર્વ પૃથ્વીના વિજયને લઈને ઉદય પામેલી ને અખિલ અવનિતલમાં વ્યાપેલી કીર્તિ, જેને અહીંથી (આ લોકમાંથી) દેવોના પતિ(ઇન્દ્ર)ના ભવનમાં જવાથી લલિત અને સુખદ ચર્યા પ્રાપ્ત થઈ છે તેને કહેતો જાણે પૃથ્વીનો બાહુ હોય તેવો આ સ્તંભ ઊભો કરવામાં આવ્યો છે. એ (સમુદ્રગુપ્ત) સેંકડો વિવિધ યુદ્ધોમાં ઊતરવામાં દક્ષ

છે. પોતાના બાહુબળનું પરાક્રમ એ એનો એકમાત્ર બંધુ છે. એ પરાક્રમાંક[20] છે. પરશુ, બાણ, શંકુ, શક્તિ, પ્રાસ, અસિ, તોમર, ભિન્દિપાલ, નારાચ, વૈતસ્તિક આદિ અનેક આયુધો વડે પડેલા સેંકડો તીવ્ર ઘાનાં ચિહ્નોની શોભાના સમુદયથી એનું શરીર વધુ કાંતિમાન થયું છે.

"કોસલનો મહેન્દ્ર, મહાકાન્તારનો વ્યાઘ્રરાજ, કૌરાળનો મણ્ટરાજ, પિષ્ટપુરનો મહેન્દ્રગિરિ, કોટ્ટૂરનો સ્વામિદત્ત, એરણ્ડપલ્લનો દમન, કાંચીનો વિષ્ણુગોપ, અવમુક્તાનો નીલરાજ, વેંગીનો હસ્તિવર્મા, પલક્કનો ઉગ્રસેન, દેવરાષ્ટ્રનો કુબેર, કુસ્થલપુરનો ધનંજય વગેરે દક્ષિણાપથના સર્વ રાજાઓને પકડીને છોડી મૂકવાના અનુગ્રહથી ઉદ્ભવેલા પ્રતાપ(યશ)થી એનું મહાભાગ્ય મિશ્ર થયું છે. રુદ્રદેવ, મતિલ, નાગદત્ત, ચંદ્રવર્મા, ગણપતિનાગ, નાગસેન, અચ્યુત, નંદી, બલવર્મા આદિ આર્યાવર્તના અનેક રાજાઓનું જબરજસ્ત ઉન્મૂલન કરીને વધેલા પ્રભાવથી એ મહાન (થયો) છે. એણે સર્વ આટવિક (અટવીના) રાજાઓને પરિચારક બનાવ્યા છે. સમતટ, ડવાક, કામરૂપ, નેપાલ, કર્તૃપુર આદિના સીમાન્ત રાજાઓ વડે તથા માલવ, અર્જુનાયન, યૌધેય, માદ્રક, આભીર, પ્રાર્જુન, સનકાનીક, કાક, ખરપરિક આદિ વડે સર્વ કર આપીને અને આજ્ઞા માનીને તથા પ્રણામ માટે આવીને એનું પ્રચંડ શાસન પરિતોષિત થયું છે. રાજ્યભ્રષ્ટ કરાયેલા અને નષ્ટ-વંશવાળા અનેક રાજાઓને (પુનઃ) પ્રતિષ્ઠિત કરીને એણે અખિલ જગતમાં ફરતો શાંત યશ મેળવ્યો છે. દેવપુત્રો, ષાહિઓ, ષાહાનુષાહિઓ, શકો અને મુરુંડો વડે તથા સૈંહળકો આદિ સર્વ દ્વીપવાસીઓ વડે આત્મનિવેદન(શરણાગતી), કન્યારૂપી ભેટનું દાન, પોતાના પ્રદેશના ભોગવટા માટે (સમુદ્રગુપ્તના) ગરુડાંકિત (ગરુડચિહ્નમુદ્રાંકિત) શાસનની યાચના વગેરે ઉપાયો વડે સેવા કરીને પ્રસરેલા બાહુબળ વડે એણે પૃથ્વીને બાંધી છે. પૃથ્વી પર એ પ્રતિરથ(પ્રતિસ્પર્ધી)વિનાનો છે.

"સેંકડો સુચરિતોથી અલંકૃત અનેક ગુણોના ગણ(સમૂહ)નાં ઉત્સિંચનો વડે એણે અન્ય રાજાઓની કીર્તિને પગના તળિયામાંથી ભૂંસી નાખી છે. એ સાધુ(સજ્જન)ના ઉદય તથા અસાધુ(દુર્જન)ના નાશના હેતુરૂપ અચિંત્ય પુરુષ છે. એને માત્ર ભક્તિ અને અવનતિ (પ્રણામ) વડે જ ગ્રહણ થાય તેવું મૃદુ હૃદય છે. એ અનુકંપાવાળો છે. એ લાખો ગાયોનો દાતા છે. કૃપણ (નીચ), દીન, અનાથ અને પીડિત જનનો ઉદ્ધાર કરવાના મંત્રની દીક્ષા વડે એનું મન વ્યાપ્ત છે. એ ઉજ્જવલ મૂર્તિમંત લોકાનુગ્રહ છે. એ ધનદ (કુબેર), વરુણ, ઇન્દ્ર અને અન્તક (યમ) સમાન છે. એના બાહુબળથી જિતાયેલા અનેક નૃપોના વિભવને પાછો આપવામાં એના આયુક્ત પુરુષો (અધિકારીઓ) હંમેશાં રોકાયેલા છે.

તીવ્ર વિદગ્ધ મતિ વડે એણે દેવોના ગુરુ(બૃહસ્પતિ)ને અને સંગીતના સુંદર પ્રયોગો વડે તુમ્બુરુ નારદ વગેરેને લજ્જિત કર્યા છે. વિદ્વાન જનોની ઉપજીવિકાનું સાધન બને તેવી અનેક કાવ્યક્રિયાઓ (રચનાઓ) વડે એને માટે 'કવિરાજ' શબ્દ પ્રતિષ્ઠિત થયો છે. લાંબા કાલ લગી સ્તુતિ કરવા યોગ્ય અનેક અદ્ભુત ઉદારચરિતવાળો છે. માત્ર લોકસમય(દુનિયાની રીતરસમ)ની ક્રિયાઓના અનુવિધાનની બાબતમાં જ એ માનુષ છે, (બાકી) લોકમાં રહેલો દેવ છે. એ મહારાજ શ્રી ગુપ્તનો પ્રપૌત્ર, મહારાજ શ્રી ઘટોત્કચનો પૌત્ર, મહારાજાધિરાજ શ્રી ચંદ્રગુપ્તનો પુત્ર, લિચ્છવિનો દૌહિત્ર અને મહાદેવી કુમારદેવી વિશે ઉત્પન્ન થયેલો છે.

"એનો યશ, જે દાન, બાહુબલ, પ્રશમ અને શાસ્ત્રવચન–કુશળતા વડે ઉપરાઉપરી સંચિત થઈ ઊંચે ચઢે છે ને અનેક માર્ગ ધરાવે છે, તે પશુપતિ-(શિવ)ની જટારૂપી ગુફાની અંદર પુરાઈ રહી છૂટકારો મેળવવામાં શીઘ્ર એવા ગંગા નદીના શ્વેત જળની જેમ ત્રણે લોકને પવિત્ર કરે છે (શ્લો. ૯).

"ને એ જ ભટ્ટારક–પાદના દાસ, સમીપ ફરવાના અનુગ્રહ વડે જેની મતિ ખીલી છે તેવા, ખાદ્યટપાકિક, મહાદંડનાયક ધ્રુવભૂતિના પુત્ર, સાન્ધિવિગ્રહિક, કુમારામાત્ય, મહાદંડનાયક, હરિષેણનું આ કાવ્ય સર્વ ભૂતોના હિત અને સુખ માટે હો. પરમભટ્ટારકના પાદનું ધ્યાન ધરનાર મહાદંડનાયક તિલભટ્ટકે આનો અમલ કર્યો."

* * *

આ લેખ સંસ્કૃતમાં અંશતઃ પદ્યમાં અને અંશતઃ ગદ્યમાં લખાયો છે. કાવ્યશૈલીમાં રચાયેલો આ લેખ હરિષેણ નામે કવિની કૃતિ છે. એ કવિ સાંધિવિગ્રહિક (સંધિ અને વિગ્રહ ખાતાનો અધિકારી), કુમારામાત્ય (અમાત્ય તરીકે કામ કરતો રાજકુમાર અથવા રાજકુમારનો મંત્રી) અને મહાદંડનાયક–(મુખ્ય સેનાપતિ)ના ઉચ્ચ અધિકાર ધરાવતો.

તિલકભટ્ટ પણ મહાદંડનાયક હતો. એણે આ પ્રશસ્તિ શિલાસ્તંભ પર કોતરાવી લાગે છે.

આ સ્તંભલેખ ફ્લીટ સંપાદિત "Corpus Incriptionum Indicarum" ના ગ્રંથ ૩ માં પ્રકાશિત થયો છે.[૨૧]

પહેલા આઠ શ્લોકોનો ઘણો ભાગ ખંડિત છે. શ્લોક ૩ માં સમુદ્રગુપ્તના કવિત્વની પ્રશંસા છે. શ્લોક ૪ માં જણાવ્યા મુજબ સમુદ્રગુપ્તની ઉત્તરાધિકારી તરીકે પિતાએ પસંદગી કરી હતી. શ્લોક ૭ માં જણાવેલા અચ્યુત વગેરે ત્રણ રાજાઓનો ઉલ્લેખ આગળ ગદ્યમાં પણ આવે છે. 'કોત' એ કુલનું નામ છે, પણ અહીં એ કુલની કઈ વ્યક્તિ ઉદ્દિષ્ટ છે એ જાણવા મળતું નથી. સમુદ્રગુપ્તે એને પુષ્પપુર(પાટલિપુત્ર)માં નાની વયમાં વશ કર્યો લાગે છે. પાટલિપુત્ર (હાલનું પટના) મગધનું પાટનગર હતું.

પં. ૧૭–૩૦ માં એક લાંબુ સળંગ વાક્ય એ છે. આવું લાંબુ વાક્ય ગદ્ય–કાવ્યનું એક પ્રચલિત લક્ષણ હતું. આ વાક્ય દ્વારા કવિએ સમુદ્રગુપ્તના ગુણોની, એનાં પરાક્રમોની તથા એની સાંસ્કૃતિક સિદ્ધિઓની સુંદર પ્રશસ્તિ કરી છે.

સમુદ્રગુપ્ત ચંદ્રગુપ્ત ૧ લાનો અને કુમારદેવીનો પુત્ર હતો. કુમારદેવી લિચ્છવિ કુલની હતી. ચંદ્રગુપ્ત ૧ લાએ લિચ્છવિઓ સાથે સંબંધ બાંધ્યો, ત્યાર પછી આ ગુપ્ત રાજ્યનો અભ્યુદય થયો હતો. એની પહેલાંના બે રાજા માત્ર 'મહારાજ' હતા, જ્યારે ચંદ્રગુપ્ત 'મહારાજાધિરાજ' હતા. એમાં સમુદ્રગુપ્ત તો ઘણો પ્રરાક્રમી નીવડ્યો. આથી એ 'પરાક્રમાંક' તરીકે નામાંકિત થયો.

અહીં એનાં પરાક્રમોનું વિગતવાર નિરૂપણ કરેલું છે :

(૧) પહેલાં એણે દક્ષિણાપથનાં રાજ્યો પર વિજયકૂચ કરી એના રાજાઓને પકડી વશ કર્યા ને પછી સામંત બનાવી છોડી મૂક્યા. એમાં ૧૨ રાજાઓ ગણાવ્યા છે. કોસલ એ દક્ષિણ કોસલ છે, જે મધ્યપ્રદેશના રાયપુર–સંબલપુર-બિલાસપુર વિભાગમાં આવ્યો હતો. એનું પાટનગર શ્રીપુર હતું. મહાકાંતાર એ અરણ્યપ્રદેશ છે. કૌરાળ એ ગોદાવરી જિલ્લા(આંધ્ર પ્રદેશ)ના એલ્લુર પાસેનું કોલ્લેર સરોવર હોવું સંભવે છે. કોટ્ટૂર પ્રાયઃ મહેન્દ્રગિરિ ( જિ. ગંજામ ) પાસેનું કોટ્ટૂર છે. પિષ્ટપુર એ ગોદાવરી જિલ્લામાંનું હાલનું પિઠાપુરમ્ છે. વિષ્ણુગોપ એ પલ્લવ વંશનો રાજા હતો. કાંચી એ હાલનું કાંજીવરમ્ (તમિળનાડુ) છે. હસ્તિવર્મા એ વેંગીનો શાલંકાયન વંશનો રાજા છે. વેંગી એલ્લુર (જિ. ગોદાવરી) પાસે આવેલું પેડુવેંગી છે. પલક્ક નેલ્લોર (આંધ્ર પ્રદેશ) જિલ્લાનું પલક્કડ હશે. દેવરાષ્ટ્ર વિશાખાપટમ જિલ્લાનો યેલ્લમંચિલી ભાગ છે. કુસ્થલપુર ઉત્તર આર્કોટ જિલ્લાનું કુત્તલૂર હશે.[૨૨] એરંડપલ્લ ગંજામ કે વિશાખાપટમ્ જિલ્લામાં હશે. આ બધાં રાજ્ય દક્ષિણ ભારતના પૂર્વ ભાગમાં આવેલાં છે.

(૨) સમુદ્રગુપ્તે દક્ષિણાપથના રાજાઓને સામંત બનાવી રહેવા દીધા, પરંતુ નજીકના આર્યાવર્તના રાજાઓનાં રાજ્ય ગુપ્ત રાજ્યમાં ભેળવી લીધાં. રુદ્રદેવ વાકાટક રાજા રુદ્રસેન ૧ લો હોવાનું સૂચવાયું છે, પણ, વાકાટકો તો વિદર્ભમાં હોઈ દક્ષિણાપથમાં ગણાય. મતિલ એ ઉ. પ્ર ના બુલંદશહર જિલ્લામાં મળેલી મુદ્રાનો મત્તિલ હશે. ચંદ્રવર્મા એ પશ્ચિમ બંગાળાના બાંકુરા જિલ્લાના સુસુનિયા શૈલલેખમાં[૨૩] જણાવેલો ચંદ્રવર્મા હશે. ગણપતિનાગ અને નાગસેન નાગકુલના હતા. ગણપતિનાગના સિક્કા પવાયા(પદ્માવતી)માં મળ્યા છે. 'હર્ષચરિત'માં પદ્માવતીમાં નાગસેનનું મૃત્યુ થયાનો ઉલ્લેખ આવે છે. આ બંને રાજા પદ્માવતીના હોય, તો સમુદ્રગુપ્તે એ પૂર્વાપર રાજાઓ પર જુદાજુદા સમયે આક્રમણ કર્યું હશે. અચ્યુતના સિક્કા અહિચ્છત્રા(રામનગર, જિ. બરેલી, ઉ.પ્ર.)માં મળ્યા છે. આર્યાવર્ત એટલે ઉત્તર ભારત, હિમાલય અને વિંધ્યની તથા પૂર્વસમુદ્ર અને પશ્ચિમસમુદ્રની વચ્ચેનો પ્રદેશ.[૨૫]

આમ સમુદ્રગુપ્તે દક્ષિણાપથ અને આર્યાવર્ત માટે જુદીજુદી નીતિ અખત્યાર કરી.

(૩) સર્વ આટવિક રાજાઓ પાસે પોતાનું સ્વામિત્વ સ્વીકારાવ્યું.

(૪) સમતટ (બંગલા દેશના દક્ષિણમાં આવેલા કોમિલ્લાની આસપાસનો સમુદ્રતટ પાસેનો સમથલ પ્રદેશ), ડવાક (આસામના નવગોંગ જિલ્લામાં), કામરૂપ (આસામનો ગૌહાટી પ્રદેશ), નેપાલ, કર્તૃપુર (જાલંધર–કુમાઉં–ગઢવાલ–રોહિલખંડ પ્રદેશ) વગેરે સીમાંત રાજ્યોના રાજાઓને વશ કર્યા.

(૫) માલવ (માળવાનો મંદસોર વિભાગ), અર્જુનાયન (પંજાબ), યૌધેય (ભરતપુર, રાજસ્થાન), માદ્રક (મદ્રદેશ–સિયાલકોટ, પશ્ચિમ પંજાબ), આભીર (અપરાંત પ્રદેશ), પ્રાર્જુન (નરસિંગપુર જિલ્લો, મ.પ્ર.), સનકાનીક (પૂર્વ માળવા), કાક (સાંચી પ્રદેશ, મ.પ્ર.), ખરપરિક (મ.પ્ર.) વગેરે ગણતંત્ર ધરાવતી લડાયક પ્રજાઓને પણ વશ કરી.[૨૬]

(૬) એવી રીતે વિદેશી રાજવંશોને વંશ કર્યા. દૈવપુત્ર–પાહિ–પાહાનુપાહિ એ ઉત્તરપશ્ચિમના કુષાણ વંશના વંશજો હતા. શક મુરુંડો (શક સ્વામીઓ) ઉત્તર તથા પશ્ચિમ ભારતના શક રાજાઓ લાગે છે.

(૭) સિંહલદ્વીપ (સિલોન, શ્રીલંકા) વગેરે સર્વ દ્વીપોના લોકોને વશ કર્યા.

સમુદ્રગુપ્તના ગુણોની પ્રશસ્તિમાં એની દાનવીરતા, બુદ્ધિમત્તા, સંગીત-વિશારદતા, કવિત્વ-શક્તિ ઇત્યાદિના ઉલ્લેખ નોંધપાત્ર છે. આ રાજાનાં બે તામ્રશાસન મળ્યાં છે, પણ એ બનાવટી છે.[૨૭] એના વીણાવાદન પ્રકારના સિક્કા એની સંગીતરુચિના દ્યોતક છે. એની પોતાની કાવ્યરચનાના નમૂના મળ્યા નથી, પરંતુ હરિષેણની આ કાવ્યકૃતિ કાવ્યનો ઉત્તમ નમૂનો છે.

## ૩. ચંદ્રગુપ્ત ૨ જાનો મથુરા સ્તંભલેખ, ગુ. સં. ૬૧

१. सिद्धम् [।] भट्टारकमहाराज[राजाधि]राजश्रीसमुद्रगुप्तस-
२. त्पुत्रस्य भट्टारकम[हाराजाधि]राजश्रीचन्द्रगुप्त-
३. स्य विजयराज्यसंवत्सरे पंचमे ५ कालानुवर्त्तमानसं-
४. वत्सरे एकषष्ठे ६१... [प्र]थमे शुक्लदिवसे पं-
५. चम्यां [।] अस्यां पूर्व्वा[यां] [भ]गव[त्कु]शिकाद्दशमेन भगव-
६. त्पराशराच्चतुर्थेन [भगवत्क]पि[ल]विमलशि-
७. ष्यशिष्येण भगव[दुपमित]विमलशिष्येण
८. आर्योदि[ता]चार्ये[ण] [स्व]पु[ण्या]प्यायननिमित्तं
९. गुरूणां च कीर्त्य[र्थ]मुपमितेश्व]रकपिलेश्वरौ
१०. गुर्व्वायतने गुरु......प्रतिष्ठापितो(तौ) [।] नै-
११. तत्ख्यात्यर्थमभिलि[ख्यते] [।] [अथ] माहेश्वराणां वि-
१२. ज्ञप्तिः क्रियते सम्बोधनं च [।] यथाका[ले]नाचार्या-
१३. णां परिग्रहमिति मत्वा विशङ्कं [पू]जापुर-
१४. स्कारं परिग्रहपारिपाल्यं [कुर्य्या]दिति विज्ञप्तिरिति [।]
१५. यश्च कीर्त्त्यभिद्रोहं कुर्य्याद्यश्चाभिलिखितमुपर्य्यधो
१६. वा [स] पंचभिर्महा(हा)पातकैश्च संयुक्तस्स्यात् [।]
१७. जयति च भगवा[न्दण्डः] रुद्रदण्डो[ऽ]ग्र[ना]यको नित्यं [॥]

"સિદ્ધમ્ (સિદ્ધિ થાઓ). ભટ્ટારક (સ્વામી) મહારાજ રાજાધિરાજ શ્રી સમુદ્રગુપ્તના સત્પુત્ર ભટ્ટારક મહારાજ રાજાધિરાજ શ્રી ચંદ્રગુપ્તના વિજયરાજ્યના વર્ષ પાંચમે (અંકે) ૫ કાલ(સંવત)ના વર્ષ એકસઠમે (અંકે) ૬૧ (આષાઢ માસે) પ્રથમે શુકલ પક્ષના દિવસે પંચમીએ—આ વિગતની તિથિએ ભગવાન કુશિકથી દસમા, ભગવાન પરાશરથી ચોથા, ભગવાન કપિલવિમલના શિષ્યના શિષ્ય અને ભગવાન ઉપમિતવિમલના શિષ્ય આર્ય ઉદિતાચાર્યે પોતાના પુણ્યની અભિવૃદ્ધિ નિમિત્તે અને ગુરુઓની કીર્તિ અર્થે ઉપમિતેશ્વર અને કપિલેશ્વર નામે ગુરુ-મંદિરો ગુરુ(ની પ્રતિમા સહિત) સ્થાપ્યાં. આ ખ્યાતિ અર્થે અભિલિખિત કરાતું નથી.

"માહેશ્વરોને વિજ્ઞપ્તિ અને સંબોધન કરવામાં આવે છે : યથાસમય આચાર્યોનો પરિગ્રહ (થશે) એમ માનીને નિઃશંક પૂજા-પુરસ્કારને પરિગ્રહથી પારિપાલ્ય કરવો એવી વિજ્ઞપ્તિ છે. જે કીર્તિનો અભિદ્રોહ કરે ને જે અભિલિખિત (કોતરેલા)ને ઉપર નીચે કરે, તે પાંચ મહાપાતકો અને ઉપપાતકોથી યુક્ત થાય.

"અગ્રનાયક ભગવાન દંડ રુદ્રદંડ નિત્ય જય પામે છે."

* * *

મથુરાનો આ સ્તંભલેખ "Epigraphia Indica" ના Vol. XXI માં ડૉ. ભાંડારકરે સંપાદિત કર્યો છે (પૃ. ૮ થી).

લેખ સંસ્કૃત ભાષામાં છે, પણ એમાં પ્રાકૃતની છાંટ છે.

આ લેખ ચંદ્રગુપ્ત ૨ જાના સમયનો છે. વંશાવળી એના પિતા સમુદ્રગુપ્તથી જ આપી છે. બંને માટે 'મહારાજાધિરાજ' ઉપરાંત 'ભટ્ટારક' બિરુદ પ્રયોજાયું છે. લેખ સળંગ કાલ(સંવત)ના અર્થાત્ ગુપ્ત સંવતના વર્ષ ૬૧ નો છે. ત્યારે ઈ. સ. ૩૮૦ નો મે મહિનો ચાલતો હતો. આષાઢ અધિક હતો. આ વર્ષે ચંદ્રગુપ્તના રાજ્યકાલનું વર્ષ ૫ ચાલતું હતું. આ પરથી એનું રાજ્યારોહણ ગુ. સં. ૫૭(ઈ. સ. ૩૭૬-૭૭)માં થયું હોવાનું માલૂમ પડે છે. ગુપ્ત સંવતનો આ સહુથી પ્રાચીન જ્ઞાત સમયનિર્દેશ છે ને એ ગુપ્ત સંવતની ઉત્પત્તિના પ્રશ્ન માટે ઉપયોગી નીવડ્યો છે.

આ લેખનું બીજું મહત્ત્વ શૈવધર્મના ઇતિહાસમાં રહેલું છે. ઉદિતાચાર્ય નામે શૈવ આચાર્યે પોતાના ગુરુ તથા વડગુરુના નામ પરથી ઉપમિતેશ્વર તથા

કપિલેશ્વર નામે શિવનાં મંદિર કરાવ્યાં ને એમાં એ ગુરુઓની પ્રતિમાઓ પણ સ્થાપી. આ ઘટના સ્થાનિક અને તત્કાલીન મહત્ત્વની જ ગણાય, પરંતુ ઉદિતાચાર્યના ગુરુઓની વંશાવળીમાં ભગવાન કુશિકનો ઉલ્લેખ કર્યો છે તે સવિશેષ મહત્ત્વ ધરાવે છે. આ કુશિક એ પ્રાયઃ પાશુપત સંપ્રદાયના પ્રવર્તક ભગવાન લકુલીશના ચાર પટ્ટશિષ્યોમાંના કુશિક છે. લકુલીશ શિવનો અવતાર ગણાતા. એમનું સ્થાનક 'કાયાવરોહણ' કહેવાતું ને ત્યાં એમણે કાયા (દેહ) સાથે (અવતારરૂપે) અવરોહણ કરેલું મનાતું. કાયાવરોહણ એ વડોદરા જિલ્લાનું કારવણ (કરજણ અને ડભોઈની વચ્ચે) છે, જ્યાં ભગવાન લકુલીશની પ્રતિમાવાળાં શિવલિંગ પૂજાય છે. એમના શિષ્ય કુશિકમાંથી કૌશિક શાખા પ્રવર્તી હતી. ઉદિતાચાર્ય (ઈ. સ. ૩૮૦) ગુરુશિષ્યપરંપરામાં ભગવાન કુશિકથી દસમા હતા, એ પરથી કુશિકનો તથા તેમના ગુરુ ભગવાન લકુલીશનો સમય અંદાજી શકાયો છે. ભગવાન લકુલીશને આ હિસાબે ઈસ્વી બીજી સદીના પૂર્વાર્ધમાં મૂકી શકાય.[૨૯]

અહીં માહેશ્વરોનો અર્થાત્ મહેશ્વર(મહાદેવ–શિવ)ના ઉપાસકોનો સ્પષ્ટ ઉલ્લેખ છે. શૈવ રાજાઓ 'પરમ માહેશ્વર' કહેવાતા. જે ધર્મ– દાન કે પૂર્તકાર્યને લગતા રાજશાસનનો ભંગ કરે, તેને પાંચ મહાપાતકો અને ઉપપાતકો લાગે એવું મનાતું ને એનો ભંગ ન થાય માટે આ શિક્ષાના ભયનો ખાસ નિર્દેશ કરાતો. બ્રહ્મહત્યા, સુરાપાન, ચૌર્ય અને ગુરુપત્નીસમાગમ એ ચાર મહાપાતક ગણાતાં ને એ મહાપાતક કરનારનો સંસર્ગ એ પાંચમું મહાપાતક ગણાતું.[૩૦]

આમ આ અભિલેખ ગુપ્ત સંવત, ચંદ્રગુપ્ત ૨ જાનું રાજ્યારોહણ અને ભગવાન લકુલીશના સમયાંકન પર પ્રકાશ પાડે છે.

## ૪. સ્કંદગુપ્તનો જૂનાગઢ શૈલલેખ, ગુ.સં. ૧૩૬, ૧૩૭ અને ૧૩૮

१- सिद्धम् ॥

श्रियमभिमतभोग्यां नैककालापनीतां
त्रिदशपतिसुखार्थं यो बलेराजहार ।
कमलनिलयनायाः शाश्वतं धाम लक्ष्म्याः

२. स जयति विजितार्त्तिर्विष्णुरत्यन्तजिष्णु : ॥ [१]
तदनु जयति शश्वत् श्रीपरिक्षिप्तवक्षाः
स्वभुजजनितवीर्यो राजराजाधिराजः ।
नरपति–

३. भुजगानां मानदर्प्पोत्फणानां
प्रतिकृतिगरुडाज्ञां निर्विर्षी चावकर्त्ता ॥ [२]
नृपतिगुणनिकेतः स्कन्दगुप्तः पृथुश्रीः
चतुरु[दधिजला]न्तां स्फीतपर्यन्तदेशाम् ।

४. अवनिमवनतारिर्यः चकारात्मसंस्थां
पितरि सुरसखित्वं प्राप्तवत्यात्मशक्त्या ॥ [३]
अपि च जित[मे]व तेन प्रथयन्ति यशांसि यस्य रिपवो[ऽ]पि [।]
आमूलभग्नदर्प्पा नि[र्वचना म्लेच्छदेशेषु] ॥ [४]

५. क्रमेण बुद्ध्या निपुणं प्रधार्य
ध्यात्वा च कृत्स्नान्गुणदोषहेतून् ।
व्यपेत्य सर्व्वान्मनुजेन्द्रपुत्रां–
ल्लक्ष्मीः स्वयं यं वरयांचकार ॥ [५]
तस्मिन्नृपे शासति नैव कश्चि–
द्धर्म्मादपेतो मनुजः प्रजासु ।

६. आर्त्तो दरिद्रो व्यसनी कदर्यो
दण्ड(ण्ड्यो) न वा यो भृशपीडितः स्यात् ॥ [६]
एवं स जित्वा पृथिवीं समग्रां
भग्नाग्रदर्पा[न्] द्विषतश्च कृत्वा ।
सर्व्वेषु देशेषु विधाय गोप्तृ(प्तॄ)न्
संचिन्तया[मा]स बहुप्रकारम् ॥ [७]
स्यात्को[ऽ]नुरूपो

७. मतिमान्विनीतो
मेधास्मृतिभ्यामनपेतभावः /
सत्यार्जवौदार्यनयोपपन्नो
माधुर्यदाक्षिण्ययशोन्वितश्च ॥ [८]
भक्तो[ऽ]नुरक्तो नृ[विशे]षयुक्तः
सर्व्वोपधाभिश्च विशुद्धबुद्धिः ।
अनृण्यभावोपगतान्तरात्मा:[त्मा]
सर्व्वस्य लोकस्य हिते प्रवृत्तः ॥ [९]

८. न्यायार्जने[ऽ]र्थस्य च कः समर्थः
स्यादर्जितस्याप्यथ रक्षणे च ।
गोपायितस्यापि [च] वृद्धिहेतौ
वृद्धस्य पात्रप्रतिपादनाय ॥ [१०]
सर्व्वेषु भृत्येष्वपि संहतेषु
यो मे प्रशिष्यान्निखिलान्सुराष्ट्रान् ।
आं ज्ञातमेकः खलु पर्णदत्तो
भारस्य तस्योद्वहने समर्थः ॥ [११]

९. एवं विनिश्चित्य नृपाधिपेन
नैकानहोरात्रगणान्स्वमत्या ।
यः संनियुक्तो[ऽ]र्थनया कथंचित्
सम्यक्सुराष्ट्रावनिपालनाय ॥ [१२]
नियुज्य देवा वरुणं प्रतीच्यां
स्वस्था यथा नोन्मनसो बभूवु[ः] [।]
पूर्व्वेतरस्यां दिशि पर्णदत्तं
नियुज्य राजा धृतिमांस्तथाभूत् ।[।] [१३]

१०. तस्यात्मजो ह्यात्मजभावयुक्तो
द्विधेव चात्मात्मवशेन नीतः ।
सर्व्वात्मनात्मेव च रक्षणीयो
नित्यात्मवानात्मजकान्तरूपः ।[।] [१४]
रूपानुरूपैर्ललितैर्विचित्रैः
नित्यप्रमोदान्वितसर्वभावः ।
प्रबुद्धपद्माकरपद्मवक्त्रो
नृणां शरण्यः शरणागतानाम् ।[।] [१५]

११. अभवद्भुवि चक्रपालितो[ऽ]साविति नाम्ना प्रथितः प्रियो जनस्य ।
स्वगुणैरनुपस्कृतैरुदा[त्तैः] पितरं यश्च विशेषयांचकार ।[।] [१६]
क्षमा प्रभुत्वं विनयो नयश्च
शौर्यं विना शौर्यमह(हा)र्च्चनं च ।
दाक्ष्यं दमो दानमदीनता च
दाक्षिण्यमानृण्यम[शू]न्यता च ।[।] [१७]

सौंदर्यमार्येतरनिग्रहश्च
अविस्मयो धैर्य्यमुदीर्णता च ।

१२. इत्येवमेते[ऽ]तिशयेन यस्मि-
न्नविप्रवासेन गुणा वसन्ति ।[।] [१८]
न विद्यते[ऽ]सौ सकले[ऽ]पि लोके
यत्रोपमा तस्य गुणैः क्रियेत ।
स एव कार्त्स्न्येन गुणान्वितानां
बभूव नृ(नृ)णामुपमानभूतः ।[।] [१९]
इत्येवमेतानधिकानतो[ऽ]न्या-
न्गुणान्परीक्ष्य स्वयमेव पित्रा ।
यः संनियुक्तो नगरस्य रक्षां
विशिष्य पूर्वान्प्रचकार सम्यक् ।[।] [२०]

१३. आश्रित्य वि(वी)र्यं [स्वभु]जद्वयस्य
स्वस्यैव नान्यस्य नरस्य दर्पं ।
नोद्वेजयामास च कंचिदेव-
मस्मिन्पुरे चैव शशास दुष्टाः(ष्टान्) ।[।] [२१]
विस्रंभमल्पेन शशास यो[ऽ]स्मिन्
कालेन लोकेषु सनागरेषु ।
यो लालयामास च पौरवर्गान्
[स्वस्यैव] पुत्रान्सुपरीक्ष्य दोषान् ।[।] [२२]
संरंजयां च प्रकृतीर्बभूव
पूर्व्वास्मिताभाषणमानदानैः ।

१४. निर्यन्त्रणान्योन्यगृहप्रवेशै [ः]
संवर्द्धितप्रीतिगृहोपचारैः ।[।] [२३]
ब्रह्मण्यभावेन परेण युक्तः
[शु]क्लः शुचिर्दानपरो यथावत् ।
प्राप्यान्स काले विषयान्सिषेवे
धर्मार्थयोश्चा[प्य]विरोधनेन ।[।] [२४]
[यो..................पर्णदत्ता]-
त्स न्यायवानत्र किमस्ति चित्रं ।

मुक्ताकलापाम्बुजपद्मशीता-
च्चन्द्रात्किमुष्णं भविता कदाचित् ।[।] [२५]

१५. अथ क्रमेणाम्बुदकाल आग[ते]
[नि]दाघकालं प्रविदार्य तोयदैः ।
ववर्ष तोयं बहु संततं चिरं
सुदर्शनं येन बिभेद चात्वरात् ।[।] [२६]
संवत्सराणामधिके शते तु
त्रिंशद्भिरन्यैरपि षड्भिरेव ।
रात्रौ दिने प्रौष्ठपदस्य षष्ठे
गुप्तप्रकाले गणनां विधाय ।[।] [२७]

१६. इमाश्च या रैवतकाद्विनिर्गता[ः]
पलाशिनीयं सिकता विलासिनी ।
समुद्रकान्ताः चिरबन्धनोषिताः
पुनः पतिं शास्त्रयथोचितं ययुः ।[।] [२८]
अवेक्ष्य वर्षागमजं महोद्भ्रमं
महोदधेरूर्जयता प्रियेप्सुना ।
अनेकतीरान्तजपुष्पशोभितो

१७. नदीमयो हस्त इव प्रसारितः ।[।] [२९]
विषाद्य[मानाः खलु सर्वतो ज]ना[ः]
कथं कथं कार्यमिति प्रवादिनः ।
मिथो हि पूर्वापररात्रमुत्थिता
विचिन्तयां चापि बभूवुरुत्सुकाः ।[।] [३०]
अपीह लोके सकले सुदर्शनं
पुमां(मान्) हि दुर्दर्शनतां गतं क्षणात् ।

१८. भवेन्नु सो[ऽ]म्भोनिधितुल्यदर्शनं
सुदर्शनं..................[।।] [३१]
..................वणे स भूत्वा
पितुः परां भक्तिमपि प्रदर्श्य ।
धर्मं पुरोधाय शुभानुबन्धं

राज्ञो हितार्थं नगरस्य चैव ।[।] [३२]
संवत्सराणामधिके शते तु

१९. त्रिंशद्भिरन्यैरपि सप्तभिश्च ।
[गुप्तप्रकाले नय]शास्त्रवेत्ता
विश्वो[ऽ]प्यनुज्ञातमहाप्रभावः ।[।] [३३]
आज्यप्रणामैः विबुधानथेष्ट्वा
धनैर्द्विजातीनपि तर्पयित्वा ।
पौरांस्तथाभ्यर्च्य यथार्हमानैः
भृत्यांश्च पूज्यान्सुहृदश्च दानैः ।[।] [३४]

२०. ग्रैष्मस्य मासस्य तु पूर्वप[क्षे]
... ...[प्र]थमे[ऽ]ह्नि सम्यक् ।
मासद्वयेनादरवान्स भूत्वा
धनस्य कृत्वा व्ययमप्रमेयम् ।[।] [३५]
आयामतो हस्तशतं समग्रं
विस्तारतः षष्टिरथापि चाष्टौ ।

२१. उत्सेधतो[ऽ]न्यत् पुरुषाणि [सप्त ?]
... ...[ह]स्तशतद्वयस्य ।[।] [३६]
बबन्ध यत्नान्महता नृदेवा-
न[भ्यर्च्य ?] सम्यग्घटितोपलेन ।
अजातिदुष्टप्रथितं तटाकं
सुदर्शनं शाश्वतकल्पकालम् ।[।] [३७]

२२. अपि च सुदृढसेतुप्रान्त(?)विन्यस्तशोभ-
रथचरणसमाह्वक्रौञ्चहंसासधूतम्
विमलसलिल ... ... ...
भुवि त...द[नेऽ]र्कः शशी च ।[।] [३८]

२३. नगरमपि च भूयाद्वृद्धिमत्पौरजुष्टं
द्विजबहुशतगीतब्रह्मनिर्नष्टपापं ।
शतमपि च समानामीतिदुर्भिक्ष[मुक्त]

... ... ... ... ...[॥] [३९]

[इति सुद]र्शनतटाकसंस्कारग्रन्थरचना [स]माप्ता ॥

* * *

२४. हन्तारिदर्पप्रणुदः पृथुश्रिय :

स्ववङ्शकेतोः सकलावनीपते : ।

राजाधिराज्याद्‌भुतपुण्य[कर्म्मणः]

... ... ... ...[॥] [४०]

... ... ... ...

... ... ... ...[।]

द्वीपस्य गोप्ता महतां च नेता

दण्डस्थि[ता]नां

२५. द्विषतां दमाय ।[।] [४१]

तस्यात्मजेनात्मगुणान्वितेन

गोविन्दपादार्पितजीवितेन ।

... ... ... ...

... ... ... ... [॥] [४२]

... ... ...र्घ

विष्णोश्च पादकमले समवाप्य तत्र ।

अर्थव्ययेन

महता महता च काले-

नात्मप्रभावनतपौरजनेन तेन ।[।] [४३]

चक्रं बिभर्त्ति रिपु... ... ...

... ... ... ... [।]

... ... ... ...

तस्य स्वतंत्रविधिकारणमानुषस्य ।[।] [४४]

२७. कारितमवक्रमतिना चक्रभृतः चक्रपालितेन गृहं ।

वर्षशते[ऽ]ष्टात्रिंशे गुप्तानां कालक्रमगणिते [॥] [४५]

... ... ... ... ...

... ... ... ... ...[।]

[स]ार्थमुत्थितमिवोर्जयतो(ऽ)चलस्य

૨૮. कुर्वत्प्रभुत्वमिव भाति पुरस्य मूर्ध्नि ॥ [४६]

अन्यच्च मूर्द्धनि सु ... ... ...

.... ... ... ...[।]

... ... ...रुद्धविहंगमार्ग

विभ्राजते.... ... ... ...[॥] [४७]

"સિદ્ધમ્ (સિદ્ધિ થાઓ). જેમણે દેવાધિપતિ(ઇન્દ્ર)ના સુખ અર્થે, લાંબા કાલથી અપહરણ કરાયેલી અને જેનો ભોગ (સહુને) પ્રિય છે તેવી લક્ષ્મીને બલિ પાસેથી પાછી લીધી, જે કમલમાં રહેલી લક્ષ્મીનું શાશ્વત ધામ છે, જે આપત્તિને જીતી લે છે અને જે અત્યંત જિષ્ણુ (જય–શીલ) છે તેવા વિષ્ણુ જય પામે છે (૧).

"તે પછી નિત્ય જીતે છે, લક્ષ્મીથી આલિંગિત છાતીવાળા પોતાના બાહુથી જેમણે પરાક્રમ કર્યું છે અને જે અભિમાન અને ગર્વથી ઊંચી ફણા કરેલા રાજાઓરૂપી સર્પોને નિર્વિષ કરનાર પ્રતિકૃતિ–ગરુડની આજ્ઞાના અવકર્તા હતા તેવા રાજા અને રાજાધિરાજ (૨), રાજાના ગુણોનું સ્થાન, વિશાળ શ્રી (કીર્તિ)વાળા, અને જ્યારે પિતા દેવોની મૈત્રી પામ્યા (અર્થાત્ સ્વર્ગસ્થ થયા) ત્યારે પોતાની શક્તિથી શત્રુઓને નમાવીને, ચાર સમુદ્રનાં જલથી સીમિત અને સમૃદ્ધ સામાન્ત દેશોવાળી પૃથ્વીને જેમણે પોતાને વશ કરી તેવા સ્કંદગુપ્ત (૩). જેમના યશ જેના ગર્વનો સમૂળગો નાશ થયો છે તેવા શત્રુઓ પણ મ્લેચ્છ દેશોમાં પ્રસારે છે તેવા તેમનો જય થયો જ છે (૪). ક્રમશઃ બુદ્ધિથી સારી રીતે વિચારીને અને ગુણો તથા દોષોના સકળ હેતુઓનું ચિંતન કરીને, લક્ષ્મીએ સર્વ નરેન્દ્ર–પુત્રોને મૂકીને જેમને પસંદ કર્યા (૫), તે રાજા રાજ્ય કરે છે ત્યારે પ્રજાજનોમાં ધર્મથી દૂર થયેલો, આર્ત, દરિદ્ર, વ્યસની (સંકટગ્રસ્ત), લોભી, દંડપાત્ર કે અતિપીડિત હોય તેવો કોઈ મનુષ્ય છે જ નહિ (૬).

"આ રીતે સમગ્ર પૃથ્વીને જીતીને અને શત્રુઓના દર્પનું ખંડન કરીને, સર્વ દેશો(પ્રદેશો)માં ગોપ્તા (રાજ્યપાલ) નીમીને એમણે બહુ રીતે ચિંતન કર્યું (૭): કોણ અનુરૂપ, મતિમાન, વિનીત, મેધા અને સ્મૃતિના ભાવથી ચ્યુત નહિ તેવો, સત્ય આર્જવ ઔદાર્ય અને નયથી યુક્ત, માધુર્ય દાક્ષિણ્ય અને યશ ધરાવતો (૮), ભક્ત (પરાયણ), અનુરક્ત, મનુષ્યના વિશેષ ગુણોથી યુક્ત, સર્વ કપટોથી વિશુદ્ધ એવી બુદ્ધિવાળો, આનૃણ્ય(ઋણમુક્તિ)ના ભાવથી જેનો અંતરાત્મા યુક્ત છે તેવો સર્વ લોકના હિતમાં કોણ પ્રવૃત્ત હોય ? (૯) અર્થ(સંપત્તિ)ના

ન્યાથી અર્જનમાં, અર્જિતના રક્ષણમાં, રક્ષિતની વૃદ્ધિ કરવામાં અને વૃદ્ધિ કરેલાના સુપાત્ર–દાનમાં કોણ સમર્થ હોય? (૧૦) સર્વ સેવકોને એકઠા કરતાં, જે મારા અખિલ સુરાષ્ટ્ર દેશનું બરાબર શાસન કરે (તેવો કોણ હોય)? હા, જાણ્યું: તે ભાર ઉપાડવામાં ખરેખર માત્ર પર્ણદત્ત સમર્થ છે (૧૧).

"આ રીતે પોતાની મતિથી અનેક દિવસ–રાત નિશ્ચય કરીને રાજાધિરાજે સુરાષ્ટ્ર દેશના સમ્યક્ પાલન માટે વિનવણીથી એને નિયુક્ત કર્યો (૧૨). જેવી રીતે દેવો પશ્ચિમ દિશામાં વરુણને નિયુક્ત કરીને નિશ્ચિંત અને સ્વસ્થ થયા તેવી રીતે પશ્ચિમ દિશામાં પર્ણદત્તને નિયુક્ત કરીને રાજા સ્વસ્થ થયા.

"તેનો (પર્ણદત્તનો) પુત્ર ભાવથી યુક્ત પોતાની શક્તિથી જાણે પોતે બે ભાગમાં વિભક્ત થયો હોય તેવો પોતાની જેમ સર્વ રીતે રક્ષણીય, હંમેશાં પોતાને વશ રાખનાર, મનોજ (કામદેવ) જેવા રમણીય રૂપવાળો (૧૪), રૂપને અનુરૂપ લલિત અને વિચિત્ર (વિવિધ) (કર્મો)થી નિત્ય આનંદથી યુક્ત સ્વભાવ ધરાવતો, પદ્મના જલાશયમાં રહેલા ખીલેલા પદ્મ જેવા મુખવાળો, શરણે આવેલા માણસોને શરણ આપનાર (૧૫), એ જગતમાં 'ચક્રપાલિત' નામથી ખ્યાતિ ધરાવે છે, જનોને પ્રિય છે ને જે પોતાના ઉદાત્ત અબાધિત ગુણો વડે પિતાથી ચડિયાતો છે (૧૬). ક્ષમા, પ્રભુત્વ, વિનય, નય, શૌર્યના મહામૂલ્યાંકન વિનાનું શૌર્ય, દક્ષતા, દમ (દમન), દાન, અ–દીનતા, દાક્ષિણ્ય, આનૃણ્ય અને અશૂન્યતા (પૂર્ણતા) (૧૭), સૌંદર્ય, આર્યેતરનો નિગ્રહ, અ–ગર્વ, ધૈર્ય, અને ગાંભીર્ય—એ ગુણો જેનામાં અવિરત અતિશય વસે છે (૧૮), તેના ગુણો સાથે જેની ઉપમા (સરખામણી) કરાય તેવો કોઈ સકળ લોકમાં ય છે નહિ. ગુણયુક્ત જનોમાં એ જ પૂર્ણ રીતે ઉપમાન થયો છે (૧૯). આમ એ અને એનાથી અધિક અન્ય ગુણો પિતાએ પોતે જ તપાસીને જેને નિયુક્ત કર્યો ને અગાઉના (રક્ષકો) કરતાં જેણે નગરની વિશેષ રક્ષા સારી રીતે કરી છે (૨૦). પોતાના બે બાહુના પરાક્રમ પર તેમજ બીજાના નહિ, (પણ) પોતાના જ ગર્વ પર આધાર રાખીને એ કોઈને ઉદ્વેગ કરતો નહિ તેમજ આ નગરમાં દુષ્ટોનું શાસન કરતો જ (૨૧). જે નગરો (નગરજનો) સહિત લોકો વિશે અલ્પ કાલમાં વિસ્રંભ (વિશ્વાસ) ધરાવતો ને દોષો તપાસીને પોતાના પુત્રોની જેમ પૌર (નગરજન) વર્ગોને લાડ લડાવતો (૨૨). સ્મિત સાથેનું સંભાષણ, માન અને દાન વડે અન્યોન્યના ગૃહમાં અનિયંત્રિત પ્રવેશ વડે અને પ્રીતિવર્ધક ગૃહ–ઉપચારો વડે જેણે પ્રજાનું રંજન કર્યું (૨૩), અજ્ઞાના પરમ ભાવથી યુક્ત

શુભ, પવિત્ર, યથાયોગ્ય દાનપરાયણ. ધર્મ અને અર્થના વિરોધ વિના વિષયોને યોગ્ય કાલે પ્રાપ્ત કરીને સેવતો (૨૪). જે તે પર્ણદત્તમાંથી જન્મ્યો છે તે ન્યાયવાન હોય તેમાં શી નવાઈ છે? મોતીઓના સમૂહ કે જળમાંથી જન્મતા પદ્મ જેવા શીતલ ચંદ્રમાંથી કદી ગરમી ઉદ્‌ભવે ખરી? (૨૫)

"ગ્રીષ્મકાલને જલદો (વાદળો) વડે ભેદતો ક્રમશઃ જલદ–કાલ આવ્યો ત્યારે લાંબો વખત સતત બહુ જલ વરસ્યું, જેનાથી સુદર્શન સત્વર તૂટી ગયું (૨૬). ગુપ્તકાલમાં ગણના કરીને એકસો છત્રીસમા વર્ષમાં ભાદ્રપદ માસના ષષ્ઠ દિને રાતે (૨૭), રૈવતક પર્વતમાંથી નીકળેલી આ જે પલાશિની, (સુવર્ણ)સિકતા (અને) વિલાસિની નદીઓ જે લાંબો વખત બંધનમાં રહી હતી તે પાછી શાસ્ત્ર–યથોચિત પતિ (સમુદ્ર) પાસે ગઈ (૨૮). વર્ષાના આગમનથી થયેલા મોટા ઉદ્‌ભ્રમને જોઈને મહાસાગરનું પ્રિય કરવા ઇચ્છતા ઊર્જયત પર્વતે કાંઠા પર ઊગેલાં અનેક પુષ્પોથી શોભિત નદીમય હસ્ત પ્રસાર્યો (૨૯). સર્વ રીતે વિષાદ પામતા જનો 'કેમ કરવું, કેમ કરવું' એમ પરસ્પર પ્રવાદ કરતા, રાત્રિના પૂર્વભાગમાં તેમજ ઉત્તર ભાગમાં ઊઠીને ઉત્સુક (ચિંતાતુર) થઈ ચિંતા કરવા લાગ્યા (૩૦). ક્ષણમાં માણસની જેમ અહીં સકલ લોકમાં દુર્દર્શનતા પામેલું સુદર્શન જે સમુદ્ર જેવું દેખાય છે તે કદી સુદર્શન (દર્શનીય)...? (૩૧)

"...થઈને પિતા તરફ પરમ ભક્તિ પણ દર્શાવીને, શુભ–પરિણામી ધર્મને આગળ કરીને એણે રાજાના તેમજ નગરના હિત અર્થે (૩૨), ગુપ્તકાલના એકસો ને સાડત્રીસમા વર્ષે, નય(નીતિ)શાસ્ત્રના જાણકારે, જગતમાં જેનો મહાપ્રભાવ સુવિદિત છે તેણે (૩૩) ઘી(ની આહુતિઓ) અને પ્રણામો વડે દેવોનું યજન કરીને, ધન(ના દાન) વડે બ્રાહ્મણોને તૃપ્ત કરીને, પૌરજનોને યથાયોગ્ય માન વડે અને આદરણીય સેવકોને તથા સુહૃદોને દાન વડે સંમાનીને (૩૪), ગ્રૈષ્મ[૩૧] માસના પૂર્વ (પ્રથમ) પક્ષે...પ્રથમ દિવસે સારી રીતે, એ માસમાં, તેણે આદરવાન થઈને, ધનનો અમાપ વ્યય કરીને (૩૫), લંબાઈમાં કુલ સો હસ્ત, વિસ્તારમાં અડસઠ હસ્ત અને ઊંચાઈમાં સાત (?) પુરુષ માથોડાં[૩૨]... બસો હસ્ત (૩૬), ભૂદેવોનું અર્ચન કરીને, ભારે યત્નથી સારી રીતે પથ્થરો બેસાડીને, જાતિ (પ્રકૃતિ)થી દૂષિત નહિ તેવું અને શાશ્વત કલ્પકાલ સુધી ટકે તેવું સુદર્શન તળાવ બાંધ્યું (૩૭).

"શોભા આપતાં ચક્રવાક, કૌંચ અને હંસ વડે ધોવાતા દૃઢ સેતુના છેડાવાળું, પવિત્ર જળ... જગતમાં...સૂર્ય અને ચંદ્ર[૩૩] (૩૮), ને નગર પણ

પૌરજનોથી ભરપૂર અનેક સેંકડો બ્રાહ્મણોથી ગવાતાં સૂક્તો વડે નિષ્પાપ થયેલું એ વર્ષે પણ દુકાળથી મુક્ત,... વૃદ્ધિવાળું થાઓ(૩૯).

"સુદર્શન તટાક(તળાવ)ના સંસ્કાર(સમારકામ)ના ગ્રન્થ(લખાણ)ની રચના આ રીતે સમાપ્ત થઈ."

× × ×

"ગર્વિષ્ઠ શત્રુના ગર્વનો નાશ કરનાર, વિશાળ શ્રીવાળો, પોતાના વંશનો ધ્વજ, સકળ પૃથ્વીનો પતિ, રાજાધિરાજ, અદ્‌ભુત પુણ્યકર્મવાળો...... દ્વીપ (સુરાષ્ટ્ર)નો ગોપ્તા, મોટાઓનો નેતા, દંડ પામેલા શત્રુઓના દમન માટે (૪૧).[૩૪]

"તેનો પુત્ર, આત્મગુણવાળો, ગોવિંદનાં ચરણોને જેણે જીવન અર્પિત કરેલું છે તેવો...(૪૨),... ત્યાં વિષ્ણુના ચરણકમળમાં પામીને, પુષ્કળ ધનના વ્યય વડે અને લાંબા કાલે જેણે પોતાના પ્રભાવથી પૌરજનોને નમાવ્યા છે તેવા તેણે (૪૩), ચક્ર ધારણ કરે છે, રિપુ.... સ્વતંત્રવિધિના કારણરૂપ તે માનુષ(મનુષ્ય)નું (૪૪), ગુપ્તકાલના એકસો આડત્રીસમા વર્ષે સરસમતિવાળા ચક્રપાલિતે ચક્રભૃત-(ચક્રધારી)નું[૩૫] ગૃહ (દેવાલય) કરાવ્યું (૪૫).

"...ઊર્જયત પર્વતનું જાણે સાથે ઉત્થિત હોય તેમ નગરના માથે (રહી) જાણે પ્રભુત્વ કરતું હોય તેવું ભાસે છે. (૪૬) ...ને બીજું માથે...જેણે પક્ષીઓના માર્ગને રોક્યો છે. ...શોભે છે."[૩૬]

* * *

આ શૈલલેખ જૂનાગઢનો એ શૈલ, જેની એક બાજુ પર અશોકના ચૌદ ધર્મલેખ અને બીજી બાજુ પર મહાક્ષત્રપ રુદ્રદામાનો લેખ કોતરેલ છે, તેની ઉત્તર-પશ્ચિમ બાજુ પર કોતરેલો છે. જુદા જુદા કાલના, જુદા જુદા લિપિ-મરોડ ધરાવતા, આવા ત્રણ અગત્યના અભિલેખ ધરાવતો આ શૈલ ખરેખર વિરલ અને અતિ મહત્ત્વનો ગણાય.

આ લેખ Corpus Inscriptionum Indicarum, Vol.III માં મૂળ લેખની પ્રતિકૃતિ અને એના લિપ્યંતર તથા ભાષાંતર સાથે પ્રકાશિત થયો છે.[૩૭]

મહાક્ષત્રપ રુદ્રદામાના સમયમાં ગિરિનગરના સુદર્શન તળાવના સેતુમાં નદીઓના પૂરને લઈને મોટું ગાબડું પડ્યું હતું ને અમાત્ય સુવિશાખે વધારે દૃઢ

સેતુ બંધાવ્યો હતો. ત્રણસો-એક વર્ષ પછી ત્યાં ફરી અતિવૃષ્ટિ થઈ, નદીઓમાં ભારે પૂર આવ્યું, બંધ તૂટી ગયો ને જળાશય ખાલીખમ થઈ ગયું. ગિરિનગરના નગરપાલ ચક્રપાલિતે એ તરત જ સમરાવ્યું, ને એને લગતો લેખ એ જ શૈલ પર કોતરાવ્યો.

ગુપ્ત સમ્રાટો પરમ ભાગવત હતા. સ્કંદગુપ્તે નીમેલો સુરાષ્ટ્રનો રાજ્યપાલ તથા તેનો પુત્ર ચક્રપાલિત, જે ગિરિનગરનો નગરપાલ હતો તે, પણ પરમ ભાગવત હતો, આથી લેખનો આરંભ વિષ્ણુની સ્તુતિના શ્લોકથી થાય છે.

આ આખો લેખ સંસ્કૃત પદ્યમાં છે. સુદર્શન-તટાક-સંસ્કારને લગતો એનો પ્રથમ ખંડ ૩૯ શ્લોકોનો છે ને ચક્રપાલિતે બંધાવેલા ચક્રધારીના મંદિરને લગતો બીજો ખંડ ૮ શ્લોકોનો છે. શ્લોક માલિની, આર્યા, ઉપજાતિ, ઇન્દ્રવજ્ર, વંશસ્થ અને વસંતતિલકા છંદમાં રચાયા છે.

શ્લોક ૨-૬ માં રાજાધિરાજ સ્કંદગુપ્તની પ્રશસ્તિ આપી છે. શ્લો. ૨ માં ગુપ્ત રાજાઓની ગરુડચિહ્નાંકિત રાજમુદ્રાનો નિર્દેશ છે. પિતા કુમારગુપ્તના છેલ્લા દિવસોમાં હૂણોનો ઉપદ્રવ થતાં સ્કંદગુપ્તને એમનો ભારે સામનો કરવો પડેલો.

એણે સર્વ દેશો(પ્રદેશો)માં ગોપ્તા(રક્ષક-રાજ્યપાલ) નીમીને સુરાષ્ટ્રના ગોપ્તાની નિમણૂક માટે અનેક અહોરાત્ર (દિવસ-રાત) વિચાર કર્યા કર્યો. આ દૂરનો સીમાન્ત પ્રાંત હતો માટે ? કાં તો પર્ણદત્તની અંગત પ્રશસ્તિ માટે સુરાષ્ટ્રના ગોપ્તાની નિમણૂકને અહીં પ્રાસંગિક મહત્ત્વ અપાયું હશે ? શ્લો. ૮-૧૧ માં આદર્શ રાજ્યપાલના અપેક્ષિત ગુણ ગણાવવામાં આવ્યા છે.

પર્ણદત્તની પસંદગીને લગતા શ્લો ૧૨-૧૩ માં એનો અંગત પરિચય આપવામાં આવ્યો નથી, એનું કુલ પણ જણાવ્યું નથી.

ગિરિનગરના નગરપાલ નિમાયેલા ચક્રપાલિતની પ્રશસ્તિ વિસ્તારથી કરવામાં આવી છે (શ્લો. ૧૪-૨૫).

લેખનો મુખ્ય વિષય શ્લો. ૨૬ માં શરૂ થાય છે. ગુ. સં. ૧૩૬(ઈ. સ. ૪૫૫)-માં અતિવૃષ્ટિ થઈ, નદીઓમાં ભારે પૂર આવ્યું, બંધ તૂટી ગયો ને સુદર્શન ખાલીખમ થઈ ગયું. આ કરુણ ઘટનાનું નિરૂપણ અહીં કવિની રીતે રુચિર કલ્પનાઓ દ્વારા કર્યું છે (શ્લો. ૨૮-૨૯).

દુર્દર્શન થઈ ગયેલું સુદર્શન તળાવ હવે કદી પાછું સુદર્શન (દર્શનીય) થશે ખરું ? સ્થાનિક લોકોને એની સતત ચિંતા થવા લાગી (શ્લો. ૩૦–૩૧).

નગરપાલ ચક્રપાલિતે રાજાના તથા નગરના હિત અર્થે બીજે જ વર્ષે ગુ. સં. ૧૩૭(ઈ. સ. ૪૫૬)માં એનો સેતુ સમરાવી દીધો (શ્લો. ૩૨–૩૭). ગુ. સં. ૧૩૬ના ચોમાસામાં તૂટેલો બંધ બીજે ઉનાળો આવતાં પાછો બંધાઈ ગયો. એની ધાર્મિક વિધિ બે માસ ચાલી. દેવો અને ભૂદેવો તેમજ પૌરજનો અને અધિકારીઓને દાન-માન અપાયાં. અગાઉની સરખામણીએ આ વખતે ગાબડું નાનું પડ્યું હતું. હવે સમરાવેલું સુદર્શન શાશ્વત કાલ લગી ટકશે એવું મનાયું, પરંતુ કાળની ગતિ ગહન છે. હાલ એના તૂટક તૂટક અવશેષ જ રહ્યા છે, જે જૂનાગઢના ધારાગઢ અથવા ત્રિવેણી દરવાજાની પાસે નજરે પડે છે.[૩૮]

લેખના અંતે સુદર્શન તળાવ તથા ગિરિનગર નગર માટે શુભાશિષ વ્યક્ત કરવામાં આવી છે (શ્લો. ૩૮–૩૯).

પુરવણીમાં ચક્રધારી વિષ્ણુના મંદિરના નિર્માણની હકીકત આપી છે (શ્લો. ૪૦–૪૭). એ મંદિર ચક્રપાલિતે બંધાવ્યું હતું, ગુ. સં. ૧૩૮(ઈ. સ. ૪૫૭–૫૮)માં. એ ઘણું ઉત્તુંગ હતું. આ પુરવણીનો ઘણો ભાગ ખંડિત છે.

આખો લેખ ગુપ્તકાલની વૈદર્ભી કાવ્યશૈલીમાં રચાયો છે.

### ૫. ભાનુગુપ્તના સમયનો એરણ શિલાસ્તંભલેખ, ગુ. સં. ૧૯૧

१. संवत्सरशते एकनवत्युत्तरे श्रावणबहुलपक्षसप्तम्यां

२. संवत् १९१ श्रावण ब दि ७ ॥

...क्ष्वङ्शादुत्पन्नो...

३. राजेति विश्रुतिः [।]

तस्य पुत्त्रो[ऽ]तिविक्कान्तो नाम्ना राजाथ माधवः ॥ [१]

गोपराजः

४. सुतस्तस्य श्रीमान्विख्यातपौरुषः [।]

शरभराजदौहित्रः स्ववङ्शतिलको[ऽ]धुना (?) [॥] [२]

५. श्रीभानुगुप्तो जगति प्रवीरो

राजा महान्पार्थसमो[ऽ]तिशूरः [।]

तेनाथ सार्द्धन्त्विह गोपर[ाजो]

૬. मित्रानु[गत्येन] किलानुयातः ॥ [३]
कृत्वा [च] [यु]द्धं सुमहत्प्रक(ा)शं
स्वर्गं गतो दिव्यन[रे?][न्द्रकल्पः] [।]

૭. भक्तानुरक्ता च प्रिया च कान्ता
भ[ार्य्याव]ल[ग्न]ानुगता[ग्निर(ा)]शिम् ॥ [४]

"સંવત્સર (વર્ષ) એકસો એકાણુમાં શ્રાવણ કૃષ્ણપક્ષની સપ્તમીએ સંવત ૧૯૧ શ્રાવણ વદિ ૭.

"...વંશમાંથી ઉત્પન્ન થયેલો '...રાજ' નામે ઓળખાતો. તેનો પુત્ર માધવ નામે અતિપરાક્રમી રાજા હતો (૧). તેનો પુત્ર શ્રી ગોપરાજ હતો. તેનું પૌરુષ વિખ્યાત હતું. એ શરભરાજનો દૌહિત્ર હતો ને પોતાના વંશના તિલકરૂપ હતો (૨).

"શ્રી ભાનુગુપ્ત જગતમાં પ્રવીર, પાર્થ (અર્જુન) સમાન અતિશૂર મહાન રાજા છે. તેની સાથે મિત્ર તરીકે અનુગમન કરીને ગોપરાજ એની પાછળ આવ્યો(૩) ને ભારે ઉજ્જવલ યુદ્ધ કરીને દિવ્ય નરેન્દ્ર જેવો એ સ્વર્ગે ગયો.

"ને એની ભક્ત અનુરક્ત પ્રિય કાંત ભાર્યા અગ્નિરાશિ(ચિતા)માં અવલગ્ન થઈને એની પાછળ ગઈ (અર્થાત્ સતી થઈ ગઈ)." (૪)

* * *

આ લેખ મધ્ય પ્રદેશના સાગર જિલ્લામાં આવેલા એરણ નામે ગામમાં શિલાસ્તંભ પર કોતરેલો છે. અહીં સમુદ્રગુપ્તનો પણ એક સ્તંભ–લેખ કોતરેલો છે,[૩૯] જેમાં 'એરણ'નું સંસ્કૃત રૂપ 'એરિકિણ' આપ્યું છે. વળી અહીં બુધગુપ્તના સમયનો પણ શિલાસ્તંભ છે, જે ગુ. સં. ૧૬૫નો છે.[૪૦] એવી રીતે અહીં હૂણ રાજા તોરમાણનો પ્રતિમાલેખ મળ્યો છે.[૪૧]

ભાનુગુપ્તના સમયનો આ સ્તંભલેખ Corpus Inscriptionum Indicarum, Vol. III માં વિગતવાર પ્રકાશિત થયો છે.[૪૨]

આ લેખ સંસ્કૃત પદ્યમાં છે. ચાર શ્લોકનો ટૂંકો લેખ છે. પહેલા બે શ્લોક અનુષ્ટુભ છંદમાં ને પછીના બે ઇંદ્રવજ્ર છંદમાં છે.

શ્લો. ૧ ની પહેલાં ગદ્યમાં સમયનિર્દેશ કર્યો છે – શબ્દોમાં તેમજ આંકડાઓમાં. વર્ષ ૧૯૧ ગુપ્ત સંવતનું છે. ત્યારે ઈ. સ. ૫૧૦ ચાલતું હતું.

ગોપરાજના વંશનું નામ તેમજ એના પિતામહના નામનો મુખ્ય શબ્દ શ્લો. ૧ ના ખંડિત ભાગમાં લુપ્ત થયેલ છે. પિતાનું નામ માધવરાજ હતું. ગોપરાજ ભાનુગુપ્તના રાજ્યનો કોઈ અધિકારી હશે, પણ એની વિગત અહીં આપવામાં આવી નથી.

ભાનુગુપ્ત એ મગધના ગુપ્ત વંશનો રાજા હતો. એની પહેલાં બુધગુપ્તે ઈ. સ. ૪૯૫ સુધી રાજ્ય કર્યું હોવાનું જાણવા મળ્યું છે. બંગાળામાં ઈ. સ. ૫૦૭ માં વૈન્યગુપ્ત રાજ્ય કરતો હતો. [૪૩] ઉ. પ્ર. માં વળી પુરગુપ્તના વંશજ રાજ્ય કરતા લાગે છે.

એરણમાં બુધગુપ્તના સમયમાં ઈ. સ. ૪૮૪ માં મહારાજ માતૃવિષ્ણુએ વિષ્ણુનો ધ્વજસ્તંભ ઊભો કરાવ્યો હતો.[૪૪] હૂણ મહારાજાધિરાજ તોરમાણના સમયમાં ધન્યવિષ્ણુએ ત્યાં વરાહાવતારનું મંદિર બંધાવ્યું ત્યારે માતૃવિષ્ણુ સ્વર્ગસ્થ હતો ને ત્યાં એ હૂણ રાજાનું શાસન પ્રવર્તતું હતું[૪૫] આ પરથી ભાનુગુપ્તનું યુદ્ધ હૂણ રાજા તોરમાણ સાથે થયું હોવું જોઈએ ને એ યુદ્ધમાં ભાનુગુપ્તના પક્ષે રહી લડતાં ગોપરાજ વીરગતિ પામ્યો લાગે છે. એની યાદગીરીનો લેખ અહીં સ્તંભ પર કોતરાયો છે. આ પ્રકારના વીર-સ્મારક લેખનો આ સહુથી પ્રાચીન જ્ઞાત નમૂનો છે.

આ લેખનું બીજુ મહત્ત્વ એ છે કે એમાં યુદ્ધ કરતાં મૃત્યુ પામેલા વીરની પાછળ સતી થતી સ્ત્રીનો ઉલ્લેખ આવે છે એ પણ અભિલેખોમાં આવતો સહુથી પ્રાચીન જ્ઞાત ઉલ્લેખ છે. ભારતમાં પતિની પાછળ અગ્નિપ્રવેશ કરી સ્ત્રી અનુમરણ અંગીકાર કરે એને 'સતી થવાનું' કહે છે. અહીં ગોપરાજની પત્નીનાં નામ, પિતૃકુલ વગેરેની વિગત આપી નથી.

આમ સ્મારક લેખ તરીકે આ સ્તંભલેખમાં બે મહત્ત્વની ઘટનાઓ નોંધવામાં આવી છે.

## ૬. કુમારગુપ્ત ૨ જાનો કે ૩ જાનો ભિતરી મુદ્રા-લેખ

१. सर्व्व – राजोच्छेत्तु ㄨ पृथिव्यामप्रतिरथस्य महाराज-श्रीगुप्त – प्रपौत्रस्य महाराज-श्रीघटोत्कच – पौत्रस्य महा –

२. राजाधिर[ा]ज-श्रीचन्द्रगुप्त-पुत्रस्य लिच्छवि-दौहित्रस्य महादेव्यां[ं] कुमार देव्यामुत्पन्नस्य महाराजाधिराज –

૩. श्री समुद्रगुप्तस्य पुत्रस्तत्परिगृहीतो महादेव्यान्दत्तदेव्यामुत्पन्नस्स्वयं चा-
प्रतिरथ ※ परमभाग –

૪, वतो महाराजाधिराज – श्रीचन्द्रगुप्तस्तस्य पुत्रस्तत्पादानुद्धयातो महादेव्यां
ध्रुवदेव्यामुत्पन्नो महारा –

૫. जाधिराज – श्रीकुमारगुप्तस्तस्य पुत्रस्तत्पादानुद्धयातो महादेव्यामनन्तदेव्या-
मुत्पन्नो महारा –

૬. जाधिराजश्री पुरगुप्तस्तस्य पुत्रस्तत्पादानुद्धयातो महादेव्यां श्रीचन्द्रदेव्यामु-
त्पन्नो महा-

૭. राजाधिराज-श्रीनरसिंहगुप्तस्तस्य पुत्रस्तत्पादानुद्धयातो महादेव्यां श्रीमन्मित्र-
૮. देव्यामुत्पन्न ※ परमभागवतो महाराजाधिराज-श्रीकुमारगुप्तः ॥

"મહારાજ શ્રી ગુપ્તના પ્રપૌત્ર, મહારાજ શ્રી ઘટોત્કચના પૌત્ર, મહારાજા-ધિરાજ શ્રી ચંદ્રગુપ્તના પુત્ર, સર્વ રાજાઓના ઉચ્છેત્તા, પૃથ્વીમાં પ્રતિસ્પર્ધી વિનાના, લિચ્છવિઓના દૌહિત્ર અને મહાદેવી કુમારદેવીમાં ઉત્પન્ન એવા મહારાજાધિરાજ શ્રી સમુદ્રગુપ્તનો પુત્ર, તેનો આજ્ઞાંકિત, મહાદેવી દત્તદેવીમાં ઉત્પન્ન થયેલો, પોતે પ્રતિસ્પર્ધી વિનાનો, પરમ ભાગવત મહારાજાધિરાજ શ્રી ચંદ્રગુપ્ત;

"તેનો પુત્ર, તેના ચરણનું ધ્યાન ધરતો, મહાદેવી ધ્રુવદેવીમાં ઉત્પન્ન મહારાજાધિરાજ શ્રી કુમારગુપ્ત;

"તેનો પુત્ર, તેના ચરણનું ધ્યાન ધરતો, મહાદેવી અનંતદેવીમાં ઉત્પન્ન મહારાજાધિરાજ શ્રી પુરગુપ્ત;

"તેનો પુત્ર, તેના ચરણનું ધ્યાન ધરતો, મહાદેવી શ્રી ચંદ્રદેવીમાં ઉત્પન્ન મહારાજાધિરાજ શ્રી નરસિંહગુપ્ત;

"તેનો પુત્ર, તેના ચરણનું ધ્યાન ધરતો, મહાદેવી શ્રી મિત્રદેવીમાં ઉત્પન્ન પરમ ભાગવત મહારાજાધિરાજ શ્રી કુમારગુપ્ત".

* * *

કુમારગુપ્ત નામે રાજાની આ મુદ્રા ઉત્તર પ્રદેશના ઘાઝીપુર જિલ્લાના ભિતરી ગામમાં મળેલી. આ મુદ્રાનું લખાણ Select Inscriptions (Book III, No 32) માં પ્રકાશિત થયું છે.[૪૬]

પુરોગામી રાજાઓની પ્રશસ્તિ સમુદ્રગુપ્તથી શરૂ કરી છે, પણ સમુદ્રગુપ્તની પ્રશસ્તિમાં એના પ્રપિતામહ સુધી વંશાવળીનો સમાવેશ કરી દીધો છે.

ગુપ્તવંશના પહેલા બે રાજા 'મહારાજ' હતા, પછીના બધા 'મહારાજાધિરાજ'. દરેક રાજાના નામની આગળ 'શ્રી' શબ્દ લાગેલો છે તેવો પ્રથમ રાજાના નામની આગળ છે, તેથી એનું નામ 'ગુપ્ત' ગણાય.[૪૭] ચંદ્રગુપ્ત ૧ લાના રાજ્યનો અભ્યુદય લિચ્છવિકુલ સાથેના લગ્ન-સંબંધ દ્વારા થયો લાગે છે. એની મહારાણી કુમારદેવી એ કુલની હતી. ચંદ્રગુપ્ત-કુમારદેવીની આકૃતિવાળા સિક્કા મળ્યા છે.

સમુદ્રગુપ્તની રાણી દત્તદેવીનું નામ સમુદ્રગુપ્તના એરણ શિલાસ્તંભલેખમાંય આપેલું છે.[૪૮]

ચંદ્રગુપ્ત ૨ જો પરમ ભાગવત હતો. એની મહારાણી ધ્રુવદેવી. પહેલાં એ રામગુપ્તની પત્ની હતી ને વિધવા થયા પછી ચંદ્રગુપ્તની પત્ની બની હતી.

કુમારગુપ્ત ૧ લા પછી અહીં પુરગુપ્તનું નામ આપ્યું છે, જ્યારે ભિતરીમાંના શિલાસ્તંભલેખમાં કુમારગુપ્ત ૧ લા પછી એના પુત્ર સ્કન્દગુપ્તની પ્રશસ્તિ આપેલી છે.[૪૯] પુરગુપ્તની માતા 'મહાદેવી' હતી; સ્કન્દગુપ્ત પ્રાયઃ બીજી રાણીનો પુત્ર હતો. પુરગુપ્તના સિક્કાઓ પર એનું બીજું નામ 'પ્રકાશાદિત્ય' આપેલું છે. એની મહારાણીનું નામ 'વત્સદેવી' ને બદલે 'વૈણ્યદેવી' કે 'ચન્દ્રદેવી' પણ વંચાયું છે.[૫૦]

નરસિંહગુપ્તના સિક્કાઓ પર એનું બીજું નામ 'બાલાદિત્ય' આપ્યું છે. એની મહારાણીનું નામ 'મિત્રદેવી' હતું. એના સિક્કાઓ પર 'ક્રમાદિત્ય' એવું એનું બીજું નામ મળે છે.

આ મુદ્રા પરથી કુમારગુપ્ત ૧ લાની પછી પુરગુપ્ત – નરસિંહગુપ્ત – કુમારગુપ્ત ૨ જો એવી વંશાવળી જાણવા મળે છે.

બીજી બાજુ અભિલેખોમાં કુમારગુપ્ત ૧ લાના લેખો (ગુ. સં. ૯૬–૧૨૯) પછી એના પુત્ર સ્કંદગુપ્તના (ગુ. સં. ૧૩૬–૧૪૬), કુમારગુપ્ત ૨ જાના (ગુ. સં. ૧૫૪),[૫૧] બુધગુપ્તના (ગુ. સં. ૧૫૭ – ૧૬૫), વૈન્યગુપ્તનો (ગુ. સં ૧૮૮) અને ભાનગુપ્તનો (ગુ. સં. ૧૯૧) લેખ મળે છે, જ્યારે ગુ. સં. ૨૨૪ ના મહારાજાધિરાજ શ્રી...ગુપ્તના તામ્રપત્રમાં ગુપ્ત સમ્રાટનું નામ સંભવતઃ 'કુમારગુપ્ત' વંચાયું છે.[૫૨]

આથી કુમારગુપ્ત ૧ લાના ઉત્તરાધિકારીઓનો પ્રશ્ન અટપટો બન્યો છે. કેટલાક સ્કંદગુપ્ત – પુરગુપ્ત – નરસિંહગુપ્ત ૨ જો – બુધગુપ્ત – વૈન્યગુપ્ત – ભાનુગુપ્ત – કુમારગુપ્ત ૩ જો એવો સળંગ ક્રમ લે છે, તો કેટલાક એક બાજુ સ્કન્દગુપ્ત – બુધગુપ્ત અને બીજી બાજુ પુરગુપ્ત – નરસિંહગુપ્ત – કુમારગુપ્ત ૨ જો એવી બે ભિન્ન સમાંતર શાખાઓ કલ્પે છે. ભિતરી મુદ્રાવાળો કુમારગુપ્ત (૨ જો) હોય કે ગુ. સં. ૨૨૪ ના દામોદરપુર તામ્રપત્રવાળો (કુમાર)ગુપ્ત (૩ જો) હોય એ વિશે પણ મતભેદ પ્રવર્તે છે. ગુ. સં. ૧૫૪ વાળો કુમારગુપ્ત સ્કંદગુપ્તની અલગ શાખાનો રાજા હોય ને સ્કંદગુપ્ત અને બુધગુપ્તની વચ્ચે થયો હોય, તો આ મુદ્રાનો કુમારગુપ્ત એનાથી ભિન્ન હોય. પણ જો પુરગુપ્ત – નરસિંહગુપ્ત – કુમારગુપ્ત સ્કંદગુપ્ત અને બુધગુપ્તની વચ્ચે થયા હોય, તો તે બધાનો રાજ્યકાલ ગુ. સં. ૧૪૮ થી ૧૫૭ના દસકામાં સીમિત થાય ને તો આ કુમારગુપ્ત ગુ. સં. ૧૫૪ ના પ્રતિમાલેખવાળો કુમારગુપ્ત હોઈ શકે. તો એ કુમારગુપ્ત ૨ જો ગણાય. પણ જો એ ભાનુગુપ્તનો ઉત્તરાધિકારી હોય, તો કુમારગુપ્ત ૩ જો (ગુ. સં. ૨૨૪) ગણાય.[૫૩]

## પાદટીપ

૧. જેનું નામ ગ્રહણ કરવું શુભ (શુકનિયાળ) છે.

૨. મકાનની ટોચે રહેલા ખંડ ૩. જોવું ન ગમે તેવું

૪. સારા દેખાવનું, જોવું ગમે તેવું ૫. અર્થાત્ ઉદાર છે.

૬. પુ. ૭, પૃ. ૨૫૭ થી (ડૉ. ભગવાનલાલ ઇંદ્રજી અને ડૉ. બ્યૂલર)

૭. પુ. ૮, પૃ ૪૨ થી (કીલ્હૉર્ન)

૮. Book II, No. 67

૯. ભા. ૧, લેખ નં. ૬. વળી જુઓ प्राचीन भारतीय अभिलेखों का अध्ययन, ख. २, पृ. ४४–४६.

૧૦. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૧, લેખ ૨ થી ૫

૧૧. Select Inscriptions, p. 172, n.1

૧૨. B. G., Vol. I, Pt. 1, n. 36; પુરાણોમાં ગુજરાત, પૃ. ૧૧

૧૩. Select Inscriptions, p. 172, n. 1

૧૪. D. B. Diskalkar, "Selections form Sanskrit Inscriptions," Vol. I, Part II, p. 11

૧૫. પુરાણોમાં ગુજરાત, પૃ. ૧૧–૧૨

૧૬. વાસિષ્ઠીપુત્ર પુળુમાવિનો નાસિક ગુફાલેખ, વર્ષ ૧૯

૧૭. Select Inscriptions, p. 172, n. 6

૧૮. પંક્તિ ૧–૪માં ના શ્લોક ૧–૨ નો લગભગ તમામ ભાગ નષ્ટ થયો છે. બીજા ઘણાખરા શ્લોકોનો કેટલોક અંશ ખંડિત છે.

૧૯. 'તે' અને 'મહારાજાધિરાજ' વચ્ચે અનેકાનેક વિશેષણ આપેલાં છે (પંક્તિ ૧૭–૨૯), તે અહીં આ વાક્ય પછી અલગ વાક્યમાં દર્શાવ્યાં છે. અહીંથી લખાણ ઉચ્ચશૈલીના ગદ્યમાં છે.

૨૦. પરાક્રમના અંક(ચિહ્ન)વાળો

૨૧. વળી જુઓ Select Inscriptions, Book III, No. 2; प्राचीन भारतीय अभिलेखों का अध्ययन, ख. २, पृ. ४७–४९

૨૨. Ibid., p. 257, n. 1

૨૩. Ibid., Book III, No. 40

૨૪. વર્ધા–નાગપુર પાસે

૨૫. Select Inscriptions, p. 257, n. 2

૨૬. Ibid., p. 258, n. 1

૨૭. Ibid., Book III, Nos. 4–5

૨૮. Ibid., No 9; प्राचीन भारतीय अभिलेखों का अध्ययन, ख. २, पृ. ५१

૨૯. હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત," પૃ. ૨૬–૨૭

૩૦. ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वंगनागमः ।
महांति पातकान्याहुस्तत्संसर्गश्च पंचमम् ॥
—मनुस्मृति, अ. ११, श्लो. ५४

૩૧. ગ્રીષ્મ ઋતુના માસ તો બે છે-નિરયન પદ્ધતિએ જ્યેષ્ઠ અને આષાઢ, સાયન પદ્ધતિએ વૈશાખ અને જ્યેષ્ઠ. અહીં એમાંનો પહેલો માસ ઉદ્દિષ્ટ લાગે છે.

૩૨. આ બધાં માપ બંધનાં નહિ, પણ ગાબડાનાં લાગે છે.

૩૩. આ સમરાવેલું તળાવ સૂર્યચંદ્ર રહે ત્યાં સુધી કાયમ ટકો એવો ભાવાર્થ લાગે છે.

૩૪. આ ખંડિત શ્લોક રાજ્યપાલ પર્ણદત્ત વિશે છે.

૩૫. વિષ્ણુ

૩૬. આ ખંડિત શ્લોકોમાં દેવાલયની ઉત્તુંગતાનું નિરૂપણ લાગે છે.

૩૭. વળી જુઓ Select Inscriptions, Book III, No. 25; प्राचीन भारतीय अभिलेखों का अध्ययन, ख. २, पृ. ६३–६८.

૩૮. R. N. Mehta, 'Sudarsana Lake,' J. O. I., Vol. XVIII, pp. 20 ff. ; ર. ના. મહેતા, 'સ્થળતપાસ અને ઉત્ખનન દ્વારા મળતી માહિતી,' "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ," ગ્રં. ૨, પૃ. ૩૧૬

૩૯. Select Inscriptions, Book III, No 3

૪૦. Ibid., No. 35 ૪૧. Ibid., No. 55

૪૨. વળી જુઓ Ibid., No. 38 અને प्राचीन भारतीय अभिलेखों का अध्ययन, ख. २, पृ. ८०.

૪૩. Select Inscriptions, Book III, No 37

૪૪. Ibid., No 35 ૪૫. Ibid., No. 55

૪૬. જુઓ Indian Antiquray, Vol. XIX, p. 225 ; प्राचीन भारतीय अभिलेखों का अध्ययन, ख. २, पृ. ७४.

૪૭. કેટલાકે 'શ્રીગુપ્ત' ગણ્યું છે તે યથાર્થ નથી. 'શ્રી' અહીં માનવાચક શબ્દ છે, નામનો અંતર્ગત ભાગ નહિ.

૪૮. Select Inscriptions, Book III, No. 3

૪૯. Ibid., No. 28 ૫૦. Ibid., p. 322, n. 2

૫૧. Ibid., No. 31

૫૨. Ibid., No 39 (p. 337, n. 4)

૫૩. Ibid., p. 320, n. 1 ; The Classical Age, pp. 29 ff. 'પુરગુપ્ત' ને બદલે 'પૂરુગુપ્ત' પણ પાઠ છે.

# ૧૬

## કેટલાંક મહત્ત્વનાં દાનશાસન

ભૂમિદાન એ ઉત્તમ પ્રકારનું ધાર્મિક દાન ગણાતું ને એને લગતું રાજ-શાસન લખીને તામ્રપત્રો પર કોતરાવી આપવામાં આવતું. આ દાનશાસનમાં દાન દેનાર રાજા, દાન લેનાર બ્રાહ્મણ મંદિર કે મઠ, દાનમાં દેવાતી ભૂમિ, દાન-શાસન સાથે સંબંધ ધરાવતા અધિકારીઓ, દાનશાસનનો દૂતક, દાનશાસન લખનાર અધિકારી, દાનશાસનની મિતિ, રાજાના સ્વહસ્ત (દસ્તક) અને રાજમુદ્રા-ની છાપ તથા ભૂમિદાનનું ધાર્મિક માહાત્મ્ય, તેના અનુપાલનનો મહિમા અને તેના આચ્છેદથી લાગતું પાપ—એને લગતી માન્યતાઓ પણ નોંધવામાં આવે છે. રાજાઓની પ્રશસ્તિ પરથી એનાં પરાક્રમોનો, દાન લેનારની વિગતો પરથી બ્રાહ્મણોનાં નામ ગોત્ર વેદ નિવાસસ્થાન વગેરેનો, મંદિર કે મઠના નિર્માતા દેવ સ્થાન વગેરેનો, દેયભૂમિના ગામ, તાલુકા, જિલ્લા વગેરેનો, વિવિધ અધિકારીઓનો તેમ જ પ્રચલિત ભાષા લિપિ તથા કાલગણનાની પદ્ધતિનો ઠીકઠીક ખ્યાલ આપે છે. આ દૃષ્ટિએ હવે કેટલાંક મહત્ત્વનાં દાનશાસનોનો અભ્યાસ કરીએ

### ૧. હર્ષનું બાંસખેડા તામ્રપત્ર, વર્ષ ૨૨

૧. ओं स्वस्ति । महानौहस्त्यश्वजयस्कन्धावाराच्छ्रीवर्धमानकोट्या महाराजश्री-नरवर्धनस्तस्य पुत्रस्तत्पादानुध्यातः श्रीवज्रिणीदेव्यामुत्पन्नः परमादित्यभक्तो महाराजश्रीराज्यवर्धनस्तस्य पुत्रस्तत्पादानु-

२, ध्यातः श्रीमदप्सरोदेव्यामुत्पन्नः परमादित्यभक्तो महाराजश्रीमदादित्यवर्धन-स्तस्य पुत्रस्तत्पादानुध्यातश्श्रीमहासेनगुप्तादेव्यामुत्पन्नश्चतुस्समुद्रातिक्रान्त-कीर्त्तिः प्रतापानुरागोप-

३. नतान्यराजो वर्ण्णाश्रमव्यवस्थापनप्रवृत्तचक्र एकचक्ररथ इव प्रजानामार्त्तिहर: परमादित्यभक्त: परमभट्टारकमहाराजाधिराजश्रीप्रभाकरवर्धनस्तस्य पुत्रस्त-त्पा[दा]-

४. नुध्यातस्सितयश:प्रतानविच्छुरितसकलभुवनमण्डल: परिगृहीतधनदवरुणेन्द्रप्रभृति-लोकपालतेजास्सत्पथोपार्ज्जितानेकद्रविणभूमिप्रदानसंप्रीणितार्थिहृदयो-

५. [ऽ]तिशयितपूर्वराजचरितो देव्याममलयशोमत्या(त्यां) श्रीयशोमत्यामुत्पन्न: परमसौगतस्सुगत इव परहितैकरत: परमभट्टारकमहाराजाधिराजश्रीराज्यवर्धन: । राजानो युधि दु-

६. ष्टवाजिन इव श्रीदेवगुप्तादय×

कृत्वा येन कशाप्रहारविमुखास्सर्वे समं संयता: ।
उत्खाय द्विषतो विजित्य वसुधाङ्कृत्वा प्रजानां प्रियं
प्राणानुज्झितवानरातिभवने सत्यानुरोधेन य: ।[।१] तस्या-

७. नुजस्तत्पादानुध्यात: परममाहेश्वरो महेश्वर इव सर्व्वसत्वानुकम्प: परमभट्टारक-महाराजाधिराजश्रीहर्ष: अहिच्छत्राभुक्तौ वङ्गदीयवैषयिक-पश्चिमपथकसम्बद्ध-मर्कटसा-

८. गरे समुपगतान्महासामन्तमहाराजदौस्साधसाधनिकप्रमातारराजस्थानीयकुमारामा-त्योपरिकविषयपतिभटचाटसेवकादीन्प्रतिवासिजानपदांश्च समाज्ञापयति विदितम-

९. स्तु यथायमुपरिलिखितग्रामः स्वसीमापर्यन्तस्सोद्रङ्गस्सर्व्वराजकुलाभाव्यप्रत्यायसमेत-स्सर्व्वपरिहृतपरिहारो विषयादुद्धृतपिण्ड: पुत्रपौत्रानुगश्चन्द्रार्कक्षितिसमका-

१०. लीनो भूमिच्छिद्रन्यायेन मया पितु: परमभट्टारकमहाराजाधिराजश्रीप्रभाकरवर्द्धन-देवस्य मातुर्भट्टारिकामहादेवीराज्ञीश्रीयशोमतीदेव्या ज्येष्ठभ्रातृपरमभट्टारक-

११. महाराजाधिराजश्रीराज्यवर्धनदेवपादानां च पुण्ययशोभिवृद्धये भरद्वाजसगोत्रबहृ-वृचच्छन्दोगसब्रह्मचारिभट्टबालचन्द्रभद्रस्वामिभ्यां प्रतिग्रहधर्मेणाग्रहारत्वेन प्रतिपा-

१२. दितो विदित्वा भवद्भिस्समनुमन्तव्य: प्रतिवासिजानपदैरप्याज्ञाश्रवणविधेयै-र्भूत्वा यथासमुचिततुल्यमेयभागभोगकरहिरण्यादिप्रत्याया एतयोरेवोपनेया-स्सेवोपस्थान[ञ्च] क-

१३. रणीयमित्यपि च ।

अस्मत्कुलक्रममुदारमुदाहरद्भि-

रन्यैश्च दानमिदमभ्यनुमोदनीयं ।

लक्ष्म्यास्तडित्सलिलबुद्बुदचञ्चलाया

दानं फलं परयशःपरिपालनं च ॥ [१]

कर्मणा म-

१४. नसा वाचा कर्त्तव्यं प्राणिभिहि(र्हि)तं ।

हर्षेणैतत्समाख्यातन्धर्म्मार्ज्जनमनुत्तमं [॥२]

दूतको[ऽ]त्र महाप्रमातारमहासामन्तश्रीस्कन्दगुप्तः। महाक्षपटलाधिकरणाधिकृत-

महासामन्तम-

१५. हाराजभानुसमादेशादुत्कीर्ण्ण

१६. ईश्वरेणेदमिति । संवत् २२

१७. कार्त्तिक ब दि १ [।] स्वहस्तो मम महाराजाधिराजश्रीहर्षस्य [।]

"ૐ સ્વસ્તિ, શ્રી વર્ધમાનકોટીમાંની મોટી, નૌકાઓ, હસ્તીઓ અને અશ્વો ધરાવતી વિજયછાવણીમાંથી

"મહારાજ શ્રી નરવર્ધન; તેના ચરણનું ધ્યાન ધરતો શ્રી વજ્રિણી-દેવીમાં ઉત્પન્ન, પરમ આદિત્યભક્ત મહારાજ શ્રી રાજ્યવર્ધન; તેનો પુત્ર, તેના ચરણનું ધ્યાન ધરતો, શ્રી અપ્સરોદેવીમાં ઉત્પન્ન પરમ આદિત્યભક્ત મહારાજ શ્રી આદિત્યવર્ધન (૧ લો); તેનો પુત્ર, તેના ચરણનું ધ્યાન ધરતો, શ્રી મહાસેનગુપ્તાદેવીમાં ઉત્પન્ન, ચાર સમુદ્રોને વટાવી ગયેલી કીર્તિ-વાળો, પ્રતાપ અને અનુરાગ વડે અન્ય રાજાઓને વશ કરનાર, વર્ણાશ્રમના વ્યવસ્થાપનમાં જેનું ચક્ર (સૈન્ય) પ્રવૃત્ત છે તેવો, એક ચક્રવાળો રથ ધરાવતા (સૂર્ય)ની જેમ પ્રજાજનોની પીડા હરનાર પરમ આદિત્યભક્ત પરમભટ્ટારક મહારાજાધિરાજ શ્રી પ્રભાકરવર્ધન; તેનો પુત્ર, તેના ચરણનું ધ્યાન ધરતો, શુદ્ધ યશરૂપી ચંદરવાથી જેણે સકલ ભુવનમંડલને ઢાંકી દીધું છે તેવો, કુબેર વરુણ ઇન્દ્ર વગેરે લોકપાલોનાં તેજ પરિગૃહીત કરનાર, સન્માર્ગે ઉપાર્જિત કરેલાં દ્રવ્ય અને ભૂમિનાં અનેક દાન વડે જેણે યાચકોનાં હૃદય પ્રસન્ન કર્યાં છે તેવો, અગાઉના રાજાઓના ચરિતને ટપી જનાર, અમલ યશવાળી દેવી શ્રી યશો-

મતીમાં ઉત્પન્ન, પરમ સૌગત (બૌદ્ધ), સુગત(બુદ્ધ)ની જેમ પરમાર્થમાં પરાયણ પરમભટ્ટારક મહારાજાધિરાજ શ્રી રાજ્યવર્ધન;

"જેણે શ્રી દેવગુપ્ત વગેરે સર્વ રાજાઓને યુદ્ધમાં, ચાબુકના પ્રહારથી વિમુખ થયેલા તોફાની અશ્વોની જેમ, એકી સાથે વશ કર્યા; જેણે શત્રુઓનું ઉન્મૂલન કરીને, પૃથ્વીને જીતીને, પ્રજાનું પ્રિય કરીને, સત્યના અનુરોધથી શત્રુના ભવનમાં પ્રાણ તજ્યા (૧).

"તેનો અનુજ (નાનો ભાઈ), તેના ચરણનું ધ્યાન ધરતો, પરમ માહેશ્વર, મહેશ્વર(મહાદેવ)ની જેમ સર્વ સત્ત્વ તરફ અનુકંપા રાખતો, પરમભટ્ટારક મહારાજાધિરાજ શ્રી હર્ષ અહિચ્છત્રા ભુક્તિમાં અંગદીય વિષયના પશ્ચિમ પથકમાં આવેલા મર્કટસાગર ગામમાં એકત્ર થયેલા મહાસામંત, મહારાજ, દૌસ્સાધસાધનિક, પ્રમાતા, રાજસ્થાનીય, કુમારામાત્ય, ઉપરિક, વિષયપતિ, ભટ, ચાટ, સેવકો વગેરેને તથા ત્યાં રહેતા જનપદોને આજ્ઞા કરે છે કે –

"વિદિત થાવ કે ઉપર લખેલું ગામ એની સીમા પર્યંત, ઉદ્રંગ સાથે, સર્વ રાજકુલને ન લાગે તેવા પ્રત્યાય (કર) સાથે, સર્વ પરિહારથી મુક્ત, વિષયથી છૂટા પડેલા પિંડવાળું, પુત્રપૌત્રથી ભોગ્ય, ચંદ્ર સૂર્ય અને પૃથ્વીના જેટલા કાલ સુધીનું, ભૂમિચ્છિદ્રના ન્યાયે, મેં પિતા પરમભટ્ટારક મહારાજાધિરાજ શ્રી પ્રભાકરવર્ધનદેવના, માતા ભટ્ટારિકા મહાદેવી રાણી શ્રી યશોમતીદેવીના અને જ્યેષ્ઠ ભ્રાતા પૂજ્ય પરમભટ્ટારક મહારાજાધિરાજ શ્રી રાજ્યવર્ધનદેવના પુણ્ય તથા યશની અભિવૃદ્ધિ માટે, ભરદ્વાજ ગોત્રના, (અનુક્રમે) બહ્વૃચ અને છંદોગ શાખાના વેદાધ્યાયી ભટ્ટ બાલચંદ્ર અને ભદ્રસ્વામીને પ્રતિગ્રહધર્મથી અગ્રહારરૂપે આપ્યું છે. આ જાણીને આપે એને મંજૂર કરવું ને ત્યાં રહેતા જનપદોએ પણ આજ્ઞા શ્રવણ કરી પાળવી અને યથાયોગ્ય તોળાય તેવા તેમ જ મપાય તેવા ભાગ ભોગ કર હિરણ્ય વગેરે વેરા તેઓને જ આપવા ને એમની સેવા ઉપસ્થિત કરવી.

"અમારા ઉદાર કુલક્રમને અનુસરતા તેમ જ અન્ય (રાજાઓ)એ આ દાનને અનુમોદન આપવું. દાન અને પરયશનું પરિપાલન વીજળી અને પાણીના પરપોટા જેવી ચંચળ લક્ષ્મીનું ફળ છે (૨). કર્મથી, મનથી (અને) વાણીથી પ્રાણીઓએ હિત કરવું. હર્ષે આ અનુત્તમ ધર્મોપાર્જન કહ્યું છે.

"અહીં દૂતક મહાપ્રમાતાર મહાસામંત શ્રી સ્કંદગુપ્ત (છે). મહાક્ષપટલાધિકરણના અધિકારી, મહાસામંત, મહારાજ ભાનુના આદેશથી ઈશ્વરે આ

કોતર્યું છે. સંવત ૨૨ કાર્ત્તિક વદિ ૧. મારા મહારાજાધિરાજ શ્રી હર્ષના સ્વહસ્ત (દસ્તક)."

* * *

ઉત્તર પ્રદેશના શહાજહાંપુર પાસેના બાંસખેડા ગામમાંથી મળેલું આ તામ્રપત્ર હાલ લખનૌના મ્યુઝિયમમાં છે. તાંબાના ૪૮×૩૩ સે.મી. (૧૯×૧૩ ઇંચ) કદના એક પતરા પર ૧૮ પંક્તિમાં કોતરેલું આ ભૂમિદાનને લગતું રાજશાસન છે. એ Epigraphia Indica, Vol IV માં પ્રકાશિત થયું છે (પૃ. ૨૦૮).

'ॐ સ્વસ્તિ' એવા મંગલવાચક શબ્દોથી શરૂ થતા આ દાનશાસનમાં પહેલાં રાજશાસનનું સ્થળ જણાવ્યું છે. વર્ધમાનકોટીનું સ્થાન ઓળખાયું નથી, પરંતુ એ અહિચ્છત્રાથી બહુ દૂર નહિ હોય. આ દાનશાસન રાજાએ વિજયછાવણીમાંથી ફરમાવ્યું છે. એના સંદર્ભમાં નૌસેના, હસ્તિસેના અને અશ્વસેનાનો ઉલ્લેખ થયો છે.

દાનનો દાતા મહારાજાધિરાજ શ્રી હર્ષ છે. અહીં એના વંશ કે કુલનું નામ કે નિરૂપણ આવતું નથી, પણ દાતાના પૂર્વજોની વંશાવળી આપી છે. વંશાવળીનો આરંભ હર્ષના પિતામહના પિતામહ નરવર્ધનથી થાય છે. પહેલા ત્રણ રાજા 'મહારાજ' બિરુદ ધરાવતા, જ્યારે પછીના ત્રણ રાજા 'મહારાજાધિરાજ' બિરુદ ધરાવે છે. એ પરથી આ રાજ્યનો અભ્યુદય હર્ષના પિતા પ્રભાકરવર્ધનના સમયથી થયો લાગે છે. હર્ષના પિતામહ અને પ્રપિતામહ પરમ આદિત્યભક્ત હતા. હર્ષના મોટા ભાઈ રાજ્યવર્ધન પરમ સૌગત (બૌદ્ધ) હતા ને હર્ષ પરમ માહેશ્વર હતો. દરેક રાજાના પિતાના નામ ઉપરાંત તેની માતાનું નામ પણ વંશાવળીમાં જણાવ્યું છે. તેથી નરવર્ધનથી માંડીને પ્રભાકરવર્ધન સુધીના રાજાઓની મહારાણીઓનાં નામ જાણવા મળે છે. પરંતુ રાજ્યવર્ધન ૨ જાની તથા હર્ષની રાણીનું નામ જાણવા મળતું નથી.

હર્ષના પિતા પ્રભાકરવર્ધન ઘણા પ્રતાપી હતા. 'હર્ષચરિત'માં બાણભટ્ટે પણ એમની સુંદર પ્રશસ્તિ કરી છે. એમાં એમણે હૂણ, સિંધુ, ગુર્જર, લાટ અને માલવને વશ કર્યાનું અને 'પ્રતાપશીલ' એવું અપરનામ ધારણ કર્યાનું જણાવ્યું છે.

પ્રભાકરવર્ધનને ત્રણ સંતાન હતાં—રાજ્યવર્ધન, હર્ષવર્ધન અને રાજ્યશ્રી. પ્રભાકરવર્ધનનું મૃત્યુ થતાં રાજ્યનાં સૂત્ર રાજ્યવર્ધને સંભાળ્યાં, પરંતુ એને

તરત જ કનોજ જવું પડયું, કેમ કે માલવરાજે ત્યાંનો રાજા ગ્રહવર્મા જે રાજ્યશ્રીનો પતિ હતો તેને મારી રાજ્યશ્રીને કેદ કરી હતી. રાજ્યવર્ધને માલવરાજની સેનાને તો જલદી વશ કરી દીધી, પરંતુ એ ગૌડરાજના છળકપટનો ભોગ બન્યો. એ એની છાવણીમાં એકલો નિઃશસ્ત્ર ગયો ત્યારે એની હત્યા કરવામાં આવી. માળવામાં પહેલાં ઉત્તરકાલીન ગુપ્તવંશનો મહાસેનગુપ્ત નામે રાજા રાજ્ય કરતો હતો. પ્રભાકરવર્ધનની માતા મહાસેનગુપ્તા એની બહેન લાગે છે. મહાસેનગુપ્તના પુત્ર કુમારગુપ્ત અને માધવગુપ્ત રાજ્યવર્ધન અને હર્ષવર્ધનના સાથી તરીકે થાણેશ્વર રહેતા. પ્રભાકરવર્ધનનું પાટનગર થાણેશ્વર હતું. ગ્રહવર્માને મારનાર માલવરાજ એ હર્ષનાં દાનશાસનોમાં રાજ્યવર્ધનના સંદર્ભમાં જણાવેલો દેવગુપ્ત લાગે છે. રાજ્યવર્ધને એને હરાવી કેદ કર્યો જણાય છે. ગૌડરાજ એ ગૌડદેશ(પશ્ચિમ બંગાળા)નો રાજા શશાંક છે. રાજ્યવર્ધનની હત્યા થતાં થાણેશ્વરના રાજ્યનાં સૂત્ર હર્ષે હાથમાં લીધાં (ઈ. સ. ૬૦૬). એણે પહેલાં છ વર્ષમાં ઉત્તર ભારત તથા પૂર્વ ભારતના રાજાઓને વશ કર્યા.

હર્ષે ભૂમિદાનમાં એક ગામનું દાન દીધું છે. એ ગામ અહિચ્છત્રા ભુક્તિના અંગદીય વિષયમાં આવેલું હતું. અહિચ્છત્રા એ ઉત્તર પંચાલ દેશનું પાટનગર હતું. એ ઉ. પ્ર. ના બરેલી જિલ્લાનું રામનગર છે. વિષય એ જિલ્લા જેવો વહીવટી વિભાગ છે. ભુક્તિ એનાથી મોટો વહીવટી વિભાગ હતો. અંગદીય વિષયના વડા મથકનું સ્થાન ઓળખાયું નથી. પથક એ તાલુકા જેવો નાનો વહીવટી વિભાગ હતો. દાનમાં દીધેલા મર્કટસાગર ગામનું સ્થાન ઓળખાયું નથી.

દાનને લગતું આ રાજશાસન લાગતા-વળગતા અધિકારીઓને તથા એ ગામના નિવાસીઓને ઉદ્દેશીને લખાયું છે. મહાસામંત અને મહારાજ એ ખંડિયા રાજાઓનાં બિરુદ છે. દૌસ્સાધસાધનિક એટલે કટોકટીને લગતો અધિકારી.[1] પ્રમાતાર એ રાજાને ન્યાયને લગતી બાબતોમાં સલાહ આપનાર અમાત્ય હતો, અર્થાત્ એ ન્યાય ખાતાનો મુખ્ય અધિકારી હતો.[2] રાજસ્થાનીય એ રાજ્યપાલ કે વિદેશમંત્રી જેવો ઉચ્ચ અધિકારી હતો.[3] કુમારામાત્ય એટલે કુમારનો મંત્રી અથવા કુમાર કક્ષાનો અમાત્ય.[4] ઉપરિક એ અદાલતી તેમ જ વહીવટી સત્તા ધરાવતો ઉચ્ચ અધિકારી હતો.[5] વિષયપતિ એટલે વિષય(જિલ્લા)નો વડો. ચાટ અને ભટ એ સૈનિક કે પોલીસના પ્રકાર લાગે છે.[6]

ભૂમિદાનની સાથે અમુક મુક્તિઓ અને અધિકારો અપાતા. ઉદ્રંગ એટલે જમીનદાર પાસેથી વસૂલ કરવામાં આવતું ઊધડું અથવા ઉચક મહેસૂલ.[7] અમુક

કરવેરા હવે રાજાને બદલે ભૂમિદાનના પ્રતિગ્રહીતાને પ્રાપ્ત થતા. મહેસૂલ ભરવા વગેરે-માંથી મુક્તિ અપાતી. દેયભૂમિ પર પુત્રપૌત્રાદિ વંશજોને પણ અધિકાર રહેતો. ભૂમિદાન શાશ્વત પ્રકારનું દાન હતું. ભૂમિચ્છિદ્ર એટલે પડતર જમીન. જેમ પડતર જમીન ખેતીને લાયક બનાવવા માટે આપવામાં આવે તો કર–મુક્ત રહેતી, તેમ દાનમાં અપાતી ભૂમિ પણ કરમુક્ત રહેતી. 'ભૂમિચ્છિદ્રના ન્યાયે'માં એ અર્થ ઉદ્દિષ્ટ છે.[૮]

દાનનો હેતુ પોતાના પૂર્વજોનાં પુણ્ય તથા યશની અભિવૃદ્ધિનો હતો.

દાનના પ્રતિગ્રહીતા (સ્વીકારનાર) બે બ્રાહ્મણ હતા. બંને ભરદ્વાજ ગોત્રના હતા. એમાંનો એક ઋગ્વેદની બહ્વૃચ શાખાનો સ્વાધ્યાય કરતો ને બીજો સામ-વેદની છંદોગ શાખાનો.

દીધેલા ભૂમિદાનને દાન દેનાર રાજા તો પાળે, પણ પોતાના વંશના તથા અન્ય વંશના ભાવી રાજાઓને તો એના અનુમોદન તથા પરિપાલન માટે નૈતિક અનુરોધ જ કરવાનો રહેતો. આ અંગે લક્ષ્મીની ચંચળતા અને દાનના પરિપાલનનો મહિમા દર્શાવતા.

મનથી, વાણીથી ને કર્મથી સર્વનું હિત કરવું – હર્ષે કેટલો ઉત્તમ ધર્મ ઉપદેશ્યો છે !

આ રાજશાસનનો દૂતક મહાસામંત મહાપ્રમાતાર સ્કંદગુપ્ત હતો. 'હર્ષ-ચરિત'માં ગજસેનાધિપતિ સ્કંદગુપ્તનો ઉલ્લેખ આવે છે. દાનશાસન ઘડનાર મહાક્ષપટલાધિકારી ભાનુ હતો.

દાનની મિતિ હર્ષના રાજ્યકાલના વર્ષ ૨૨(અર્થાત્ ઈ. સ. ૬૨૮–૨૯)ના કાર્તિક વદિ ૧ ની હતી દાનશાસનના અંતે મહારાજાધિરાજ શ્રી હર્ષના સ્વહસ્ત આપવામાં આવ્યા છે, તે એ વિદ્વાન રાજાની સુલેખનકલાનો ઉત્તમ નમૂનો પૂરો પાડે છે.

આમ આ દાનશાસન પરથી દાનના દાતા, દેયભૂમિ, દાનના પ્રતિગ્રહીતા, દાનનો હેતુ, વહીવટી વિભાગો, અધિકારીઓ, કાલગણનાની પદ્ધતિ વગેરે વિવિધ બાબતો વિશે ઉપયોગી માહિતી પ્રાપ્ત થાય છે.

## ૨. ધરસેન ૨ જાનું વળા તામ્રપત્ર, (વલભી) સંવત ૨૬૯

૧. स्वस्ति विजयस्कन्धावारा[त्] भद्रपत्तनवास[कात्] प्रस[भप्रणतामित्राणां
मैत्रकाणा]मतुलबलसपत्नमण्ड[ला]भोगसंसक्तसंप्रहारशतलब्ध[प्रतापः प्रता]-

२. [धोपनत]दानमानार्ज्जवोपार्ज्जितानुरागानु[रक्तमौल]भृत[मित्र]श्रेणीबलावाप्त-
[राज्यश्रीः] परममाहेश्वरः श्रीसेनापतिभटार्कस्तस्य सुत[स्तत्पा]द[रजो][रु]ण-

३. नतपवित्रीकृतशिराः शिरोवनतशत्रुचूडामणिप्रभाविच्छुरितपादनखपङ्क्तिदीधितिः
दीनानाथकृपणजनोपजीव्यमानविभवः परममा-

४. हेश्वरः श्रीसेनापतिधरसेनः तस्यानुज[स्तत्पाद]प्रणामप्रशस्ततरविमलमणिर्म्मन्वा-
दिप्रणीतविधिविधानधर्म्मा धर्मराज इव विनयविहित-

५. व्यवस्थापद्धतिरखिलभुवनमण्डलाभोगैकस्वामिना परमस्वामिना स्वयमुपहित-
राज्याभिषेकमहाविश्राणनावपूतराज्यश्रीः परममाहे-

६. श्वरः महाराजश्रीद्रोणसिंहः सिंह इव तस्यानुजस्स्वभुजबलपराक्रमेण परगज-
घटानीकामेकविजयी शरणैषिणां शरणमवबोद्धा

७. शास्त्रार्थतत्त्वानां कल्पतरुरिव सुहृत्प्रणयिनां यथाभिलषितकामफलभोगदः परम-
भागवतः महाराजश्रीध्रुवसेनस्तस्यानुजः

८. [तच्च]रणारविन्दप्रणतिप्रविधौताशेषकल्मषः सुविशुद्धस्वचरितोदकप्रक्षालिताशे-
षकलिकलङ्कप्रसभनिर्जितारा[ति]-

९. [पक्षप्रथितमहिमा] परमादित्यभक्तः श्रीमहाराजधरपट्टः तस्य सुतस्तत्पादसप-
र्यावाप्तपुण्योदयश्शैशवात्प्रभृतिखड्गद्वितीयबाहुरेव सम-

१०. [द्‌पर]गजघटास्फोटनप्रकाशितसत्त्वनिकषस्तत्प्रतापप्रणताराति‌चूडारत्नप्रभासंसक्त-
सव्यपादनखपङ्क्तिदीधितिः सकलस्मृति-

११. प्रणीतमार्ग्गसम्यक्परिपालनप्रजाहृदयरंजनान्वर्त्थराजशब्दः रूपकान्तिस्थैर्य्यधैर्य-
बुद्धिसंपद्भिः स्मरशशाङ्काद्रिराजोदधित्रिदशगुरु-

१२. धनेशानतिशयानः शरणागताभय[प्रदान]परतया तृणवदपास्ताशेषस्वकार्य्यफलः
प्रार्थनाधिकार्थप्रदानानंदितविद्वत्सुहृ[त्प्रण]–

१३. यिहृदयः पादचारीव [सकलभुवनमण्डलाभोगप्रमोदः] परममाहेश्वरो महाराज-
श्रीगुहसेनस्तस्य सुतस्तत्पादनख[मयूखसंतान]-

१४. [विसृत]जाह्नवीजलौघप्र[क्षालिताशेषकल्मषः प्रण]यिशतसहस्रोपजीव्यमानभोग-
संपद्रूपलो[भा]दिवाश्रितस्सरसमाभिगामिकैर्गुणैः

१५. सहजशक्तिशिक्षाविशेषविस्मापिताखिलधनुर्द्धरः प्रथमनरपतिसमतिसृष्टानामनु-
पालयिता [ध]र्म्मदायानामपाकर्त्ता प्रजो-

૧૬. પ્યાતકારિણામુપ[પ્લવા]નાં દર્શયિતા શ્રીસરસ્વત્યોરેકાધિવાસસ્ય संहताराति-
पक्षलक्ष्मीपरिभोगदक्षविक्रमः विक्रमोपसंप्रा-

## પતરું બીજું

१. प्तविमलपार्थिवश्रीः परममा[हेश्वरो] महासामन्तमहाराजश्रीधरसेन × कुशली
सर्वानेव स्वानायुक्तकद्राङ्गिकमहत्तरचाट[भट]......

२. ध्रुवाधिकरणिकविषयपतिरा[ज]स्थानीयोपरिककुमारामात्यहस्त्यश्वारोहादीन-
न्यांश्च यथासंबध्यमानकान्समाज्ञापयत्यस्तु वस्संवि-

३. दितं यथा मया मातापित्रोः पुण्याप्यायनायात्मनश्चैहिकामुष्मिकयथाभिलषित-
फलावाप्तये वलभ्यां आचार्य्यभदन्तस्थिरमतिकारितश्रीबप्पपादीय-

४. विहारे भगवतां बुद्धानां पुष्पधूपगन्धदीपतैलादिक्रियोत्सर्जणार्थं नानादिगभ्या-
गतार्य्यभिक्षुसङ्घस्य च चीवरपिण्डपातग्लानभैषजाद्यर्थं विहारस्य च ख-

५. ण्डस्फुटितविशीर्ण्णप्रतिसंस्कारणार्थं हस्तवप्राहरण्यां महेश्वरदासेनकग्रामधारा-
खेटस्थल्यां च देवभद्रिपल्लिकाग्रामौ सोद्रङ्गौ सोपरिकरौ सवा-

६. तभूतप्रत्यायसधान्यभागभोगहिरण्यादेयौ सोत्पद्यमानविष्टिकरौ सदशापराधौ
समस्तराजकीयानामहस्तप्रक्षेपणीयौ भूमिच्छिद्रन्या[येन]

७. आचन्द्रार्क्कार्ण्णवसरित्क्षितिस्थितिपर्वतसमकालीनौ उदकातिसर्गेण देवदायौ
निसृष्टौ यत उचितया देवविहारस्थित्या भुंजतः कृष[तः]

८. कर्षयतः प्रतिदिशतो वा न कैश्चिद्व्याघाते वर्त्तितव्यो(व्यं) आगामिभद्रनृपति-
भिरस्मद्वंशजैरन्यैर्व्वानित्यान्यैश्वर्य्याण्यस्थिरां(रं) मानुष्यं सामान्यं च [भूमि-]

९. [दानफल]मवगच्छद्भिरयमस्मद्दायो[ऽ]नुमंतव्यः परिपालयितव्यश्च यश्चैनमाच्छि-
न्द्यादाच्छिद्यमानं वानुमोदेत स पञ्चभिर्म्महापा[तकै]-

१०. [रसोप]पातकैस्संयुक्तः स्यात् इत्युक्तं च भगवता वेदव्यासेन व्यासेन ॥
षष्टिं वर्षसहस्राणि स्वर्गे मोदति भूमिदः ।
आच्छेत्ता चानुमन्ता च [तान्येव नर]के

११. वसेत् ॥[१]
बहुभिर्व्वसुधा भुक्ता राजभिस्सगरादिभिः [।]
यस्य यस्य यदा भूमिः तस्य तस्य तदा फलम् ॥[२]

अनो(नु)दकेष्वरण्येषु [शुष्ककोटर]

१२. वासिनः [।]

कृष्णसर्प्पा हि जायन्ते धर्म्मदायापहारकाः ॥[३]

स्वदत्तां परदत्तां वा यो हरेत वसुन्धरां ।

गवां शतस[हस्रस्य हन्तुः प्राप्नोति

१३. किल्बिषम् ॥[४]

यानीह दारिद्रभयान्नरेन्द्रैर्द्धनानि धर्म्मायतनीकृतानि ।

निर्माल्यवान्तप्रतिमानि तानि को नाम [साधुः पुनराददीत ॥][५]

१४. लक्ष्मीनिकेतं यदपाश्रयेण प्राप्तो...को[ऽ]भिमतं नृपार्थं ।

तान्येव पुण्यानि विवर्द्धयेथा न हापनीयो ह्युपकारिपक्षः ॥[६]

१५. स्वहस्तो मम महाराजश्रीधरसेनस्य [।] दूतकः सामन्तशीलादित्यः ॥

१६. लिखितं सन्धिविग्रहाधिकरणाधिकृतदिविरपतिस्कन्दभटेन । सं २६९ चैत्र ब २ ॥

"સ્વસ્તિ. ભદ્રપત્તનમાં રહેલી વિજયછાવણીમાંથી

"જેણે જબરજસ્ત રીતે અમિત્રો(શત્રુઓ)ને નમાવ્યા છે તેવા મૈત્રકોના (વંશમાં)

"અનુપમ સપત્નો(શત્રુઓ)ના મંડલના વિસ્તારમાં સેંકડો પ્રહાર ઝીલીને જેણે પ્રતાપ (યશ) મેળવ્યો છે તેવો અને પ્રતાપને લઈને આવેલા, દાન માન અને આર્જવ (ઋજુ વ્યવહાર) વડે અનુરાગ પામેલા અનુરક્ત મૌલ, ભૃત, મિત્ર અને શ્રેણીનાં સૈન્ય દ્વારા જેણે રાજ્યશ્રી પ્રાપ્ત કરી છે તેવો પરમ માહેશ્વર શ્રી સેનાપતિ ભટાર્ક;

"તેનો પુત્ર જેનું શિર તેના પાદની રજથી અરુણ (રક્ત) બનેલું નત અને પવિત્ર કરેલું છે તેવો, શિર નમાવેલા શત્રુઓના ચૂડામણિની પ્રભાથી જેનાં ચરણના નખની પંક્તિનાં કિરણ ઢંકાઈ જતાં હતાં તેવો અને જેની સંપત્તિ વડે દીન અનાથ અને કૃપણ (દયાપાત્ર) જનોની ઉપજીવિકા થતી હતી, તેવો પરમ માહેશ્વર શ્રી સેનાપતિ ધરસેન (૧ લો);

"તેનો અનુજ (નાનો ભાઈ), તેનાં ચરણને પ્રણામ કરવાથી જે(ના મસ્તક)-નો વિમલમણિ વધુ પ્રશસ્ત થયો હતો, જેને મનુ આદિએ રચેલાં વિધિ–વિધાનનો

ધર્મ હતો, ધર્મરાજ(યુધિષ્ઠિર)ની જેમ જેને વિનય અને વ્યવસ્થા પદ્ધતિ હતી, અખિલ ભુવનમંડલ વિસ્તારના અનન્ય સ્વામી એવા પરમસ્વામીએ જાતે જેનો રાજ્યાભિષેક કર્યો હતો, ને જેની રાજશ્રી મહાદાનથી પુનિત થઈ હતી તેવો પરમ માહેશ્વર મહારાજ શ્રી દ્રોણસિંહ ;

"તેનો અનુજ, સિંહની જેમ પોતાના બાહુબળના પરાક્રમ વડે શત્રુઓ રૂપી ગજોના સમૂહ પર અનન્ય વિજય કરનાર, શરણે ઇચ્છનારાઓનું શરણ, શાસ્ત્રાર્થતત્ત્વોનો જાણકાર, કલ્પતરુની જેમ સુહૃદ તથા યાચકોને અભિલાષા પ્રમાણે ઇચ્છાફલ ભોગ દેનાર, પરમ ભાગવત મહારાજ શ્રી ધ્રુવસેન (૧ લો) ;

"તેનો અનુજ તેના ચરણકમળને કરેલા પ્રણામથી જેનાં અશેષ પાપ ધોવાઈ ગયાં છે તેવો, જેણે પોતાના વિશુદ્ધ ચરિત રૂપી જળ વડે કલિ(યુગ)નાં અશેષ કલંક ધોયાં છે તેવો, શત્રુપક્ષને જબરજસ્ત રીતે હરાવીને જેનો મહિમા પ્રસર્યો છે તેવો, પરમ આદિત્યભક્ત શ્રી મહારાજ ધરપટ્ટ;

"તેનો સુત (પુત્ર), જેણે તેના ચરણની પૂજાથી પુણ્યોદય પ્રાપ્ત કર્યો છે તેવો, નાનપણથી ખડ્ગરૂપી બીજા બાહુવાળો, શત્રુઓના મદવાળા ગજોની ઘટાના સ્ફોટન વડે જેણે સત્ત્વ(બળ)નો નિકષ પ્રકાશિત કર્યો છે તેવો, તેના પ્રભાવથી નમેલા શત્રુઓના ચૂડારત્નની પ્રભા સાથે જેના ડાબા પગના નખની પંક્તિનાં કિરણ ભળ્યાં છે તેવો, સકલ સ્મૃતિએ રચેલા માર્ગના સારા પરિપાલન વડે પ્રજાના હૃદયનું રંજન કરી જેણે 'રાજન્' શબ્દને સાર્થક કર્યો છે તેવો, રૂપ કાંતિ સ્થિરતા ધૈર્ય બુદ્ધિ અને સંપત્તિમાં (અનુક્રમે) સ્મર (કામદેવ), શશાંક (ચંદ્ર), ગિરિરાજ (હિમાલય), ઉદધિ (સાગર), દેવોના ગુરુ (બૃહસ્પતિ) અને ધનેશ(કુબેર)થી ચઢિયાતો, શરણે આવેલાને અભય દેવામાં પરાયણ રહી પોતાનાં તમામ કાર્યોને જે તૃણવત્ દૂર કરતો, માગ્યા કરતાં અધિક દ્રવ્ય આપીને જેણે વિદ્વાન સુહૃદ અને યાચકનાં હૃદયોને અનંદિત કર્યાં છે, જે જાણે પગે ચાલતો સકલ ભુવન-મંડલના વિસ્તારનો આનંદ છે, તેવો પરમ માહેશ્વર મહારાજ શ્રી ગુહસેન ;

"તેનો પુત્ર, તેના ચરણના નખના મયૂખ(કિરણ)ની શ્રેણીમાંથી નીકળેલી ગંગાના જલસમૂહ વડે અશેષ પાપ ધોઈ નાંખ્યા છે તેવો, લાખો યાચકોને જેની ભોગસંપત્તિ ઉપજીવિકા આપે છે તેવો, જાણે કે એના રૂપના લોભથી શીઘ્ર આવી પહોંચેલા ગુણો વડે આશ્રિત થયો છે તેવો, સહજ (સ્વાભાવિક) શક્તિ અને શિક્ષા–વિશેષ વડે જેણે સર્વ ધનુર્ધરોને વિસ્મિત કરી દીધા છે તેવો, પહેલાંના રાજાઓએ આપેલાં ધર્મદાનોનું અનુપાલન કરનાર, પ્રજાને હાનિ કરનાર ઉપદ્રવોને

દૂર કરનાર, શ્રી (લક્ષ્મી) અને સરસ્વતીનો એકત્ર વાસ દર્શાવનાર, સંહત શત્રુપક્ષની લક્ષ્મીના પરિભોગમાં દક્ષ વિક્રમ(પરાક્રમ)વાળો, વિક્રમ(પરંપરા)થી પ્રાપ્ત થયેલી વિમળ રાજશ્રી ધરાવનાર, પરમ માહેશ્વર મહાસામંત મહારાજ શ્રી ધરસેન કુશળ (હોઈ),

"પોતાના આયુક્તક, દ્રાંગિક, મહત્તર, ચાટ, ભટ, (શૌલ્કિક), ધ્રુવાધિકરણિક, વિષયપતિ, રાજસ્થાનીય, ઉપરિક, કુમારામાત્ય, હસ્ત્યારોહ, અશ્વારોહ આદિને અને લાગતા-વળગતા અન્ય સર્વને આજ્ઞા કરે છે :

"તમને વિદિત થાવ કે મેં માતાપિતાના પુણ્યની વૃદ્ધિ અર્થે અને પોતાના ઐહિક (ઐહલૌકિક) તથા આમુષ્મિક (પારલૌકિક) યથેષ્ટ ફલની પ્રાપ્તિ માટે

"વલભીમાં આચાર્ય ભદંત સ્થિરમતિએ કરાવેલા શ્રી બપ્પપાદીય વિહારમાં ભગવાન (પૂજ્ય) બુદ્ધોના પુષ્પ ધૂપ ગંધ દીપ તૈલ આદિ ક્રિયાઓના અનુષ્ઠાન અર્થે, વિવિધ દિશાઓમાંથી આવેલા આર્ય ભિક્ષુઓના સંઘનાં ચીવર (વસ્ત્ર) પિંડપાત (ભિક્ષા) તથા ગ્લાનભૈષજ (રોગ-ઔષધ-ઉપચાર) વગેરે અર્થે અને વિહારનો કોઈ ભાગ તૂટે ફૂટે તો તેના સમારકામ અર્થે

"હસ્તવપ્ર આહરણીમાં મહેશ્વરદાસેનક ગ્રામ અને ધારાખેટ સ્થલીમાં દેવભદ્રિ-પલ્લિકા એ બે ગ્રામ ઉદ્રંગ સાથે, ઉપરિકર સાથે, વાત-ભૂત-પ્રત્યાય સાથે, ધાન્ય-ભાગ-ભોગ-હિરણ્યના આદેય સાથે, ઉત્પદ્યમાન વિષ્ટિ અને કર સાથે, દશાપરાધ સાથે, સર્વ રાજકીયો જેમાં ડખલ ન કરે તે રીતે, ભૂમિચ્છિદ્રના ન્યાયે (દષ્ટાંતે), ચંદ્ર સૂર્ય સમુદ્ર નદી ભૂમિ અને પર્વત ટકે ત્યાં સુધીના કાલ માટે, જલ મૂકીને, દેવદાયરૂપે આપ્યાં છે.

"જેથી ઉચિત દેવવિહારની સ્થિતિએ (રૂએ) ભોગવતાં, ખેડતાં, ખેડાવતાં કે (અન્યને) સુપરત કરતાં કોઈએ એમાં અંતરાય કરવો નહિ.

"અમારા વંશમાં જન્મેલા કે બીજા આગામી ભદ્ર રાજાઓએ ઐશ્વર્યો અનિત્ય છે, માનુષ્ય અસ્થિર છે, ને ભૂમિદાનનું ફળ સામાન્ય (મજિયારું) છે એમ જાણીને અમારા આ દાનને અનુમોદન (મંજૂરી) આપવું અને એનું પરિ-પાલન કરવું.

"ને જે એનો આચ્છેદ કરે કે કરવા દે, તે ઉપપાતકો સહિત પાંચ મહા-પાતકોથી સંયુક્ત થાય. ભગવાન (પૂજ્ય) વેદવ્યાસ(વેદસંગ્રાહક) વ્યાસે કહ્યું છે :

ભૂમિદાતા વસે સ્વર્ગે વર્ષો સાઠ હજાર, ને
છેદે કે છેદવા દે તે એટલાં નરકે વસે. (૧)

સગરાદિ ઘણા રાજા ભૂમિને ભોગવી ગયા;
જેની જેની યદા ભૂમિ તેનું તેનું તદા ફલ. (૨)

ભૂમિદાય હરે છે જે જન્મે છે કૃષ્ણ સર્પ તે,
વસે શુષ્ક બખોલોમાં જળહીન વનો મહીં. (૩)

પોતે કે પારકે દીધી ભૂમિને જે હરે નર,
લાખ ગાય હણ્યા કેરું લાગે પાતક તેહને. (૪)

દારિદ્રય કેરા ભયથી ધનો જે ધર્માશ્રયી ભૂપ અહીં હરે છે,
નિર્ભુક્ત નિર્માલ્ય સમાન તેને પાછાં લઈ સજ્જન કોણ લે રે ! (૫)

જેના થકી ઇપ્સિત અર્થ પામ્યો, લક્ષ્મીતણા આશ્રય એક ભૂપ !
પુણ્યો રહ્યાં તે જ વધારવાનાં, ગુમાવવો ના ઉપકારિપક્ષ. (૬)

"મારા, મહારાજ શ્રી ધરસેનના સ્વહસ્ત (દસ્તક).

"દૂતક સામંત શીલાદિત્ય. સંધિવિગ્રહ અધિકરણના અધિકારી દિવિરપતિ સ્કંદભટે લખ્યું.

"સં. ૨૬૯ ચૈત્ર બ. ૨."

આ તામ્રપત્ર વળા(વલભીપુર, જિ. ભાવનગર)નાં ખંડેરોમાંથી જૂની ઈંટો ખોદતાં કોળીઓને મળ્યું હતું. પતરાં બે છે, લગભગ ૨૪ × ૪૨ સે. મી. (૯$\frac{1}{2}$ × ૧૬$\frac{1}{2}$ ઇંચ) ના કદનાં. બંને પતરાંની બાજૂ પર લખાણ ૧૬–૧૬ પંક્તિનું છે. ભાષા સંસ્કૃત છે. વ્યાસોક્ત શ્લોકો સિવાયનો બધો ભાગ ગદ્યમાં છે.

આ દાનશાસન Indian Antiquary ના Vol. VI માં પ્રકાશિત થયેલું. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૧ માં પણ પ્રસિદ્ધ થયું છે.[૯]

લખાણનો આરંભ મંગલવાચક 'સ્વસ્તિ' શબ્દથી કર્યો છે. દાનશાસન ભદ્રપત્તનમાં રહેલી વિજયછાવણીમાંથી ફરમાવ્યું છે. ભદ્રપત્તન એ ભાવનગર જિલ્લામાં મહુવા પાસે આવેલું ભાદરોડ લાગે છે. ભાદરોડ પુરાતન ગામ છે. આ નગર આગળ જતાં 'પત્તન'માંથી 'પદ્ર' થયું લાગે છે, કેમ કે હાલનું નામ 'ભદ્રપદ્ર'માંથી વ્યુત્પન્ન થયું ગણાય.[૧૦]

આ રાજવંશ મૈત્રક નામે કુલનો હતો. મૈત્રકો લડાયક અને શૂરવીર હતા. તેઓની ઉત્પત્તિ પાશુપત સંપ્રદાયના પ્રવર્તક ભગવાન લકુલીશના એક પટ્ટશિષ્ય મિત્રમાંથી થઈ લાગે છે[११]

આ વંશનાં દાનશાસનો—ખાસ કરીને એમાંની પ્રશસ્તિઓનો ભાગ, ઉચ્ચ ગદ્ય શૈલીમાં રચાયો છે, જેમાં લાંબા સમાસ, યમક અને અનુપ્રાસ જેવા શબ્દાલંકાર અને વિસર્ગસંધિમાં વ્યંજનના વિકલ્પની પસંદગી નોંધપાત્ર છે,

મૈત્રકવંશનો સ્થાપક ભટાર્ક હતો. એ મૂળમાં પ્રાયઃ ગુપ્ત સમ્રાટ (સ્કંદગુપ્ત)-નો સેનાપતિ હતો. સ્કંદગુપ્તનું મૃત્યુ થતાં (ઈ. સ. ૪૬૮ના અરસામાં) ગુપ્ત સામ્રાજ્યનું શાસન શિથિલ થયું ને દૂરના પ્રાંત સ્વતંત્ર થવા લાગ્યા, ત્યારે મૈત્રકકુલના સેનાપતિ ભટાર્કે શત્રુઓ સામે પરાક્રમ કરીને, મૌલ ભૃત મિત્ર અને શ્રેણી એ ચાર પ્રકારની સેનાની મદદથી રાજસત્તા હસ્તગત કરી. મૌલ એટલે કાયમી સૈનિકોની સેના. ભૃત એટલે ભાડૂતી અર્થાત્ કામચલાઉ ધોરણે ભરતી કરેલા. આ બંને પ્રકારની સેનાઓ તો એ સેનાપતિના સીધા શાસન નીચે હશે. વળી મિત્ર–રાજ્યો કે મિત્રસામંતોની સેનાની મદદ મળી, ને એવી રીતે અમુક શ્રેણીઓની સેનાની પણ. આ સેનાઓ એના પ્રતાપથી આકર્ષાઈ એની પાસે આવી હતી. વળી એ દાન માન અને સદ્‌વર્તાવ દ્વારા પણ એમનો અનુરાગ પ્રાપ્ત કરતો.

શ્રી ભટાર્કે ગમે તે કારણે વલભીમાં પોતાની રાજસત્તા સ્થાપી. નહિ તો સૌરાસ્ટ્રની રાજધાની એ પહેલાં શતકોથી ગિરિનગર(જૂનાગઢ)માં હતી. 'ભટાર્ક' એટલે ભટો(સૈનિકો)માં અર્ક (સૂર્ય). એ પરમ માહેશ્વર અર્થાત્ મહેશ્વર-(મહાદેવ)નો પરમ ઉપાસક હતો. એણે પોતાની રાજમુદ્રામાં શિવના વાહન નંદિ વૃષભનું ચિહ્ન રાખ્યું. ભટાર્કે વલભીમાં પોતાની રાજસત્તા સ્થાપી, છતાં મગધના ગુપ્ત સમ્રાટ સામે ખુલ્લો બળવો ન કરતાં ઔપચારિક રીતે સારો સંબંધ જાળવી રાખ્યો. આથી એણે 'મહારાજ' જેવું કોઈ રાજબિરુદ ધારણ ન કરતાં 'સેનાપતિ'નું જૂનું ઉપનામ ચાલુ રાખ્યું.

ભટાર્ક પછી એનો જ્યેષ્ઠ પુત્ર ધરસેન ૧ લો રાજા થયો. એણે પણ પરંપરાગત 'સેનાપતિ' પદથી સંતોષ માન્યો. એ પરોપકારી અને ઉદાર હતો.

એ અપુત્ર હશે તેથી કે બીજા ગમે તે કારણે એના પછી એનો અનુજ દ્રોણસિંહ ગાદીએ આવ્યો. ભટાર્કનો ઉત્તરાધિકાર વારાફરતી એના ચારેય પુત્રોને મળ્યો છે. એ પરથી આ વંશમાં રાજવારસા માટે એવો રિવાજ રહેલો હોવાનું

સૂચિત થાય છે. દ્રોણસિંહનું રાજ્યારોહણ થતાં પરમસ્વામીએ અર્થાત્ તે સમયના ગુપ્ત સમ્રાટે (પ્રાયઃ બુધગુપ્તે કે વૈન્યગુપ્તે)[૧૨] પોતે એનો રાજ્યાભિષેક કરાવ્યો ને હવે દ્રોણસિંહે 'મહારાજ' એવી પદવી ધારણ કરી. વળી એણે ભૂમિદાનનું રાજશાસન પણ ફરમાવવા માંડ્યું. મનુસ્મૃતિ વગેરે સ્મૃતિઓમાં જણાવ્યા મુજબ એણે રાજ્યમાં વ્યવસ્થા સ્થાપી. ધરસેન તથા દ્રોણસિંહ પણ પરમ માહેશ્વર હતા. આ વંશના ઘણાખરા અન્ય રાજાઓ પણ એ જ સંપ્રદાયના હતા. પરંતુ એમાં એત્રણ અપવાદ છે. દ્રોણસિંહનો અનુજ ધ્રુવસેન ૧ લો પરમ ભાગવત અર્થાત્ ભાગવત (વૈષ્ણવ) સંપ્રદાયનો પરમ અનુયાયી હતો ને એનો અનુજ ધરપટ્ટ પરમ આદિત્યભક્ત (સૂર્ય–ઉપાસક) હતો. ધરપટ્ટનો પુત્ર ગુહસેન પરમ માહેશ્વર હતો, પરંતુ છેવટમાં એ પોતાને પરમ સૌગત (બૌદ્ધ) પણ કહેવરાવતો. બાકી સામાન્ય રીતે મૈત્રક રાજાઓ માહેશ્વર હતા.

મહારાજ દ્રોણસિંહનું વલભી સંવત ૧૮૩(ઈ. સ. ૫૦૨)નું દાનશાસન મળ્યું છે.[૧૩] મહારાજ ધ્રુવસેન ૧લાએ અનેક ભૂમિદાન દીધેલાં, જેને લગતાં તામ્રપત્ર વ. સ. ૨૦૬( ઈ. સ. ૫૨૫ )થી વ. સં. ૨૨૬(ઈ. સ. ૫૪૪)નાં મળ્યાં છે.[૧૪] એને શાસ્ત્રોના અધ્યયનનો શોખ હતો. આનંદપુર(વડનગર)માં ધ્રુવસેન રાજાનો પુત્રમરણથી થયેલો સંતાપ દૂર કરવા માટે કલ્પસૂત્રનું જાહેર વાચન કરવાનું શરૂ થયું એ જૈન અનુશ્રુતિમાં જણાવેલો રાજા ધ્રુવસેન આ લાગે છે.

ધરપટ્ટ એ ભટાર્કનો ચોથો પુત્ર હતો. એનું કોઈ દાનપત્ર મળ્યું નથી. એણે ઘણાં થોડાં વર્ષ રાજ્ય કર્યું લાગે છે.

ગુહસેન એ મૈત્રક વંશનો ભટાર્ક જેવો પ્રતાપી રાજવી હતો. એનાં દાનશાસન વ. સ. ૨૪૦(ઈ. સ. ૫૫૦)થી વ. સં. ૨૪૮ (ઈ. સ. ૫૬૭)નાં[૧૫] છે. આ રાજાની પ્રશસ્તિમાં પણ એની અપાર પ્રશંસા કરેલી છે.

એનો પુત્ર ધરસેન ૨ જો આ દાનનો દાતા છે. એનાં અનેક દાનશાસન મળ્યાં છે, જે વ. સ. ૨૫૨(ઈ. સ. ૫૭૧)થી વ. સં. ૨૭૦(ઈ. સ. ૫૮૯)નાં છે.

ધરસેનના સમય સુધી મૈત્રક રાજાઓ હજી પૂરા સ્વતંત્ર થયા નહોતા. આથી ધરસેન 'મહાસામંત' અને 'મહારાજ' કહેવાતો.

દાનશાસન લાગતાવળગતા અધિકારીઓને ફરમાવાયું છે. એમાં આયુક્તક એ મહેસૂલી ખાતાનો મુખ્ય હિસાબનીશ હતો. દ્રાંગિક એ દ્રંગ(નગર)ને

વહીવટ કરનાર અધિકારી હતો ને મહત્તર એ ગ્રામ(ગામ)નો મોટેરો હતો. ધ્રુવાધિકરણિક એ રાજ્યે ધ્રુવ (મુકરર) કરેલો રાજભાગ ઉઘરાવનાર મહેસૂલી અમલદાર હતો. 'ધ્રુવ' અથવા 'ધ્રૂ' નો હોદ્દો કચ્છમાં પ્રચલિત હતો ને અમુક કુટુંબોની અટકોમાં જળવાઈ રહ્યો છે. વિષયપતિ એ વિષય(જિલ્લા)નો વડો હતો. હસ્ત્યારોહ એટલે હાથીસવાર અને અશ્વારોહ એટલે ઘોડેસવાર.[૧૬]

દાનના હેતુમાં માતાપિતાના તેમ જ પોતાના પુણ્યની વૃદ્ધિ અભિપ્રેત છે. દાન વલભીમાં આવેલા બપ્પપાદીય વિહારને આપેલું છે. એ વિહાર આચાર્ય સ્થિરમતિએ કરાવ્યો હતો. સ્થિરમતિ વસુબંધુના ભાઈ અસંગના શિષ્ય હતા. એમણે વલભી નજીકના વિહારમાં રહી પોતાની કૃતિઓ રચી હતી એવું યુઆન શ્વાંગે નોંધ્યુ છે. સ્થિરમતિએ આ વિહારને પોતાના ગુરુની સ્મૃતિમાં 'બપ્પપાદીય' (પૂજ્ય બપ્પનો—બાપજીનો) નામ આપ્યું લાગે છે. આ વિહાર આગળ જતાં દુદ્દાવિહારમંડલની અંતર્ગત ગણાયો.[૧૭]

ભૂમિદાનથી એ દાન લેનાર વિહારનાં ત્રણ પ્રયોજન સધાય એવો ઉદ્દેશ હતો: (૧) વિહારમાં ભગવાન બુદ્ધોની[૧૮] મૂર્તિઓની નિત્ય પૂજા માટે જરૂરી સામગ્રીની જોગવાઈ, (૨) બહારથી આવતા ભિક્ષુઓનાં વસ્ત્ર, ભોજન અને ઔષધની જોગવાઈ, અને (૩) વિહારનું સમારકામ.

ભૂમિદાનમાં બે ગામ આપેલાં છે: (૧) હસ્તવપ્ર આહરણીમાં આવેલું મહેશ્વરદાસેનક ગામ અને (૨) ધારાખેટક સ્થલીમાં આવેલું દેવભદ્રિપલ્લિકા ગામ. આહરણી એટલે નાનો આહાર ને આહાર એટલે વિષય-(જિલ્લા)થી નાનો વહીવટી વિભાગ. હસ્તવપ્ર આહરણી સૌરાષ્ટ્રના પૂર્વ ભાગમાં હતી. એનું વડું મથક હસ્તવપ્ર એ હાલનું હાથબ છે, જે ભાવનગર જિલ્લાના કોળિયાક તાલુકામાં ઘોઘાની ઉત્તરે આવેલું છે. મહેશ્વરદાસેનક તળાજા પાસેનું મહાદેવપુર હોઈ શકે. સ્થલી એ કસબા જેવો નાનો વહીવટી વિભાગ હતો. એ વિભાગ સૌરાષ્ટ્રમાં ઘણો પ્રચલિત હતો. ધારાખેટ એ ધોળા (જિ. ભાવનગર) પાસેનું ધારુકા હોઈ શકે. તો દેવભદ્રિપલ્લિકા એ ધારુકા પાસેનું દેવળિયા હોવું સંભવે.[૧૯]

ઉદ્રંગ એટલે જમીનદાર પાસેથી વસૂલ કરાતું ઊધડ મહેસૂલ. ઉપરિકર એટલે જમીન પર માલિકી હક ન ધરાવતા ખેડૂતો ઉપર નાખેલો કર. વાત-પ્રત્યાય એટલે બહારથી આયાત કરેલી ચીજો પર લેવાતી જકાત અને ભૂતપ્રત્યાય એટલે ગામમાં ઊપજેલી ચીજો પર લેવાતી જકાત. ધાન્યના રૂપે લેવાતું મહેસૂલ તે

'ધાન્યાદેય' અને સુવર્ણનાં રૂપમાં લેવાતુ મહેસૂલ તે 'હિરણ્યાદેય'. ધાન્યાદિ ઊપજના મુકરર ભાગરૂપે લેવાતો કર તે 'ભાગ' અને ફળફૂલ શાક વગેરે ચીજોના રૂપમાં અપાતી દૈનિક વપરાશની ભેટોની આવક તે 'ભોગ'. જરૂર પડ્યે વેઠ કરાવવાનો પણ હક રહેતો.[20] દશાપરાધ એટલે દસ પ્રકારના અપરાધો માટે લેવાતો દંડ.[21]

પડતર જમીન ખેડવા માટે કરમુક્ત રીતે અપાતી તેમ ધર્મ-દાય તરીકે અપાતી જમીન પણ કરમુકત રહેતી. દાનની ક્રિયા હાથમાં જળ મૂકીને થતા સંકલ્પ દ્વારા થતી.

ભૂમિદાનનો મહિમા, ભૂમિદાનના પરિપાલનથી મલતું પુણ્ય અને ભૂમિદાનના આચ્છેદથી લાગતું પાપ — એને લગતા પુરાણોકત શ્લોક દાનશાસનમાં વધતી જગ્યા પ્રમાણે ઓછાવત્તા ટાંકવામાં આવતા. આ શ્લોકો વેદસંહિતા કરનાર કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે રચેલા મનાતા. વ્યાસ મહાભારતના તથા પુરાણોના કર્તા મનાય છે. આમાંનાં કેટલાક શ્લોક સ્કંદપુરાણ, પદ્મપુરાણ અને ભવિષ્યપુરાણ જેવાં પુરાણોમાં આપેલા છે.[22]

દાનશાસનના અંતે દાન દેનાર રાજાના સ્વહસ્ત છે. દાનશાસનનો સંદેશો દિવિરપતિને કહી એનો અમલ કરાવનાર અધિકારીને 'દૂતક' કહેતા. આ દાનશાસનનો દૂતક સામંત શીલાદિત્ય તે રાજપુત્ર શીલાદિત્ય હોઈ શકે, જે પ્રાયઃ વિંધ્ય-સહ્ય પ્રદેશની શાખાના સામંત તરીકે રાજ્ય કરતો.[23] દાનશાસનનું લખાણ તૈયાર કરનાર સ્કંદભટ દિવિરપતિ એટલે મુસદ્દો ઘડનાર દિવિરોનો વડો હતો તેમજ સંધિ-વિગ્રહ ખાતાનો અધ્યક્ષ પણ હતો.

દાનનું વર્ષ ૨૬૯ વલભી સંવતનું છે. ચૈત્રમાં ત્યારે ઈ. સ. ૫૮૮ હતું. 'બ' એ 'બહુલ' (કૃષ્ણ)નું સંક્ષિપ્ત રૂપ છે. બહુલ એટલે બહુલપક્ષે (કૃષ્ણપક્ષે).

આમ આ દાનશાસન પરથી મૈત્રક વંશ, ધરસેન ૨ જાના પૂર્વજો, ધરસેન ૨ જો, ભદ્રપત્તન, વલભી, હસ્તવપ્ર આહરણી, વલભીનો બપ્પપાદીય વિહાર, ભૂમિદાનને લગતા અધિકારો, દૂતક, લેખક, દાનનો સમયનિર્દેશ, રાજાના સ્વહસ્ત, દાનશાસનનું દસ્તાવેજી સ્વરૂપ, રાજાઓની પ્રશસ્તિઓની રચનાશૈલી ઇત્યાદિ અનેક બાબતો વિશે જાણવા મળે છે.

### ૩. જયભટ ૪ થાનું કાવી તામ્રપત્ર, (કલચુરિ) સવંત ૪૮૬

૧. [तुरङ्गमनिकरमगभासुरो] [ङ्ग]तदलितद्विरदकुम्भस्थलश(ग)लितमुक्ताफलनिक-
[रदन्तुरासि]-

२. [लतामरीचिनिचय]मेचकितदक्षिणबाहुशिखरः पद्माकर इव प्रकटानेकलक्ष[णो न
पुनर्ज्ज]-

३. [लाशयः क्षपा]कर इव सकल[कला]कलापान्वितो न पुनर्द्दोष(षा)कर[ः] सागर
इवान्तःप्रवेशितविपक्षभूभृन्मण्ड[लो] [न]

४. [पुनर्ग्राहाकुलः नारा]यण इव सुदर्शनचक्रक्षपितविपक्षो न पुनः कृष्णस्वभावः
हर इवाङ्गीकृतभूतिनिचयो [न]

५. [पुनर्भुजङ्गपरिवृतः ।]
बालेन्दुबिम्बप्रतिमेन येन
प्रवर्द्धमानस्वतनूदयेन [।]
प्रणामकामोल्पकरेण लो[कः]

६. कृतांज[लिः कान्तिमता कृ][तोयं] [॥१]
असिधाराजलेन शमित[ः]
प्रा(प्र)सभं वलभीपतेः पु[रि] यो(ये)ना-
शेषलोकसं[ता]पकलापद-

हता(त)ज्जिकानलो [ज]-

७. [यभटजल]द एष [ः ॥ २]

स वि[गी]यति(ते) देववधूकदम्बकैर्न्नृपशतमकुटरत्नकिर(र)णावलिरंजित्त(त)-
पादपङ्कजा(जः) समधिगतपञ्चम[हाश]-

८. [ब्दो म]हासामन्ताधिपतिश्रीजयभटः कुशली सर्व्वानेव राजसामन्तभोगिकु(क)-
विषयपतिराष्ट्रग्राममहत्तराधिकारिकाद(दी)-

९. [न्सम]नुदर्शयत्यस्तु वस्संविदितं । यथा मया मातापित्रोका(रा)त्मनश्चैहिका-
मुष्मिकपुण्ययशोभिवृद्धये केमज्जु[ग्राम]-

१०. [नि]विष्टाश्रमदेवपादेभ्यः गन्धधूपपुष्पदीपप्रदा(भा)तसंशी(गी)तकसत्र(त्त्र)-
प्रवत(र्त)नसत्मा(न्मा)र्ज्जनोदयेन देवकुलस्य खण्ड[स्फुटित]

११. [विशीर्ण्ण]संस्कारनवकम्मा(र्म्मो)त्पाद्युत्सर्पणार्थं श्रीभरुकच्छविषयान्त-
र्गतकेमज्जुग्रामे ग्रामस्यापरदक्षिणसीम्नि पञ्चाशन्निवर्त्त[नप्रमा]-

१२. णं(णो) भूखण्डः यस्याघाटनानि पूर्व्वत(तः) छीरकहग्रामगामिपन्था दक्षिणतः
जम्भाग्रामसीमासन्धिः अपरतः जम्भाग्रामा [त् गोलिअवलि]-

१३. ग्रामगामी पन्था उत्तरतः केमज्जुग्रामासी(त्सी)हुग्रामक्का(गा)मी पन्था वटवापी च [।] एवं चतुराघाटनोपलक्षितक्षेत्रं सोपरिकदर(रं)[1]

१४. सभूतपा(वा)तप्रत्यायं सधान्या(न्य)हिरण्यादेयं सदशापराधं सोत्पद्यमानविष्टिकं अचाटभटप्रावेश्यं सर्व्वराजकीयानामहस्तप्र-

१५. क्षेपणीयं पूर्व्वापरदेवब्रह्मदायरहितं भूमिच्छिद्रन्यायेनाचन्द्रार्कार्ण्णवक्षितिसरित्पर्व्व-तसमकालीनमद्याषाढशु[द्ध]दश[म्यां]

१६. कर्क्कटकराशौ संक्रान्ते रवौ पुण्यतिथावुदकातिसर्गेण देवदायत्वेन प्रतिपादितं [।] यतो[ऽ]स्योचितया तपोवनाचारस्थित्या भुंजतः कृ-

१७. षतः कर्षयतः प्रतिदिशतो वा न कैश्चिद्व्याषेधे वर्त्तां(र्त्ति)तव्यमागामिभद्र-नृपतिभिः अस्मद्वंश्यैरन्यैर्व्वायमस्मद्दायो[ऽ]नुमन्तव्यः पा[ल]-

१८. यितव्यश्च[।] यश्चाज्ञानतिमिरपटलावृतमतिराच्छिन्द्यादाच्छिद्यमा[न]कं वानुमोदेत। स पञ्चभिर्म्महापातकैस्सोपपातकैः

१. વાંચો सोपरिकरं.

१९. संयुति(क्तः) [स्या]दित्युक्तं[च] भगवता वेदव्यासेन व्यासेन [।]
षष्टी(ष्टिं) वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः [।]
आच्छेता चानुमं-

२०. [ता] च तान्येव नरके वसेत् [॥३]
विन्ध्याटवीष्वतोयासु शुष्ककोटरवासिनः [।]
कृष्णाहयो हि जायन्ते भूमिद(दा)यं हरन्ति ये [॥४]
बहु[भिर्व्व]-

२१. [सुधा] भुक्ता राजभिः सगरादिभिः [।]
यस्य यस्य यदा भूमि[स्त]स्य तस्य तदा फलं [॥५]
अग्नेरपत्यं प्रथमं सुवर्णं

२२. [भूर्व्वैष्णवी] [सूर्यसु]ताश्च गावः [।]
लोकत्रयं तेन भवेद्धि दत्तं
य × कांचनं गां च महीं च दद्यात् । [॥६]
यानीह [दत्तानि] पुरा नरें[द्रै]-
[र्दानानि धर्माथ]-

२३. [यशस्करा]णि [।]
निर्मुक्तमाल्यप्रतिमानि तानि
को नाम साधुः पुनराददीत [॥७]
स्वदत्तां परदत्तां वा यत्ना[द्रक्ष युधिष्ठिर ।]
महीं
[महिमतां श्रे]ष्ठ दानाच्छ्रेयो[ऽ]नुपालनमिति [॥८]

२४. श्रीकण्ठकणकदूतकं ॥ संवत्सरशतचतुष्टये ष-
[डशीत्यधिके आषाढशुद्ध]-

२५. [द्वादश्यां सं] ४८६ आषाढ शु १[२] आदित्यवारे [निबद्धं लिखितं चैतन्मया] ......

२६. ...... स्वहस्तो मम श्रीजयभट[स्य ।]

" (જે અશ્વોની ટુકડીઓના નાશથી શોભે છે, ઝડપથી) કાપેલા ગજના કુંભસ્થળમાંથી ટપકતાં મોતીઓના (સમુદાયથી દાંતાળી થયેલી તલવારરૂપી લતાનાં કિરણોના સમૂહથી) જેના જમણા બાહુનો ઉપલો ભાગ શ્યામ થયો છે, જેમાં પદ્માકર (પદ્મ–જલાશય)ની જેમ અનેક લક્ષણ [24] પ્રકટ થાય છે, (પરંતુ જે જડાશ્રય–જલાશ્રય[25] નથી), જે ચંદ્રની જેમ સકલ કલાઓના કલાપથી[26] યુક્ત છે, પરંતુ દોષાકર[27] નથી, સાગરની જેમ એની અંદર વિપક્ષ ભૂભૃતનું[28] મંડલ પ્રવેસ્યું છે, (પરંતુ જે ગ્રાહથી[29] આકુલ નથી), જેણે નારાયણની જેમ સુદર્શન ચક્ર[30] વડે વિપક્ષનો નાશ કર્યો છે, પરંતુ જે કૃષ્ણ સ્વભાવનો[31] નથી, જેણે હર(શિવ)ની જેમ ભૂતિનો [32] સમૂહ અંગીકૃત કર્યો છે, (પરંતુ જે ભુજંગથી[33] પરિવૃત નથી,)

" જે બાલચંદ્રના બિંબના જેવો છે, ને જેના તનુનો ઉદય વધતો જાય જાય છે. જે અલ્પ કરવાળો ને કાંતિવાળો છે, તેણે લોકને પ્રણામ કરવાની ઇચ્છાવાળો અને અંજલિ જોડેલો કર્યો છે (૧).

"જેણે વલભીપતિના નગરમાં, સકલ લોકને ઘણો સંતાપ દેનાર તજ્જિકો રૂપી અગ્નિને અસિધારા રૂપી જલ વડે એકદમ શાંત કર્યો તેવો એ જયભટ-રૂપી જલદ (વાદળ) છે (૨).

"જેનાં ચરણકમલ સેંકડો નૃપોના મુકુટ–રત્નની કિરણાવલીથી રંજિત છે; તેવા તેનું દેવાંગનાઓનાં વૃંદ (ગુણ) ગાન કરે છે.

"જેણે પંચ મહાશબ્દ પ્રાપ્ત કર્યા છે તેવો મહાસામંતાધિપતિ શ્રી જયભટ કુશલ (હોઈ), રાજા, સામંત, ભોગિક, વિષયપતિ, રાષ્ટ્રમહત્તર, ગ્રામમહત્તર, આધિકારિક આદિ સર્વને જણાવે છે :

"તમને વિદિત થાય કે મેં માતાપિતાના અને પોતાના ઐહિક (આ લોકના) તથા આમુષ્મિક (પરલોકના) પુણ્ય અને યશની અભિવૃદ્ધિ માટે કેમજ્જુ ગ્રામમાં સ્થાપેલા પૂજ્ય આશ્રમ–દેવને ગંધ, ધૂપ, પુષ્પ, દીપ, પ્રભાતના સંગીત સત્રનું પ્રવર્તન, સંમાર્જન, દેવાલયના તૂટેલા ભાગેલા કે પડેલા ભાગના સમારકામ કે નવા બાંધકામ આદિના કામ માટે શ્રી ભરુકચ્છ વિષયની અંદર આવેલા કેમજ્જુ ગ્રામમાં ગામની પશ્ચિમ–દક્ષિણ સીમમાં પચાસ નિવર્તન માપનો ભૂમિ–ખંડ, જેના ખૂંટ પૂર્વે છીરકહ ગામ જતો રસ્તો, દક્ષિણે જમ્ભાગ્રામની સીમાની સંધિ, પશ્ચિમે જમ્ભાગ્રામથી ગોલિઅવલ્લી ગ્રામ જતો રસ્તો (અને) ઉત્તરે કેમજ્જુ ગ્રામથી સીહુગ્રામ જતો રસ્તો અને વટવાપી – એ રીતે ચાર ખૂંટની નિશાનીવાળું ક્ષેત્ર (ખેતર) ઉપરિકર સાથે, ભૂત–પ્રત્યાય અને વાત–પ્રત્યાય સાથે, ધાન્ય–આદેય અને હિરણ્ય–આદેય સાથે, દશાપરાધ(ના દંડ) સાથે, ઉત્પદ્યમાન વિષ્ટિના અધિકાર સાથે, ચાટ અને ભટને પ્રવેશ કરવાની મનાઈ સાથે તેમજ સર્વ અધિકારીઓને હસ્તક્ષેપ કરવાની મનાઈ સાથે, અગાઉ આપેલાં દેવદાય અને બ્રહ્મદાય સિવાય, ભૂમિચ્છિદ્રના ન્યાયે (દૃષ્ટાંતે), ચંદ્ર સૂર્ય સમુદ્ર ભૂમિ નદી પર્વત ટકે ત્યાં સુધીના કાલ પર્યંત આજે આષાઢ સુદ દશમે કર્કટક રાશિમાં સૂર્યની સંક્રાંતિ થતાં પવિત્ર તિથિએ, જલ મૂકીને, દેવદાય પણ આપ્યું છે.

"જેથી એની ઉચિત તપોવન–આચારની રૂએ ભોગવતાં, ખેડતાં, ખેડાવતાં કે સુપરત કરતાં કોઈએ અંતરાય કરવો નહિ. અમારા વંશના કે અન્ય આગામી ભદ્ર રાજાઓએ અમારા આ દાય(દાન)ને અનુમોદન આપવું ને એનું પરિપાલન કરવું. ને જે અજ્ઞાનરૂપી તિમિરના પડળથી ઘેરાયેલી મતિ વડે એનો આચ્છેદ કરે કે કરવા દે તે ઉપપાતકો સહિત પંચ મહાપાતકોથી યુક્ત થાય. ને ભગવાન વેદવ્યાસ વ્યાસે કહ્યું છે :

ભૂમિદાતા વસે સ્વર્ગે વર્ષો સાઠ હજાર ને
છેદે કે છેદવા દે તે એટલાં નરકે વસે. (૩)

ભૂમિદાય હરે છે જે જન્મે છે કૃષ્ણ સર્પ તે
વસે શુષ્ક બખોલોમાં વિંધ્ય–નિર્જલ કાનને. (૪)

સગરાદિ ઘણા રાજા [ભૂમિને] ભોગવી ગયા.
જેની જેની યદા ભૂમિ તેનું તેનું તદા ફલ. (૫)

સંતાન છે અગ્નિતણું સુવર્ણ, [ભૂ વિષ્ણુની], સૂર્યસુતાય ગાયો;
દીધા ત્રણે લોક ગણાય તેણે, દે છે મહી ધેનુ સુવર્ણને જે (૬);

[દીધાં] અહીં [દાન] પુરા નૃપોએ, [ધર્માર્થે સાથે યશ જે કરાવે],
નિર્ભુક્ત નિર્માલ્ય સમાન તેને પાછાં લઈ સજ્જન કોણ લે રે ? (૭)

પોતે કે પારકે દીધી, યત્ને [પાળ, યુધિષ્ઠર],
ભૂમિને, શ્રેષ્ઠ [ભૂપાલ], દાનથી શ્રેય પાલન. (૮)

"શ્રી કંડકણક દૂતક છે. સંવત્સર (વર્ષ) ચારસો (છચાસી આષાઢ સુદિ બારસે સં.] ૪૮૬ આષાઢ સુ. ૧[૨] અતદિત્ય(રવિ)વારે આ રચ્યું ને લખ્યું... મારા શ્રી જયભટ[ના] સ્વહસ્ત (દસ્કત).'

* * *

આ તામ્રપત્ર (તાંબાનું પતરું) કાવી(તા. જબુંસર, જિ. ભરૂચ)ના કપિલ બ્રાહ્મણો પાસે છે. કહે છે કે કાવીમાં ગંગેશ્વર મહાદેવના મંદિર પાછળની પાણીની ટાંકી પાંચસો છસો વર્ષ પહેલાં સાફ કરેલી ત્યારે તેમાં તાંબાનાં સાત પતરાં મળેલાં, તેમાંથી બે પતરાં ગંગાસાગર (બંગાળા) ચાલ્યા ગયેલા બ્રાહ્મણો એમની સાથે લઈ ગયેલા. બાકીનાં પાંચ પતરાં પૈકી ત્રણ પતરાં રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદરાજ પ્રભૂતવર્ષના દાનશાસન(શક વર્ષ ૭૪૯)નાં [૩૪] છે, એક પતરું ચૌલુક્ય રાજા અજયપાલનું છે.[૩૫] અને એક પતરું આ છે. આ પતરું ગુર્જરનૃપતિવંશના રાજા જયભટ ૪થાના દાનશાસનનું બીજું પતરું છે. પહેલું પતરું ગંગાસાગર જતું રહ્યું લાગે છે.

આ દાનશાસન બે તામ્રપત્રો પર કોતરાયું હતું. આ પતરા પર એનો ઉત્તરાર્ધ કોતરેલો છે. પહેલા પતરા પર કોતરેલા પૂર્વાર્ધમાં શાસનનું સ્થળ અને પૂર્વજોની પ્રશસ્તિ હતી તથા દાન દેનાર રાજાની પ્રશસ્તિનો આરંભિક ભાગ હતો. આ પ્રશસ્તિઓ બીજા દાનશાસનોમાં પણ મળે છે; આ દાનશાસનની મુખ્ય હકીકત આ બીજા પતરા પર કોતરેલી છે. મૂળ પતરું ૨૫ × ૩૩ સેં. મી.(૧૦×૧૩ ઇંચ)નું હતું, પણ એની બાજૂઓના ખૂણા તૂટી ગયા હોવાથી એ હાલ અર્ધવૃત્તાકાર લાગે છે.

આ તામ્રપત્ર પહેલાં Indian Antiquary ના Vol. V માં લેખની પ્રતિકૃતિ વિના પ્રગટ થયેલું, તે Corpus Inscriptionum Indicarum ના Vol. IV માં પ્રતિકૃતિ અને અનુવાદ સાથે પ્રકાશિત થયું છે.[૩૬]

આ રાજવંશના રાજાઓ શરૂઆતમાં પોતાને ગુર્જરનૃપતિવંશના ગણાવતા. 'ગુર્જરનૃપતિવંશ' એટલે (૧) ગુર્જર જાતિના રાજાઓનો વંશ અથવા (૨) ગુર્જરદેશના રાજાઓનો વંશ એવો અર્થ થાય. આ રાજાઓ રાજસ્થાનની પ્રતીહારવંશની શાખારૂપ લાગે છે; પ્રતીહારો ગુર્જર જાતિના હતા કે કેમ એ વિવાદાસ્પદ છે. આગળ જતાં આ વંશના રાજાઓ પોતાને (પાંડવોના સમકાલીન) કર્ણના વંશજ ગણાવે છે.

સામાન્ય રીતે આ રાજવંશની વંશાવળી દદ્દ ૧ લા થી શરૂ થાય છે. એનો પુત્ર જયભટ–વીતરાગ (જયભટ ૧ લો) હતો ને એનો પુત્ર દદ્દ પ્રશાંતરાગ-દદ્દ ૨ જો હતો, જે ચક્રવર્તી હર્ષનો સમકાલીન હતો ને જેણે વલભીપતિ ધ્રુવસેન બાલાદિત્યનું પરિત્રાણ કરેલું. દદ્દ ૨ જાનો પુત્ર જયભટ ૨ જો, એનો પુત્ર દદ્દ ૩ જો–દદ્દ બાહુસહાય, એનો પુત્ર જયભટ ૩ જો, એનો પુત્ર અહિરોલ અને એનો પુત્ર જયભટ ૪ થો હતો, આ વંશની રાજધાની પહેલાં નાંદીપુરી-નાંદીપુર(નાંદોદ)માં અને પછી ભરુકચ્છ(ભરૂચ)માં હતી.

આ રાજાનું એક બીજું દાનશાસન મળ્યું છે, એ સં. ૪૮૬ ના આશ્વિન માસનું છે.[૩૭] જયભટ ૪ થો આ વંશનો છેલ્લો રાજા છે, એના બીજા દાન-શાસનના પહેલા પતરા પરથી એ જયભટ ૩ જાનો પૌત્ર અને અહિરોલનો પુત્ર હોવાનું માલૂમ પડ્યું છે.

આ પતરા ઉપર કુલ ૨૬ પંક્તિ કોતરેલી છે.

જયભટ પોતાના પુરોગામીઓની જેમ પંચ મહાશબ્દ ધરાવતો ને 'મહા સામંતાધિપતિ' કહેવાતો. પુરોગામીઓની જેમ એ પરમ માહેશ્વર હશે. એની પ્રશસ્તિમાં એના ગુણો, યશ, પ્રતાપ ઇત્યાદિની ભારે પ્રશંસા કરવામાં આવી છે. આ તામ્રપત્રમાં શરૂ થતા પ્રશસ્તિ–ભાગમાં એ શત્રુઓની અશ્વસેનાનો નાશ કરતો અને ગજસેનાને મહાત કરતો હોવાનું વર્ણવ્યું છે. આ પછી શ્લેષવાળા શબ્દોના પ્રયોગ દ્વારા એને પદ્માકર, ક્ષપાકર, સાગર, નારાયણ અને હર સાથે ઉપમા આપવામાં આવી છે ને એવા પ્રયોગ દ્વારા એનામાં એ દરેક ઉપમાન કંઈ ભિન્ન હોવાનું દર્શાવી વિરોધાભાસ દ્વારા એનું ચડિયાતાપણું સૂચવવામાં આવ્યું છે.

મૈત્રકવંશની જેમ આ વંશના રાજાઓની પ્રશસ્તિ પણ સામાન્યતઃ ઉચ્ચ શૈલીના સંસ્કૃત ગદ્યમાં આપેલી છે. આ વંશની પ્રશસ્તિનો મુખ્ય ભાગ પણ ગદ્યમાં છે, પણ એ પછી છેવટનો થોડો ભાગ પદ્યમાં આપવામાં આવ્યો છે. એમાંનો પહેલો શ્લોક ઉપજાતિ છંદમાં છે. એમાં રાજાના પ્રતાપની સામાન્ય પ્રશસ્તિ કરવામાં આવી છે. પરંતુ પછીનો શ્લોક જે ગીતિ છંદમાં છે તેમાં એના એક ચોક્કસ પરાક્રમનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આથી આ શ્લોક ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે. પહેલાં એનો પૂરો શુદ્ધ પાઠ મળ્યો નહોતો ત્યારે એનો ખરો અર્થ સમજાયો નહોતો.[38] પરંતુ આ રાજાના બીજા દાનશાસનના આધારે પછી એનો પાઠ શુદ્ધ થતાં એનો ખરો અર્થ સમજાયો છે.[39] આ અનુસાર આ રાજા જયભટે વલભીપતિના નગરમાં અર્થાત્ વલભીપુરમાં તજ્જિકો-(અરબો)નો પરાભવ કર્યો હોવાનું માલૂમ પડે છે. નવસારીના ચાલુક્ય રાજા અવનિજનાશ્રય પુલકેશીના દાનશાસન(ઈ. સ. ૭૩૮)માં[40] નોંધ્યું છે તેમ તજ્જિક (તાજિક) સેનાએ સૈંધવ, કચ્છ, સૌરાષ્ટ્ર, ચાવોટક (ચાવડા), મૌર્ય, ગુર્જર આદિ રાજ્યો જીતી દક્ષિણાપથ જીતવાની ઇચ્છાથી નવસારી તરફ કૂચ કરેલી, પણ ત્યાંના રાજા પુલકેશીએ એને હરાવી ત્યાંથી પાછી કાઢેલી. આ આક્રમણ સિંધના અરબ સૂબા જુનૈદની ફોજે ઈ. સ. ૭૨૬ ના અરસામાં કર્યું હતું.[41] નવસારી દાનશાસન પરથી અરબ ફોજે પહેલાં વલભી અને ભરૂચના રાજાઓને હરાવ્યા લાગે છે. તો જયભટનું આ પરાક્રમ એ અરબ ફોજની પીછે-હઠ દરમ્યાન થયું હોયું જોઈએ. આ પરાક્રમ ભરૂચમાં નહિ પણ વલભીમાં થયું હોઈ, ત્યાં એ બે રાજ્યોનો સંયુક્ત મોરચો રચાયો હશે ને એમાં જયભટે અગ્રિમ ભાગ ભજવ્યો હશે.[42]

દાનશાસન જે અધિકારીઓને ફરમાવવામાં આવ્યું છે, તેમાં રાજા, સામંત, ભોગિક, વિષયપતિ, રાષ્ટ્રમહત્તર, ગ્રામમહત્તર અને આધિકારિકનો નિર્દેશ થયો છે. ભોગિક એ 'ભોગ' પ્રકારનું મહેસૂલ ઉઘરાવનાર અધિકારી હશે. અથવા 'ભુક્તિ' જે 'વિષય' થી મોટો વહીવટી વિભાગ હતો તેનો વડો હશે.[43] વિષયપતિ એ વિષય(જિલ્લા)નો વડો હતો. રાષ્ટ્રમહત્તર એ રાષ્ટ્રનો અને ગ્રામમહત્તર એ ગ્રામનો મોટેરો હતો. 'આધિકારિક' એ પલ્લવ રાજ્યના 'નિયોગિક' કે 'નૈયોગિક' ને મળતો, નાના વહીવટી એકમ કે હોદ્દાનો અધિકાર ધરાવતો અધિકારી હતો.[44]

દાન લેવાથી દેવાલયને માટે બે પ્રકારના ખર્ચનો પ્રબંધ થતો–(૧) રોજની પૂજા વગેરેના ખર્ચનો અને (૨) જરૂરી સમારકામના ખર્ચનો.

દાનમાં આપેલી ભૂમિ ભરુકચ્છ વિષયના અર્થાત્ ભરૂચ જિલ્લાના કેમજ્જુ નામે ગામની દક્ષિણ–પશ્ચિમ સીમમાં આવેલી હતી. નિવર્તન એ જમીન–માપનું એકમ હતું. એ માપ જુદા જુદા દેશકાલમાં જુદું જુદું હતું–ક્યાંક ૩૦૦ × ૩૦૦ હસ્તનું, ક્યાંક ૨૧૦ × ૨૧૦ હસ્તનું, ક્યાંક ૨૪૦ × ૨૪૦ હસ્તનું, ક્યાંક ૧૧૨ × ૧૧૨ હસ્તનું, ક્યાંક ૧૪૦ × ૧૪૦ હસ્તનું ને ક્યાંક ૧૦૦ × ૧૦૦ હસ્તનું.[૪૫]

કેમજ્જુ એ જંબુસર તાલુકાનું કીમોજ ગામ છે, જે મહીસાગરના મુખની દક્ષિણે કાવીની પાસે આવેલું છે. છીરકહ ગામ ઓળખાયું નથી, પરંતુ એ કીમોજની દક્ષિણે આવેલું છીદરા હોઈ શકે. જમ્ભા એ ઝામડી છે, જે કીમોજની દક્ષિણ-પશ્ચિમે આવેલું છે. ગોલિઅવલી એ ગોલેલ કે ગુલાલ છે, જે કીમોજની ઉત્તરે છે. સીહુગ્રામ એ કીમોજની પશ્ચિમે આવેલું સીગામ છે. વટવાપી એ વડવાળી વાવ હશે. આશ્રમદેવનું દેવાલય એ કીમોજ પાસે આવેલા આસમેશ્વર મંદિરના સ્થાને આવ્યું હશે. હાલનું દેવાલય ઉત્તરકાલીન છે, પણ એમાંનું લિંગ જૂનું છે.

ઉપરિકર, ભૂતપ્રત્યાય, વાતપ્રત્યાય, ધાન્યાદેય, હિરણ્યાદેય, દશાપરાધ વગેરે શબ્દોની સમજૂતી અગાઉ આપેલી છે.[૪૬] ભૂમિચ્છિદ્ર એટલે પડતર જમીન, જે કરમુક્ત રહેતી.

દાન દીધું દસમે – કર્કટક (કર્ક) રાશિમાં થયેલી સૂર્યની સંક્રાન્તિના દિવસે; ને દાનશાસન લખાયું (કલચુરિ) સંવત ૪૮૬ની આષાઢ સુદિ ૧૨ અને રવિવારે. આ વંશનાં દાનશાસનોમાં કલચુરિ સંવત પ્રયોજાયો છે. ક. સં. ૪૮૬ ની આષાઢ સુદિ દસમે ૨૨ મી જૂન, ઈ. સ. ૭૩૬ અને શુક્રવાર હતો ને આષાઢ સુદ બારસે ૨૪ મી જૂન અને રવિવાર હતો. સૂર્ય સંક્રાન્તિની તિથિ અને દાનશાસનની તિથિનો વાર ઉપયોગી નીવડેલ છે.

દાન દેવાનો મહિમા, દાનના અનુપાલનનું પુણ્ય અને દાનના આચ્છેદના પાપને લગતા અહીં ૭ શ્લોક ઉદાહૃત કરવામાં આવ્યા છે. ને એ શ્લોક વેદવ્યાસ (વેદનાં સૂક્તોનો સંગ્રહ કરનાર) ભગવાન વ્યાસે રચ્યા હોવાનું જણાવાયું છે.

દૂતકનું નામ કંડકણક હતું, પણ એના અધિકાર જણાવ્યા નથી. દાનશાસન ઘડનાર અધિકારીનું નામ વગેરે પતરાના નષ્ટ ભાગમાં લુપ્ત થયું છે.

આમ આ દાનશાસનનું બીજું પતરું જ ઉપલબ્ધ છે ને એના ખૂણા ખંડિત છે, છતાં એમાંથી ઠીક ઠીક ઉપયોગી માહિતી પ્રાપ્ત થાય છે. એમાં દાન દેનાર રાજાની પ્રશસ્તિમાં આવતો અરબોના પરાભવનો ઉલ્લેખ, ભરુકચ્છ વિષય,

કેમજ્જુ વગેરે પ્રાચીન ગામો, આશ્રમદેવનું દેવાલય, ગુર્જરનૃપતિ વંશના દાનશાસનનું સ્વરૂપ, કાલગણનાની પદ્ધતિ ઇત્યાદિ ખાસ નોંધપાત્ર ગણાય, પ્રશસ્તિમાં સંસ્કૃત ગદ્ય તથા પદ્યના સુંદર નમૂના આપેલા છે.

## પાદટીપ

૧. I. E., p. 133 ૨. મૈ. ગુ., ભા. ૨, પૃ. ૫૧૭

૩. I. E., pp. 366 f.; મૈ. ગુ., ભા. ૨, પૃ. ૫૧૩

૪. I. E., p. 358; મૈ. ગુ., ભા. ૨, પૃ. ૫૧૦

૫. I. E., p. 359; મૈ. ગુ., ભા. ૨, પૃ. ૫૧૩

૬. મૈ. ગુ., ભા. ૨, પૃ. ૫૧૮

૭. એજન, પૃ. ૫૨૭

૮. એજન, પૃ. ૫૨૪

૯. લેખ નં. ૪૫. વળી જુઓ प्राचीन भारतीय अभिलेखोंका अध्ययन, પૃ. ૧૩૯-૧૪૧.

૧૦. મૈત્રકકાલીન ગુજરાત, ભા. ૨, પરિશિષ્ટ ૫, પૃ. ૩૫, ટી. ૧૬

૧૧. એજન, ભા. ૧, પ્ર. ૨ ૧૨. એજન, ભા. ૧, પૃ. ૫૮

૧૩. ગુ. ઐ. લે., ભા. ૧, લેખ ૧૬ ૧૪. મૈ. ગુ., ભા. ૧, પૃ. ૬૨

૧૫. એજન, પૃ. ૭૦–૭૧ ૧૬. એજન, પૃ. ૫૧૫–૫૧૯

૧૭. એજન પૃ. ૩૯૪, ૩૯૮

૧૮. શાક્યસિંહ ગૌતમ બુદ્ધ ઉપરાંત બીજા પણ બુદ્ધોની માન્યતા પ્રચલિત હતી. વલભીના રાજા શીલાદિત્ય ૧ લાએ બંધાયેલા વિહારમાં વિપશ્યી વગેરે સાત બુદ્ધોની મૂર્તિઓ સ્થપાઈ હતી. શાક્યસિંહ એમાંના સાતમા છે.

૧૯. એજન, પરિશિષ્ટ ૫, પૃ. ૩૭ ૨૦. એજન, પૃ. ૫૨૭–૫૨૮

૨૧. એજન, પૃ. ૫૧૬ ૨૨. એજન, પૃ. ૩૪૮–૩૪૯

૨૩. એજન, પૃ. ૧૧૯ ૨૪. (૧) શુભચિહ્નો (૨) બગલા

૨૫. (૧) જડને આશ્રય આપનાર (૨) જળાશય

૨૬. (૧) તેજનો ૧૬ મો ભાગ, (૨) સૌંદર્યયુક્ત રચના

૨૭. (૧) નિશા-કર, (૨) દોષનો આકર

૨૮. (૧) પક્ષ (પાંખ) વિનાના ભૂભૃત્ (પર્વત), (૨) પ્રતિપક્ષી રાજાઓ

૨૯. (૧) મગર, (૨) લોભ

૩૦. (૧) સુદર્શન નામે ચક્ર, (૨) સારાં દર્શનો(શાસ્ત્રો)નું વર્તુલ (ડૉ. મિરાશી સુસજ્જ સૈન્ય એવો અર્થ ઘટાવે છે.)

૩૧. (૧) વાસુદેવ કૃષ્ણ, (૨) શ્યામ, દુષ્ટ

૩૨. (૧) ભભૂતી, રાખ (૨) સમૃદ્ધિ

૩૩. (૧) સર્પ (૨) જાર

૩૪. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૨, લેખ ૧૨૬

૩૫. C. I. I., Vol. IV, p. 96

૩૬. No. 23, Plate XVI, pp. 96 ff.
વળી જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૨, લેખ ૧૧૮.

૩૭. C. I. I., Vol. IV, No 24; ગુ. ઐ. લે., ભા. ૨, લે. ૧૧૯

૩૮. આથી ડૉ. બ્યૂલરે એવો અર્થ ઘટાવેલો કે જયભટે વલભીપતિનો પરાભવ કર્યો.

૩૯. C. I. I., Vol IV, pp. 101 f.

૪૦. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૧, લેખ ૧૦૬

૪૧. મૈત્રકકાલીન ગુજરાત, ભા. ૧, પૃ. ૧૪૩

૪૨. એજન, પૃ. ૨૯૬–૨૯૭

૪૩. એજન, ભા. ૨, પૃ. ૫૧૬, ૫૨૩

૪૪. I. E., pp. 357, 363

૪૫. E. I., p. 409

૪૬. જુઓ ઉપર પૃ. ૩૦૯–૩૧૦.

## પ્રકરણ ૧૭

# સોલંકી રાજ્યના બે શિલાલેખ

તામ્રપત્ર કરતાંય શિલાલેખો એ અભિલેખોનો વધુ પ્રચલિત પ્રકાર છે. એમાં મોટે ભાગે દેવાલય વાપી વગેરે પૂર્તકાર્યના નિર્માણ કે પુનર્નિર્માણની હકીકત આપી હોય છે. બેસનગર ગરુડસ્તંભ લેખ, ખારવેલનો હાથીગુફા લેખ, ગૌતમીપુત્ર શાતકર્ણિનો નાસિક ગુફાલેખ, જૂનાગઢના બંને શૈલલેખ અને ચંદ્રગુપ્ત ૨ જાના સમયનો મથુરા સ્તંભલેખ – એ આ પ્રકારના શિલાલેખ ગણાય. આ પ્રકારના શિલાલેખોની પરંપરા પ્રાચીન કાલના અંત પર્યંત ચાલુ રહી; ને મધ્યકાલ તથા અર્વાચીન કાલમાં પણ ચાલુ રહેલી છે. આવા શિલાલેખ ભારતના દરેક પ્રદેશમાં સંખ્યાબંધ મળે છે. અહીં ગુજરાતના સુપ્રસિદ્ધ સોલંકી રાજ્યના શિલાલેખો પૈકી બે શિલાલેખોના નમૂના આપવામાં આવ્યા છે. એમાંનો એક લેખ છે સિદ્ધરાજ જયસિંહ (અને કુમારપાલ)ના સમયનો અને બીજો લેખ છે ધોળકાના (વાઘેલા) સોલંકી રાણા વીરધવલના સમયનો, અર્થાત્ સોલંકી રાજા ભીમદેવ ૨ જાના સમયનો.

### ૧. ચૌલુક્ય જયસિંહદેવના સમયનો દાહોદ શિલાલેખ, વિ. સં. ૧૧૯૬

१. ओ नमो भगवते वासुदेवाय ॥
श्री जयसिंहदेवो[ऽ]स्ति भू–

२. पो गुर्ज्जरमंडले ।
येन कारागृहे क्षिप्तौ सुराष्ट्रमालवेश्वरौ ॥

३. अन्येप्युत्सादिता येन सिंधुराजादयो नृपाः ।
आज्ञां शिरसि शेषेव वा–

४. हिता उत्तरे नृपाः ॥२॥
अणहिलपाटकनगरं सुरमंदिरहृद्धतरगिहय–

५. मार्गं ।

यस्यास्ति राजधानी राज्ञो[ऽ]योध्येव रामस्य ॥३॥

एतस्यां पृथ्वीना-

६. थात् केशवो वाहिनीपतिः ।

सेनापतिक्रमं[?] प्रापि दधिपद्रादिमंडले ॥४॥

७. अनेन दधिपद्रे[ऽ]स्मिन्नियुक्तो मंत्रिदीक्षितः ।

गोगनारायणं चक्रे जन-

८. न्याः श्रेयसे कृती ॥५॥

श्रीनृपविक्रमसंवत् ११९६ श्री गोगनारायण-

९. देवः प्रतिष्ठितः । अस्य देवस्य पूजार्थं सं. १२०२ गोद्रहके महामंड-

१०. लेश्वरश्रीवापनदेवप्रसादादवाप्तप्रभ्वा. राण. सांकरसीहेन ऊभ-

११. लोडपथकमध्ये आश्विलियाकोडाग्रामे हलवयस्य भूमिः प्र-

१२. दत्ता । अस्याघाटा : पूर्वस्यां दिशि दधिमती नाम नदी उत्तरस्यां दि-

१३. शि क्षारवहः ॥

" ૐ ભગવાન વાસુદેવને નમસ્કાર.

" ગુર્જરમંડલમાં જયસિંહદેવ રાજા છે, જેણે સુરાષ્ટ્ર અને માલવ દેશના રાજાઓને કારાગૃહમાં નાખ્યા (૧).

"જેણે સિંધુરાજ વગેરે અન્ય રાજાઓનો નાશ કર્યો; ઉત્તરના રાજાઓ પાસે (એણે પોતાની) આજ્ઞા) શેષ(નાગ)ની જેમ શિર પર ધારણ કરાવી (૨).

"જેમ રામને અયોધ્યા તેમ એને અણહિલપાટક નગર રાજધાની છે. એનાં દેવાલય સૂર્યના અશ્વોનો માર્ગ રોકે છે (અર્થાત્ ઘણાં ઉત્તુંગ છે) (૩).

"એમાં સેનાપતિ કેશવને રાજા તરફથી દધિપદ્ર આદિ મંડલમાં સેનાપતિનું પદ પ્રાપ્ત થયું (૪).

" આ દધિપદ્રમાં એણે (રાજાએ) નીમેલા અને મંત્રી બનાવેલા કૃતાર્થ (કેશવે) માતાના શ્રેય માટે ગોગનારાયણ દેવનું (મંદિર) કર્યું (૫).

"શ્રી નૃપ વિક્રમ સંવત ૧૧૯૬ શ્રી. ગોગનારાયણ દેવની પ્રતિષ્ઠા કરી.

"આ દેવની પૂજા અર્થે સં ૧૨૦૨ ગોદ્રહકમાંના મહામંડલેશ્વર શ્રીવાપન-દેવની કૃપાથી પ્રભુત્વ પામેલા રાણક સાંકરસીહે ઊભલોડ પથક મધ્યે આશ્વિલિયા-

કોડા ગ્રામમાં ત્રણ હળની ભૂમિ દાનમાં દીધી. એના ખૂંટ પૂર્વ દિશામાં દધિમતી નામે નદી, ઉત્તર દિશામાં ક્ષારવહ."

* * *

પંચમહાલમાં ઈ. સ. ૧૮૮૧ માં દુકાળ પડ્યો ત્યારે રાહત કાર્ય દરમ્યાન દાહોદના છાબુઆ તળાવ પાસેથી આ શિલાલેખ મળેલો. આ શિલા લગભગ ૪૬ સે. મી. (૧½ ફૂટ) ઉંચી છે.

આ લેખ Indian Antiquary ના Vol. X માં પ્રગટ થયો છે.[૧]

લેખ સાદી સંસ્કૃત ભાષામાં છે. એનો આરંભ 'ૐ नमो भगवते वासुदेवाय' એ દ્વાદશાક્ષરી મંત્રથી થાય છે ને લેખ નારાયણના મંદિરને લગતો છે.

લેખનો મુખ્ય ભાગ પદ્યમાં છે. શ્લો. ૧, ૨, ૪ અને ૫ અનુષ્ટુભ છંદમાં છે. શ્લો. ૩ આર્યા છંદમાં છે. શ્લો. ૫ પછી ગોગનારાયણની પ્રતિષ્ઠાનો સમય-નિર્દેશ ગદ્યમાં કરવામાં આવ્યો છે.

એ પછીનો ભાગ પુરવણી રૂપે પછી ઉમેરાયો લાગે છે. એમાં એ મંદિરને ભૂમિદાન દીધાની હકીકત આપેલી છે.

આ લેખનો પૂર્વ ભાગ ગુર્જરેશ્વર જયસિંહદેવના રાજ્યકાલનો છે. પહેલા બે શ્લોકોમાં એ રાજાનાં મહાન પરાક્રમ વર્ણવ્યાં છે. ગુર્જરમંડલનો રાજા જયસિંહદેવ એ ચૌલુક્ય (સોલંકી) વંશનો સુપ્રસિદ્ધ રાજા સિદ્ધરાજ જયસિંહ છે. એણે સોરઠના ચૂડાસમા રાજા રા'ખેંગારની રાજધાની પર ચડાઈ કરી એને યુદ્ધમાં માર્યો હતો ને માળવા પર ચડાઈ કરી ત્યાંના રાજા યશોવર્માને કેદ કરી પોતાની સાથે અણહિલવાડ આણ્યો હતો એ હકીકત જાણીતી છે.[૨]

સોરઠ સિદ્ધરાજે વિ. સં. ૧૧૭૦(ઈ. સ. ૧૧૧૩–૧૧૧૪)માં જીત્યું લાગે છે.[૩] 'પ્રબંધચિંતામણિ'માં તો સિદ્ધરાજે સોરઠના રાજાને દ્રવ્ય રાખવાનાં વાસણો વડે મારી નાખ્યો હોવાનું જણાવ્યું છે. પરંતુ આ શિલાલેખમાં એને 'કારાગૃહમાં નાખ્યો' હોવાનું જણાવ્યું છે. એની રાણી રાણકદેવીને સિદ્ધરાજ પકડી પાટણ લઈ ગયો પણ એ છેવટે વઢવાણ આગળ સતી થઈ એવી અનુશ્રુતિ છે, એ પરથી શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી ધારે છે કે સિદ્ધરાજ સોરઠના રાજાને કેદ કરી પાટણ લઈ ગયો હશે અને એ સિદ્ધરાજનું આધિપત્ય સ્વીકારી છૂટો થયો હશે ને પછી કોઈ કારણથી વઢવાણ આગળ મૃત્યુ પામ્યો હશે.[૪]

સિદ્ધરાજે માળવા પર ચડાઈ કરી ત્યારે રસ્તામાં ભીલો એની સેવા કરવા લાગ્યા એવો 'દ્વયાશ્રય'માં ઉલ્લેખ છે એ પરથી માળવા જતાં રસ્તામાં એણે પંચમહાલના ભીલોને વશ કર્યા હોવાનું માલૂમ પડે છે.[૫] માળવાનો વિજય વિ. સં. ૧૧૯૨-૯૩માં થયો.[૬]

જયસિંહદેવે પંચમહાલના પ્રદેશ પર પોતાનું શાસન પ્રવર્તાવ્યું એની આ લેખ પરથી પ્રતીતિ થાય છે. એણે દધિપદ્રમંડલના કેશવ નામે સેનાપતિ નીમ્યો. દધિપદ્ર એ દાહોદ છે.[૭] જયસિંહદેવે એની આસપાસના પ્રદેશને પોતાના રાજ્યનું એક મંડલ બનાવી ત્યાં અને મંડલેશ્વર નીમ્યો લાગે છે.

શ્લો. ૨ માં જયસિંહદેવે સિંધુરાજ વગેરે અન્ય રાજાઓનો નાશ કર્યાનો નિર્દેશ છે. કવિ સોમેશ્વરદેવ પણ જયસિંહદેવે સિંધુપતિને બાંધ્યાનો ઉલ્લેખ કરે છે.[૮] આ સિંધુરાજ કોણ એ એક પ્રશ્ન છે. એ લાટના મંડલેશ્વર શંખનો પિતા સિંધુરાજ એવું શ્રી રસિકલાલ પરીખે સૂચવ્યું છે, પરંતુ શંખનો સમય સમય ઈ. સ. ૧૨૨૪-૧૨૩૦નો હોઈ એનો પિતા ઈ. સ. ૧૧૩૪–૪૦ ના અરસામાં રાજ્ય કરતો હોવાનું ભાગ્યે જ સંભવે.[૯] કિરાડુના પરમાર રાજા સોમેશ્વરે જયસિંહદેવની મદદથી સિંધુરાજપુર પાછું મેળવ્યું એવો કિરાડુના વિ. સં. ૧૨૧૮ના શિલાલેખમાં ઉલ્લેખ આવે છે. એ પરથી એ સિંધુરાજપુરના રાજાને અહીં 'સિંધુરાજ' કહ્યો હોવાનું સૂચવાયું છે.[૧૦] અથવા સિંધુરાજ એ સિંધનો સુમરા રાજા હશે એવું પણ ધારવામાં આવ્યું છે.[૧૧]

ઉત્તરના રાજાઓ નડૂલ અને સાંભર–અજમેરના ચૌહાણ રાજાઓ લાગે છે. [૧૨]

શ્લો. ૩ માં જયસિંહદેવની રાજધાની તરીકે અણહિલપાટક (અણહિલવાડ) પત્તન(પાટણ)નો ઉલ્લેખ છે.

શ્લોક ૪ માં દધિપદ્ર વગેરે મંડલોમાં સેનાપતિ કેશવને નીમ્યાની હકીકત આપી છે. દધિપદ્રમંડલ, ગોદ્રહકમંડલ વગેરે મંડલોમાં મંડલેશ્વરો ઉપરાંત એક સામાન્ય સેનાપતિ પણ નિમાયો લાગે છે.

શ્લોક ૫ નો શબ્દપ્રયોગ જરા અટપટો છે. શિલાલેખના સંપાદક શ્રી હરિલાલ ધ્રુવે એમાં 'એણે' એટલે કેશવે એવો અર્થ કરી, એટલે કેશવે નીમેલા કોઈ મંત્રીએ આ મંદિર બંધાવ્યું એવો અર્થ ઘટાવેલો,[૧૩] જ્યારે ડૉ. બ્યૂલર 'એણે' એટલે જયસિંહદેવે એવો અર્થ કરીને 'મંત્રી' શબ્દ સેનાપતિ કેશવને લાગુ પાડે છે.[૧૪] ગોગનારાયણનું મંદિર સેનાપતિ કેશવે બંધાવ્યું એ અર્થ

વધારે બંધ બેસે છે. આ મંદિરમાં ગોગનારાયણની મૂર્તિની પ્રતિષ્ઠા વિ. સં. ૧૧૯૬(ઈ. સ. ૧૧૩૯–૪૦)માં થઈ, માલવદેશના વિજય પછી ત્રણ ચાર વર્ષે.

'ગોગનારાયણ'માં 'ગોગ' શબ્દ સર્પના અર્થમાં પ્રયોજાયો છે એવું શ્રી રત્નમણિરાવ ધારે છે ને એ પરથી આ મંદિર વિષ્ણુનું નહિ પણ નાગનું હોવાનું અનુમાન તારવે છે,[૧૫] પરંતુ સર્પવાચક શબ્દ તો 'ઘોઘો' છે. અહીં લેખનો આરંભ ભગવાન વાસુદેવના નમસ્કાર મંત્રથી થાય છે એ પરથી મંદિર વિષ્ણુનું હોવાનું સ્પષ્ટ છે. રાજા વીસલદેવના સં. ૧૩૧૭ના દાનપત્રમાં[૧૬] બલ્લાલ-નારાયણ તથા રૂપનારાયણ નામે બે દેવોનાં મંદિરોનો નિર્દેશ આવે છે. આવાં નામ પૂર્વજોનાં નામ પરથી પડ્યાં લાગે છે. એ અનુસાર 'ગોગનારાયણ' નામ પ્રાયઃ સેનાપતિ કેશવની માતાના નામ પરથી પડ્યું હશે.[૧૭]

આ શિલાલેખમાં આવતા સં. ૧૨૦૨ના ઉલ્લેખે એક પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે. લેખના પૂર્વભાગમાં જયસિંહદેવનો નિર્દેશ વર્તમાન રાજા તરીકે થયેલો છે. એ અનુસાર સં. ૧૨૦૨નું ભૂમિદાન પણ એના રાજ્યકાલ દરમ્યાન અપાયું હોવાનું લાગે. પરંતુ જયસિંહદેવ તો સં. ૧૧૯૯ના કાર્તિક માસમાં મૃત્યુ પામ્યો હોવાનું પ્રબંધ જણાવે છે,[૧૮] વળી સુપાસનાહચરિય ની હસ્તપ્રતની પ્રશસ્તિમાં પણ કુમારપાલ સં. ૧૧૯૯ ના માઘમાં રાજ્ય કરતો હોવાનું જણાવ્યું છે.[૧૯] આથી વિ. સં. ૧૨૦૨ માં તો જયસિંહદેવનું નહિ પણ એના ઉત્તરાધિકારી કુમારપાલનું રાજ્ય ચાલતું હતું એ સ્પષ્ટ છે.

આથી આ વર્ષને જયસિંહદેવના રાજ્યકાલનું નહિ ગણતાં, એના નિર્દેશ-વાળા વાક્યને આગળ જતાં કુમારપાલના રાજ્યકાલ દરમ્યાન ઉમેરેલું ગણવું એ જ યોગ્ય છે.[૨૦]

આમ મૂળ લેખ જયસિંહદેવના સમયમાં ગોગનારાયણના મંદિરના નિર્માણને લગતો લખાયેલો, ને એમાં આગળ જતાં એ મંદિરને ભૂમિદાન દેવાયાની હકીકત પુરવણી રૂપે કુમારપાલના રાજ્યકાલ દરમ્યાન ઉમેરાઈ.

આ ભૂમિદાન દેનાર રાણો સાંકરસીહ (શંકરસિંહ ?) હતો. એના પર ગોદ્રહક(ગોધરા)ના મહામંડલેશ્વર શ્રી વાપનદેવની કૃપા હતી. આ ઉલ્લેખ પરથી કુમારપાલના સમયના ગોદ્રહક મંડલના મહામંડલેશ્વર વિશે જાણવા મળ્યું છે.

દાનમાં દીધેલી ભૂમિ આશ્રિલિયાકોડા ગામમાં હતી ને એ ગામ ઊભલોડ પથકમાં આવ્યું હતું. ઊભલોડ એ દાહોદ તાલુકાનું હાલનું અભલોડ ગામ

છે. આશ્વિલિયા તે હાલનું એ તાલુકાનું નીમનાલિયા–રાખડાલ અને કોડા એ એની પાસેનું ગડોઈ હોવાનું ધારવામાં આવ્યું છે[21] તે નિશ્ચિત ન ગણાય. ઇધમિતી એ દેહમઈ નદી છે ને ક્ષારવહ એ હાલનો 'ખારવો' છે.[22]

એક હલ અર્થાત્ એક જોડી બળદથી ખેડી શકાય તેટલા ખેતરને 'એક હલ ભૂમિ' કહેતા. રાજસ્થાનમાં એટલી જમીન ૫૦ વીઘાંની ગણાય છે, પરંતુ બીજા પ્રદેશોમાં એનાં જુદાં માપ છે.[23]

## ૨. તેજપાલનો આબુ-દેલવાડા શિલાલેખ, વિ.સં. ૧૨૮૭

૧. ઓં ॥ વંદે સરસ्वतीं देवीं याति या क[वि]मानसं ।
नी[यमा]ना [निजेने]व यानमानसवासिना [।]। १
यः [क्ष]ांतिमा[नप्य]रुणः प्रकोपे
शांतो[ऽ]पि दीप्त[ः] स्मरनिग्रहाय ।
निमीलिताक्षो[ ऽपि सम ]प्रदर्शी
स वः शिवायास्तु शि-

२. [वात]नूजः ॥ २
अणहिल्लपुरमस्ति स्वस्तिपात्रं प्रजा[ना-
म]जरजिर[घुतुल्यैः] पा[ल्य]मानं चु[लुक्यैः] ।
[चिरम]तिरमणीनां य[त्र वक्त्रें]दु[मंदी]-
कृत इव [सि]तपक्षप्रक्षये[ऽ]प्यंधकारः ॥ ३
तत्र प्राग्वाटान्वयमुकुटं कुटजप्रसून-

३. विशदयशाः ।
दानार्वनिर्जितकल्पद्रुमषंडश्चंडपः समभूत् ॥ ४
चंडप्रसादादसंज्ञः स्वकुल[प्रासा]दहेमदंडोऽस्य ।
प्रसर[त्की]र्तिपताकः पुण्यविपाकेन सूनुरभूत् ॥ ५
आत्मगुणैः किरणैरिव सोमो रोमोद्गमं सतां कु-

४. र्वन् ।
उदगादगाधमध्यदुग्धोदधिबांधवात्तस्मात् ॥ ६
एतस्मादजनि जिनाधि[ना]थभक्तिं
बिभ्राणः स्वमनसि शश्वदश्वरा[ज]ः ।

तस्यासीद्दयिततमा कुमारदेवी
देवीव त्रिपुररिपोः कुमारमाता ॥ ७
तयोः प्रथमपु-

५. त्रोऽभून्मंत्री लूणिगसंज्ञया ।
दैवादवाप बालोऽपि सालोक्यं [वा]सवेन [स]ः ॥ ८
पूर्व्वमेव सचिवः स कोविदै-
र्गण्यते स्म गुणवत्सु लूणिगः ।
यस्य निस्तुषमतेर्मनीषया
धिक्कृतेव धिषणस्य धीरपि ॥ ९
श्रीमल्लदेवः श्रि-

६. तमल्लिदेव-
स्तस्यानुजो मंत्रिमतल्लिकाऽभूत् ।
बभूव यस्यान्यधनांगनासु
लुब्धा न बुद्धिः शमलब्धबुद्धेः ॥ १०
धर्म्मविधाने भुवनच्छिद्रपिधाने विभिन्नसंधाने ।
सन्निकृता न हि सृष्टः प्रतिमल्लो मल्लदेव-

७. स्य ॥ ११
नीलनीरदकदम्बमुक्तश्वेतकेतुकिरणोद्धरणेन ।
मल्लदेवयशसा गलहस्तो हस्तिमल्लदशनांशुषु दत्तः ॥ १२
तस्यानुजो विजयते विजितेंद्रियस्य
सारस्वतामृतकृताद्भुतहर्षवर्षः ।
श्रीवस्तु-

८. [पा]ल इति भालतलस्थितानि
दौस्थ्याक्षराणि सुकृती कृतिनां विलुंपन् ॥ १३
त्रिरचयति वस्तुपालश्चुलुक्यसचिवेषु कविषु च प्रवरः ।
न कदाचिदर्थहरणे श्रीकरणे काव्यकरणे वा ॥ १४
तेजःपालपालितस्वा-

९. मितेजः-
पुंजः सो[ऽ]यं राजते मंत्रिराजः ।
दुर्वृत्तानां शंकनीयः कनीया-

नस्य भ्राता विश्वविश्रांतकीर्त्तिः ॥ १५
तेजःपालस्य विष्णोश्च कः स्वरूपं निरूपयेत् ।
स्थितं जगत्रयीसूत्रं यदीयोदरकंदरे ॥ १६
जाल्हू–माऊ–साऊ–

१०. धनदेवी–सोहगा–वयजुकाख्याः ।
पद्मलदेवी चैषां क्रमादिमाः सप्त सोदर्यः ॥ १७
एतेऽश्वराजपुत्रा दशरथपुत्रास्त एव चत्वारः ।
प्राप्ताः किल पुनरवनावेकोदरवासलोभेन ॥ १८
अनुजन्मना समेतस्तेजःपा-

११. लेन वस्तुपालोऽयं ।
मदयति कस्य न हृदयं मधुमासो माधवेनेव ॥ १९
पंथानमेको न कदाचि गच्छे-
दिति स्मृतिप्रोक्तमिव स्मरंतौ ।
सहोदरौ दुर्द्धरमोहचौरे
संभूय धर्म्माध्वनि तौ प्रवृत्तौ ॥ २०
इदं सदा सो-

१२. दरयोरुदेतु
युगं युगव्यायतदोर्युगश्रि ।
युगे चतुर्थे[ऽ]प्यनघेन येन
कृतं कृतस्यागमनं युगस्य ॥ २१
मुक्तामयं शरीरं सोदरयोः सुचिरमेतयोरस्तु ।
मुक्तामयं किल महीवलयमिदं भाति यत्कीर्त्या ॥ २२
ए–

१३. कोत्पत्तिनिमित्तौ यद्यपि पाणी तयोस्तथाप्येकः ।
वामोऽभूदनयोर्न तु सोदरयोः कोऽपि दक्षिणयोः ॥ २३
धर्म्मस्थानांकितामुर्व्वीं सर्व्वतः कुर्व्वताऽमुना ।
दत्तः पादो बलाद्बंधुयुगलेन कलेर्गले ॥ २४
इतश्चौलुक्यवीरा-

१४. णां वंशे शाखाविशेषकः ।
अर्णोराज इति ख्यातो जातस्तेजोमयः पुमान् ॥ २५

तस्मादनंतरमनंतरितप्रतापः
प्राप क्षितिं क्षतरिपुर्लवणप्रसादः ।
स्वर्गापगाजलवलयितशंखशुभ्रा
बभ्राम यस्य लवणाब्धिमतीत्य कीर्त्तिः

१५. ॥ २६

सुतस्तस्मादासीद्दशरथककुत्स्थप्रतिकृतेः
प्रतिक्ष्मापालानां कवलितबलो वीरधवलः ।
यशःपूरे यस्य प्रसरति रतिक्रांतमनसा-
मसाध्वीनां भग्नाऽभिसरणकलायां कुशलता ॥ २७
चौलुक्यः सुकृती स वीरधवलः क-

१६. र्णेजपानां जपं

यः कर्णेऽपि चकार न प्रकृतितामुद्दिश्य यौ मंत्रिणौ ।
आभ्यामभ्युदयातिरेकरुचिरं राज्यं स्वभर्त्तुः कृतं
वाहानां निवहा घटाः करटिनां बद्धाश्च सौधांगणे ॥ २८
तेन मंत्रिद्वयेनायं जाने जानुप्रवर्त्तिना ।
वि-

१७. भुर्भुजद्वयेनेव सुखमाश्लिष्यति श्रियं ॥ २९

इतश्च [॥]

गौरीवरश्वशुरभूधरसंभवोऽय-
मस्त्यर्बुदः ककुदमद्रिकदंबकस्य ।
मंदाकिनीं घनजटे दधदुत्तमांगे
यः श्यालकः शशिभृतोऽभिनयं करोति ॥ ३०
क्वचिदिह विहरंतीर्व्वी-

१८. क्षमाणस्य रामाः

प्रसरति रतिरंतर्मोक्षमाकांक्षतोऽपि ।
क्वचन मुनिभिरर्थ्यां पश्यतस्तीर्थवीथीं
भवति भवविरक्ता धीरधीरात्मनोऽपि ॥ ३१
श्रेयः श्रीवशिष्ठहोमहुतभुक्कुंडान्मृतंडातपज–
प्रद्योताधिकदेहदीधितिभ-

र: को[ऽ]प्याविरासीन्नरः ।

तं मत्वा परमारणैकरसिकं स व्याजहार श्रुते-
राधारः परमार इत्यजनि तन्नामाऽथ तस्यान्वयः ॥ ३२
श्रीधूमराजः प्रथमं बभूव भूवासवस्तत्र नरेंद्रवंशे ।
भूमीभृतो यः कृतवानभिज्ञान् पक्षद्वयोच्छे-

२०. दनवेदनासु ॥ ३३
धंधुक-ध्रुवभटादयस्ततस्ते रिपुद्विपघटाजितोऽभवन् ।
यत्कुलेऽजनि पुमान्मनोरमो रामदेव इति कामदेवजित् ॥ ३४
रोदःकंदरवर्ति कीर्तिलहरीलिप्तामृतांशुद्युते-
रप्रद्युम्नवशो यशोधवल इ-

२१. त्यासीत्तनूजस्ततः ।
यश्चौलुक्यकुमारपालनृपतिप्रत्यर्थितामागतं
मत्वा सत्वरमेव मालवपतिं बल्ल(ल्ला)लमालब्धवान् ॥ ३५
शत्रुश्रेणीगलविदलनोन्निद्रनिस्त्रं(स्त्रिं)शधारो
धारावर्षः समजनि सुतस्तस्य विश्वप्रशस्यः ।
क्रोधाक्रांतप्र-

२२. धनवसुधानिश्चले यत्र जाता-
श्च्योतन्नेत्रोत्पलजलकणाः कोंकणाधीशपत्न्यः ॥ ३६
सो[ऽ]यं पुनर्दाशरथिः पृथिव्या-
मव्याहतौजाः स्फुटमुज्जगाम ।
मारीचवैराग्नि योऽद्भुताऽपि
[मृ]गव्यसव्यग्रमतिः करोति ॥ ३७
सामं-

२३. तसिंहसमितिक्षितिविक्षतौजः
श्रीगूर्जरक्षितिपरक्षणदक्षिणासिः ।
प्रह्लादनस्तदनुजो दनुजोत्तमारि-
चारित्रमत्र पुनरुज्व(ज्ज्व)लयांचकार ॥ ३८
देवी सरोजासनसंभवा किं
कामप्रदा किं सुरसौरभेयी ।
प्रह्लादनाकारधरा

२४. धरायाः–
मायातवत्येष न निश्चयो मे ॥ ३९
धारावर्षसुतोऽयं जयति श्रीसोमसिंहदेवो यः ।
पितृतः शौर्यं विद्यां पितृव्यकाद्दत्तामुभयतो जगृहे ॥ ४०
मुक्त्वा विग्रकरानरातिनिकरान्निर्जित्य तत्किंचन
प्राप्तसंप्रति सोम–
२५. सिंहनृपतिः सोमप्रकाशं यशः ।
येनोर्व्वीतलमुज्व(ज्ज्व)लं रचयताप्युत्ताम्यतामीर्ष्यया
सर्व्वेषामिह विद्विषां न हि मुखान्मालिन्यमुन्मूलितं ॥ ४१
वसुदेवस्येव सुतः श्रीकृष्णः कृष्णराजदेवोऽस्य ।
सात्राधिकप्रतापो यशोद–
२६. या संश्रितो जयति ॥ ४२
इतश्च [॥]
अन्वयेन विनयेन विद्यया
विक्रमेण सुकृतक्रमेण च ।
कापि कोऽपि न पुमानुपैति मे
वस्तुपालसदृशो दृशोः पथि ॥ ४३
दीयता ललितादेवीतनयमवीतनयमाप सचिवेंद्रात् ।
नाम्ना जयंत–
२७. सिंहं जयंतमिंद्रात्पुलोमपुत्रीव ॥ ४४
यः शैशवे विनयवैरिणि बाधकेऽस्य
धत्ते नयं च विनयं च गुणोदयं च ।
सोऽयं मनोभवपराभवजागरूक–
रूपो न कं मनसि चुंबति जैत्रसिंहः ॥ ४५
श्री वस्तुपालपुत्रः कल्पायुरयं जयं–
२८. तसिंहोऽस्तु ।
कामादधिकं रूपं निरूप्यते यस्य दानं च ॥ ४६
स श्रीतेजःपालःसचिवश्चिरमस्तु तेजस्वी ।
येन जना निश्चिंताश्चिंतामणिनेव नंदति ॥ ४७
यच्चाणक्यामरगुरुस्मरकथ्याविशुकादिकानां
प्रागुत्पादं क्षपितभुवने

२९. मंत्रिणां बुद्धिधाम्नां ।
चक्रेऽभ्यासः स खलु विधिना नूनमेनं विधातुं
तेजःपालः कथमितरथाधिक्यमाप्यैष तेषु ॥ ४८
अस्ति स्वस्तिनिकेतनं तनुभृतां श्रीवस्तुपालानुज-
स्तेजःपाल इति स्थितिं बलिकृतामुर्वीतले पालयन् ।
आत्मीयं ब-

३०. हु मन्यते न हि गुणग्रामं च कामं दक्षि-
णाण्क्षयो[ऽ]पि चमत्करोति न हृदि प्रेक्षास्पदं प्रेक्ष्य यं ॥ ४९
इतश्च ॥ महं. श्रीतेजःपालस्य पत्न्याः श्रीअनुपमदेव्याः पितृवंशवर्णनं ॥
प्राग्वाटान्वयमण्डनैकमुकुटः श्रीचंद्रचंद्रावती-
वास्तव्यः स्त-

३१. वनीयकीर्त्तिलहरीप्रक्षालितक्ष्मातलः ।
श्रीगागाभिधया सुधीरजनि यत्सूक्ष्मानुरागाद्भू-
स्को नाप्तप्रमदो नदोलितशिरा नोद्धूतरोमा पुमान् ॥ ५०
अनुसृतसज्जनसरणिर्धरणिगनामा बभूव तत्तनयः ।
स्वप्रभुहृदये

३२. गुणिना हारेणेव स्थितं येन ॥ ५१
त्रिभुवनदेवी तस्य त्रिभुवनविख्यातशीलसंपन्ना ।
दयिताऽभूत्तनयोः पुनरंगं द्वेधा मनस्त्वेकं ॥ ५२
अनुपमदेवी देवी साक्षाद्दाक्षायणीव शीलेन ।
तद्दुहिता सहिता श्रीतेजःपालेन

३३. पत्याऽभुत् ॥ ५३
इयमनुपमदेवी दिव्यवृत्तप्रसून-
व्रततिरजनि तेजःपालमंत्रीशपत्नी ।
नयविनयविवेकौचित्यदाक्षिण्यदान-
प्रमुखगुणगणेंदुद्योतिताशेषगोत्रा ॥ ५४
लावण्यसिंहस्तनयस्तयोरयं
रयं जयसिं-

३४. द्वियदुग्रवाजिनां ।
लब्ध्वापि मानध्वजमंगलं वयः

प्रयाति धर्म्मैकविधायिनाऽध्वना ॥ ५५
श्रीतेजःपालतनयस्य गुणानमुष्य
श्रीलूणसिंहकृतिनः कति न स्तुवंति ।
श्रीबंधनोद्धुरतरैरपि यैः समंता–
दुद्दामता त्रिजगति क्रि–

२५. यते स्म कीर्त्तेः ॥ ५६
गुणधननिधानकलशः प्रकटोऽयमनंष्टितश्च खलसर्प्पैः ।
उपचयमयंते सततं सुजनैरुपजीव्यमानोऽपि ॥ ५७
सकलबलसचिवस्य नंदनः पूर्णसिंह इति लीलुकासुतः ।
तस्य नंदति सुतो[ऽ]हहल्ला–

२६. देविभूः सुकृतवेश्म पेथडः ॥ ५८
अभूदनुपमा पत्नी तेजःपालस्य मंत्रिणः ।
लावण्यसिंहनामायमायुष्मानेतयोः सुतः ॥ ५९
तेजःपालेन पुण्यार्थं तयोः पुत्रकलत्रयोः ।
हर्म्यं श्रीनेमिनाथस्य तेने तेनेदमर्बुदे ॥ ६०

२७. तेजःपाल इति क्षितींदुसचिवः शंखोज्व(ज्ज्व)लाभिः शिला–
श्रेणीभिः स्फुरदिंदुकुंदरुचिरं नेमिप्रभोर्मंदिरं ।
उच्चैर्मंडपमग्रतो जिन[वरा]वासद्विपंचाशतं
तत्पार्श्वेषु बलानकं च पुरतो निष्पादयामासिवान् ॥ ६१
श्रीमच्चंड–

२८. [प]संभवः [स चं]भवच्चंडप्रसादस्ततः
सोमस्तत्प्रभवोऽश्वराज इति तत्पुत्राः पवित्राशयाः ।
श्रीमल्लूणिगमल्लदेवसचिवश्रीवस्तुपालाह्वया–
स्तेजःपालसमन्विता जिनमतारामोन्नमन्नीरदाः ॥ ६२
श्रीमंत्रीश्वरवस्तुपालतनयः श्रीजै–

२९ त्रिसिंहाह्वय–
स्तेजःपालसुतश्च विश्रुतमतिर्लावण्यसिंहाभिधः ।
एतेषां दशमूर्त्तयः करिवरस्कंधाधिरूढाश्चिरं
राजंते जिनदर्शनार्थमयतां दिग्नायकानामिव ॥ ६३

मूर्तीनामिह पृष्ठत: करिवधूपृष्ठप्रतिष्ठाजुषां
तन्मूर्तीर्विम--

४०. लाश्वखलकगता: कांतासमेता दश ।
चौलुक्यक्षितिपालवीरधवलस्याद्वैतबंधु: सुधी--
स्तेज:पाल इति व्यधाद्वयमियं श्रीवस्तुपालानुज: ॥ ६४
तेज:पाल: सकलजगतोपजीव्यस्य वस्तुपालस्य ।
सविधे विभाति सफल:

४१. संगवरस्येव सहकार: ॥ ६५
तेन भ्रातृयुगेन या प्रतिपुरग्रामाध्वशैलस्थलं
वापीकूपनिपानकाननसर:प्रासादसत्रादिका ।
धर्मस्थानपरंपरा नवतरा चक्रेऽथ जीर्णोद्धृता
तत्संख्यापि न बुध्यते यदि परं तद्वेदि--

४२. नी मेदिनी ॥ ६६
शंभो: श्वासगतागतानि गणयेद्य: सन्मतिर्योऽथ वा
नेत्रोन्मीलनमीलनानि कलयेन्म[ा]र्कंडनाम्नो मुने: ।
संख्यातुं सचिवद्वयीविरचितामेतामपेतावर--
व्यापार: सुकृतानुकीर्तनततिं सो[ऽ]प्युज्जिहीते यदि

४३. ॥ ६७
सर्वत्र वर्त्ततां कीर्त्तिरश्वराजस्य शाश्वती ।
सुकृतं सुतकृतं च जानीते यस्य संततिः ॥ ६८
आसीच्चंडपमंडितान्वयगुरुर्नागेंद्रगच्छश्रिय--
श्चूडारत्नमयत्नसिद्धमहिमा सूरिर्महेंद्राभिध: ।
तस्माद्विस्मयनीयचारुचरित: श्रीशांति--

४४. सूरिस्ततो--
प्यानंदामरसूरियुग्ममुदयच्चन्द्रार्कदीप्तद्युति ॥ ६९
श्रीजैनशासनवनीनवनीरवाह:
श्रीमांस्ततोऽप्यमहरो हरिभद्रसूरि: ।
विद्यासदोन्मदगदप्लवनवद्यवैद्य:
ख्यातस्ततो विजयसेनमुनीश्वरोऽयं ॥ ७०
गुरो[स्त]--

૪૫. स्याशिषां पात्रं सूरिरस्त्युदयप्रभः ।
मौक्तिकानीव सूक्तानि भांति यत्प्रतिमांबुधेः ॥ ७१
एतद्धर्म्मस्थानं धर्म्मस्थानस्य चास्य यः कर्ता ।
तावदद्वयमिदम(मु)दियादुदयमबुं(दो) यावत् ॥ ७२
श्रीसोमेश्वरदेवश्चुलुक्यनरदेवसेवितांह्रि-

४६. युगः ।
रचयांचकार रुचिरां धर्म्मस्थानप्रशस्तिमिमां ॥ ७३
श्रीनेमेरम्बिकायाश्च प्रसादादर्बुदाचले ।
वस्तुपालान्वयस्यास्तु प्रशस्तिः स्वस्तिशालिनी ॥ ७४
सूत्र. केल्हणसुतधांधलपुत्रेण चंडेश्वरेण प्रशस्तिरियमुत्कीर्णा ।

૪૭. श्रीविक्रम [संवत् १२८७] वर्षे [फाल्गु]ण वदि ३ रवौ
[श्री नागेंद्रग]च्छे [श्रीविजय]सेनसूरिभिः प्रतिष्ठा कृता ॥

"ૐ સરસ્વતી દેવીને વંદન કરું છું, જે કવિઓના માનસમાં જાય છે ને જે માનસ(સરોવર)માં પોતાના વાહન (હંસ) વડે લઈ જવાય છે. ૧ જે ક્ષાંતિમાન હોવા છતાં કોપમાં અરુણ છે, શાંત હોવા છતાં કામના નિગ્રહ માટે દીપ્ત છે ને ચક્ષુ મીંચેલા હોવા છતાં જે સમગ્ર જુએ છે, તેવા શિવાના પુત્ર (નેમિનાથ) તમારા શિવ (કલ્યાણ) માટે હો. ૨

"સજ્જનોના કલ્યાણનું પાત્ર, અજ રજિ અને રઘુ સરખા ચુલુક્યોથી રક્ષાતું અણહિલપુર છે. જ્યાં અતિસુંદર સ્ત્રીઓના મુખચંદ્રો વડે શુક્લ પક્ષના અંતે પણ અંધકાર લાંબો વખત મંદ કરાય છે. ૩

"ત્યાં પ્રાગ્વાટ (પોરવાડ) કુલના મુકુટરૂપ, કુરજ(કર્યો)[૨૪]ના પુષ્પ જેવા સ્વચ્છ યશવાળો, દાનમાં કલ્પવૃક્ષના ખંડથી ચડિયાતો હતો તેવો **ચંડપ** થયો. ૪ એને પુણ્યના વિપાકથી **ચંડપ્રસાદ** નામે પુત્ર થયો, જે પોતાના કુલરૂપી પ્રાસાદનો હેમદંડ હતો, ને જેની કીર્તિપતાકા ફરકતી હતી. ૫ જે અગાધ મધ્યવાળો અને દુગ્ધોદધિ (દૂધ–સાગર) જેવો હતો તેવા તેનામાંથી **સોમ** ઉદ્ભવ્યો. એ કિરણોની જેમ આત્મગુણો વડે સજ્જનોને રોમાંચ કરતો હતો. ૬ એનામાંથી **અશ્વરાજ** જન્મ્યો, જે હમેશાં પોતાના મનમાં જિનાધિપતિની ભક્તિ ધારણ કરતો હતો. એને ત્રિપુરારિ(શિવ)ની દેવી (નામે) પ્રિયતમા હતી. ૭

"તે એને મંત્રી **લૂણિગ** નામે પ્રથમ પુત્ર હતો. દૈવવશાત્ એ નાનો હોવા છતાં દેવલોક પામ્યો. ૮. વિશુદ્ધ મતિવાળા જેની મનીષાથી ધિષણ(બૃહસ્પતિ)-

ની ધી (બુદ્ધિ) પણ જાણે તિરસ્કૃત થતી હતી. તેવો લૂણિગ ગુણવાનોમાં કોવિદો વડે પહેલાં જ સચિવ ગણાય છે. ૯ એનો અનુજ (નાનો ભાઈ) **મલ્લદેવ** જેણે મલ્લિદેવનો આશ્રય લીધો છે તે મંત્રીઓમાં ઉત્તમ હતો. એની બુદ્ધિ શમસંપન્ન હોઈ બીજાઓનાં ધન અને પત્નીઓમાં લુબ્ધ નહોતી. ૧૦ ધર્મવિધાનમાં, જગતનાં છિદ્ર ઢાંકવામાં, અને ભેદ પામેલાનું સંધાન (સાંધણ) કરવામાં વિધાતાએ મલ્લદેવનો પ્રતિમલ્લ (પ્રતિસ્પર્ધી) સર્જ્યો નથી. ૧૧ નીલ જલદ(વાદળ)ના સમૂહમાંથી મુક્ત થયેલાં ચંદ્રકિરણોને હડસેલતા, મલ્લદેવના યશે હસ્તિમલ્લો(દિગ્ગજો)ના દંતોનાં કિરણોને ગળેથી પકડયાં છે.[૨૫] ૧૨ એ જિતેન્દ્રિયનો અનુજ **વસ્તુપાલ** જય પામે છે, જે સારસ્વત અમૃત વડે અદ્ભુત હર્ષની વર્ષા કરે છે ને જે સુકૃતવાળો વિદ્વાનોના લલાટમાં લખાયેલા દુઃખના અક્ષર ભૂંસી નાંખે છે. ૧૩ ચુલુક્યો(ચૌલુક્યો)ના સચિવોમાં તથા કવિઓમાં પ્રવર એવો એ કદી શ્રીકરણ(આવકખાતા)માં કે કાવ્યકરણ(કાવ્યરચના)માં અર્થહરણ[૨૬] કરતો નથી. ૧૪ એનો નાનો ભાઈ મંત્રિરાજ **તેજઃપાલ** હતો, જે સ્વામીના તેજઃપુંજનું પાલન કરે છે, જેનાથી દુરાચારીઓ ગભરાય છે ને જેની કીર્તિ વિશ્વમાં ભ્રમણ કરે છે. ૧૫ જેના ઉદર–કંદરમાં ત્રણે લોકનાં સૂત્ર[૨૭] રહેલાં છે,: તેવા તેજઃપાલનું અને વિષ્ણુનું સ્વરૂપ કોણ નિરૂપી શકે! ૧૬. ને તેઓને જાલ્હૂ, માઊ, સાઊ, ધનદેવી, સોહગા, વયજુકા અને પદ્મલદેવી નામે ક્રમશઃ સાત સોદરી(સહોદરી)ઓ[૨૮] હતી. ૧૭

" અશ્વરાજના આ પુત્રો ખરેખર એક ઉદરમાં વાસ કરવાના લોભથી પૃથ્વી પર પુનઃ આવેલા દશરથના પુત્રો જ છે ૧૮ તેજઃપાલથી સમેત આ વસ્તુપાલ, માધવ (વૈશાખ)થી સમેત મધુ(ચૈત્ર)ની જેમ, કોના હૃદયને આનંદ આપતો નથી ? ૧૯ જાણે કે ' માર્ગમાં કદી એકલા ન જવું ' એ સ્મૃતિ વચનને યાદ કરતા એ બે સહોદર જેમાં મોહ રૂપી ચોરનો સામનો કરવો મુશ્કેલ છે તેવા ધર્મમાર્ગમાં સાથે પ્રવૃત્ત (રહે) છે ૨૦ યુગ (ધુરા) જેટલા લાંબા બે બાહુવાળા એ સહોદરોનું યુગ (યુગલ) સદા ઉદય પામો, જે નિષ્પાપ યુગલે ચતુર્થ યુગ(કલિયુગ)માં પણ કૃતયુગ(સત્યયુગ)નું આગમન કરાવ્યું છે. ૨૧ જેઓની કાંતિથી આ મહીમંડલ ખરેખર મુક્તામય (મોતી–રૂપ) ભાસે છે તે બે સહોદરોનાં શરીર લાંબો સમય મુક્તામય (આમય રોગથી મુક્ત) રહો. ૨૨. એક (દેહ)માંથી જ બે હાથ ઉત્પન્ન થયા હોય છે તો પણ તેમાંનો એક વામ(ડાબો) હોય છે, પરંતુ દક્ષિણ (પ્રામાણિક) એવા આ બે સહોદરોમાં એક પણ વામ (દુશ્ચરિત)

નથી. ૨૩. પૃથ્વીને સર્વતઃ ધર્મસ્થાનોથી અંકિત કરતા આ બંધુ-યુગલે કલિ(યુગ)ના ગળે જોરથી પગ મૂક્યો છે. ૨૪

"હવે ચૌલુક્ય (સોલંકી) વીરોના વંશમાં અર્ણોરાજ નામે વિખ્યાત શાખા-અલંકારરૂપ તેજસ્વી પુરુષ થયો. ૨૫. તેના પછી **લવણપ્રસાદે** પૃથ્વી પ્રાપ્ત કરી. એનો પ્રતાપ અંતરિત નહોતો. એણે શત્રુઓનો સંહાર કર્યો હતો. સ્વર્ગ-નદી(ગંગા)ના જલથી પ્રક્ષાલિત શંખ જેવી શુભ્ર (ઉજ્જ્વલ) જેની કીર્તિ લવણ-સાગરની પાર પહોંચી છે. ૨૬ દશરથ અને કકુત્સ્થ સરખા એનામાંથી **વીરધવલ** થયો. એણે પ્રતિપક્ષી રાજાઓના સૈન્યનો નાશ કર્યો હતો. એના યશનું પૂર પ્રસરતાં કામથી પીડિત મનવાળી અસાધ્વી સ્ત્રીઓની અભિસરણકલા વિશેની કુશળતા ભાગી ગઈ. ૨૭ એ સુકૃતી ચૌલુક્ય વીરધવલ જે બે મંત્રીઓને ઉદ્દેશી પ્રલાપ કરતા કાનફૂસિયાઓની વાતને કાનમાં લેતો નહિ, તે બેએ પોતાના સ્વામીના રાજ્યને ઘણા અભ્યુદયથી રુચિર કર્યું ને એની હવેલીના આંગણામાં અશ્વોના તથા ગજોના સમૂહ બંધાવ્યા. ૨૮ જાનુ સુધી પહોંચતા બે ભુજની જેમ તે બે મંત્રીઓ વડે આ રાજા લક્ષ્મીને સુખે ભેટે છે એમ જાણું છું. ૨૯

"હવે ગૌરી(પાર્વતી)ના વર(શિવ)ના શ્વશુર (હિમાલય) પર્વતમાંથી ઉત્પન્ન થયેલો આ **અર્બુદ** (આબુ) છે, જે પર્વતસમૂહની ટોચ રૂપ છે, અને જે (શિવનો) સાળો ઘન[29] જટાવાળા ઉત્તમાંગ(મસ્તક)માં ગંગાને ધારણ કરતો શશિધર-(શિવ)નો અભિનય કરે છે. ૩૦ ક્યારેક અહીં સુંદરીઓને વિહાર કરતી નીરખીને મોક્ષની આકાંક્ષાવાળામાં પણ રતિ પ્રસરે છે, (તો) ક્યાંક મુનિઓ વડે ઇચ્છેલી તીર્થ-વીથી જોઈને અધીર ચિત્તવાળાની પણ બુદ્ધિ સંસારથી વિરક્ત થાય છે. ૩૧ શ્રેયથી શ્રેષ્ઠ એવા વશિષ્ઠના હોમાગ્નિકુંડમાંથી માર્તંડ(સૂર્ય)ના તેજથી અધિક દેહનું તેજ ધારણ કરતો કોઈ નર પ્રગટ થયો. તે પર(શત્રુ)-મારણમાં અનન્ય રસ ધરાવશે એમ માનીને શ્રુતિના આધારરૂપ એમણે (વશિષ્ઠે) તેને '**પરમાર**' નામ આપ્યું ને તેનો વંશ તે નામનો થયો. ૩૨

તે નૃપવંશમાં પ્રથમ **ધૂમરાજ** થયો, તે પૃથ્વી પરનો ઇન્દ્ર હતો, જેણે બને પક્ષના ઉચ્છેદની વેદનામાં ભૂભૃતોને અભિજ્ઞ કર્યા.[30] ૩૩ તેનામાંથી ધંધુક, ધ્રુવભટ વગેરે થયા, જે શત્રુઓના ગજસમૂહને જીતતા હતા, ને જેઓના કુલમાં કામદેવને જિતનાર **રામદેવ** નામે મનોહર પુરુષ જન્મ્યો. ૩૪ સ્વર્ગ-પૃથ્વીના કંદરમાં રહેલી કીર્તિનાં મોજાંથી લિપ્ત થતા ચંદ્રના તેજવાળા તે (રાજા)ને

**યશોધવલ** નામે પુત્ર હતો, જે પ્રદ્યુમ્ન(કામદેવ)ને વશ ન હતો, અને જેણે **માલવપતિને** ચૌલુક્ય કુમારપાલ રાજા તરફ શત્રુભાવ પામેલો જાણીને તરત જ હણી નાખ્યો. ૩૫ તેનો **ધારાવર્ષ** (નામે) સુત થયો. એ શત્રુઓની શ્રેણીનાં ગળાં છેદવામાં તીવ્ર ખડ્ગ–ધારા ધરાવતો હતો. વિશ્વમાં પ્રશસ્ય હતો. જ્યારે તે ક્રોધથી આક્રાંત થઈ રણભૂમિ પર નિશ્ચલ રહેતો ત્યારે કોંકણ દેશના રાજાની પત્નીઓનાં નેત્રકમળોમાંથી અશ્રુબિંદુ ટપકતાં થતાં. ૩૬ તે આ વળી અક્ષીણ શક્તિવાળો પૃથ્વી પર આવેલો સ્પષ્ટતઃ દાશરથિ (રામ) છે, જે મારીચ મારેના વૈરથી હજી ય મૃગયા–મગ્ન બુદ્ધિ ધરાવે છે. ૩૭ તેનો અનુજ **પ્રહ્લાદન** છે. તેણે સામંતસિંહ સાથે રણભૂમિમાં ક્ષીણ થયેલી શક્તિવાળા શ્રી ગુર્જરભૂપના રક્ષણમાં દક્ષ ખડ્ગ ધર્યું હતું ને દાનવોના ઉત્તમ અરિ-(વિષ્ણુ)ના ચરિત્રને અહીં પુનઃ ઉજ્જવલ કર્યું હતું. ૩૮ કમલાસન(બ્રહ્મા)-માંથી ઉત્પન્ન થયેલી દેવી (સરસ્વતી) કે કામપ્રદ સુરધેનુ પ્રહ્લાદનનું રૂપ ધારણ કરી પૃથ્વી પર આવી છે એ હું નક્કી કરી શકતો નથી[૩૧] ૩૯ ધારાવર્ષનો આ પુત્ર શ્રી **સોમસિંહદેવ** જય પામે છે, જેણે પિતા પાસેથી શૌર્ય, કાકા પાસેથી વિદ્યા અને બંને પાસેથી દાન ગ્રહણ કર્યું છે. ૪૦ વિપ્રોના કર છોડી દઈને અને શત્રુઓના સમૂહોને જીતીને સોમસિંહ રાજા સોમ (ચંદ્ર) જેવો ઉજ્જવલ કંઈ યશ પામ્યો છે, જેણે પૃથ્વીતલને ઉજ્જવલ કરવા છતાં, ઈર્ષાથી મોહ પામતા શત્રુઓના મુખમાંથી માલિન્ય (મલિનત્વ) દૂર કર્યું નહિ. ૪૧ યશોદાથી સંશ્રિત વસુદેવના સુત શ્રીકૃષ્ણ જે માતાથી અધિક પ્રતાપવાળા છે તેના જેવો તેનો (સોમસિંહદેવનો) સુત **કૃષ્ણરાજદેવ** છે, જે યશ અને દયાથી સંશ્રિત અને માત્રાથી અધિક પ્રતાપવાળો છે. ૪૨

"હવે કુલથી, વિનયથી, વિદ્યાથી, પરાક્રમથી અને સુકૃતના ક્રમથી વસ્તુ-**પાલ સરખો** કોઈ પણ પુરુષ ક્યાંય મારા નયનપથમાં આવતો નથી. ૪૩ ઇંદ્રથી પૌલોમીએ જયંતને પ્રાપ્ત કર્યો તેમ એ સચિવેંદ્રથી **લલિતાદેવી** પત્નીએ **જયંતસિંહ** નામે નયસંપન્ન તનય(પુત્ર) પ્રાપ્ત કર્યો. ૪૪ કામદેવનો પરાભવ કરે તેવું જાગરૂક રૂપ ધરાવતો અને વિનયના શત્રુ અને જ્ઞાનથી વંધ્ય એવા શૈશવમાં (પણ) જે નય, વિનય અને ગુણોનો ઉદય કરે છે તેવો આ જૈત્રસિંહ કોના ચિત્તમાં ચુંબન કરતો નથી? ૪૫ શ્રી વસ્તુપાલનો પુત્ર આ જયંતસિંહ કલ્પાયુષી થાવ, જેનું રૂપ કામ(કામદેવ)થી અધિક અને જેનું દાન કામ(ઇચ્છા)થી અધિક નિરુપાય છે. ૪૬ સચિવ શ્રી. **તેજઃપાલ** ચિરકાલ તેજસ્વી હો, ચિંતામણિ જેવા જેનાથી નિશ્ચિંત જનો આનંદ કરે છે. ૪૭ ચાણક્ય, બૃહસ્પતિ, મરુદ્-

વ્યાધિ, શુક્ર વગેરે બુદ્ધિશાળી મંત્રીઓને વિધાતાએ આને (તેજપાલને) સર્જવાને અભ્યાસ (મહાવરો) કરવાની રીતે જગતમાં ઉત્પન્ન કર્યા હતા, નહિ તો તે તેજપાલ તેઓમાં અધિકતા ક્યાંથી પામ્યો ? ૪૮ દેહધારીઓના કલ્યાણનું સ્થાન, બલિએ કરેલી પૃથ્વી પરથી સ્થિતિનું પાલન કરતો, શ્રી વસ્તુપાલનો અનુજ તેજપાલ છે, જોવા લાયક એવા જેને જોઈને કામદંકિ પોતાના ગુણસમૂહને બહુ માનતો નથી ને ચાણક્ય પણ હૃદયમાં વિસ્મય પમાડતો નથી. ૪૯

હવે શ્રી તેજઃપાલની પત્ની શ્રી **અનુપમદેવીના** પિતૃવંશનું વર્ણન :

પ્રાગ્વાટ(પોરવાડ) વંશના શણગારનો અનન્ય મુકુટ, શ્રીસંપન્ન ચંદ્રાવતીનો વાસ્તવ્ય (નિવાસી), પ્રશંસનીય કીર્તિની લહરીથી જેણે ભૂમિતલને પ્રક્ષાલિત કર્યું હતું તેવો, શ્રી **ગાંગા** નામે સુધી (સુબુદ્ધિ) જન્મ્યો હતો, જેના ચરિતના અનુરાગથી કોણ આનંદ પામ્યો નહોતો, કોણે મસ્તક ડોલાવ્યું નહોતું કે કોને રોમાંચ થયો નહોતો ? ૫૦ તેને સજ્જનોના પથને અનુસરતો **ધરણિગ** નામે પુત્ર થયો, જે ગુણવાન[32] હારની જેમ પોતાના સ્વામીના હૃદયમાં રહ્યો. ૫૧ એને ત્રિભુવનમાં વિખ્યાત શીલથી સંપન્ન **ત્રિભુવનદેવી** (નામે) પત્ની હતી. એ એનાં અંગ જુદાં હતાં, પણ મન એક હતું. ૫૨ શીલમાં સાક્ષાત્ દક્ષપુત્રી (સતી) જેવી **અનુપમદેવી** પતિ શ્રી તેજઃપાલથી યુક્ત થઈ. ૫૩ આ અનુપમદેવી, દિવ્ય આચારરૂપી પુષ્પની લતા, તેજઃપાલ મંત્રીશ્વરની પત્ની થઈ. નય, વિનય, વિવેક, ઔચિત્ય, દાક્ષિણ્ય, દાન વગેરે ગુણોના સમૂહ રૂપી ઇંદુથી એનું સકળ ગોત્ર પ્રકાશિત હતું. ૫૪ તે એનો પુત્ર **લાવણ્યસિંહ** ઇંદ્રિયો રૂપી દુષ્ટ અશ્વોના વેગને જીતતો કામદેવને પ્રિય વય (અર્થાત્ યૌવન) પ્રાપ્ત કરીને પણ ધર્મનું અનન્ય વિધાન કરતા માર્ગે ચાલે છે. ૫૫ શ્રી તેજઃપાલના આ પવિત્ર પુત્ર શ્રી લૂણસિંહના ગુણોની સ્તુતિ કોણ નથી કરતા ? લક્ષ્મીના બંધનમાં નહિ બંધાયેલા જે (ગુણો)એ ત્રિલોકમાં કીર્તિની ઉદ્દામતા કરી છે. ૫૬ ગુણરૂપી ધનના નિધિનો આ કલશ ખુલ્લો છે[33] ને ખલરૂપી સર્પોથી વીંટાયેલો નથી. સજ્જનો એને ભોગવતા રહે છે, છતાં એ સતત વૃદ્ધિ પામે છે. ૫૭ **મલ્લદેવ** સચિવને લીલુકાથી જન્મેલો **પૂર્ણસિંહ** નામે પુત્ર છે, તેનો અલ્હણદેવીથી થયેલો સુકૃતોના સ્થાન રૂપ **પેથડ** (નામે) આ પુત્ર આનંદ કરે છે. ૫૮

"તેજઃપાલ મંત્રીની અનુપમા પત્ની થઈ; એ એનો લાવણ્યસિંહ નામે આ આયુષ્માન પુત્ર છે. ૫૯ તે તેજઃપાલે તે પુત્ર અને પત્નીના પુણ્ય અર્થે અર્બુદ (આબુ) પર શ્રી નેમિનાથનો આ પ્રાસાદ કરાવ્યો. ૬૦ પૃથ્વી પર ઇંદુ

(ચંદ્ર) જેવા મંત્રી તેજઃપાલે શંખ જેવી ઉજ્જવળ શિલા–શ્રેણીઓ વડે ઇંદુ અને કુંદ(મોગરા)ના જેવું રુચિર નેમિનાથનું મંદિર કરાવ્યું. એમાં ઊંચો મંડપ શોભે છે. તેની બાજુઓમાં બાવન જિનાલયો છે ને મોખરે બલાનક છે. ૬૧ શ્રીમાન ચંડપમાંથી ચંડપ્રસાદ થયો, તેનામાંથી સોમ થયો, તેનો પુત્ર અશ્વરાજ નામે થયો, તેને પવિત્ર આશયવાળા અને જિનમત રૂપી ઉદ્યાનમાં ચઢતા નીરદ (વાદળ) જેવા શ્રીમાન લૂણિગ, મલ્લદેવ, વસ્તુપાલ અને તેજઃપાલ નામે પુત્ર છે. ૬૨ શ્રી વસ્તુપાલ મંત્રીશ્વરને શ્રી જૈત્રસિંહ નામે પુત્ર છે અને તેજઃપાલને વિખ્યાત મતિવાળો લાવણ્યસિંહ નામે સુત છે. જિન(તીર્થંકર)ના દર્શન અર્થે જતા દિક્પાલોના જેવા તેઓની ઉત્તમ ગજના સ્કંધ પર આરૂઢ થયેલી દસ મૂર્તિઓ લાંબો કાલ શોભે છે. ૬૩ ગજવધૂની પીઠ પર સ્થપાયેલી મૂર્તિઓની પાછળ, ચૌલુક્ય નૃપ વીરધવલના અનન્ય બંધુ અને શ્રી વસ્તુપાલના અનુજ, સુમતિવાળા આ તેજઃપાલે નિર્મળ પથ્થરના ખત્તકો-(ગોખલાઓ)માં મૂકેલી પત્નીઓ સહિત તેઓની દસ મૂર્તિઓ કરાવી. ૬૪ સકલ પ્રજા જેના વડે ઉપજીવિકા ચલાવે છે તેવા વસ્તુપાલની સમીપમાં, સરોવરની સમીપમાં રહેલા સ-કલ[૩૪] સહકાર(આમ્રવૃક્ષ)ની જેમ, સફળ[૩૫] તેજઃપાલ શોભે છે. ૬૫ તે બે ભાઈઓએ દરેક નગર, ગામ, માર્ગ, પર્વત અને સ્થળે વાપી, કૂપ, જલાશય, વન, સરોવર, પ્રાસાદ, સત્ર વગેરે ધર્મસ્થાનોની નવી અતિરુચિર પરંપરા કરી છે કે એનો જીર્ણોદ્ધાર કર્યો છે, તેનું નિરૂપણ કરી શકાય ? જો કરી શકાય તો તે માત્ર મેદિની (પૃથ્વી) જાણે છે. ૬૬ જે સદ્બુદ્ધિવાળો શંભુના શ્વાસ-ઉચ્છ્વાસ ગણી શકે અથવા માર્કંડ નામે મુનિનાં નેત્રોનાં ઉન્મીલન-મીલન ગણી શકે તે પણ અન્ય કાર્ય તજીને આ બે સચિવોએ કરાવેલાં સુકૃતોના સંકીર્તનનો વિસ્તાર કરી શકે તો કરી શકે. ૬૭ અશ્વરાજની શાશ્વત કીર્તિ સર્વત્ર પ્રવર્તો, જેની સંતતિ સુકૃત અને ઉપકાર કરવાનું જાણે છે. ૬૮

"ચંડપથી અલંકૃત કુલના ગુરુ, નાગેન્દ્ર ગચ્છની લક્ષ્મીના ચૂડારત્ન રૂપ, અનાયાસ મહિમા સિદ્ધ કરનાર, **મહેન્દ્ર** નામે સૂરિ હતા. તેમના (શિષ્ય) **શાંતિસૂરિ** હતા, જેમનું ચરિત વિસ્મયજનક અને સુંદર હતું. તેમના પછી **આનંદસૂરિ** અને **અમરસૂરિની** જોડી થઈ, જેની પ્રભા ઉદયપામતા ચંદ્ર અને સૂર્યના જેવી પ્રદીપ્ત હતી. ૬૯ તેના પછી પાપહારી **હરિભદ્રસૂરિ** થયા, જે જૈન શાસન રૂપી ઉપવનના નૂતન નીરદ(વાદળ)રૂપ હતા. પછી આ **વિજયસેન** મુનીશ્વર પ્રસિદ્ધ છે, જે વિદ્વાના મદના ઉન્માદના રોગ માટે સર્વોત્તમ વૈદ્ય

છે. ૭૦ તે ગુરુની આશિષોનું પાત્ર **ઉદયપ્રભસૂરિ** છે, જેમની પ્રતિભા રૂપી સાગરનાં મૌક્તિક જેવાં સૂક્ત (સુભાષિત) પ્રકાશે છે. ૭૧

"આ ધર્મસ્થાન અને આ ધર્મસ્થાન કરાવનાર એ બે જ્યાં સુધી આ અર્બુદ (આબુ) ઉદય પામે છે ત્યાં સુધી ઉદય પામો. ૭૨

"ચુલુક્ય (ચૌલુક્ય) નૃપથી જેનું ચરણ-યુગલ સેવાય છે, તેવા શ્રી સોમેશ્વરદેવે આ સુંદર ધર્મસ્થાન-પ્રશસ્તિ રચી. ૭૩

"શ્રી નેમિની તથા અંબિકાની કૃપાથી અર્બુદાચલ પર પ્રશસ્તિ વસ્તુપાલના કુળને કલ્યાણકારી હો. ૭૪

"કેલ્હણના પુત્ર ધાંધલના પુત્ર સૂત્ર.[36] ચંડેશ્વરે આ પ્રશસ્તિ કોતરી.

"શ્રી વિક્રમ (સવંત ૧૨૮૭ વ)ર્ષે ફાલ્ગુણ વદિ ૩ રવિએ (રવિવારે) શ્રી (નાગેંદ્રગ)ચ્છના (શ્રી વિજય)સેનસૂરિએ પ્રતિષ્ઠા કરી."

* * *

આબુ પર્વત પર આવેલા દેલવાડા ગામમાં આરસનાં જે વિખ્યાત જૈન મંદિર આવેલાં છે તેમાં ભીમદેવ ૧ લાના દંડનાયક વિમલે બંધાવેલું 'વિમલ-વસતિ' અને મહામાત્ય તેજપાલે બંધાવેલું 'લૂણસિંહ-વસતિ' ખાસ જાણીતાં છે. આમાંનું બીજું મંદિર સામાન્ય રીતે 'વસ્તુપાલ-તેજપાલના મંદિર' તરીકે ઓળખાય છે પરંતુ એ ખરેખર માત્ર તેજપાલે બંધાવેલું છે.[37] એ મંદિરના એક ગોખલામાં કાળા પથ્થરની એક મોટી તકતી પર આ લેખ કોતરેલો છે. વિલ્સને ૧૮૨૮ માં Asiatic Researches ના Vol. XVI માં એનું ભાષાંતર પ્રગટ કરેલું. ૧૮૮૩માં પ્રો. કાથવટેએ 'કીર્તિકૌમુદી'ની પુરવણીરૂપે આ લેખનો પાઠ ભાષાંતર સાથે પ્રસિદ્ધ કર્યો. ભાવનગર સંસ્થાનના આર્કિયોલોજિકલ ડિપાર્ટમેન્ટે પ્રકાશિત કરેલા Collection of Prakrit and Sanskrit Inscriptions માં આવો લેખ ભાષાંતર સાથે પ્રગટ થયો છે. લ્યુડર્સે Epigraphia Indica ના Vol. VIII માં આને વિવેચન તથા ભાષાંતર સાથે સંપાદિત કર્યો છે. 'ગુજરાતના ઐતિહાસિક લેખો' ના ભાગ ૨ માં એનું ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ થયું છે.[38]

Collection of Prakrit and Sanskrit Inscriptions માં પ્રસિદ્ધ થયેલો લેખ[39] અને આ લેખ લગભગ એકસરખા છે. બંનેમાં ૪૭ પંક્તિ છે, એમાં ૭૪ શ્લોક છે ને દરેક પંક્તિનો આરંભ એ જ અક્ષરથી થાય છે. છતાં એના પાઠની અંદર કેટલાક શબ્દોના કે અક્ષરોનો ફેર રહેલો છે.

એમાંનાં કેટલાંક પાઠાંતર તો મૂળ લેખમાં રહેલાં હોવાનું માલૂમ પડે છે. વળી બીજો તફાવત એ છે કે શ્લો. ૭૪ પછી ગદ્યમાં આપેલી પંક્તિમાં લેખ કોતરનારનું નામ જુદું છે. વળી એ લેખ તો આદિનાથ મંદિરની પાસેની ધર્મશાળાની ભીંતમાં ચણેલો હતો, જ્યારે આ લેખ તો નેમિનાથ મંદિરના ગોખલામાં ચણેલો છે. આથી ધર્મશાળાવાળો લેખ એ જુદા સલાટે કોતરેલી બીજી નકલ છે. આ લેખ ચંડેશ્વર નામે સૂત્રધારે કોતર્યો છે, જ્યારે પેલો લેખ કડુવાક નામે ગજધરે કોતરેલો છે. કડુવાકે કોતરેલા લેખની મિતિ 'વિ. સં. ૧૨૬૭ ફાલ્ગુન વદિ ૧૦ સૌમ્યદિને' વાંચવામાં આવી છે, પરંતુ ત્યારે વસ્તુપાલ–તેજપાલ વીરધવલના અમાત્ય નિમાયા ન હોઈ એ પાઠ બરાબર નથી ખરી રીતે એ નકલમાં પણ 'વિ. સં. ૧૨૮૭ના ફાલ્ગુન વદિ ૩ ને રવિ' ની મિતિ જ કોતરી હોવી જોઈએ. આ નકલનો પત્તો લાગતો નથી, નહિ તો શુદ્ધ પાઠની ખાતરી કરી શકાત.

આ નકલમાં લખાણ લગભગ ૯૫ સે.મી. (૩' ૧½") પહોળી અને ૮૦ સે.મી. (૨' ૭½") ઊંચી જગામાં કોતરેલું છે.

પહેલા બે શ્લોક દેવસ્તુતિના છે.

ત્રીજામાં અણહિલપુરનું વર્ણન છે.

શ્લોક ૪–૨૪ માં તેજપાલના કુલનું, શ્લો. ૨૫–૨૯ માં રાણા વીરધવલના કુલનું, શ્લો. ૩૦–૪૨ માં આબુના પરમાર રાજકુલનું અને શ્લો. ૪૩–૪૯માં પાછું તેજપાલના કુલનું, શ્લો. ૫૦–૫૪ માં અનુપમદેવીના કુલનું, શ્લો. ૫૫–૫૯ માં લાવણ્યસિંહનું, શ્લો. ૬૦–૬૪ માં નેમિનાથ મંદિરનું, શ્લો. ૬૫–૬૮ માં વસ્તુપાલ-તેજપાલની દાનવીરતાનું અને શ્લો. ૬૯–૭૧ માં વિજયસેનસૂરિની ગુરુ–શિષ્ય પરંપરાનું નિરૂપણ છે. શ્લો. ૭૨ અને ૭૪ આશીર્વાદાત્મક છે. શ્લો. ૭૩ માં પ્રશસ્તિ રચનારની વિગત છે. શ્લો. ૭૪ પછીના ગદ્યમાં પ્રશસ્તિ કોતરનારની તેમ જ પ્રતિષ્ઠાની વિગત છે.

વસ્તુપાલ–તેજપાલની માતા કુમારદેવી બાલવિધવા હતી. અશ્વરાજ સાથે પુનર્લગ્ન કરીને એણે ૧૧ સંતાનોને જન્મ આપ્યો – ૪ પુત્ર અને ૭ પુત્રીઓ. પરમાર વંશના વૃત્તાંતમાં કેટલીક ઐતિહાસિક હકીકત મળે છે. બલ્લાલ માળવાનો રાજા હતો, પણ ત્યાંના પરમાર વંશનો હતો એવું નિશ્ચિત નથી. સિદ્ધરાજે માળવા જીતી લીધું તે પછી બલ્લાલે ધારાનગરી કબજે કરી લાગે છે.[40] ધારાવર્ષના અનુજ પ્રહ્લાદને પ્રહ્લાદનપુર (પાલનપુર) વસાવ્યું છે. એણે હરાવેલો સામંતસિંહ મેવાડનો ગુહિલ રાજા સામંતસિંહ હતો.[41] પ્રહ્લાદન

વિદ્વાન હતો. એણે 'પાર્થપરાક્રમ' નામે વ્યાયોગ (એક પ્રકારનું રૂપક) રચ્યો છે. શ્લો. ૪૩–૫૮ માં વસ્તુપાલ, તેજપાલ અને મલ્લદેવનાં પત્ની–પુત્રોની માહિતી આપી છે એ એની વિશેષતા છે. વળી એમાં અનુપમદેવીના પિતામહ તથા પિતાનો પણ પરિચય આપ્યો છે. આબુ પર આ મંદિરના નિભાવ તથા ઉત્સવોને લગતો જે શિલાલેખ છે, તેમાં મંદિરની સંભાળ જેઓને સોંપવામાં આવેલી તેમાં તેજપાલના કુટુંબ ઉપરાંત અનુપમદેવીનું પિતૃકુલ જે (આબુની તળેટીમાં આવેલ) ચંદ્રાવતીમાં રહેલું હતું તેનો પણ સમાવેશ થતો હતો.[42]

એ લેખમાં મંદિરનો પરિચય અર્બુદાચલ ઉપરના દઉલવાડા (દેલવાડા) ગામના 'લૂણસિંહવસહિકા' નામે નેમિનાથદેવ–ચૈત્ય તરીકે આપ્યો છે.[43]

આ પરથી સ્પષ્ટ થાય છે કે અનુપમદેવીનું પિયેર ચંદ્રાવતીમાં હતું. આથી એણે તેજપાલને આબુ ઉપર દેલવાડામાં મંદિર બંધાવવાની પ્રેરણા આપી હોય એ સ્વાભાવિક છે. આ ચૈત્ય એના પુત્ર લૂણસિંહના નામે 'લૂણસિંહવસહિકા' તરીકે ઓળખાતું.

આ સમયે આબુના પરમાર વંશમાં સોમસિંહદેવ રાજ્ય કરતો હતો. એ મહારાજાધિરાજ ભીમદેવનો મહામંડલેશ્વર હતો.[44]

ભીમદેવ ૧ લાના દંડનાયક વિમલે અહીં આદિનાથ ઋષભદેવનું મંદિર બંધાવ્યું હતું. તેજપાલે અહીં નેમિનાથનું મંદિર બંધાવ્યું. નેમિનાથ ૨૨ મા તીર્થંકર હતા ને યાદવ કુલના હતા.

આ મંદિરને ફરતો પ્રાકાર છે. મોખરે બલાનક (દરવાજો) છે. ગર્ભગૃહની આગળ મંડપ છે. આસપાસની ભમતીમાં દેવકુલિકાઓ (દેરીઓ) છે, જેમાં કોઈ ને કોઈ તીર્થંકરની પ્રતિમા બિરાજે છે. દરેક દેવકુલિકા તેજપાલે પોતાના વિશાળ કુટુંબની કોઈ ને કોઈ વ્યક્તિના શ્રેય અર્થે બંધાવેલી હતી એવું એને લાગતા અભિલેખો પરથી માલૂમ પડે છે.

આ ચૈત્યમાં મૂલગભારો, ગૂઢમંડપ અને રંગમંડપ ઉપરાંત હસ્તિશાલા પણ છે. વચ્ચે આદીશ્વરની એક મોટી પ્રતિમા તથા મેરુ પર્વતની રચના છે. એની બંને બાજુએ પાંચ પાંચ મોટા હાથી પર પાલખીમાં બેઠેલા એક એક શ્રાવકની પ્રતિમા, મહાવતની તથા છત્રધરની મૂર્તિ સાથે બેસાડી હતી, પરંતુ હાલ એ પ્રતિમાઓ નષ્ટ થઈ ગઈ છે. દરેક હાથીની નીચે તે તે શ્રાવકનું નામ કોતરેલું છે. તેમાં આ લેખમાં જણાવ્યા મુજબ ચંડપ, ચંડપ્રસાદ, સોમ, અશ્વરાજ,

લૂણિગ, મલ્લદેવ, વસ્તુપાલ, તેજપાલ, જૈત્રસિંહ અને લાવણ્યસિંહ એ દસ નામ આપેલાં છે.

દરેક હાથીની પાછળ એક એક ગોખલામાં કેટલીક ઊભી મૂર્તિઓ કંડારેલી છે. એમાં એ દરેક મૂર્તિની નીચે તે તે વ્યક્તિનું નામ કોતરેલું છે. પહેલા ગોખલામાં ચંડપ અને એની પત્ની ચાંપલદેવીની, બીજા ગોખલામાં ચંડપ્રસાદ અને એની પત્ની ચાંપલદેવીની, ત્રીજા ગોખલામાં સોમ અને એની પત્ની સીતાદેવીની, ચોથા ગોખલામાં આસરાજ અને એની પત્ની કુમારદેવીની, પાંચમા ગોખલામાં લૂણિગ અને એની પત્ની લૂણાદેવીની, છઠ્ઠા ગોખલામાં માલદેવ અને એની પત્ની લીલાદેવી તથા પ્રતાપદેવીની, સાતમા ગોખલામાં વસ્તુપાલ અને એની પત્ની લલિતાદેવી તથા વેજલદેવીની, આઠમા ગોખલામાં તેજપાલ અને એની પત્ની અનુપમદેવીની, નવમા ગોખલામાં જૈત્રસિંહ અને એની પત્ની જેતલદે, જંમણદે તથા રૂપાદેની અને દસમા ગોખલામાં સુહડસિંહ અને એની પત્ની સુહડાદે તથા સલખણાદેની મૂર્તિ છે. ઉપરાંત પહેલા ગોખલામાં ઉદયપ્રભસૂરિ તથા વિજયસેનસૂરિની મૂર્તિઓ પણ છે. [45]

શ્લો. ૬૬–૬૭ માં કવિએ વસ્તુપાલ–તેજપાલનાં સુકૃતો(પુણ્યકાર્યો)ની સુંદર પ્રશસ્તિ કરી છે.

શ્લો. ૬૯–૭૦ માં નાગેન્દ્ર ગચ્છના મહેન્દ્રસૂરિથી માંડીને વિજયસેનસૂરિની ગુરુશિષ્ય પરંપરા ગણાવી છે. એ સૂરિઓ ચંડપથી માંડીને વસ્તુપાલ–તેજપાલના કુલગુરુઓ હતા. તેજપાલે બંધાવેલા આ મંદિરમાં નેમિનાથની પ્રતિષ્ઠા વિજયસેનસૂરિના હસ્તે થઈ. એ સૂરિ વિદ્વાન હતા. તેઓ ન્યાયશાસ્ત્રમાં વિશારદ હતા. સમકાલીન લેખકોએ એમના કવિત્વની પ્રશંસા કરી છે. એમણે અપભ્રંશમાં 'રેવંતગિરિ રાસુ' નામે કાવ્ય રચેલું, વસ્તુપાલની ગિરનારની સંઘયાત્રાના પ્રસંગે.[46] એમના પટ્ટશિષ્ય ઉદયપ્રભસૂરિ હતા. એમણે વસ્તુપાલની સંઘયાત્રા નિરૂપતું 'ધર્માભ્યુદય' અથવા 'સંઘપતિચરિત્ર' નામે મહાકાવ્ય રચ્યું છે. વળી વસ્તુપાલની પ્રશસ્તિરૂપે 'સુકૃતકીર્તિકલ્લોલિની' અને 'વસ્તુપાલ–સ્તુતિ' નામે બે પ્રશસ્તિકાવ્ય પણ રચ્યાં છે.[47]

આ સુંદર વિસ્તુત પ્રશસ્તિ રચનાર કવિ સોમેશ્વરદેવ 'ગુર્જરેશ્વર–પુરોહિત' તરીકે જાણીતો છે. એ ચૌલુક્ય રાજાઓનો કુલપરંપરાગત પુરોહિત હતો. અણહિલવાડના ચૌલુક્ય રાજા ભીમદેવ પાસેથી ધોળકાના ચૌલુક્ય રાણા વીરધવલ પાસે વસ્તુપાલ–તેજપાલની મહામાત્ય તરીકે નિયુક્તિ કરાવવામાં સોમેશ્વર-

દેવનો સક્રિય ફાળો હતો. એના પૂર્વજો છેક મૂલરાજ ૧ લાના સમયથી ચૌલુક્ય વંશના પુરોહિત હતા.[૪૮] એણે બે મહાકાવ્ય રચ્યાં છે – 'સુરથોત્સવ' અને કીર્તિકૌમુદી.' એમાંનું બીજું મહામાત્ય વસ્તુપાલની કીર્તિગાથા નિરૂપે છે. 'ઉલ્લાઘરાઘવ' નાટકમાં તથા 'રામશતક' નામે શતકકાવ્યમાં કવિએ રામનો મહિમા ગાયો છે. એનો 'કર્ણામૃતપ્રપા' નામે સુભાષિતસંગ્રહ છે. ગિરનાર તથા શત્રુંજયની મંદિરનિર્માણને લગતી પ્રશસ્તિઓમાં સોમેશ્વર-કૃત શ્લોક ઉદાહૃત કરવામાં આવ્યા છે.[૪૯] આગળ જતાં આ કવિએ ડભોઈના વૈદ્યનાથ મહાદેવના મંદિરને લગતા શિલાલેખમાં ગુર્જરેશ્વર વીસલદેવની પ્રશસ્તિ કરી છે.[૫૦]

૭૪ શ્લોકોમાં રચેલી આ પ્રશસ્તિમાં સોમેશ્વરદેવે આર્યા, શાર્દૂલવિક્રીડિત, અનુષ્ટુભ, વસંતતિલકા, ઉપજાતિ, રથોદ્ધતા, ઇન્દ્રવજ્રા અને મંદાક્રાંતા, શિખરિણી, સ્રગ્ધરા, માલિની, શાલિની અને ઇંદ્રવંશા એવા ૧૩ છંદોનો વત્તોઓછો ઉપયોગ કર્યો છે. એની રચનામાં યમક અને અનુપ્રાસ એ બંને શબ્દાલંકાર ઠેકઠેકાણે નજરે પડે છે. વળી ઉપમા, વિરોધ, રૂપક, પર્યાયોક્ત, પ્રતીપ, શ્લેષ, કાવ્યલિંગ, વ્યતિરેક આદિ અર્થાલંકાર પણ પ્રયોજાયા છે. કેટલાક શ્લોકોમાં કવિના કલ્પનાવિહાર તથા કાવ્યોચિત નિરૂપણની ચમત્કૃતિ જણાય છે, જ્યારે કેટલાકમાં પિષ્ટપેષણ અને અસંબંધતાય લાગે છે. છતાં એકંદરે આ પ્રશસ્તિ કીર્તિકૌમુદીના કર્તાને શોભે તેવી રુચિર છે.

આ પ્રશસ્તિની મિતિ વિ. સં. ૧૨૮૭ ના ફાગણ વદિ ૩ ને રવિવારની છે. આ મિતિએ તારીખ ૩જી માર્ચ, ઈ. સ. ૧૨૩૦ હોવાનું સૂચવાયું છે.[૫૧] આ તિથિ-વાર વિ. સં. ૧૨૮૭ ને વર્તમાન વર્ષ ગણી ગત વર્ષ ૧૨૮૬ લેતાં બંધ બેસે છે.

તેજપાલ વિ. સં. ૧૨૭૬ માં ધવલક્કક(ધોળકા)માં અમાત્ય નિમાયો હતો, જ્યારે ત્યાં ચૌલુક્ય રાણો વીરધવલ રાજ્ય કરતો હતો. આ મંદિર તેજપાલે વિ. સં. ૧૨૮૬(ગત)માં બંધાવ્યું. એનો સ્થપતિ શોભનદેવ હતો.[૫૨] આ મંદિરના નિભાવ માટે આબુના રાજા સોમસિંહે એક ગામ દાનમાં દીધું.[૫૩] વિ. સં ૧૨૯૪ માં વીરધવલ પછી એનો પુત્ર વીસલદેવ ધોળકાનો રાણો થયો. વિ. સં. ૧૨૯૬ માં વસ્તુપાલનું મૃત્યુ થતાં તેજપાલ મહામાત્ય નિમાયો. વિ. સં. ૧૩૦૦ માં અણહિલવાડમાં મૂલરાજ ૧ લાના વંશનો અંત આવતાં વીસલદેવે ત્યાં જઈ ગુર્જરેશ્વરનું પદ ધારણ કર્યું. વિ. સં. ૧૩૦૪ માં તેજપાલ મૃત્યુ પામ્યો. વિ. સં. ૧૩૧૧ સુધી પુરોહિત સોમેશ્વર હયાત હતો.

* * *

## અભિલેખોનું સિંહાવલોકન

ભારતના (અને એમાં વિશેષતઃ ગુજરાતના) પ્રાચીન સંખ્યાબંધ પ્રાકૃત-સંસ્કૃત અભિલેખો પૈકીના કેટલાક અભિલેખોનો નમૂના તરીકે અહીં અભ્યાસ કર્યો. આ અભિલેખોમાં પદાર્થ તથા વિષયની દૃષ્ટિએ ઠીક ઠીક વૈવિધ્ય રહેલું છે.

એમાં મુખ્યત્વે શિલાલેખો અને તામ્રપત્રો છે. શિલાલેખોમાં કેટલાક શૈલલેખ છે—અશોકનો શૈલલેખ નં. ૨, ૧૨ અને ૧૩, મહાક્ષત્રપ રુદ્રદામાનો જૂનાગઢ શૈલલેખ અને સ્કંદગુપ્તનો જૂનાગઢ શૈલલેખ. કેટલાક સ્તંભલેખ છે—અશોકનો સ્તંભલેખ નં. ૨, બેસનગર ગરુડ સ્તંભલેખ, હુવિષ્કના સમયનો મથુરા સ્તંભલેખ, સમુદ્રગુપ્તનો અલાહાબાદ સ્તંભલેખ, ચંદ્રગુપ્ત ૨ જાના સમયનો મથુરા સ્તંભલેખ અને ભાનુગુપ્તના સમયનો એરણ સ્તંભલેખ. કેટલાક ગુફાલેખ છે—ખારવેલનો ઉદયગિરિ હાથીગુફા લેખ અને ગૌતમીપુત્ર શાતકર્ણિનો નાસિક ગુફાલેખ.

કુમારગુપ્ત ૨ જાની મુદ્રા ધાતુની છે. કેટલાંક તામ્રપત્ર છે—હર્ષનું બાંસખેડા તામ્રપત્ર અને જયભટ ૪ થાનું કાવી તામ્રપત્ર.

જયસિંહદેવનો દાહોદ શિલાલેખ અને તેજપાલનો આબુ-દેલવાડા શિલાલેખ એ પથ્થર પર કોતરેલા લેખના નમૂના છે.

અશોકના અભિલેખોમાં શૈલલેખ નં. ૨ માં રાજાનાં પરમાર્થકાર્યોનો વૃત્તાંત નોંધાયો છે. શૈલલેખ નં. ૧૨ માં એનું ધર્માનુશાસન છે, શૈલલેખ નં. ૧૩ માં કલિંગયુદ્ધ નિમિત્તે અશોકને થયેલા હૃદયપલટાનું નિરૂપણ તથા ધર્માનુશાસન છે, તો સ્તંભલેખ નં. ૨ માં ધર્માનુશાસન (ધર્મોપદેશ) છે.'

કેટલાક અભિલેખ મંદિરનું નિર્માણ અને/અથવા મૂર્તિની પ્રતિષ્ઠા વિશે છે—બેસનગર ગરુડ સ્તંભલેખ, ચંદ્રગુપ્ત ૨ જાના સમયનો મથુરા સ્તંભલેખ, જયસિંહદેવનો દાહોદ શિલાલેખ અને તેજપાલનો આબુ-દેલવાડા શિલાલેખ. આમાંના છેલ્લા બે લેખોમાં પ્રશસ્તિનો પણ સમાવેશ થાય છે. કેટલાક લેખ ગુફાઓના નિર્માણ અને/અથવા નિર્વાહને લગતા છે—ખારવેલનો હાથીગુફા લેખ અને ગૌતમીપુત્ર શાતકર્ણિનો નાસિક ગુફાલેખ. હુવિષ્કનો મથુરા સ્તંભલેખ પુણ્યશાલાના નિભાવ માટે કરાયેલા દ્રવ્યદાનને લગતો છે. જૂનાગઢના બે શૈલલેખ જળાશયના બંધના જીર્ણોદ્ધાર વિશે છે.

સમુદ્રગુપ્તનો અલાહાબાદ સ્તંભલેખ એની પ્રશસ્તિને માટે જ લખાયો છે.

ભાનુગુપ્તના સમયનો એરણ શિલાસ્તંભ લેખ યોદ્ધાના મૃત્યુની તથા એની વિધવા સતી થયાની યાદગીરી માટેનો છે.

કુમારગુપ્ત ૨ જાની ભિતરી મુદ્રા રાજમુદ્રાના નમૂનારૂપ છે.

હર્ષ, ધરસેન ૨ જો અને જયભટ ૪ થાનાં તામ્રપત્રો પર ભૂમિદાનને લગતાં રાજશાસન કોતરાયાં છે.

આમાંના અનેક અભિલેખોમાં પણ પ્રશસ્તિનો ઠીક ઠીક સમાવેશ થાય છે, જેમ કે ખારવેલના હાથીગુફા લેખમાં, મહાક્ષત્રપ રુદ્રદામાના જૂનાગઢ શૈલલેખમાં તથા સ્કંદગુપ્તના જૂનાગઢ શૈલલેખમાં અને ત્રણેય દાનશાસનોમાં.

આમ આ અભિલેખોમાં એના પદાર્થ ઉપરાંત એમાં નિરૂપેલા વિષયનું પણ ઠીકઠીક વૈવિધ્ય રહેલું છે.

## પાદટીપો

૧. P. 158. એના સંપાદક શ્રી. હ. હ. ધ્રુવ છે. એની પુરવણી ડૉ. બ્યૂલરે કરી છે. વળી જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ. ૩, લેખ ૧૪૪ ક.

૨. દુ. કે. શાસ્ત્રી, "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ," પૃ ૨૭૧–૨૯૦

૩. એજન, પૃ. ૨૭૨ ૪. એજન, પૃ. ૨૭૭

૫. એજન, પૃ. ૨૮૧–૨૮૬ ૬. એજન, પૃ. ૨૮૮

૭. દાહોદને હિંદીમાં દોહદ કહે છે. અહીં માળવા અને ગુજરાત એ દો (બે) પ્રદેશોની હદ મળે છે એને લઈને આ નામ પડ્યું મનાય છે એ યથાર્થ નથી. 'દાહોદ'નો સંબંધ 'દધિપદ્ર' સાથે છે.

૮. દુ. કે. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૨૯૪ ૯. એજન, પૃ. ૨૯૪–૨૯૫

૧૦. એજન, પૃ. ૨૯૪ ૧૧. A. K. Majumdar, "Chaulukyas of Gujarat", p. 81

૧૨. ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, પૃ. ૨૯૫

૧૩. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૩, લેખ ૧૪૪ ક, પૃ. ૧૬૩

૧૪. એજન, પૃ. ૧૬૨

૧૫. ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ, ખંડ ૧, પૃ. ૧૦૨, ટી. ૧
૧૬. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૩, લેખ ૨૧૬
૧૭. ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, પૃ. ૨૮૬, ટી. ૩
૧૮–૧૯. એજન, પૃ. ૩૨૨–૩૨૩ ૨૦ એજન, પૃ. ૩૨૪
૨૧–૨૨. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૩, લેખ ૧૪૪ ક, પૃ. ૧૬૧
૨૩. I. E., p. 411
૨૪. કડવા ઇન્દ્રજવનું વૃક્ષ. એનાં પુષ્પ શ્વેત અને સુગંધીદાર હોય છે (બાપાલાલ ગ. વૈદ્ય, "સંસ્કૃત સાહિત્યમાં વનસ્પતિ", પૃ. ૧૯૩–૧૯૫).
૨૫. અર્થાત્ એનો યશ દિગંતો સુધી પ્રસર્યો છે.
૨૬. અર્થ = (૧) દ્રવ્ય, (૨) Meaning
૨૭. સૂત્ર = (૧) દોરડાં, (૨) નીતિનાં સૂત્ર ૨૮. માજાઈ બહેનો
૨૯. ઘન = (૧) ગાઢ, (૨) વાદળ (રૂપી)
૩૦. પક્ષ = (૧) બાજુ, (૨) પાંખ; ભૂભૃત્ = (૧) રાજા, (૨) પર્વત
૩૧. અર્થાત્ એ વિદ્યામાં તેમ જ દાનમાં સરખો નામાંકિત છે.
૩૨. ગુણ = (૧) દોરો, (૨) સારું લક્ષણ ૩૩. ઢંકાયેલો નથી.
૩૪–૩૫ અહીં શ્લેષ છે. ફલ= (૧) ફળ, (૨) પરિણામ
૩૬. સૂત્રધાર (સલાટ)
૩૭. આ મંદિરના ગૂઢમંડપના મુખ્ય દરવાજાની બે બાજૂએ બે સુંદર ગોખલા છે. લોકો એને 'દેરાણી–જેઠાણીના ગોખલા' તરીકે ઓળખે છે. પરંતુ ખરી રીતે એ તેજપાલે પોતાની બીજી પત્ની સુહડાદેવીના શ્રેય અર્થે બંધાવેલા છે. આથી એને 'સુહડાદેવીના ગોખલા' કહેવાય.
૩૮. લેખ નં. ૧૬૭
૩૯. "ગુજરાતના ઐતિહાસિક લેખો"ના ભાગ ૩ માં આ લેખ (નં. ૨૦૬) આરંભમાં આપેલો છે.
૪૦. A. K. Majumdar, "Chaulukys of Gujarat", pp. 454 f.
૪૧. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૯૫
૪૨–૪૪. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૨, લેખ ૧૬૮
૪૫. જયંતવિજયજી, "આબૂ", ભાગ ૧, પૃ. ૧૧૮–૧૨૦
૪૬. ભો. જ. સાંડેસરા, "મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ તથા સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો", પૃ. ૯૯

૪૭. એજન, પૃ. ૧૦૦–૧૦૧

૪૮. એજન, પૃ. ૬૨–૬૬

૪૯. પુણ્યવિજયજી, "મહાવીર જૈન વિદ્યાલય સુવર્ણજયંતી અંક," ભાગ ૨, પૃ. ૩૦૨; ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો," ભા. ૩, લેખ ૨૦૭ અને ૨૦૯

૫૦. ગિ. વ. આચાર્ય, એજન, ભાગ ૩, લેખ ૨૧૫

૫૧. એજન, ભા. ૨, લેખ ૧૬૭, પૃ. ૧૨૩

૫૨. દુ. કે. શાસ્ત્રી, "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ", પૃ. ૪૪૯

૫૩. ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો", ભા. ૨, લેખ ૧૬૮

# ૧૮.

## અભિલેખોનું ઐતિહાસિક મહત્ત્વ

ભારતના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસના અધ્યયન, સંશોધન અને નિરૂપણ માટે અભિલેખો એ એક ઘણું મહત્ત્વનું સાધન છે.

લેખનકલાના સાધનની પહેલાંની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિના અન્વેષણ માટે પુરાવશેષો પર જ આધાર રાખવો પડે છે. આદ્ય-ઐતિહાસિક કાલની સંસ્કૃતિના અધ્યયન માટે કેટલાંક લિખિત કે અભિલિખિત સાધન ઉપલબ્ધ હોય છે, પરંતુ પૂરતા પ્રમાણમાં અને નિશ્ચિત સમયાંકન સાથે નહિ. દા. ત. હરપ્પીય સભ્યતાનાં ખંડેરોમાંથી હજારો અભિલિખિત મુદ્રાઓ મળી છે, પરંતુ એ અભિલેખો હજી સંતોષકારક રીતે ઊકલતા ન હોઈ, એ સભ્યતાના લોકોનાં જાતિ, ભાષા, ધર્મ વગેરે સુનિશ્ચિત થઈ શકતું નથી. એવી રીતે વૈદિક સાહિત્યમાં ભારતીય આર્યોનાં ધાર્મિક (અને કેટલેક અંશે સામાજિક) વિચારો તથા ક્રિયાઓ વિશે વિપુલ માહિતી મળે છે. પરંતુ એનું ચોક્કસ સમયાંકન કરવું મુશ્કેલ છે. પુરાણોમાં ભારતના અનેક પ્રાચીન રાજવંશોનો વૃત્તાંત નિરૂપાયો છે, પરંતુ ઈ. સ. પૂ. ૬ ઠ્ઠી સદી પહેલાંના રાજવંશોના વૃત્તાંતની ઐતિહાસિકતા હજી પ્રતિપાદિત થઈ શકતી નથી, ખાસ કરીને તે તે સમયના અભિલેખોના સમકાલીન પુરાવાના અભાવે.

### રાજકીય ઇતિહાસ

પ્રાચીન અભિલેખોના આધારે ભગવાન બુદ્ધ અને મહાવીર સ્વામીની ઐતિહાસિકતા પ્રતિપાદિત થતાં મગધના રાજા બિંબિસાર સુધીના રાજાઓની ઐતિહાસિકતા સ્વીકારાઈ શકી છે. નંદવંશના અભિલેખ મળ્યા નથી, પરંતુ અનુકાલીન ખારવેલના ગુફાલેખમાં એ વંશને લગતા બે ચોક્કસ નિર્દેશ થયેલા છે. મૌર્યકાલથી સમકાલીન અભિલેખોનો પુરાવો સાંપડતો જાય છે ને મૌર્ય, શુંગ, આંધ્ર, આંધ્રભૃત્ય અને ગુપ્ત જેવા પ્રાચીન વંશોને લગતા પૌરાણિક વૃત્તાંતને સપ્રમાણ ઠરાવે છે.

બીજા કેટલાક પ્રાચીન રાજવંશો તથા રાજાઓ વિશે મુખ્ય માહિતી અભિલેખો જ પૂરી પાડે છે. દા. ત. ભારતીય-યવન રાજાઓ, શક-પહ્‌લવ રાજાઓ, કુષાણ રાજાઓ, ઉત્તરી ક્ષત્રપો, પશ્ચિમી ક્ષત્રપો, સાતવાહન રાજાઓ, આંધ્ર દેશના ઇક્ષ્વાકુ રાજાઓ, ગુપ્ત સમ્રાટો, મૈત્રક રાજાઓ, મૌખરિ રાજાઓ, વાકાટક રાજાઓ, પલ્લવ રાજાઓ, કદંબ રાજાઓ, ગંગ રાજવંશો, પ્રતીહાર રાજાઓ, ચાલુક્ય રાજાઓ, રાષ્ટ્રકૂટ રાજાઓ, પાલ અને સેન વંશના રાજાઓ, ચાહમાન, પરમાર અને ચૌલુક્ય વંશના રાજાઓ, ગુહિલ રાજાઓ, દેવગિરિના યાદવ રાજાઓ, કોંકણના શિલાહાર રાજાઓ વગેરે. કેટલાક રાજાઓ તથા રાજવંશો તો અભિલેખો દ્વારા જ પ્રકાશમાં આવ્યા છે, જેમ કે વિદિશાનો રાજા ભાગભદ્ર, કલિંગનો રાજા ખારવેલ, યશોધર્મા વિષ્ણુવર્ધન વગેરે. ઉપર જણાવેલા રાજવંશો પૈકી કોઈક જ રાજવંશની વિગતવાર માહિતી પુરાણોમાં ઉપલબ્ધ છે, બાકીના બધા રાજવંશોની વિગતવાર માહિતી તેઓના અભિલેખો પરથી જ જાણવા મળી છે. મૌર્ય સમ્રાટ અશોક, કુષાણ રાજા કણિષ્ક ૧ લો, રાજા ક્ષત્રપ નહપાનનો જમાઈ ઉષવદાત, રાજા મહાક્ષત્રપ રુદ્રદામા, ગૌતમી-પુત્ર શાતકર્ણિ, ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્ત, વાકાટક રાણી પ્રભાવતીગુપ્તા, મૌખરિ રાજા મહાસેનગુપ્ત, ચાલુક્ય રાજા પુલકેશી ૨ જો, પલ્લવ રાજા મહેન્દ્રવર્મા ૧ લો, રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદરાજ ૩ જો, પ્રતીહાર રાજા મિહિર-ભોજ, પાલ નરેશ ધર્મપાલ, ચોળ સમ્રાટ રાજરાજ, પાંડ્ય રાજા મારવર્મા કુલશેખર ઇત્યાદિ અનેક રાજાઓની સિદ્ધિઓ તેઓના અભિલેખોમાં આપેલી પ્રશસ્તિઓ પરથી જ જાણવા મળી છે.

ગિરિનગરનું સુદર્શન તળાવ, દશપુરનું સૂર્યમંદિર, નાસિકની ગુફાઓ, નાગાર્જુનીકોંડનાં ચૈત્યગૃહો, વિષ્ણુપદ ગિરિનો વિષ્ણુધ્વજ, ઐરિકિણ(એરણ) વિષ્ણુમંદિર, મૈત્રક રાજાઓનાં ભૂમિદાન, સોમનાથ મંદિરના જીર્ણોદ્ધાર, આનંદપુરના વપ્રનું નિર્માણ ઇત્યાદિ બનાવોની માહિતી અભિલેખોમાં નોંધાઈ હોવાથી જળવાઈ રહી છે.

આવા અનેક રાજાઓનાં પરાક્રમો, દાનો અને પૂર્તકાર્યોની માહિતી તેઓના અભિલેખોમાંથી જ ઉપલબ્ધ થાય છે. વળી અન્ય રાજાઓ સાથેની તેઓની સમકાલીનતા તેઓ વચ્ચેના સારાનરસા સંબંધ, તેઓનાં રાજ્યોનો વિસ્તાર, તેઓના અધિકારીઓ, તેઓના કુટુંબપરિવાર ઇત્યાદિની માહિતી પણ મુખ્યત્વે તેઓના અભિલેખોમાંથી જાણવા મળે છે.

પુરાણોમાં ગણાવેલા રાજવંશોની સપ્રમાણતા, આનુપૂર્વી અને સાલવારી નક્કી કરી તેમ જ પુરાણોમાં નહિ નોંધાયેલા પછીના અનેકાનેક પ્રાદેશિક રાજવંશોને પ્રકાશમાં લાવી તેઓના દેશકાલ નિશ્ચિત કરી, એ સહુ રાજ્યો તથા રાજવંશોનો સિલસિલાબંધ ઇતિહાસ તૈયાર કરવામાં અભિલેખોએ ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો છે. ભારતનો અને ભારતના જુદા જુદા પ્રદેશોનો જે ઇતિહાસ હાલ ઉપલબ્ધ થયો છે, તેમાં અભિલેખોની સાધનસામગ્રી મળી ન હોત તો એમાંના અનેક રાજવંશો, સંખ્યાબંધ રાજાઓ, અનેકાનેક અધિકારીઓ અને ઘણા બધા બનાવોની વિગત સમૂળી કે મોટે ભાગે અજ્ઞાત રહી હોત. અભિલેખોએ ભારતના અનેક રાજવંશો તથા રાજાઓ વિશે વિપુલ અને સપ્રમાણ માહિતી પૂરી પાડી છે.

### રાજ્યતંત્ર

કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર' પરથી મૌર્યકાલીન રાજ્યતંત્રને લગતી સામાન્ય સિદ્ધાંત જાણવા મળે છે, પરંતુ એમાંની કેટલીક બાબતોને લગતી નક્કર માહિતી અશોકના અભિલેખો પરથી પ્રાપ્ત થાય છે, જેમકે યુક્ત, રજ્જુક અને પ્રાદેશિક જેવા ઉચ્ચ અધિકારીઓ, ધર્મ–મહામાત્રો અને સ્ત્ર્યધ્યક્ષો જેવા અધિકારી–વર્ગો, ગંધાર, કંબોજ, આંધ્ર, પુલિંદ વગેરે વહીવટી વિભાગો, ચોળ, પાંડ્ય, કેરલપુત્ર અને તામ્રપર્ણી જેવાં પડોશી રાજ્યો વગેરે.

યૌધેય, માલવ, અર્જુનાયન, માદ્રક, આભીર, લિચ્છવિ ઇત્યાદિ ગણ-રાજ્યોની નક્કર માહિતી અભિલેખો તથા સિક્કાઓ પૂરી પાડે છે મહાસામંત, મહામાત્ય, મહાદંડનાયક, મહાસાંધિવિગ્રહિક, ઉપરિક, કુમારામાત્ય, રાજસ્થાનીય, મહાક્ષપટલિક, મહાપ્રતીહાર, દંડપાશિક, દશાપરાધિક, નગરાધ્યક્ષ, દ્રાંગિક, પ્રમાતા, બલાધિકૃત, વિષયપતિ, મહત્તર, શૌલ્કિક, રાષ્ટ્રકૂટ, ગ્રામકૂટ આયુક્તક, વિનિયુક્તક, દૂતક ઇત્યાદિ અનેક મોટા નાના અધિકારીઓના હોદ્દાઓ વિશે તેમ જ એમાંના કેટલાક હોદ્દાઓ ધરાવતી વ્યક્તિઓ વિશે અભિલેખો-માંથી માહિતી મળે છે.[1]

જુદાં જુદાં રાજ્યોમાં જુદાજુદા કાલ દરમ્યાન રાષ્ટ્ર, ભુક્તિ, મંડલ, વિષય, આહાર, પથક, સ્થલી, નગર, ગ્રામ ઇત્યાદિ મોટાનાના વહીવટી વિભાગો પ્રચલિત હતા, તેમાંના ઘણા વિભાગો તથા પેટા–વિભાગોની વિગતો દાનશાસનો વગેરે પરથી જાણવા મળે છે, જેમ કે ગુપ્ત સામ્રાજ્ય, મૈત્રક રાજ્ય, રાષ્ટ્રકૂટ રાજ્ય અને સોલંકી રાજ્યના વહીવટી વિભાગો. પૂર્વ ભારતમાં પુણ્ડ્રવર્ધન

–ભુક્તિમાં કોટિવર્ષ વિષય નામે વહીવટી વિભાગ હતો.[૧અ] મૈત્રક રાજ્યમાં કૌણ્ડિન્યપુર, ખેટક, માલવક, શિવભાગપુર, સૂર્યાપુર, ભરુકચ્છ, કંતારગામ અને ધરાય જેવા વિષય હતા, હસ્તવપ્ર અને ખેટક જેવા આહાર હતા, સુરાષ્ટ્રદેશમાં ધાસરક, કાલાપક અને રોહાણક જેવા પથક હતા, ખેટક આહારમાં બણ્ડરિજિદ્રિ, કોણક, સિંહપલ્લિકા, નગરક અને ઉપ્પલહેટ જેવા પથક હતા, સુરાષ્ટ્રદેશમાં બિલ્વખાત, ઝરિ, નિંબકૂપ, કદંબપદ્ર, વટપલ્લિકા, પુણ્યાનક, વટનગર, આનુમંજી વગેરે સ્થલીઓ હતી.[૨] દક્ષિણ ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજ્યમાં લાટ દેશ, ખેટક મંડલ, કતારગ્રામ વિષય, કાશકુલ વિષય, હર્ષપુર–૭૫૦, કર્પટવાણિજ્ય–૮૪, અંકોટ્ટક–૮૪, સંજાણ–૨૪, તૈલાટક–૪૨, કર્મન્તપુર –૧૧૬, વરિઅવિ–૧૧૬, સીહરખિ–૧૨, માહિષક–૪૨, કણ્હવલ આહાર, ત્રેન્ન આહાર વગેરે મોટાનાના વિભાગ હતા;[૩] ચૌલુક્ય (સોલંકી) રાજ્યમાં સારસ્વત, સત્યપુર, કચ્છ, સૌરાષ્ટ્ર, ખેટક, નર્મદાતટ, દધિપદ્ર, અવંતિ, મેદપાટ વગેરે મંડલ હતાં; ધાણદ, વિષય, દંડાહી, વાલુક્ય, ગંભૂતા, વર્દ્ધિ અને ચાલિસા જેવા પથક હતા તેમ જ ૧૪૪, ૧૦૪, ૮૪, ૪૨, ૨૬, અને ૧૨ ગામોના વહીવટી વિભાગ પણ હતા.[૪]

એવી રીતે અભિલેખોમાં, ખાસ કરીને દાનશાસનોમાં, વિવિધ કરવેરાઓનો ઉલ્લેખ આવે છે, દા. ત. બલિ, ભાગ, કર, શુલ્ક, ભોગ, ઉદ્રંગ, ઉપરિકર, હિરણ્ય, દશાપરાધ, ભૂત, વાત, વિષ્ટિ ઇત્યાદિ. દાનના પ્રતિગ્રહીતાને માટે કરમુક્તિ, ચાટભટના પગપેસારાની કે અન્ય રાજપુરુષોની ડખલગીરીની મનાઈ, ખેડવા ખેડાવવા ભોગવવા કે સુપરત કરવાનો અધિકાર વગેરેનો પણ પ્રબંધ કરાતો. ભૂમિચ્છિદ્ર, અક્ષય–નીવી, ધર્મદાય, બ્રહ્મદાય, દેવદાય ઇત્યાદિ દાન–પદ્ધતિ તથા ભોગવટાના પ્રકારોના નિર્દેશ આવે છે.[૫]

વળી ભૂમિદાનને લગતાં રાજશાસનો પરથી ભૂમિ–માપની જુદીજુદી પદ્ધતિઓ પ્રચલિત હોવાનું જાણવા મળે છે, જેમ કે દંડ,[૬] કોશુ, હસ્ત, નિવર્તન[૭], ગોચર્મ, પાદાવર્ત,[૮] હલ, કુલ્યવાપ[૯] દ્રોણવાપ,[૧૦] આઢવાપ,[૧૧] પિટકવાપ,[૧૨] ઉન્માન,[૧૩] ખારી,[૧૪] વિંશોપક, વાટી,[૧૫] માન,[૧૬] ગુંઠ,[૧૭] હાદ (પાદ),[૧૮] કમ્મ કે કમ્બ,[૧૯] પાડગ (પાટક), કુલી, વેલી વગેરે.[૨૦]

## ભૌગોલિક ઉલ્લેખો

રાજકીય ઇતિહાસના સંદર્ભમાં ઘણી વાર આસપાસનાં અન્ય રાજ્યોનો ઉલ્લેખ આવે છે, ને દાન વગેરે કાર્યોના સંદર્ભમાં તે તે રાજ્યની અંતર્ગત

સ્થળોનો પણ ઉલ્લેખ આવે છે. મૌર્ય રાજા અશોકના અભિલેખોમાં આવતા ઉલ્લેખો પરથી એના રાજ્યની અંદર આવેલા યવન, કંબોજ, ગંધાર વગેરે પ્રદેશો ઉપરાંત એના રાજ્યની બહાર આવેલાં ચોળ, પાંડ્ય વગેરે રાજ્યોનો પણ ખ્યાલ આવે છે. મહાક્ષત્રપ રુદ્રદામા ૧ લો તથા વાસિષ્ઠીપુત્ર પુળમાવિના અભિલેખો પરથી બીજી સદીમાં પશ્ચિમ ભારતમાં આવેલા આકર, અવંતિ, અનૂપ, આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુ, કચ્છ, સિંધુ, સૌવીર, કુકુર, અપરાંત, નિષાદ, ઋષિક, અશ્મક, મૂલક અને વિદર્ભ જેવા પ્રદેશોનો પરિચય થાય છે. સમુદ્રગુપ્તના અલાહાબાદ સ્તંભલેખમાં દક્ષિણાપથનાં અનેક રાજ્યો(જેવાં કે કોસલ, પિષ્ટપુર, કાંચી, વેંગી વગેરે)નો ઉલ્લેખ મળે છે. મૈત્રક તથા સોલંકી રાજ્યનાં દાનશાસનોમાં તે તે રાજ્યના ઘણા વહીવટી વિભાગો તથા પેટા-વિભાગોનો તેમ જ અનેકાનેક મોટાંનાનાં નગરો તથા ગામોનો નિર્દેશ પ્રાપ્ત થાય છે. આમ અભિલેખોમાંના ભૌગોલિક ઉલ્લેખો તે તે સમયની ઐતિહાસિક ભૂગોલના અભ્યાસ માટે મહત્ત્વની સામગ્રી પૂરી પાડે છે.

### કાલગણના અને સમયાંકન

પ્રાચીન સમયમાં કઈ ઘટના ક્યારે બની ને કયો રાજા ક્યારે રાજ્ય કરતો હતો તે જાણવા માટેનું મુખ્ય સાધન અભિલેખો છે. તે તે રાજાના રાજ્યકાલમાં સમયનિર્દેશ થયો હોય તો તે સાપેક્ષ કાલાનુક્રમ માટે ઉપયોગી નીવડે છે. સળંગ સંવતનાં વર્ષ આપેલાં હોય ને એ સંવત નક્કી હોય કે નક્કી થઈ શકતો હોય, તો તો તે રાજાનો તથા તે ઘટનાનો ચોક્કસ સમય જાણી શકાય છે. ક્ષત્રપ રાજાઓ તથા ગુપ્ત સમ્રાટોની સાલવારી અભિલેખોમાં આપેલાં વર્ષો પરથી નક્કી થઈ છે. વળી સમયનિર્દેશમાં આપેલી વિગતો પરથી તે તે સમયે સંવત, વર્ષ, માસ, પક્ષ, તિથિ, ઋતુ, અધિક માસ, પર્વ, વાર, સંવત્સર ઇત્યાદિને લગતી કાલગણનાની કઈ કઈ પદ્ધતિ પ્રચલિત હતી તે પણ જાણવા મળે છે. ઘણા અભિલેખો સમયનિર્દેશ ધરાવતા હોઈ, ઇતિહાસની કરોડરજ્જુ ગણાય એવા સમયાંકન માટે એ ઘણું ઉપયોગી સાધન નીવડ્યા છે. જે લેખોમાં કંઈ સમયનિર્દેશ ન હોય, તે લેખોની લિપિના મરોડ પરથી એનું સામાન્ય સમયાંકન થઈ શકે છે ને એના આધારે એ ઘટનાઓનો અંદાજી સમય આંકી શકાય છે.

### ધર્મ

ભારતના ઘણા અભિલેખ ધર્મ-દાનને લગતા તથા મંદિર-નિર્માણને લગતા હોઈ એમાં તે તે સમયના ધર્મસંપ્રદાયો, દેવાલયો, મહંતો, બ્રાહ્મણો વગેરેની

ઘણી વિગતો આપેલી હોય છે, એ તે ધર્મસંપ્રદાયો, ધર્મસ્થાનો, ધર્મપુરુષો ને બ્રાહ્મણોના ઇતિહાસ માટે ઘણી ઉપયોગી માહિતી પૂરી પાડે છે.

મૌર્ય રાજા અશોકના અભિલેખોમાં ધર્માનુશાસન ઉપરાંત ધર્મ–મહામાત્રોની નિયુક્તિ, ધર્મ–સંપ્રદાયો તરફનું ઉદાર વલણ, બ્રાહ્મણો તથા શ્રમણો તરફ સદ્‌વર્તાવ ઇત્યાદિનો ઉલ્લેખ આવે છે; વળી બૌદ્ધ સંઘની અખંડિતતા, બૌદ્ધ તીર્થોની યાત્રા, બૌદ્ધ ધર્મગ્રંથોની ભલામણ તથા આજીવિકોને કરેલા ગુફાદાનની માહિતી આવે છે.

આગળ જતાં બૌદ્ધ સ્તૂપો, વિહારો અને ચૈત્યગૃહોના નિર્માણ તથા નિભાવને લગતા અનેક ઉલ્લેખ મળે છે. દા. ત. શામળાજી (જિ. સાબરકાંઠા) પાસે દેવની મોરીના ટીંબામાં મળેલા બૌદ્ધ સ્તૂપમાંના શૈલ–સમુદ્‌ગક (પથ્થરના દાબડા) પરના લેખમાં એ સ્તૂપના નિર્માણની તથા એ સમુદ્‌ગકની માહિતી આપી છે.[૨૧] વલભીના મૈત્રક રાજાઓનાં દાનશાસનોમાં અનેક બૌદ્ધ વિહારોનો ઉલ્લેખ આવે છે.[૨૨] સૌરાષ્ટ્રની શૈલ–ઉત્કીર્ણ ગુફાઓમાં આવા અભિલેખ કોતરાયા ન હોઈ એના નિર્માણ વિશે કંઈ ચોક્કસ માહિતી મળતી નથી.

અસ્થિપાત્રો અને સ્તંભો પરના લેખોની જેમ પ્રતિમાઓ પરના લેખોમાંથી પણ બૌદ્ધ ચૈત્યગૃહો તથા પ્રતિમાઓ વિશે માહિતી પ્રાપ્ત થાય છે.[૨૩]

અશોકના અભિલેખોમાં નિગ્રંથ (જૈન) તથા આજીવિક સંપ્રદાયના ઉલ્લેખ આવે છે. ઓરિસ્સાના ઉદયગિરિ–ખંડગિરિની ગુફાઓમાં રાજા ખારવેલ, એની પટરાણી વગેરેના લેખ કોતરેલા છે, તે પરથી જૈન શ્રમણો માટે કંડારેલી એ ગુફાઓના નિર્માણની માહિતી મળે છે.[૨૪] મથુરા પાસે મળેલી તીર્થંકરોની અનેક પ્રતિમાઓ પર તે તે પ્રતિમા કરાવનારની માહિતી આપી છે.[૨૫] ગુજરાત અને રાજસ્થાનમાં અનેક પ્રાચીન જૈન પ્રતિમાઓ પર આવા લેખ કોતરેલા છે.[૨૬] અકોટા(વડોદરા)માં આવી અનેક ધાતુ–પ્રતિમાઓ મળી છે.[૨૭] ચાલુક્ય રાજા પુલકેશી ૨ જાના સમયમાં રવિકીર્તિએ કરાવેલા જિનાલયનો ઐહોળ લેખ જાણીતો છે.[૨૭અ] આબુ, શત્રુંજય, ગિરનાર વગેરે જૈન તીર્થોનાં મંદિરોમાં મંદિર–નિર્માણ તથા પ્રતિમા–પ્રતિષ્ઠાને લગતા સંખ્યાબંધ લેખ કોતરેલા છે. મુખ્ય દેવાલયને ફરતી ભમતીમાંની દેવકુલિકાઓનું નિર્માણ કોના કોના શ્રેય અર્થે થયેલું તેને લગતા લેખ મળે છે. અમદાવાદમાં શેઠ હઠીસિંહે બંધાવેલા દેરાસરના નિર્માણને લગતો વૃત્તાંત ત્યાંના સંસ્કૃત શિલાલેખમાં[૨૮] તથા ગુજરાતી શિલાલેખમાં આપવામાં આવ્યો છે.

હિંદુ ધર્મનાં મંદિરોનું નિર્માણ, પ્રતિમાઓની પ્રતિષ્ઠા અને મંદિરોના જીર્ણોદ્ધારને લગતી વિપુલ માહિતી અભિલેખોમાંથી પ્રાપ્ત થાય છે. યવન દૂત હેલિઓદોરે વિદિશામાં કરાવેલો ગરુડધ્વજ,[૨૯] ઉદિતાચાર્યે મથુરામાં કરાવેલી ઉપમિતેશ્વર અને કપિલેશ્વરની પ્રતિષ્ઠા,[૩૦] પાટલીપુત્રના વીરસેને ઉદયગિરિ-(મ. પ્ર)માં કરાવેલી શૈવ ગુફા.[૩૧] ચંદ્ર નામે રાજાએ વિષ્ણુપદ ગિરિ પર કરાવેલો વિષ્ણુધ્વજ,[૩૨] દશપુરમાં પટ્ટવાયોની શ્રેણીએ બંધાવેલું સૂર્ય-મંદિર,[૩૩] માતૃવિષ્ણુ અને ધન્યવિષ્ણુએ એરણ(મ. પ્ર.)માં કરાવેલો વિષ્ણુનો ધ્વજસ્તંભ,[૩૪] ધન્યવિષ્ણુએ એરણ(મ. પ્ર.)માં કરાવેલો નારાયણનો શિલા-પ્રાસાદ,[૩૫] હૂણ રાજા મિહિરકુલના સમયમાં માતૃચેટે ગોપગિરિ(ગ્વાલિયર)માં કરાવેલો સૂર્યનો શૈલમય પ્રાસાદ,[૩૬] ઉત્તરકાલીન ગુપ્ત રાજા આદિત્યસેને કરાવેલું વિષ્ણુમંદિર,[૩૭] મૌખરિ રાજા ઈશાનવર્માના સમયમાં સૂર્યવર્માએ કરાવેલો શિવાલયનો જીર્ણોદ્ધાર,[૩૮] ભાવ બૃહસ્પતિની પ્રેરણાથી સોલંકી રાજા કુમારપાલે કરાવેલો પ્રભાસના સોમનાથ મંદિરનો જીર્ણોદ્ધાર,[૩૯] પ્રભાસમાં શ્રીધરે બંધાવેલાં મંદિરો,[૪૦] વીસલદેવના સમયમાં ડભોઈમાં થયેલું વૈદ્યનાથ મહાદેવનું મંદિર,[૪૧] આબુના પરમાર રાજા સમરસિંહે કરાવેલો અચલેશ્વર મઠનો જીર્ણો-દ્ધાર,[૪૨] સૌરાષ્ટ્રના સૂબા સામંતસિંહે કરાવેલો દ્વારકાના રસ્તે આવતા રેવતી-કુંડનો જીર્ણોદ્ધાર[૪૩] વગેરે.

ભૂમિદાનને લગતાં દાનશાસનો પરથી કેટલીક વાર મંદિરોના નિર્માણની માહિતી મળે છે, જેમકે સોલંકી રાજા ભીમદેવ ૨ જાનાં દાનશાસનોમાં આવતા ઉલ્લેખો પરથી. રાણી લીલાદેવીએ લીલાપુરમાં કરાવેલાં ભીમેશ્વર અને લીલેશ્વરનાં મંદિર,[૪૪] મંડલીમાં મૂલદેવ ૧ લાએ બંધાવેલું મૂલેશ્વર મંદિર,[૪૫] સલખણપુર-માં રાણા લૂણપસાકે (લવણપ્રસાદે) કરાવેલાં આનલેશ્વર અને સલખણેશ્વરનાં મંદિર,[૪૬] અને લવણપ્રસાદના પુત્ર વીરમે ઘૂસડી (વીરમગામ)માં કરાવેલાં વીરમેશ્વર તથા સુમલેશ્વરનાં મંદિર.[૪૭]

સ્કંદગુપ્તના સમયમાં ગિરિનગરના નગરપાલક ચક્રપાલિતે ત્યાં ચક્રધારી વિષ્ણુનું ઉત્તુંગ મંદિર બંધાવેલું એ એના શૈલલેખથી જાણવા મળ્યું છે.[૪૮]

ભારતમાં સમય જતાં સંખ્યાબંધ મંદિર બંધાયાં, જેમાંનાં કેટલાંક કાળ-બળે સમૂળાં નષ્ટ થઈ ગયાં, કેટલાકનું નવનિર્માણ થયું ને કેટલાંક આખાં કે ખંડિત દશામાં મોજૂદ રહેલાં છે. આમાંનાં કેટલાંક લુપ્ત તથા વર્તમાન મંદિર ક્યારે કોણે બંધાવેલાં એની જાણ અભિલેખો પરથી થાય છે. એમાંની મુખ્ય

પ્રતિમા ક્યારે કોણે સ્થાપાવેલી એ પણ એવી રીતે અભિલેખો પરથી જાણવા મળે છે.

વળી કેટલાક પ્રાચીન અભિલેખો તે તે ધર્મસંપ્રદાયની પ્રાચીનતા દર્શાવવા માટે ઉપયોગી નીવડ્યા છે, જેમ કે હેલિયોદોરનો ગરુડ સ્તંભ ભાગવત સંપ્રદાયની પ્રાચીનતા માટે અને ચંદ્રગુપ્ત ર જાના સમયનો મથુરા સ્તંભલેખ પાશુપત સંપ્રદાયની પ્રાચીનતા માટે. મંદસોરના અભિલેખમાં ઉલ્લિખિત કુમારગુપ્ત ૧ લાના સમયમાં દશપુરમાં બંધાયેલું સૂર્યમંદિર એ ભારતનાં પ્રાચીન સૂર્યમંદિરોના ઇતિહાસમાં ગણનાપાત્ર છે.

અભિલેખો પરથી મંદિરો ઉપરાંત મઠોની તેમ જ મંદિરો અને મઠોના કેટલાક મહંતોની માહિતી મળે છે. દા. ત. પ્રભાસના સોમેશ્વર મંદિરના 'ગંડ' ભાવ બૃહસ્પતિ,[49] મંડલીના મઠના સ્થપતિ વેદગર્ભરાશિ,[50] પ્રભાસના સોમનાથ મંદિરના વિશ્વેશ્વરરાશિ[51] અને ત્રિપુરાંતક,[52] અને અચલગઢમાં મંદિરો બંધાવનાર કેદારરાશિ.[52અ]

ભારતમાં યજ્ઞ-પ્રથા છેક વેદ કાલથી પ્રચલિત હતી. અભિલેખોમાં એને લગતા ઉલ્લેખ આરંભિક ઈસ્વી સદીઓથી પ્રાપ્ત થાય છે. દા. ત. બડવા- (રાજસ્થાન)માં ત્રીજી સદીના ત્રણ યૂપ-લેખ મળ્યા છે, જેમાંના દરેકમાં સહસ્ર ગાયોના દાનની હકીકત નોંધવામાં આવી છે.[53]

અયોધ્યા લેખમાં પુષ્યમિત્ર શુંગે બે અશ્વમેધ યજ્ઞ કરાવ્યાનો ઉલ્લેખ છે.[54] 'મહાભાષ્ય' અને 'માલવિકાગ્નિમિત્ર'માં આવતા ઉલ્લેખોને આનાથી સબળ સમર્થન મળે છે. દખ્ખણના સાતવાહન રાજાઓએ તથા વાકાટક રાજાઓએ યજ્ઞો કરાવ્યાના ઉલ્લેખ અભિલેખોમાં મળે છે.[56] એમાં અશ્વમેધ ઉપરાંત અગ્નિષ્ટોમ, વાજપેય, જ્યોતિષ્ટોમ, બૃહસ્પતિસવ વગેરે યજ્ઞોનો પણ સમાવેશ થાય છે. ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્તે અશ્વમેધયજ્ઞ કરેલો એનો ઉલ્લેખ એના અશ્વમેધ સિક્કા પર[57] તેમ જ એના વંશજોના અભિલેખોમાં[58] મળે છે.

દાનશાસનોમાં દાન લેનાર બ્રાહ્મણને લગતી વિગતોમાં એના ગોત્ર તથા સ્વાધ્યાયની વિગત મળે છે, જેમ કે વલભીના મૈત્રકોનાં દાનશાસનોમાં આવતા ઉલ્લેખો પરથી આત્રેય, કણ્વ, કશ્યપ, કૌશિક, ગાર્ગ્ય, ગૌતમ, માનવ, લૌગાક્ષ, વત્સ, વસિષ્ઠ, શાંડિલ્ય, શાર્કરાક્ષિ, શુનક, હારિત ઇત્યાદિ ચાળીસેક ગોત્રોની માહિતી મળે છે.[59] વળી સ્વાધ્યાયની વિગતો પરથી બ્રાહ્મણોની ત્રૈવિદ્યોની તથા

ચાતુર્વિદ્યોની પર્ષત વિશે જાણવા મળે છે. મૈત્રકકાલીન ગુજરાતમાં આવી પર્ષતો વલભી, આનંદપુર, સિંહપુર અને જંબૂસર જેવાં સ્થળોએ હતી.[૬૦] આ બ્રાહ્મણો ઋગ્વેદની બહ્વૃચ શાખાનો, કૃષ્ણ યજુર્વેદની મૈત્રાયણીય ને તૈત્તિરીય શાખાનો, શુક્લ યજુર્વેદની વાજસનેયી શાખાનો, સામવેદની છંદોગ શાખાનો અને અથર્વવેદની આથર્વણ શાખાનો સ્વાધ્યાય કરતા હોવાનું માલૂમ પડે છે.[૬૧]

દાન આપવાના પ્રયોજનમાં બ્રાહ્મણો અગ્નિહોત્ર અને પંચ મહાયજ્ઞો-(બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને ભૂતયજ્ઞ)ની ધાર્મિક ક્રિયાઓ કરતા હોવાનો ઉલ્લેખ આવે છે એ પણ નોંધપાત્ર છે. એવી રીતે દેવાલયને અપાતા ભૂમિદાનના પ્રયોજનમાં પૂજા, સ્નપન, ગંધ, ધૂપ, પુષ્પ–માલ્ય, દીપ ઇત્યાદિનો તથા મંદિરના પાદમૂલ(પૂજારી)નો ઉલ્લેખ આવે છે તેમજ ઉત્સવ–પ્રસંગોએ થતાં વાદ્ય, ગીત અને નૃત્યનો પણ નિર્દેશ આવે છે.[૬૨]

કેટલાક લેખોમાં બ્રહ્મ-ભોજનનો પ્રબંધ દર્શાવ્યો છે.[૬૩]

ભૂમિદાનનો મુખ્ય ઉદ્દેશ ધાર્મિક છે. ભૂમિદાન દેવાથી માતાપિતાના તથા પોતાના પુણ્યની અભિવૃદ્ધિ થાય ને પોતાને ઐહિક તથા આમુષ્મિક ઇષ્ટ-ફલની પ્રાપ્તિ થાય એવું મનાતું. ક્ષહરાત ક્ષત્રપ રાજા નહપાનના જમાઈ ઉષવદાતે ત્રણ લાખ ગાયોનું દાન દીધેલું, સુવર્ણનું દાન દીધેલું, બ્રાહ્મણોને સોળ ગામનું દાન કરેલું, દર વર્ષે લાખ બ્રાહ્મણોને ભોજન કરાવેલું, પ્રભાસ-તીર્થમાં બ્રાહ્મણોને કન્યાદાન દીધેલું, ભરુકચ્છ દશપુર ગોવર્ધન અને શૂર્પારકમાં ધર્મશાળાઓ, ઉદ્યાનો, તળાવો, કૂવા વગેરે કરાવેલાં ને તાપી વગેરે નદીઓ પર મફત નૌકા-વ્યવહારનો પ્રબંધ કરાવેલો.[૬૨]

આમ દેવાલયોની જેમ વાપી, કૂપ, તડાગ, ઉદ્યાન, ધર્મશાલા, સત્રાગાર ઇત્યાદિ પૂર્તકાર્યોના નિર્માણમાં પણ પુણ્યાર્જનનો ધાર્મિક હેતુ રહેલો હતો. ભૂમિદાનની જેમ સુવર્ણદાન, કન્યાદાન, ગોદાન ઇત્યાદિ અન્ય દાનોનો પણ મહિમા માનતો. કેટલાક રાજાઓ રાજ્યારોહણ પ્રસંગે પોતાને સુવર્ણ સાથે તોળાવતા ને એ સુવર્ણનું દાન દેતા. એને 'તુલાપુરુષ–મહાદાન' કહેતા. એ પ્રસંગે હજારો ગામોનાં દાન દેવાતાં.[૬૪]

બ્રાહ્મણોને વસાવી ગામનું દાન દેવામાં આવે તેને 'અગ્રહાર' કહેતા.

આપેલું દાન પછીના રાજાઓ પણ મંજૂર રાખે ને પાળે એ અંગે ભૂમિદાન કરનાર રાજા ભાવી રાજાઓને નૈતિક અનુરોધ કરતો તેમ જ દાનના અનુપાલનથી મળતા પુણ્યને લગતા અને દાનના આચ્છેદથી લાગતા પાપને લગતા પુરાણોના શ્લોકો દાનશાસનમાં ઉદાહૃત કરતો.

દાન જલ મૂકવાના સંકલ્પની વિધિ દ્વારા કરાતું. સૂર્યગ્રહણ, ચંદ્રગ્રહણ, પૂર્ણિમા, અમાવસ્યા, એકાદશી, અક્ષયતૃતીયા આદિ પર્વદિનોએ દાનનો વિશેષ મહિમા મનાતો. દાન દેતા પહેલાં નદી સ્નાન તથા દેવવંદનનું ય મહત્ત્વ ગણાતું. સમુદ્રતીરે કે નદીતીરે, ખાસ કરીને નદીસંગમના કે નદીસમુદ્રસંગમના સ્થાને દાન દેવાનો મહિમા વિશેષ પ્રવર્તતો.[૬૫]

આમ અભિલેખોમાં આવતા વિવિધ ઉલ્લેખો પરથી તે તે સમયના ધાર્મિક જીવન, ધર્મસંપ્રદાયો, ધાર્મિક સંસ્થાઓ, ધાર્મિક વહાણો, ધાર્મિક માન્યતાઓ ઇત્યાદિ વિશે ઠીકઠીક માહિતી ઉપલબ્ધ થાય છે.

## ભાષા અને લિપિ

અભિલેખો તે તે પ્રદેશની તે તે સમયની પ્રચલિત ભાષા અને લિપિના ઇતિહાસમાં ઘણી મહત્ત્વની અને પ્રમાણિત સામગ્રી પૂરી પાડે છે.

ભારતના ઘણા પ્રાચીન અભિલેખ પ્રાકૃત ભાષામાં છે. અશોકના અભિલેખ પાલિ ભાષામાં છે. એ ભાષામાં માગધી ભાષાની વિશેષ અસર વરતાય છે. ભારતીય-યવનો, શક-પહ્‌લવો, કુષાણો, ખારવેલ, સાતવાહનો, ઇક્ષ્વાકુઓ, આરંભિક પલ્લવો, આરંભિક કદંબો વગેરેના અભિલેખોમાં પ્રાકૃત ભાષા પ્રયોજાઈ છે.[૬૬] આ અભિલેખો પરથી તે તે પ્રદેશમાં તે તે કાલમાં પ્રાકૃત ભાષાનું કેવું સ્વરૂપ પ્રચલિત હતું તેનો નક્કર ખ્યાલ આવે છે ને પાલિ-પ્રાકૃત ભાષાઓના ઇતિહાસના અધ્યયનમાં આ સામગ્રી ઘણી ઉપયોગી નીવડે છે.[૬૬અ]

બીજી સદીથી કેટલાક અભિલેખોમાં સંસ્કૃત ભાષાનો ઉપયોગ થવા લાગ્યો. શરૂઆતમાં સંસ્કૃતની છાંટવાળી પ્રાકૃત ભાષા[૬૭] અને એ પછી પ્રાકૃતની છાંટવાળી સંસ્કૃત ભાષા—એવી સંક્રમણ અવસ્થા જોવામાં આવે છે. રાજા મહાક્ષત્રપ રુદ્રદામા ૧ લાના શક વર્ષ ૭૨(ઈ. સ. ૧૫૦)ના જૂનાગઢ શૈલલેખમાં શુદ્ધ સંસ્કૃત ભાષા પ્રયોજાઈ છે ને તે પણ ઉચ્ચ ગદ્યશૈલીમાં.[૬૮] ગુપ્તકાલથી તો લગભગ સર્વ પ્રાચીન અભિલેખ સંસ્કૃત ભાષામાં લખાયા છે.

દક્ષિણ ભારતમાં છઠ્ઠી સદીથી તમિળ અને કન્નડ ભાષા અભિલેખોમાં વપરાઈ છે. એ અગાઉ ૨ જી-૩ જી સદીના લેખોમાં પ્રયોજાયેલી ભાષા પરથી તમિળ ભાષાના પ્રાચીન સ્વરૂપનો ખ્યાલ આવે છે. પાંચમી સદીથી તેલુગુ ભાષા પણ અભિલેખોમાં વપરાઈ છે. આ અભિલેખો પરથી દક્ષિણ ભારતની દ્રવિડકુલની ભાષાઓનો ક્રમિક વિકાસ જાણવા માટે મહત્ત્વની સામગ્રી મળે છે.

એવી રીતે મધ્યકાલીન મુસ્લિમ અભિલેખોમાં અરબી-ફારસી ભાષા વપરાઈ છે તે પરથી એ ભાષાઓની વપરાશનું બદલાતું પ્રમાણ તથા તે તે શતકનાં તે ભાષાનાં સ્વરૂપ જાણવા મળે છે.

દસમી–અગિયારમી સદીથી અભિલેખોમાં નૂતન ભારતીય–આર્ય ભાષાઓનો અર્થાત્ ઘણી વર્તમાન ભારતીય ભાષાઓનો ઉપયોગ થવા લાગ્યો. આ ભાષાઓમાં પાંચસો હજાર વર્ષ પહેલાં લખાયેલું સાહિત્ય મોટે ભાગે અનુકાલીન હસ્તપ્રતોમાં પરિવર્તન પામેલા ભાષા–સ્વરૂપમાં મળે છે. તે તે સમયના શુદ્ધ ભાષા–સ્વરૂપનો પાઠ યથાતથ ભાગ્યેજ જળવાઈ રહે છે, જ્યારે અભિલેખોમાં તો તે તે સમયે કોતરેલાં લખાણ એના મૂળ સ્વરૂપે યથાતથ જળવાયાં હોય છે. આથી હિંદી, ગુજરાતી, મરાઠી, બંગાળી વગેરે વર્તમાન ભાષાઓના આરંભિક સ્વરૂપ વિશે અભિલેખોમાંથી મળતી સપ્રમાણ સામગ્રી તે તે ભાષાના જૂના સ્વરૂપના ઇતિહાસ માટે ઘણી ઉપયોગી નીવડે છે. દા. ત. વિ. સં ૧૫૫૫(ઈ. સ. ૧૪૯૯)માં ગુજરાતી ભાષાનું સ્વરૂપ કેવું હતું તે મહમૂદ બેગડાના સમયના અડાલજની વાવના શિલાલેખ પરથી જાણવા મળે છે, જેમ કે "श्री वरसाग्रीनी धर्मपत्नी राणीश्री रूडबाईइ भर्तारनइ परलोकार्थि वावि करावी।" (શ્રી વરસાયીની ધર્મપત્ની રાણી શ્રી રૂડબાઈએ ભર્તારના પરલોકાર્થે અડાલજમાં વાવ કરાવી.)

વિ. સં. ૧૬૮૭ (ઈ. સ. ૧૬૩૧)ના કૂઆ(તા. ધ્રાંગધ્રા)ના પાળિયામાં संवत् १६८७ वर्षे जेठ वद ११ दने झाला श्री लाषाजी सूत सूराजी सूत गोपालजी सूत भीमजी गायिनी वाहारे स्वरग थिआ। (સંવત ૧૬૮૭ વર્ષે જેઠ વદ ૧૧ દિને ઝાલા શ્રી લાખાજી સુત સુરાજી સુત ગોપાલજી સુત ભીમજી ગાયની વહારે સ્વર્ગવાસી થયા.)[૭૦] વિ. સં. ૧૭૫૪(ઈ. સ. ૧૬૯૯)ના ગુંદી(ધોધા પાસે)ના પાળિયા પર स्वस्त १७५४ वरखे चइतर शीद २ दने गोहेल कानोजी लाषाणी गाम भेलते झुझी देवगत थआ छे श्री रामचरणे स्वत १७५५ माहा श्रीद २ देरी बंधावी छे।[७१] (સ્વસ્તિ ૧૭૫૪ વર્ષે ચૈત્ર સુદ ૨ દિને ગોહિલ કાનોજી લાખાણી ગામ ભેલાતાં ઝૂઝી દેવગત થયા છે. શ્રી રામચરણે સંવત ૧૭૫૫ ચૈત્ર સુદ ૨ દેરી બંધાવી છે.) વઢવાણના વિ. સં. ૧૮૩૩(ઈ. સ. ૧૭૭૬)ના લેખમાં અંતે महाराणा श्रीप्रथीराजजियें प्रसाद कराव्यो छे।[७२] (મહારાણા શ્રી પૃથ્વીરાજજીએ પ્રાસાદ કરાવ્યો છે.) શિહોરના વિ. સં. ૧૮૮૭(ઈ. સ. ૧૮૩૧)ના શિલાલેખમાં स्वामी श्री पुरुषोतम सरस्वतीए श्री ब्रह्मकुंड उपर देरू चणावीने श्री ब्रह्मानी मुरतीनी थापना करी छे।[७३] (સ્વામી શ્રી પુરુષોત્તમ સરસ્વતીએ શ્રી બ્રહ્મકુંડ ઉપર દેરું

ચણાવીને શ્રી બ્રહ્માની મૂર્તિની સ્થાપના કરી છે.)ને શંખોદ્ધાર બેટના વિ.સં. ૧૯૩૫(ઈ.સ. ૧૮૭૯)ના શિલાલેખમાં ते पछे सं. १९३५ ना श्रावण वदि १२ बुधेनु महाराजाधिराज मिरजां महाराओ श्री खेगारजी बाहादुरनां मातुश्री बाईसाहेब श्री नानीबा झालीये आ श्रीना मंदरनुं काम तथा मंदिरने सामो श्री हनु-मानजीवालो दरवाजो छे ते उपर मजला बेनी भो बंधावी तेनुं काम संपूर्ण कराव्यु छे.[૭૪૮] (તે પછી સં. ૧૯૩૫ના શ્રાવણ વદ ૧૨ બુધે મહારાજાધિરાજ મિરજાં મહારાવ શ્રી ખેંગારજી બહાદુરનાં માતુશ્રી બાઈ સાહેબ શ્રી નાનીબા ઝાલીએ આ શ્રીના મંદિરનું કામ તથા મંદિરના સામો શ્રી હનુમાનજીવાળો દરવાજો છે તેની ઉપર મજલા બેની ભોં બંધાવી તેનું કામ સંપૂર્ણ કરાવ્યું છે.)

બ્રિટિશ કાલ દરમ્યાન અંગ્રેજી, ફ્રેંચ, પોર્ટુગીઝ, ડચ વગેરે યુરોપીય ભાષાઓનો ઉપયોગ થયો ને બ્રિટિશ હિંદમાં તેમ જ તેમાં સંલગ્ન દેશી રાજ્યોમાં અંગ્રેજી ભાષાનો બહોળો ફેલાવો થયો, તેનું પ્રતિબિંબ તે સમયના અભિલેખોમાં પડે છે. એવી રીતે આઝાદ ભારતમાં રાષ્ટ્રભાષા તથા પ્રાદેશિક ભાષાઓનો ઉપયોગ વધતો જાય છે ને વર્તમાન ભાષાઓના વ્યાકરણ, જોડણી, શબ્દભંડોળ વગેરેમાં જે સુધારા–વધારા થતા જાય છે તેનું ય પ્રતિબિંબ પડે છે. આમ અભિલેખોના લખાણ પરથી તે તે પ્રદેશની તે તે કાલની પ્રચલિત ભાષાઓ તથા તેનાં સ્વરૂપો વિશે સપ્રમાણ માહિતી મળે છે ને તે માહિતી એ ભાષાઓના વિકાસનો ઇતિહાસ તૈયાર કરવામાં ઘણી ઉપયોગી નીવડે છે.

એવી રીતે લિપિના પ્રકારો અને એના ક્રમિક વિકાસના ઇતિહાસ માટે અભિલેખો ઘણું મહત્ત્વનું સાધન છે.

આ બીજી સહસ્રાબ્દીનાં તે તે સમયનાં પ્રચલિત લિપિ–સ્વરૂપ તો હસ્તલિખિત ગ્રંથોની લિપિ પરથી ય જાણી શકાય છે, પરંતુ પહેલી સહસ્રાબ્દીની હસ્તલિખિત પ્રતો ભાગ્યે જ જળવાઈ હોય છે. આથી એ પ્રાચીન કાલમાં જુદા જુદા પ્રદેશમાં તે તે સમયે કેવી લિપિ પ્રચલિત હતી તેની માહિતી મુખ્યત્વે તે તે સમયના અભિલેખો પરથી જ ઉપલબ્ધ થાય છે.

આદ્ય–ઐતિહાસિક કાલની હડપ્પીય લિપિ હજુ ઉકલી નથી, પરંતુ એનું બાહ્ય સ્વરૂપ જાણી શકાયું છે. મૌર્યકાલીન અભિલેખો પરથી તે કાલની બ્રાહ્મી, ખરોષ્ઠી, અરમઈક અને ગ્રીક લિપિનું સ્વરૂપ જાણવા મળ્યું છે. પછીના અભિલેખો પરથી જુદા જુદા પ્રદેશમાં બ્રાહ્મી લિપિનું કેવું રૂપાંતર થતું ગયું ને તેમાંથી સમય જતાં દેવનાગરી, ગુજરાતી, બંગાળી, કન્નડ, તેલુગુ વગેરે વર્તમાન લિપિઓ

કેવી રીતે વડાઈ એનો સિલસિલાબંધ ઇતિહાસ જાણી શકાયો છે. મૂળાક્ષરો, અંતર્ગત સ્વરચિહ્નો અને સંયુક્તાક્ષરોનો તેમજ અંકચિહ્નો, સંકેત ચિહ્નો અને વિરામ-ચિહ્નોનો ક્રમિક વિકાસ પણ એના પરથી સ્પષ્ટ થયો છે. સંખ્યાદર્શક પદ્ધતિઓમાં પ્રાચીન અંકચિહ્નોની જગ્યાએ શૂન્યના ચિહ્ન અને સ્થાનમૂલ્યના સિદ્ધાંતવાળી દશ-ગુણોત્તર અંકચિહ્નોની નૂતન પદ્ધતિ ક્યારે પ્રચલિત થઈ તે પણ પ્રાચીન અભિલેખોમાં જોવા મળે છે. હિંદી, ગુજરાતી, બંગાળી વગેરે ભાષાઓ અને તમિળ, તેલુગુ વગેરે ભાષાઓ બે ભિન્ન ભાષાકુલની હોવા છતાં તે બે ભાષાકુલોની લિપિઓ તો એકજ કુલની છે, બ્રાહ્મી લિપિમાંથી જ વ્યુત્પન્ન થઈ છે એ પણ ઉત્તર ભારત તથા દક્ષિણ ભારતના પ્રાચીન અભિલેખોનાં લિપિસ્વરૂપો પરથી ફલિત થયું છે. આમ અભિલેખો ભાષાની જેમ લિપિનો વિકાસ દર્શાવતું મહત્ત્વનું સાધન છે. પ્રાચીન કાલ માટે તો એ મુખ્યત્વે એકમાત્ર સાધન નીવડે છે.

### સાહિત્ય

ભારતીય સાહિત્યના વિકાસનો ઇતિહાસ આલેખવામાં પણ અભિલેખો કેટલેક અંશે ઉપયોગી નીવડે છે. કેટલાક અભિલેખો સાદા ગદ્યમાં હોય છે, જ્યારે બીજા કેટલાક ઉચ્ચ શૈલીના ગદ્યમાં કે સુંદર પદ્યમાં હોય છે.

મૌર્યકાલ તથા અનુ-મૌર્યકાલના લગભગ સર્વ અભિલેખ સાદી સીધી શૈલીમાં લખાયા છે. પરંતુ બાજી સદીથી અભિલેખોમાં કેટલીક વાર કાવ્યરચનાના ઉત્તમ નમૂના ઉપલબ્ધ થાય છે. રાજા મહાક્ષત્રપ રુદ્રદામાનો જૂનાગઢ શૈલલેખ (ઈ.સ. ૧૫૦)[૭૫] ચાર પાંચ સદીઓ પછી વિકસેલી જોવા મળતી દંડી, બાણ અને સુબંધુની ઉચ્ચ ગદ્ય શૈલીનો પ્રાચીન નમૂનો પૂરો પાડે છે. દુર્ભાગ્યે આ સુંદર લેખ રચનાર કવિનું નામ અજ્ઞાત છે. વાસિષ્ઠીપુત્ર પુળુમાવિનો વર્ષ ૧૯નો નાશિક ગુફાલેખ[૭૬] તેમ જ ખારવેલનો હાથીગુંફા લેખ[૭૭] પ્રાકૃત લેખોની ગદ્ય શૈલીના ગણનાપાત્ર નમૂના છે.

ગુપ્તકાલથી કાવ્યમય પ્રશસ્તિઓ રચનાર કવિઓનાં નામ જાણવા મળે છે. સમુદ્રગુપ્તની અલાહાબાદ શિલાસ્તંભ પ્રશસ્તિ[૭૮] રચનાર હરિષેણ એક ઉચ્ચ અધિકારી હતો, પણ એણે ગદ્ય તથા પદ્ય શૈલીનો સારો નમૂનો આપ્યો છે. કુમારગુપ્ત ૧ લાના સમયના મંદસોર શિલાલેખની પ્રશસ્તિ[૭૯] રચનાર વત્સભટ્ટિ એ સમયનો સિદ્ધહસ્ત કવિ ગણાય. સ્કંદગુપ્તના સમયની 'સુદર્શન તટાક સંસ્કાર ગ્રંથ રચના'[૮૦] કરનાર કવિનું નામ ભલે અજ્ઞાત રહ્યું, એની કૃતિમાં પણ કાવ્ય-તત્ત્વની ચમત્કૃતિ નજરે પડે છે.

યશોધર્માની મંદસોર શિલાસ્તંભ પર કોતરેલી પ્રશસ્તિ[૮૧] રચનાર વાસુલે કાવ્યના થોડા પણ રુચિર શ્લોક રચ્યા છે.

વલભીના મૈત્રક રાજાઓનાં દાનશાસનોમાં આપેલી રાજાઓની પ્રશસ્તિઓ ઉચ્ચ શૈલીના સંસ્કૃત ગદ્યમાં રચાઈ છે. રાષ્ટ્રકૂટ રાજાઓનાં દાનશાસનોમાં તેઓની પ્રશસ્તિ પદ્યમાં રચાઈ છે. એમાં કેટલાક શ્લોક રુચિર કાવ્યતત્ત્વ ધરાવે છે.

ચાલુક્ય નરેશ પુલકેશી ૨ જાની ઐહોળ પ્રશસ્તિ[૮૨] રચનાર કવિ રવિકીર્તિ હતો, એ પોતાને કાલિદાસ અને ભારવિની કીર્તિ જેવી કીર્તિ પ્રાપ્ત થયાનો દાવો કરે છે. ઐહોળનું જિનાલય એ કવિએ બંધાવ્યું હતું. મૌખરિ રાજા ઈશાનવર્માના હરહા શિલાલેખમાંની પ્રશસ્તિ[૮૩] રવિશાંતિ નામે કવિની સુંદર રચના છે. સેનવંશી નરેશ વિજયસેનની દેવપારા પ્રશસ્તિ[૮૪] કવિ ઉમાપતિવરની રુચિકર રચના છે. ચંદેલવંશી રાજા ધંગના ખજુરાહો લેખમાં[૮૫] માધવ કવિએ રચેલી સુંદર પ્રશસ્તિ આપેલી છે. દિલ્હીના સ્તંભ પર કોતરેલી ચાહમાન રાજા વિગ્રહરાજ–વીસલદેવની પ્રશસ્તિ (વિ. સં. ૧૨૨૦)[૮૬] શ્રીપતિ નામે ગૌડ કવિએ રચેલી છે.

આમાંના ઘણા કવિઓ તો આ અભિલેખ પ્રશસ્તિઓ દ્વારા જ પ્રકાશમાં આવ્યા છે. સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં તેમાંના કેટલાક ગણનાપાત્ર સ્થાન પામ્યા છે.

ગુજરાતના સોલંકી રાજ્યના શિલાલેખોમાં પણ સાહિત્યિક દૃષ્ટિએ રુચિર ગણાય તેવી કેટલીક પ્રશસ્તિઓનો સમાવેશ થાય છે. માંગરોળના શિલાલેખ (વિ. સં. ૧૨૦૨)માં આપેલી પાશુપત આચાર્ય મહાપંડિત પ્રસર્વજ્ઞે રચેલી પ્રશસ્તિ[૮૭] સાધારણ કોટીની છે, પરંતુ સિદ્ધરાજના માનીતા કવિ શ્રીપાલે રચેલી આનંદપુરના વપ્રને લગતી પ્રશસ્તિ[૮૮] સંસ્કૃત સાહિત્યમાં કાવ્યના એક ઉત્તમ નમૂના તરીકે સ્થાન પામે તેવી છે. પ્રભાસપાટણના શિલાલેખોમાં કુમારપાલ તથા ભાવ બૃહસ્પતિને લગતી પ્રશસ્તિ[૮૯] રુદ્રસૂરિ નામે કવિએ રચી છે, તેમાં કાવ્યતત્ત્વની સ્વાભાવિકતા રહેલી છે. શ્રીધરની પ્રશસ્તિ[૯૦] રચનાર કવિનું નામ અભિલેખમાં લુપ્ત થયું છે, પરંતુ એ પ્રશસ્તિ પણ કાવ્યની દૃષ્ટિએ ગણનાપાત્ર છે.

ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વરદેવ એ મહામાત્ય વસ્તુપાલના સમયનો સુપ્રસિદ્ધ કવિ હતો. આબુ પર તેજપાલે બંધાવેલા નેમિનાથ પ્રાસાદને લગતી એણે રચેલી પ્રશસ્તિ[૯૧] એ સમયના પ્રચલિત કાવ્યસ્વરૂપનો એક ઉત્તમ નમૂનો છે.

ગિરનારના[૯૨] તથા શત્રુંજયના એ સમયના શિલાલેખોમાં આ કવિના કેટલાક શ્લોક ઉદાહૃત કરેલા છે. ગિરનારના અન્ય શિલાલેખોમાં[૯૩] મલધારી નરચંદ્રસૂરિ, નરેન્દ્રસૂરિ તથા ઉદયપ્રભસૂરિના શ્લોક આપેલા છે. ડભોઈના વૈદ્યનાથ મહાદેવની પ્રશસ્તિ એ ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વર દેવની રચના છે.[૯૧]

નાનાકની બે પ્રશસ્તિઓ પરથી ગુજરાતના બે ગણનાપાત્ર કવિઓની માહિતી મળે છે. એક પ્રશસ્તિનો[૯૫] રચનાર હતો કૃષ્ણ, જે અષ્ટાવધાની હતો, 'બાલ-સરસ્વતી' તરીકે ઓળખાતો ને 'કુવલયાશ્વચરિત્ર' નો કર્તા હતો. બીજી પ્રશસ્તિ (વિ. સં. ૧૩૨૮)[૯૬] રચનાર કવિ હતો ગણપતિ નામે વ્યાસ, જે સોમેશ્વરદેવ પછી એ પદે નિમાયો હતો. એણે વીસલદેવે કરેલા 'ધારાધ્વંસ' વિશે મહાપ્રબંધ પણ રચ્યો હતો. સારંગદેવના સમયની ત્રિપુરાન્તક પ્રશસ્તિ[૯૭] રચનાર ધરણીધર પણ સિદ્ધહસ્ત કવિ હોવાનું માલૂમ પડે છે.

અભિલેખોમાં આવા અનેક જ્ઞાત-અજ્ઞાત કવિઓની સુંદર સાહિત્યિક રચનાઓ મળે છે. એમાંના કેટલાક કવિઓ માત્ર અભિલેખો દ્વારા જ્ઞાત થયા છે.

## સામાજિક અને આર્થિક સ્થિતિ

અભિલેખોમાં તે તે સમયની સામાજિક અને આર્થિક સ્થિતિ વિશે ઉપયોગી નીવડે તેવા કેટલાક પ્રાસંગિક ઉલ્લેખ આવે છે, જે સાહિત્યિક સાધનોમાંથી મળતી માહિતીમાં પૂરક બને છે. આ પ્રકારના ઉલ્લેખ આનુષંગિક અને છૂટા-છવાયા હોય છે. દા. ત. અશોકના અભિલેખોમાં મેળાવડાઓ અને માંસાહારની મિજબાનીઓ, મૃગયા વગેરે મોજશોખ સાથેની વિહારયાત્રા, રાજરસોડામાં થતો માંસાહાર, માર્ગો વૃક્ષો અને કૂવાઓનો પ્રબંધ વગેરે થોડીક સામાજિક બાબતો વિશે આનુષંગિક ઉલ્લેખ આવે છે.

નહપાનના સમયના ગુફાલેખોમાં અક્ષયનીવિના ન્યાસ (થાપણ) તરીકે મુકાતી રકમો અને એના પરના વ્યાજના દરનો નિર્દેશ આવે છે.[૯૮]

ક્યારેક રાજાનાં વસ્ત્રાભૂષણોનો, તેના રાજકોશનો, તેની વિદ્યાકલાઓનો અને તેનાં પરમાર્થકાર્યોનો ઉલ્લેખ આવે છે એ પરથી એ સમયની સમાજિક-આર્થિક સ્થિતિ વિશે થોડી સામગ્રી ઉપલબ્ધ થાય છે. ભાનુગુપ્તના સમયના ગોપ-રાજના મૃત્યુને લગતા એરણ શિલાસ્તંભલેખ(ઈ. સ. ૫૧૦)માં ગોપરાજની પત્ની સતી થયાનો નિર્દેશ આવે છે[૯૯] એ તે સમાજિક-ધાર્મિક રિવાજને લગતા પ્રાચીન ઉલ્લેખોમાં મહત્ત્વનો ગણાય.

ઘણાખરા અભિલેખોનો મુખ્ય વિષય રાજકીય કે ધાર્મિક હોઈ, એમાંથી પ્રમાણમાં આવી માહિતી ઘણી ઓછી મળે છે. છતાં ક્યારેક ધર્મદેય નિમિત્તે પણ કેટલીક આર્થિક વિગતો પ્રાસંગિક રીતે પ્રાપ્ત થાય છે. દા. ત. માંગરોળની સોઢળી વાવના શિલાલેખ(વિ.સં. ૧૨૦૨)માં[100] વાવના નિભાવ માટે બાંધી આપવામાં આવેલા જે લાગા જણાવ્યા છે તેમાં માંગરોળની દાણમાંડવીનો, તેમાંથી આપવાના રોજના ૧ કાર્ષાપણનો, પોઠિયાની છાટનો, અનાજ ભરેલા ગાડાનો, ગર્દભની છાટનો, વેલાળીનો,[101] એ સમયે પણ માંગરોળ–ચોરવાડમાં થતી નાગરવેલના પાનની ઊપજનો, ઊંટના ભારાનો, નિમકના અગરનો, ઘૃત પરના લાગાનો ને સોપારીની ઊપજનો ઉલ્લેખ આવે છે. એ તે સમયની પેદાસો તથા માલ લઈ જવાનાં સાધનો વગેરે માટે ઉપયોગી નીવડે છે. સોલંકી રાજા ભીમદેવ ૨ જાના વિ. સં. ૧૨૮૭ ના દાનશાસનમાં[102] ઘી, તેલ, અજમો, મેથી, આમલી, બહેડાં, મંજીઠાં, કલઈ, હિંગ, પરવાળાં, ચંદન, કપૂર, કસ્તૂરી, કુંકુમ, અગુરુ (અગર), તમાલપત્ર, જાયફળ, જાવંત્રી, કાપડ, નાળિયેર, હરડાં, ખાંડ, ગોળ, સાકર, મરચાં, દાંત, મીણ, ખજૂર, ખારેક વગેરે અનેક ચીજોનો ઉલ્લેખ આવે છે. સોલંકી રાજા અર્જુનદેવના સમયના વિ. સં. ૧૩૨૦ ના લેખમાં[103] ઘાણીનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

ભૂમિદાનને લગતાં દાનશાસનોમાં ક્ષેત્રના સંદર્ભમાં ખેડૂતો અને માલિકોના સંબંધમાં પ્રજાના જુદા જુદા વર્ગો( બ્રાહ્મણ, કણબી, વણિક, નાપિત, માળી વગેરે )નો નિર્દેશ મળે છે. સાક્ષીઓ તથા ટ્રસ્ટીઓને લગતા ઉલ્લેખોમાં પણ અનેક જ્ઞાતિઓ તથા અનેક ધંધાદારી વર્ગોનો નિર્દેશ આવે છે.

વિદ્વાન નાનાકની પ્રશસ્તિઓમાં વેદ, શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, વ્યાકરણ, કાતંત્ર, રામાયણ, મહાભારત, છંદઃશાસ્ત્ર, નાટક, અલંકારશાસ્ત્ર ઇત્યાદિ વિદ્યાઓનો નિર્દેશ થયો છે તે એ સમયની પ્રચલિત વિદ્યાઓનો ખ્યાલ આપે છે. બ્રાહ્મણોનાં ગોત્રો તથા વિદ્યાશિક્ષણનાં કેન્દ્રો વિશે પણ અભિલેખો પરથી કેટલીક માહિતી ઉપલબ્ધ થાય છે.

## વાસ્તુકલા અને શિલ્પકલા

ઘણા અભિલેખ મંદિર, વાવ, મસ્જિદ વગેરેના નિર્માણ કે પુનર્નિર્માણને લગતા હોઈ, એમાં કેટલીક વાર વાસ્તુકલા (સ્થાપત્ય) તથા શિલ્પકલાના ઉલ્લેખ આવે છે.

ક્યારેક દશપુર તથા આનંદપુર જેવાં નગરોનું વિસ્તૃત નિરૂપણ થયું હોય છે,[104] તેમાં ઘણું નિરૂપણ વ્યાપક અને કલ્પનામય હોવા છતાં એમાં મકાનો, કોટ, દરવાજા વગેરેના થોડા ઉપયોગી ઉલ્લેખ થાય છે.

આબુ–દેલવાડામાં તેજપાલે બંધાવેલા નેમિનાથ મંદિરને લગતા પ્રશસ્તિ-લેખમાં[105] મંદિરની ઉજ્જ્વલ શિલા(સફેદ આરસ)નો, ઊંચા મંડપનો, બાવન દેરીઓનો, બલાનકનો, દસ ગજારૂઢ મૂર્તિઓનો, અને ખત્તકો (ગોખલાઓ)-માંની મૂર્તિઓનો ઉલ્લેખ કરેલો છે.

ગુફાઓને લગતા લેખોમાં કુટી, પ્રતિશાલા (પડસાળ), પાણીનાં ટાંકાં વગેરેના ઉલ્લેખ મળે છે.

વાવોને લગતા અભિલેખોમાં કેટલીક વાર એના કોઠા, ઝરૂખાઓ તથા શિલ્પ–સુશોભનોના નિર્દેશ હોય છે.

છતાં કહેવું જોઈએ કે આ અભિલેખોનો મુખ્ય વિષય કંઈ ને કંઈ વાસ્તુ-કર્મ(બાંધકામ)ને લગતો હોવા છતાં તેમાં એ વાસ્તુના વિગતવાર વર્ણનને જૂજ મહત્ત્વ અપાતું, કેમકે લેખનો મુખ્ય ઉદ્દેશ તો પૂર્તકાર્યના નિર્માતાની પ્રશસ્તિ કરવાનો રહેતો.

## બૃહદ્ ભારત

ભારતની આસપાસ આવેલા અનેક દેશોમાં પ્રાચીન કાલમાં ભારતીય સંસ્કૃતિ એટલા બધા પ્રમાણમાં પ્રસરી હતી ને વ્યાપક બની હતી કે ઘણા વિદ્વાનો એનો બૃહદ્ ભારત તરીકે સમાવેશ કરે છે. આ દેશોમાં ભારતીય રાજાઓ, વેપારીઓ, બ્રાહ્મણો અને કારીગરો વસતા ને ત્યાં અહીંના રીતરિવાજો અનુ-સરતા, આથી આ દેશોમાં ભારતીય ધર્મ અને વાસ્તુ-શિલ્પકલા અનુસારનાં મંદિરો, સ્તૂપો, વિહારો, મૂર્તિઓ વગેરેના સંખ્યાબંધ અવશેષો મળે છે તેમ-જ ભારતીય ભાષામાં લખેલા ને ભારતીય લિપિમાં કોતરેલા અનેકાનેક અભિ-લેખ પણ પ્રાપ્ત થાય છે. આ અભિલેખ શિલાફલક, શિલાસ્તંભ, તામ્રપત્ર, પ્રતિમા, ઘંટ ઇત્યાદિ પર કોતરેલા છે.

શ્રીલંકા(સિલોન)માં કેટલાક ગુફાલેખ મળ્યા છે, જેમાં એ ગુફાનું દાન કોણે કોને કરેલું તે હકીકત પ્રાકૃત ભાષામાં લખીને એ સમયની બ્રાહ્મી લિપિમાં કોતરી છે.[106] મધ્ય એશિયામાં ખરોષ્ઠી લિપિમાં કોતરેલા ને પ્રાકૃત ભાષામાં લખેલા અનેક અભિલેખ મળ્યા છે, જેમાં ભારતીય સંસ્કૃતિ ઘણે અંશે પ્રતિ-બિંબિત થઈ છે.[107]

બર્મામાં બૌદ્ધ ધર્મના સિદ્ધાંતોને લગતા, સુવર્ણપત્રો પર કોતરેલા લેખ પણ પ્રાપ્ત થયા છે.[108] આ લેખ પાલિ ભાષામાં લખેલા ને છઠ્ઠી સદીની બ્રાહ્મી લિપિમાં કોતરેલા છે. એમાં

ये धम्मा हेतुप्पभवा तेसं हेतुं तथागतो आह ।
तेसञ्च यो निरोधो एवंवादि महासमनो ति ॥

એ જાણીતી બૌદ્ધ ગાથા અગ્રિમ સ્થાન ધરાવે છે. એમાં બુદ્ધના શિષ્ય અસ્સજિએ સારિપુત્તને મહાશ્રમણ તથાગતના મતનો સાર જણાવ્યો છે: 'હેતુના પ્રભવવાળા જે ધર્મો (તત્ત્વો) છે તેનો હેતુ તથાગતે કહ્યો છે, ને એનો જે નિરોધ છે (તે પણ કહ્યો છે): મહાશ્રમણનો વાદ આ પ્રમાણે છે.' આ ગાથા ભારતના બૌદ્ધોમાં પણ ઘણી પ્રચલિત હતી. માટીની ગુટિકાઓ પર આ ગાથા કોતરાવીને ભિક્ષુઓ એને હરહંમેશ પોતાની પાસે રાખતા.[109]

ભારતની જેમ આ દેશોમાં પણ પહેલાં લેખ પ્રાકૃત ભાષામાં લખાયા ને પછી સંસ્કૃત ભાષામાં. મલયદેશમાં ૫ મી સદીના સંસ્કૃત લેખ મળે છે, જે દક્ષિણી શૈલીની બ્રાહ્મી લિપિમાં કોતરેલા છે. એમાં પણ પેલી ગાથા આપેલી છે, સંસ્કૃત ભાષામાં:

ये धर्मा हेतुप्रभवा तेषां हेतुं तथागत आह ।
तेषां च यो निरोध एवंबादी महाश्रमणः ।

અલબત્ત આ ભાષામાં પ્રાકૃતની છાંટ વરતાય છે. આ ગાથાની સાથે એક બીજો જાણીતો શ્લોક પણ આપવામાં આવે છે:

अज्ञानाच्चीयते कर्म जन्मनः कर्म कारणम् ।
ज्ञानान्न चीयते कर्म्म कर्म्माभावान्न जायते ॥

[અજ્ઞાનથી કર્મનો ચય (સંગ્રહ) થાય છે ને કર્મ જન્મનું કારણ છે; જ્ઞાનથી કર્મનો ચય થતો નથી ને કર્મના અભાવથી જન્માતું નથી, અર્થાત્ જન્મ થતો નથી.]

હિંદી ચીનના અન્ય દેશો—થાઇલૅન્ડ, કંબોડિયા, વિયેતનામ—માં પણ અનેક સંસ્કૃત અભિલેખ મળ્યા છે. આ લેખો પણ પ્રાયઃ દક્ષિણી શૈલીની બ્રાહ્મી લિપિમાં કોતરાયા છે, જેમ કે ચંપા(દક્ષિણ વિયેતનામ)માં મળેલા ૨ જી–થી ૫ મી–૬ ઠ્ઠી સદીના સંસ્કૃત અભિલેખો.[111] એમાં કોઈ લેખ દાનને લગતા છે, કોઈ લેખ યજ્ઞને લગતા, ને કોઈ મંદિરને લગતા છે. આ લેખો પરથી

દક્ષિણ ભારતની જેમ આ દેશોમાં પણ 'ધર્મમહારાજ' રાજબિરુદ પ્રચલિત હોવાનું માલૂમ પડે છે. લેખોમાં બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર આદિ દેવોનો તથા ઉમા વગેરે દેવીઓનો ઉલ્લેખ આવે છે. આ દેશોમાં શૈવધર્મ સવિશેષ પ્રચલિત હતો, તેથી તેમાં મહેશ્વરનું પ્રાધાન્ય જોવામાં આવે છે. આ લેખોમાં સમયનિર્દેશ પ્રાયઃ શક સંવતનાં વર્ષોમાં આપવામાં આવતો. ભારતના રાજાઓની જેમ ત્યાંના રાજાઓ પણ મંદિરો બંધાવતા ને એના નિભાવ માટે ભૂમિદાન દેતા. દા.ત. ચંપાના રાજા ઇન્દ્રવર્મા ૧ લાએ ઈ.સ. ૭૯૯માં પોતાના નામે ભદ્રેશ્વરની સ્થાપના કરી તેને અક્ષયનીવી પ્રકારનું ભૂમિદાન દીધેલું.[૧૧૨] એને લગતાં દાનશાસનોમાં પણ ભૂમિદાનનું પુણ્ય તથા ભૂમિદાનના આચ્છેદનું પાપ દર્શાવતા શ્લોક આપવામાં આવતા, જેમકે

इन्द्रभद्रेश्वरस्येव सर्वद्रव्यं महीतले ।
ये रक्षन्ति रमन्त्येते स्वर्गे सुरगणास्सदा ॥
लुब्धेन मनसा द्रव्यं यो हरेत् परमेश्वरात् ।
नरकात् न पुनर्गच्छेन्न चिरन्तु स जीवति ॥[११३]

(મહીતલમાં ઇન્દ્રભદ્રેશ્વરના દ્રવ્યની જેમ સર્વ દ્રવ્યને જેઓ રક્ષે છે તે દેવો જેવા થઈ સદા સ્વર્ગમાં મઝા કરે છે. લોભી મનથી જે પરમેશ્વર પાસેથી દ્રવ્ય હરી લે છે તે નરકમાંથી પાછો આવે નહિ, તે લાંબો કાલ જીવતો નથી.)

કંબોજ(કંબોડિયા)ના સંસ્કૃત અભિલેખોમાં ભૂમિદાન, દાન લેનાર બ્રાહ્મણોની વિદ્યા, વેદ-વેદાંગ, રામાયણ-મહાભારત, બૌદ્ધ ધર્મગ્રંથો, ષડ્દર્શન ઇત્યાદિના ઉલ્લેખ મળે છે. આમાંના કેટલાક લેખોમાં ભારતીય છંદો તથા અલંકારો સારા પ્રમાણમાં પ્રયોજાયા છે. એક લેખમાં કંબોજના રાજા યશોવર્માએ (પાણિનિસૂત્ર પરના) મહાભાષ્ય પર લખેલી ટીકાનો ઉલ્લેખ આવે છે. ત્યાંના અભિલેખોમાં મનુ તથા કાલિદાસના શ્લોકો ઉદાહૃત કરેલા છે. એમાં પ્રવરસેનના સેતુબંધ કાવ્યનો પણ નિર્દેશ મળે છે.[૧૧૪] વળી રાજાઓ દેવોની પૂજા કરતા, મંદિરો બંધાવતા ને મંદિરોને ભૂમિદાન દેતા તેનો ઉલ્લેખ આવે છે. એમાં કંબોજના રાજાઓ અનેક આશ્રમ બંધાવતા એ નિર્દેશ ખાસ નોંધપાત્ર છે. દા. ત. રાજા યશોવર્માએ સો આશ્રમ બંધાવ્યા હતા.[૧૧૫]

ઇન્ડોનેશિયામાં મળેલા પ્રાચીન અભિલેખોમાં શ્રીવિજય તથા શૈલેન્દ્ર નામે બે પ્રાચીન રાજ્યોના ઉલ્લેખ આવે છે. ઇન્ડોનેશિયાના ટાપુઓમાં જાવા અને સુમાત્રા અગ્રિમ સ્થાન ધરાવે છે. ત્યાં સંસ્કૃત ભાષામાં લખેલા અનેક

અભિલેખ મળ્યા છે, જે ઉત્તરી શૈલીની બ્રાહ્મી લિપિમાં કોતરેલા છે. કેટલાક લેખ ત્યાંની પ્રાચીન 'કવિ' ભાષામાં લખેલા છે. જાવાના તથા સુમાત્રાના પ્રાચીન અભિલેખોમાં બૌદ્ધ ધર્મના તથા શૈવ વગેરે ધર્મસંપ્રદાયોના અનેક ઉલ્લેખ મળે છે. એમાં દેવો, બ્રાહ્મણો, નદીસ્નાન, મંત્રો, ભૂમિદાન, ગોદાન, સુવર્ણદાન વગેરેના નિર્દેશ આવે છે. દા. ત. રાજા પૂર્ણવર્માના વર્ષ ૨૨ ના લેખમાં ચંદ્રભાગા નદી, ફાલ્ગુન માસ, ચૈત્ર શુક્લ ત્રયોદશી, ગોમતી નદી, બ્રાહ્મણો અને ગોદાનનો નિર્દેશ કરેલો છે.[૧૧૬] રાજા શૈલેન્દ્રે કલશ નામે ગામનું દાન ભિક્ષુ-સંઘને દીધું તેનો અભિલેખ સંસ્કૃત પદ્યમાં છે. એમાં અંતે દાનના પાલનને લગતા શ્લોક આપેલા છે.[૧૧૭] સમયનિર્દેશમાં શક સંવતનાં વર્ષ, અહીંના માસ, પક્ષ અને તિથિ આપવામાં આવે છે.

શૈલેન્દ્ર વંશના પ્રસિદ્ધ રાજા બાલપુત્રદેવે ભારતના નાલંદામાં એ બૌદ્ધ વિહાર કરાવ્યા હતા ને એના નિભાવ માટે પાલવંશી રાજા દેવપાલદેવને પાંચ ગામોનું દાન દેવા વિનંતી કરી હતી.[૧૧૮] એવી રીતે શૈલેન્દ્ર વંશના રાજા મારવિજયોત્તુંગવર્માએ નાગપટ્ટન(આંધ્ર પ્રદેશ)માં વિહાર કરાવ્યો હતો, ને રાજેન્દ્ર ચોળે એનું તામ્રપત્ર કોતરાવ્યું હતું.[૧૧૯] આમ ઇન્ડોનેશિયાના રાજાઓ ભારતના સમકાલીન રાજાઓ સાથે સક્રિય સંપર્ક ધરાવતા.

સમુદ્રપાન કરી ગયા હોવાનું મનાતા અગસ્ત્ય ઋષિનો દરિયાપારના આ દેશોની ભારતીય વસાહતોમાં ઘણો મહિમા પ્રવર્તતો. પૂર્વ જાવામાં મળેલા ઈ. સ. ૭૬૦ના સંસ્કૃત શિલાલેખમાં અગસ્ત્યની પ્રતિમાની પ્રતિષ્ઠાનું નિરૂપણ કરેલું છે.[૧૨૦]

બોર્નિયો ટાપુમાં પણ સંસ્કૃત શિલાલેખો તથા સ્તંભલેખો મળ્યા છે. દા. ત. મૂલવર્મા નામે રાજાએ યજ્ઞ કરીને મહાદાન દીધેલાં, તેને લગતા યૂપ સ્થાપિત કરાવી તેના પર લેખ કોતરાવ્યા છે.[૧૨૧]

જાવાની બાજુમાં આવેલા બાલી ટાપુમાં ભારતીય સંસ્કૃતિ અદ્યપર્યંત પ્રચલિત છે. ત્યાં પણ અનેક સંસ્કૃત લેખ મળ્યા છે, જેમાં રાજા ધર્મદામાના લેખ ખાસ નોંધપાત્ર છે.

આ ઉપરાંત નેપાલ અને તિબેટ જેવા પડોશી દેશોમાં પણ અનેક સંસ્કૃત લેખ મળ્યા છે. આ લેખ તે સમયની બ્રાહ્મી લિપિમાં કોતરેલા છે.[૧૨૨]

પાકિસ્તાનનો પ્રદેશ તો છેક ૧૯૪૭ સુધી ભારતવર્ષની અંતર્ગત હતો ને અફઘાનિસ્તાનનો ઘણો ભાગ પ્રાચીન કાલમાં ગંધાર વગેરે રૂપે ભારતની

અંતર્ગત ગણાતો. આથી એ દેશોમાં ભારતીય ધર્મ અને સંસ્કૃતિને લગતા અનેક અભિલેખ મળે એ સ્વાભાવિક છે.

ભારતીય સંસ્કૃતિના નિરૂપણમાં આસપાસના પડોશી દેશોમાં થયેલા એના પ્રસારનું નિરૂપણ અનિવાર્ય છે, નહિ તો ભારતીય સંસ્કૃતિનો ઇતિહાસ એટલો અધૂરો ગણાય. આ પ્રસાર અંગેની માહિતી ત્યાંના અભિલેખો, સાહિત્ય તથા પુરાતન અવશેષો પરથી ઉપલબ્ધ થાય છે.

## ઊણપો અને મર્યાદાઓ

આ રીતે અભિલેખો રાજકીય ઇતિહાસ, રાજ્યતંત્ર, ભૂગોળ, કાલગણના, ધર્મ, ભાષા, લિપિ, સાહિત્ય, સામાજિક સ્થિતિ, આર્થિક સ્થિતિ, વાસ્તુકલા તથા શિલ્પકલા અને બૃહદ્‌ભારત જેવા વિવિધ વિષયોની જાણકારી માટે વત્તેઓછે અંશે મહત્ત્વની સાધન-સામગ્રી પૂરી પાડે છે. રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસના અન્વેષણમાં અભિલેખો એક ઘણું ઉપયોગી સાધન છે.

છતાં અન્ય સાધનોની જેમ આ સાધનમાં પણ કેટલીક ઊણપો અને મર્યાદાઓ રહેલી છે.

અભિલેખો મુખ્યત્વે રાજાઓ તથા શ્રીમંતોનાં સુકૃત્યો નોંધે છે. એમાં પ્રજાના મધ્યમ તથા નીચલા વર્ગના લોકોની સ્થિતિ તથા ઘટનાઓ વિશે ઘણો જૂજ નિર્દેશ આવે છે. સાહિત્યમાં પણ ઐતિહાસિક કાવ્યો, નાટકો, આખ્યાયિકાઓ અને ચમ્પૂઓમાં મોટે ભાગે રાજાઓ તથા શ્રીમંતોનું ચરિત આલેખેલું હોય છે. પુરાણોમાં આપેલી વંશાવળીઓમાં પણ રાજાઓની વંશાવળીઓ સહુથી વધુ પ્રમાણમાં જળવાઈ છે. રાજાશાહી તથા મૂડીવાદી સમાજમાં રાજાઓ તથા શ્રીમંતોનાં ચરિતોને તથા સુકૃતોને સવિશેષ મહત્ત્વ મળે એ સ્વાભાવિક છે. ઘણા અભિલેખોના વિષય મુખ્યત્વે પૂર્તકાર્યો તથા ભૂમિદાનને લગતા હોઈ એ સુકૃત કરનાર રાજાઓ તથા શ્રીમંતોની જ એમાં નોંધ તથા પ્રશસ્તિ આવે એ પણ સ્વાભાવિક છે. આથી અભિલેખોનો શાસકો તથા શ્રીમંતોને લગતા ઇતિહાસ માટેના સાધન તરીકે મુખ્યત્વે લાભ મળે છે, જ્યારે આમ વર્ગની આર્થિક-સામાજિક સ્થિતિ વિશે એમાંથી ઘણી જૂજ માહિતી મળે છે એ એની એક મોટી અને ગંભીર મર્યાદા છે.[૧૨૩]

અભિલેખોમાં તે તે સમયમાં બનેલી ઘટનાઓનું નિરૂપણ કરેલું હોઈ, સમકાલીન સાધન તરીકે એ એકંદરે ઘણી પ્રમાણિત માહિતી પૂરી પાડે છે.

દા. ત. પૂર્તકાર્યો તથા ભૂમિદાનોને લગતી મુખ્ય હકીકતનું એ યથાર્થ અને પ્રમાણિત નિરૂપણ કરે છે ને એમાં તે તે સમયના રાજાઓ, અધિકારીઓ વગેરેની તેમજ તે તે ઘટનાના સમયની સપ્રમાણ માહિતી પૂરી પાડે છે. પરંતુ રાજાઓ વગેરેની પ્રશસ્તિમાં ઘણી અવાસ્તવિકતા તથા અયથાર્થતા માલૂમ પડે છે. પ્રશસ્તિમાં ઘણી વાર પ્રશસ્તિના નાયકનું ચરિત માત્ર કવિસમય તથા કવિકલ્પના દ્વારા અતિશયોક્તિથી આલેખે છે ને એમાં કોઈ ચોક્કસ ઘટનાઓનો તથા વ્યક્તિઓનો ભાગ્યે જ નિર્દેશ કરે છે. દા.ત. વલભીના મૈત્રકવંશનાં દાન-શાસનોમાં 'એણે રિપુઓના મદોન્મત્ત ગજદળ પર પ્રહાર કરીને પોતાના પરાક્રમની પ્રતીતિ કરાવી હતી, એ સેંકડો સંગ્રામોની વિજયશ્રીવાળા ખડ્ગના તેજથી વિશેષ પ્રકાશતા પોતાના સ્કંધ ઉપર ભારે મનોરથનો મોટો ભાર વહતો હતો, સેંકડો સંગ્રામોની જયપતાકા લઈને ભરોસાથી ઊંચા કરેલા બાહુદંડ વડે એણે સર્વ રિપુઓના દર્પનો વિધ્વંસ કર્યો હતો, એ પ્રચંડ રિપુમંડળીને નમાવનાર અપ્રતિહત ખડ્ગ જેવા શૌર્યને અવલંબતો હતો, લાંબા વિશાળ બાહુદંડથી એણે શત્રુવર્ગના દર્પના ભૂક્કા કરી નાંખ્યા હતા, સંગ્રામમાં એ ઊગતા સૂર્યના તાજા તાપની જેમ વાદળો જેવા શત્રુગજને સંહારતો ને સંગ્રામોમાં સાથે આવેલા શત્રુઓનાં આયુષ હરતો, કોપથી ખેંચેલા ખડ્ગના પ્રહારથી ભેદેલા શત્રુગજના કુંભસ્થળમાંથી પ્રસરતા મહાન ઉજ્જવળ પ્રતાપાગ્નિના પ્રાકારથી પરિવૃત પૃથ્વીમંડળમાં એણે સ્થાન મેળવ્યું હતું, વિપક્ષ ભૂભૃતોનું ઉન્મૂલન કરીને એ અખિલ ભૂમંડળની રક્ષા કરતો...' વગેરે.[૧૨૪]

આ પ્રશસ્તિકારોએ તે તે રાજાના પરાક્રમની આવી ગોળગોળ, કાલ્પનિક અને અતિશયોક્તિભરી પ્રશસ્તિ કરી છે, તેને બદલે એમાં એ રાજાના કોઈ ચોક્કસ પરાક્રમનું નિરૂપણ કર્યું હોત, તો તે આપણને એનાં પરાક્રમોના આલેખન માટે ઉપયોગી નીવડત.

કેટલીક વાર પ્રશસ્તિકાર કવિઓ માત્ર કલ્પના–ઉડ્ડયન અને અલંકારોમાં રાચે છે. વ્યતિરેક અલંકાર દ્વારા રાજાને ઉપમાનો કરતાં ય ચઢિયાતો બતાવે છે, શબ્દશ્લેષ પ્રયોજવા માટે કૃત્રિમ ઉપમાઓ, વ્યતિરેકો અને વિરોધાભાસો ઉપજાવે છે ને કેટલીક વાર યમક કે અનુપ્રાસ માટે અપ્રસ્તુત ભાવો કે પદો પ્રયોજે છે. આ લક્ષણ સાહિત્યમાં મળતી પ્રશસ્તિઓને તથા ચરિત-કાવ્યોને પણ લાગુ પડે છે. આવાં કેવળ કાવ્યમય પ્રશસ્તિ–પદોમાંથી યથાર્થ ઇતિહાસ વિશે ભાગ્યેજ કંઈ જાણવા મળે છે. પરોક્ષ રીતે કંઈક સાંસ્કૃતિક

વિગતો થોડી ઘણી કામ લાગે એટલું જ. દા. ત. વલભીના મૈત્રક વંશનાં દાન-શાસનોમાં એ રાજાઓ પરાભૂત શત્રુઓ તથા સામંતો પર આધિપત્ય ધરાવતા એવું દર્શાવવા માટે કવિ કેવાં કાવ્યમય પદ પ્રયોજે છે! જેમ કે 'એની પાદ-નખ-પંક્તિનાં કિરણ મસ્તક નમાવતા શત્રુઓના ચૂડામણિની પ્રભાવથી મિશ્રિત થતાં હતાં, એના વામ ચરણના નખના તેજઃપુંજમાં એના પ્રભાવથી વશ થયેલા રિપુઓના ચૂડામણિની પ્રભાનું સંયોજન થતું હતું, એના શાસનને પ્રણત સામંતોનું મંડળ ચૂડારત્નની જેમ પોતાના ઉત્તમાંગ (મસ્તક) પર ધારણ કરતું હતું, ભારે અનુરાગથી તરત વશ થઈ એને નમતા સમસ્ત સામંત-મંડળના ચૂડામણિના તેજથી એનાં એ ચરણકમલ સ્થગિત થતાં હતાં, પ્રતાપ અને અનુરાગથી વશ થયેલા સર્વ સામંતોના ચૂડામણિઓનાં કિરણોથી એનાં ચરણકમળ ખચિત ને રંજિત થતાં હતાં. એ અનેક પ્રણત નૃપોના મુકુટ-મણિઓથી વિરાજતા નખોનાં કિરણોથી સર્વ દિગ્વધૂઓનાં મુખ રંજિત કરતો હતો......' વગેરે.[૧૨૫]

આ પ્રશસ્તિપદોમાં કવિઓએ તે તે રાજાના કોઈ ચોક્કસ શત્રુઓનો તથા સામંતોનો નામનિર્દેશ કર્યો હોત, તો તે ઇતિહાસમાં વધુ ઉપયોગી નીવડત.

રાષ્ટ્રકૂટ વંશના રાજાઓની પ્રશસ્તિમાં ઘણી વાર એ રાજાઓનાં ચોક્કસ પરાક્રમોનો નિર્દેશ થયેલો છે. લાટના ચાલુક્ય રાજા અવનિજનાશ્રય પુલકેશીના દાનશાસનમાં[૧૨૬] તાજિક સૈન્યના આક્રમણનું નક્કર નિરૂપણ કર્યું છે તો તે ઇતિહાસમાં ઘણું ઉપયોગી નીવડ્યું છે, જ્યારે એ પછીના સંગ્રામનું નિરૂપણ કાવ્યોચિત અતિશયોક્તિથી થયેલું છે.

યશોધર્મા વિષ્ણુવર્ધન એ ગુપ્ત સામ્રાજ્યની પડતી પછી થયેલો એક પ્રતાપી રાજવી હતો, છતાં એની પ્રશસ્તિમાં એનું રાજ્ય લૌહિત્ય(બ્રહ્મપુત્ર), મહેન્દ્રગિરિ (ઓરિસ્સા), હિમગિરિ અને પશ્ચિમ સમુદ્ર સુધી વિસ્તૃત હોવાનું જણાવ્યું છે[૧૨૭] એમાં સ્પષ્ટ અતિશયોક્તિ રહેલી છે.

ચાલુક્ય રાજા કીર્તિવર્મા ૧લા(ઈ.સ. ૫૬૬–૫૯૮)ના મહાકૂટ સ્તંભ-લેખમાં એ રાજાએ વંગ, અંગ, કલિંગ, વટ્ટર, મગધ, મદ્રક, ગંગ, મૂષક, પાંડ્ય, દ્રમિળ, ચોળિય, આલુક અને વૈજયંતીના રાજાઓનો પરાજય કર્યો હોવાનું જણાવ્યું છે, પરંતુ એ રાજાએ વંગ, અંગ, મગધ અને મદ્રક સુધી વિજય-કૂચ કરી હોવાનો કોઈ સંભવ રહેલો નથી. એના પુત્ર પુલકેશી ૨ જાએ પોતાના

પિતાના સંદર્ભમાં નલ, મૌર્ય અને કદંબના રાજાઓને વશ કર્યાનું જણાવ્યું છે એટલું જ વાસ્તવિક છે.[128]

એવી રીતે ચંદેલ્લ રાજા ધંગ(ઈ.સ. ૯૫૦–૧૦૦૨)ના એક ખજુરાહો લેખમાં એ રાજાએ કાંચી, આંધ્ર, રાઢા (બંગાળામાં) અને અંગ સહિત અનેક રાજ્યોના રાજાઓનો પરાભવ કર્યો ને તેઓની રાણીઓને કારાગૃહમાં પૂરી એવું જણાવ્યું છે તે પણ અવાસ્તવિક કલ્પના જ છે.[129]

અનુકાલીન અભિલેખોની સરખામણીએ વધુ પ્રાચીન અભિલેખોમાં અવાસ્તવિક અતિશયોક્તિઓ ઓછા પ્રમાણમાં નજરે પડે છે. દા. ત. મહાક્ષત્રપ રુદ્રદામા ૧ લો, સાતવાહન રાજા ગૌતમીપુત્ર શાતકર્ણિ અને ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્તની પ્રશસ્તિમાં તે તે રાજાના શાસન નીચેના જે પ્રદેશો ગણાવ્યા છે. તે અસંભવિત કે કાલ્પનિક લાગતા નથી.

કનોજના ગુર્જર-પ્રતીહારના સામંત એવા ચંદેલ્લ રાજા યશોવર્મા(૧૦મી સદી)ના એક ખજુરાહો અભિલેખમાં એણે ગૌડ, ખશ, કોશલ, કશ્મીર, મિથિલ, માલવ, ચેદિ, કુરુ અને ગુર્જર દેશના રાજાઓને વશ કર્યા હોવાનું જણાવ્યું છે, તેમાં कोशलः कोशलनाम्, शिथिलितशिथिलः, कुरुतरुषु मरुत् ઇત્યાદિ પદોમાં શબ્દાલંકારોની ચમત્કૃતિ દર્શાવવા માટે જ કેટલાક અવાસ્તવિક નિર્દેશ કરેલા છે.[130] સાહિત્યિક કાવ્યોમાં પણ ઘણી વાર અંગ અને કાંચી જેવાં રાજ્યોનો સમાવેશ રાજાના દિગ્વિજય–વર્ણનમાં કેવળ શબ્દ ચમત્કૃતિ માટે કરવામાં આવતો.

નાનાં રાજ્યોના રાજાઓના નાના વિજયોના નિરૂપણમાં પણ ચારે દિશાનો દિગ્વિજય કર્યાનું અને અખિલ પૃથ્વીમંડલ પ્રાપ્ત કર્યાનું જણાવવામાં આવે છે. દા.ત. પરમાર રાજા લક્ષ્મવર્મા(લગભગ ઈ.સ. ૧૦૮૭–૯૭)ની નાગપુર પ્રશસ્તિમાં એણે પૂર્વમાં ગૌડ, અંગ અને કલિંગ, દક્ષિણમાં ચોળ અને પાંડ્ય તથા તામ્રપર્ણી અને સેતુબંધ અને ઉત્તરમાં વંક્ષુ(ઓકસસ)ના તટ પરના તુરુષ્કો પર વિજય પ્રાપ્ત કર્યાનું જણાવ્યું છે. તેમાં કવિ કાલિદાસે 'રઘુવંશ'માં નિરૂપેલા રઘુના દિગ્વિજયનું સ્પષ્ટ અનુકરણ નજરે પડે છે.[131] 'રઘુવંશ'માં પણ એ નિરૂપણ રામના પૂર્વજ રઘુના સમયની વાસ્તવિક રાજકીય–ભૌગોલિક સ્થિતિ દર્શાવતું નથી.[132]

અનુકાલીન લેખોમાં નાનાં રાજ્યોના રાજાઓ પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર અને ચક્રવર્તી જેવાં મહાબિરુદ ધારણ કરે એ વૃત્તિ પ્રવર્તે છે!

કેટલાંક રાજ્યો વચ્ચેનાં યુદ્ધોમાં કોઈ વાર એક પક્ષનો વિજય થતો તો કોઈ વાર બીજા પક્ષનો, પરંતુ પ્રશસ્તિકાર તો હંમેશાં પોતાના રાજાનો વિજય ને શત્રુરાજાઓનો પરાજય જ દર્શાવતો. સામા રાજ્યના અભિલેખ ઉપલબ્ધ હોય તો એમાં એથી ઊલટા ઉલ્લેખ જોવા મળે છે. દા. ત. કાંચીના પલ્લવો અને વાતાપિના ચાલુક્યો વચ્ચેના લાંબા સંઘર્ષમાં અનેક રાજાઓ વચ્ચે થયેલા યુદ્ધના નિરૂપણમાં તે તે પક્ષના વિજયનો દાવો કરવામાં આવે છે ને એ રાજ્યોના દાવા વચ્ચે ઘણો વિરોધ માલૂમ પડે છે. કેટલીક વાર નિશ્ચિત વિજય ન સાંપડ્યો હોય તો પણ, અરે કોઈ વાર સ્પષ્ટ પરાજય થયો હોય તો પણ, પ્રશસ્તિકાર પોતાના નાયકને વિજયી જ નિરૂપે છે.[133] આથી અભિલેખોમાં આપેલી સામગ્રી સમકાલીન હોઈ પ્રમાણિત હોવાની અપેક્ષા રહેતી હોવા છતાં એમાં રાગદ્વેષને કારણે થતી અત્યુક્તિઓ તથા અલ્પોક્તિઓ સામે સાવધતા રાખવી રહી.

વધુ પ્રાચીન અભિલેખોમાં સમયનિર્દેશ તે તે રાજાના રાજ્યકાલનાં વર્ષોમાં કરવામાં આવતો ને કોઈ સળંગ સંવત વાપરવામાં આવતા નહિ. તેથી તે રાજાઓના ઇતિહાસના નિરૂપણમાં સમયાંકન માટે ઘણી મુશ્કેલીઓ રહે છે. વળી આગળ જતાં જ્યાં સંવતનાં વર્ષ આપવામાં આવે છે ત્યાં ઘણી વાર તે સંવતનું નામ જણાવ્યું હોતું નથી, તેથી એ વર્ષ કયા સંવતનાં ગણવાં એ પ્રશ્ન થઈ પડે છે. વિક્રમ અને શક સંવતના વર્ષ–નિર્દેશોમાં આવી સ્થિતિ શતકો સુધી વરતાય છે. શક–પહ્લવ રાજાઓના તથા કુષાણ સમ્રાટોના અભિલેખોમાં પ્રયોજાયેલા સંવતોનો આરંભકાલ, એના નામનિર્દેશના અભાવને લઈને એના અભિજ્ઞાન માટે પ્રવર્તતા મતભેદને લઈને, હજી સુનિશ્ચિત થઈ શક્યો નથી.

સાહિત્ય તથા અભિલેખોમાં આપેલી પ્રશસ્તિઓમાં એક બીજી ખાસિયત રાજકુલોની પૌરાણિક ઉત્પત્તિ આપવાની છે. આ લક્ષણ પછીના કાલમાં ઉત્તરોત્તર વધતું જાય છે. નાંદીપુર(નાંદોદ)ના શરૂઆતના રાજાઓ પોતાને ગુર્જરનૃપતિવંશના કહે છે, જ્યારે પછીના રાજાઓ કર્ણના વંશજ હોવાનો દાવો કરે છે! સૈન્ધવો વળી પોતાને જયદ્રથના વંશજ ગણાવતા, ને ચાલુક્યો તથા ચૌલુક્યો પોતાની ઉત્પત્તિ બ્રહ્માના ચલુક કે ચુલુક(ખોબા)માંથી થઈ જણાવતા![134] વળી તેઓને અયોધ્યાના રાજાઓ સાથે પણ સાંકળવામાં આવતા! દક્ષિણ ભારતના ઘણા રાજવંશોને ઉત્તરમાંથી આવેલા જણાવ્યા છે. એ

અસંભવિત નથી; પરંતુ એ વંશોના રાજાઓને કોઈ પુરાણ-પ્રસિદ્ધ રાજવંશ સાથે સાંકળવા માટે એ પૌરાણિક વંશના છેલ્લા જ્ઞાત રાજાની અને આ ઐતિહાસિક વંશના પહેલા જ્ઞાત રાજાની વચ્ચે સંબંધ જોડી દેવામાં આવે છે ![૧૩૫] સૂર્યના કે ચંદ્રના વંશ સાથે રાજવંશને સાંકળવાની વૃત્તિ પછીના કાલમાં વધતી ગઈ. ઘણા રાજવંશોને તથા ઘણી જનજાતિઓને યાદવવંશ સાથે સાંકળવાનું વલણ પ્રવર્ત્યું. પ્રતીહારો રામના પ્રતીહાર બનેલા લક્ષ્મણના વંશજ! ચૌલુક્યોની જેમ પરમારોની ઉત્પત્તિ પણ તેઓના નામના કલ્પિત અર્થ પરથી ઉપજાવવામાં આવતી.[૧૩૬] પરમારો, પ્રતીહારો, ચૌલુક્યો અને ચાહમાનો વળી આબુ પર વસિષ્ઠના અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થયેલા મનાતા! કોઈ પણ દેશી-વિદેશી કુલના શાસકો સત્તારૂઢ થાય કે તરત જ તેઓને ક્ષત્રિય વર્ણના અને કોઈ પુરાણ-પ્રસિદ્ધ ક્ષત્રિયવંશના ઠરાવવા માટે ભાટચારણો પ્રવૃત્ત થતા ને તેઓની રુચિર કલ્પનાને તેઓના પ્રશસ્તિકારો પ્રચલિત કરતા. આવી કપોલ-કલ્પિત પૌરાણિક કલ્પનાઓ એ રાજકુલોની ઐતિહાસિક કે વાસ્તવિક ઉત્પત્તિને ઢાંકી દે છે. આથી ભારતમાં અનેક રાજકુલોની ખરી ઉત્પત્તિ સમજવા માટે ઇતિહાસકારો ઘણી મૂંઝવણ અનુભવે છે.

ઘણાખરા રાજકીય અભિલેખોનું લખાણ સુશિક્ષિત અધિકારીઓએ કે વિદ્વાન કવિઓએ તૈયાર કર્યું હોય છે, પરંતુ ઘણા લૌકિક અભિલેખોનું લખાણ અર્ધ-શિક્ષિત માણસોએ લખ્યું હોય છે. એમાં ભાષાશુદ્ધિ તથા વિગતશુદ્ધિની અનેક ઉણપો રહેતી હોય છે. વળી ઘણી વાર શિલાલેખ કોતરનાર સલાટો તથા તામ્રપત્ર કોતરનાર કંસારા સુશિક્ષિત ન હોઈ લખાણ કોતરવામાં અનેક ભૂલો કરી બેસે છે. આથી કેટલાક અભિલેખો વાંચવામાં ઘણી પાઠશુદ્ધિ વિચારવી પડે છે. હસ્તલિખિત ગ્રંથોની જેમ અભિલેખોમાં એક જ લખાણની જુદી જુદી પ્રતો ભાગ્યે જ મળે છે, તેથી પાઠાંતર-તુલનાનો લાભ મળતો નથી.

કેટલીક વાર પ્રાચીન રાજાઓને નામે પછીથી બનાવટી લખાણ ઉપજાવીને કોતરવામાં આવતાં. આવી બનાવટ ખાસ કરીને ભૂમિદાનને લગતાં તામ્રપત્રોમાં માલૂમ પડે છે. આ અભિલેખોમાં કોઈ જૂનાં દાનશાસનોનું અનુકરણ કરીને કેટલીક નવી હકીકત ઘુસાડી હોય છે, પરંતુ એમાં જાણ્યે-અજાણ્યે પોતાના કાલની અસર નીચે કંઈ ને કંઈ અસંગતિ આવી જાય છે ને સંશોધનકારોના અભ્યાસમાં એ અભિલેખો બનાવટી હોવાનું પકડાઈ જાય છે.

આમ અભિલેખો અનેક રીતે સાહિત્ય કરતાં વધુ મહત્ત્વ ધરાવતા હોવા છતાં, એમાં પણ કેટલીક ઊણપો અને મર્યાદાઓ રહેલી છે.

**અર્થઘટન અને સંશોધન**

આથી અભિલેખોમાંથી ઉપલબ્ધ થતી માહિતીનો ઉપયોગ કરતાં પહેલાં પૂરતી સાવધતા રાખવી પડે છે, જેમ બીજાં સાધનોનો ઉપયોગ કરતાં રાખવી પડે તેમ. કોઈ પણ છૂટક અભિલેખમાંથી મળતી હકીકતને અન્ય લેખો તથા સાધનો પરથી મળેલી નિશ્ચિત હકીકત સાથે સરખાવીને એની શ્રદ્ધેયતા ચકાસવી પડે છે ને એ બે વચ્ચે વિરોધ કે અસંગતિ માલૂમ પડે, તો એની તુલનાત્મક શ્રદ્ધેયતા નક્કી કરવી પડે છે. આ સિદ્ધાંત ઇતિહાસ-સંશોધનનાં સર્વ સાધનોને લાગુ પડે છે. ઇતિહાસના અન્વેષણમાં એને ઉપયોગી નીવડે તેવી હરકોઈ સામગ્રીને એના કાચા સ્વરૂપમાં સ્વીકારી ન લેવાય, એને સર્વશઃ ચકાસીને એનું સંશોધન (શુદ્ધીકરણ) કરવું પડે ને એ પછી જ એ શુદ્ધ કરેલી સામગ્રીનો આધાર લઈ શકાય. દરેક પ્રકારની સામગ્રીના અર્થઘટનમાં લેખકના અંગત રાજકીય કે સાંપ્રદાયિક રાગદ્વેષને ખ્યાલમાં રાખીને જ એની યથાર્થતા કે શ્રદ્ધેયતાનો અંગીકાર થઈ શકે. આથી ઇતિહાસના અન્વેષણ અને નિરૂપણ વચ્ચે સંશોધન ઘણું મહત્ત્વ ધરાવે છે.

## પાદટીપ

૧. મૈત્રકકાલીન ગુજરાત, ભા. ૨, પૃ. ૫૧૦-૫૧૯;
प्राचीन भारतीय अभिलेखोंका अध्ययन, ख. १, पृ. ७८-८४

૧ અ. S. I., Book III, Nos. 18, 19, 36 and 39

૨. હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત," પ્ર. ૭

૩. હ. ગં. શાસ્ત્રી, "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ," પૃ. ૧૫૩-૧૫૫

૪. એજન, પૃ. ૨૩૯-૨૪૧

૫. I. E., pp. 388 ff; प्राचीन भारतीय अभिलेखोंका अध्ययन, ख. २, पृ. ८५-८८

૬. સામાન્યતઃ ૧ દંડ=૪ હસ્ત

૭. જુઓ ઉપર પૃ. ૩૧૮.

૮. મૈત્રકકાલીન ગુજરાત, ભા. ૨, પૃ. ૫૨૫-૫૨૬

૯–૧૧. ૪ આઢ=૧ દ્રોણ, ૮ દ્રોણ=૧ કુલ્ય; ૧ આઢક (આઢ)=૨૫૬ મુષ્ટિ અથવા ૧૬ કે ૨૦ બંગાળી શેર (૨૯.૬ કે ૩૭.૩ કિ. ગ્રા.). E. I., p. 413

૧૨. મૈત્રકકાલીન ગુજરાત, પૃ. ૫૨૬–૫૨૭

૧૩. ૧ ઉન્માન=૩૨ × ૩૨ હસ્ત

૧૪. ૧ ખારી= ૧૬ દ્રોણ

૧૫–૧૭. ૨૫ ગુંઠ= ૧ માન; ૨૦ માન=૧ વાટી. માન લગભગ એકર બરાબર ગણાય છે (I. E., p. 419).

૧૮. ૪ હાદ=૧ મત્તરુ (નિવર્તન) ૧૯. ૧૦૦ કમ્મ=૧ મત્તરુ

૨૦. I. E., pp. 407 ff. ૨૧. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, પૃ. ૭૩

૨૨. મૈત્રકકાલીન ગુજરાત, ભા. ૨, પૃ. ૩૯૬–૪૦૫

૨૩. દા. ત. S. I., Book I, No. 84; Book II, Nos. 1, 45, 48, 50, 54; Book III, Nos. 31, 33. प्रा. भा. अ. अ., ख. १, पृ. १२१–१२४

૨૪. B. M. Barua, "Old Brahmi Inscriptions in Udayagiri and Khandagiri Caves"

૨૫–૨૬. प्रा. भा. अ. अ., ख. १, पृ. १२४–१२६

૨૭. U. P. Shah, "Akota Bronzes"

૨૭ અ. प्रा. भा. अ. अ., पृ. ११५–११९

૨૮. जिनविजय, "प्राचीन जैन लेखसंग्रह," भाग २, लेख ५५६

૨૯. S. I., Book II, No. 2 ૩૦. Ibid., Book III, No. 9

૩૧. Ibid., No. 11. ૩૨. Ibid., No. 14 ૩૩. Ibid., No. 21

૩૪. Ibid., No. 35 ૩૫. Ibid., No. 55 ૩૬. Ibid., No. 57

૩૭. प्रा. भा. अ. अ., पृ. ८२–८४

૩૮. एजन, पृ. ११०–११२

૩૯. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૨, લેખ ૧૫૫

૪૦. એજન, લેખ ૧૬૩ ૪૧. એજન, લેખ ૨૧૫

૪૨. એજન, લેખ ૨૫૨ ૪૩. એજન, લેખ ૨૧૬ અ

૪૪. એજન, લેખ ૧૬૦ (પતિના તથા પોતાના નામ પરથી)

૪૫. એજન, લેખ ૧૬૬ ૪૬. એજન, લેખ ૧૭૦, ૧૮૬ (એના પિતા અને માતાના નામ પરથી)

૪૭. એજન, લેખ ૨૦૧–૨૦૨ (સૂમલદેવી મહારાણીનું નામ હતું).

૪૮. ગુ. ઐ. લે., ભા. ૧, લેખ ૧૫ ૪૯. એજન, લેખ ૧૫૫

૫૦. એજન, લેખ ૧૬૬, ૧૮૬, ૨૦૧ અને ૨૦૫ ૫૧. એજન, લેખ ૨૦૪

૫૨. એજન, લેખ ૨૨૨ ૫૨ અ. એજન, લેખ ૧૬૧

૫૩. S. I., Book II, Nos. 4–6 ૫૪–૫૫. प्रा. भा. अ. अ., पृ. १३९

૫૬. एजन; S. I., Book III, Nos, 59, 62 ૫૭. Ibid., No. 7

૫૮. Ibid., Nos. 28–29 ૫૯. મૈત્રકકાલીન ગુજરાત, પૃ. ૩૫૭–૩૫૯

૬૦–૬૧. એજન, પૃ. ૩૫૫–૩૫૬ ૬૨. એજન, પૃ. ૩૬૩–૩૬૬

૬૩. જેમ કે ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૧, લેખ ૧૭૦, ૧૮૬ અને ૨૧૬.

૬૪. દા. ત. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૨, લેખ ૧૩૩–૧૩૫. વળી જુઓ प्रा. भा. अ. अ., पृ. १५३–१५४.

૬૫. प्रा. भा. अ. अ., पृ. १५४–१५८

૬૬. દા. ત. महरजस ऋतरस मेनद्रस (S. I., Book II, No. 15) राञो क्षहरातस क्षत्रपस नहपानस (Ibid., No. 58)

૬૬ અ. प्रा. भा. अ. अ., पृ. १७६–१८१

૬૭. દા. ત. राज्ञो चाष्टनस य्सामोतिकपुत्रस राज्ञो रुद्रदामस जयदामपुत्रस... लष्टि उथापिता । (ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૧, લેખ ૨–૫)

૬૮. राज्ञो क्षत्रपस्य स्वामिजयदामपौत्रस्य राज्ञो महाक्षत्रपस्य स्वामिरुद्रदामस्य राज्ञो क्षत्रपस्य राज्ञो स्वामिरुद्रसीहस्य... (એજન, લેખ ૭)

૬૯. स्वामिचष्टनस्य पौत्रस्य राज्ञः क्षत्रपस्य सुगृहीतनाम्नः स्वामिजयदाम्नः पुत्रस्य राज्ञो महाक्षत्रपस्य गुरुभिरभ्यस्तनाम्नो रुद्रदाम्नो... (એજન, લેખ ૬)

૭૦. Diskalkar, "Inscriptions of Kathiawad", No. 128;

૭૧. Ibid., No. 156
૭૨. Ibid., No. 181
૭૩. Ibid., No. 188
૭૪. Ibid., No. 193
૭૫. S. I., Book II, No. 67
૭૬. Ibid., No. 86
૭૭. Ibid., No. 91
૭૮. Ibid., Book III, No. 2
૭૯. Ibid., No. 21
૮૦. Ibid., No. 25
૮૧. Ibid., No. 54
૮૨. प्रा. भा. अ. अ., ख. २, पृ. ११५–११९
૮૩. एजन, पृ. ११०–११२
૮૪. एजन, पृ. १७०–१७४
૮૫. एजन, पृ. १८३–१८९
૮૬. एजन, पृ. २०३–२०४
૮૭. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૨, લેખ ૧૪૫
૮૮. એજન, લેખ ૧૪૭
૮૯. એજન, લેખ ૧૫૫
૯૦. એજન, લેખ ૧૬૩
૯૧. એજન, લેખ ૧૬૭
૯૨. એજન, ભા. ૩, લેખ ૨૦૭, ૨૦૯
૯૩. એજન, લેખ ૨૦૮, ૨૧૦, ૨૧૧, ૨૧૨
૯૪. એજન, લેખ ૨૧૫
૯૫. એજન, લેખ ૨૧૮
૯૬. એજન, લેખ ૨૧૯
૯૭. એજન, લેખ ૨૨૨
૯૮. ૨,૦૦૦ કાર્ષાપણ મહિને એક ટકાના વ્યાજે અને ૧,૦૦૦ કાર્ષાપણ મહિને ૦ા‌‌ા ટકાના વ્યાજે મૂકેલા (S. I., Book III, No. 58).
૯૯. S. I., Book III, No. 38
૧૦૦. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૨, લેખ ૧૪૫
૧૦૧. નાગરવેલને ઉછેરી એનો વેપાર કરનારનો
૧૦૨. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૨, લેખ ૧૭૦
૧૦૩. એજન, ભા. ૩, લેખ ૨૧૭
૧૦૪. S. I., Book III, No. 21; ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૨, લેખ ૧૪૭
૧૦૫. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૨, લેખ ૧૬૭

૧૦૬. S. I., Book II, Nos. 105–106 ૧૦૭. Ibid., Nos. 107–114
૧૦૮. Ibid., Book III, No. 72
૧૦૯. મૈત્રકકાલીન ગુજરાત, ભા. ૨, પૃ. ૪૧૧–૪૧૨ ૧૧૦. Ibid., No. 73
૧૧૧. Idid., Nos. 78–80
૧૧૨–૧૧૩. प्रा. भा. अ. अ., ख. १, पृ. २७०–२७१; ख. २, पृ. २२७–२२९
૧૧૪. एजन, पृ. २७१ ૧૧૫. एजन, पृ. २७२
૧૧૬. S. I., Book III, No. 77 ૧૧૭. प्रा. भा. अ. अ., ख. २, पृ. २२९
૧૧૮. प्रा. भा. अ. अ., ख. २, पृ. १६०–१६५
૧૧૯–૧૨૦. एजन, ख. १, पृ. २६७
૧૨૧. एजन, ख. २, पृ. २३२; S. I., Book III, Nos. 74–75
૧૨૨. एजन, ख. १, पृ. २७२–२७३ ૧૨૩. एजन., ख. १, पृ. ३७
૧૨૪. મૈત્રકકાલીન ગુજરાત, ભા. ૧, પૃ. ૭૪, ૮૪, ૧૦૦, ૧૨૨, ૧૨૩, ૧૨૫, ૧૩૩, ૧૪૦, ૧૪૯
૧૨૫. એજન., પૃ. ૫૪, ૭૪, ૧૧૭, ૧૨૭, ૧૪૪, ૧૪૯
૧૨૬. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૧, લે. ૧૦૬
૧૨૭. S. I., Book III., No. 54, vs. 5
૧૨૮–૧૨૯. D. C. Sircar, "Indian Epigraphy," p. 26
૧૩૦. Ibid., p. 27 ૧૩૧–૧૩૨. Ibid., p. 29 ૧૩૩. Ibid., p. 28
૧૩૪. દુ. કે. શાસ્ત્રી, "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ," પૃ. ૧૨૭–૧૩૩
૧૩૫. એજન, પૃ. ૧૨૯; I. E., pp. 24 f.
૧૩૬. ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૨, લેખ ૧૬૭, શ્લો. ૩૨

# ૧૯. સંપાદન અને સંરક્ષણ

**અન્વેષણ**

અભિલેખો એ આપણો રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસ જાણવાનું એક મહત્ત્વનું સાધન છે. આથી કોઈ પણ દેશ, પ્રદેશ કે કાલનો ઇતિહાસ લખનારે એ સાધનનો બને તેટલો ઉપયોગ કરવો જરૂરી છે.

ભારતમાં ૧૮ મી સદીના ઉત્તરાર્ધથી અભિલેખોનો અભ્યાસ થતો રહ્યો છે. પ્રાચીન અભિનલેખોની લિપિ બંધ બેસાડીને એને વાંચવામાં આવ્યા છે, અનુકાલીન અભિલેખોની નકલ કરવામાં આવી છે ને મધ્યકાલીન તથા અર્વાચીનકાલના ઘણા અભિલેખોને પણ ઉતારવામાં આવ્યા છે. ઉપલબ્ધ અભિલેખો પૈકી ઘણા મહત્ત્વના શિલાલેખો તથા તામ્રપત્રલેખોને વાંચીને સામયિકોમાં પ્રકાશિત કરવામાં આવ્યા છે ને એના કેટલાક સંગ્રહ પણ ગ્રંથસ્થ થયા છે. વળી એમાંના ઘણા અભિલેખોની વર્ગીકૃત સૂચિઓ પણ પ્રગટ થઈ છે. કોઈ પણ પ્રદેશ કે કાલનો ઇતિહાસ તૈયાર કરનાર પહેલાં આ સૂચિઓ તથા સંગ્રહોનો ઉપયોગ કરે છે ને એમાં નહિ સમાયેલા જે અન્ય અભિલેખો છૂટાછવાયા સામયિકોમાં પ્રકાશિત થયા હોય તેની માહિતી મેળવીને તેનો પણ અભ્યાસ કરે છે.

આપણા દેશમાં ઘણા અભિલેખ વંચાયા છે ને પ્રકાશિત થયા છે, છતાં હજી પણ સંખ્યાબંધ પાળિયા-લેખો, પ્રતિમા-લેખો વગેરે અણનોંધાયેલા ખેરવિખેર રહેલા છે. સરકારી પુરાતત્ત્વ ખાતાએ ખરી રીતે દરેક જિલ્લાનાં મોટાંનાનાં ગામોનું આ દષ્ટિએ સર્વેક્ષણ કરી એનાં દેવાલયોમાં, જળાશયોમાં, કિલ્લાઓમાં, મસ્જિદોમાં, રોજાઓમાં, ધર્મશાળાઓમાં, પાદરોમાં વગેરે સ્થળોએ રક્ષિત કે અરક્ષિત રહેલા તમામ અભિલેખોનું પ્રકાશન તથા એના સંગ્રહો અને એની સૂચિઓની સામગ્રી જેટલા પ્રમાણમાં ઉપલબ્ધ હોય તેટલા પ્રમાણમાં

ઇતિહાસકાર એનો ઉપયોગ કરી પોતાના વિષયને ન્યાય આપી શકે છે. એ પોતાના વિષયને ઉપયોગી તમામ ઉપલબ્ધ સામગ્રી—પ્રકાશિત તેમ જ અપ્રકાશિત—વિશે માહિતી મેળવી તેનો અભ્યાસ કરે છે, જેમાં અભિલેખોનો ખાસ સમાવેશ થાય છે. સામગ્રીનું અન્વેષણ એ ઇતિહાસ-નિર્માણનું પહેલું પગથિયું છે.

## વાચન

અભિલેખવિદ્ જ્ઞાત અભિલેખોનો પત્તો મેળવે છે તેમજ ઐતિહાસિક સ્થળોની મુલાકાત લેતા રહી અજ્ઞાત અભિલેખોની ય માહિતી મેળવે છે. પહેલાં એ દરેક અભિલેખના પ્રાપ્તિસ્થાનની તથા પરિમાણ વગેરેની નોંધ લે છે ને પછી એનો લેખ વાંચવા પ્રવૃત્ત થાય છે. આ માટે તે તે પ્રદેશની તે તે કાલની લિપિની જાણકારી જરૂરી હોય છે. સરકારી પુરાતત્ત્વ ખાતામાં કેટલીક વાર સંસ્કૃત-પ્રાકૃત અભિલેખો, અરબી-ફારસી અભિલેખો, પ્રાચીન-અર્વાચીન દ્રાવિડી અભિલેખો અને અન્ય અર્વાચીન પ્રાદેશિક ભાષાઓમાં લખાયેલા અભિલેખો માટે અલગ અલગ જાણકારો રાખે છે, કેમકે આ જુદા જુદા પ્રકારના અભિલેખોની જાણકારી મોટે ભાગે જુદા જુદા વિદ્વાનોમાં વિભાજિત થઈ હોય છે. લિપિની જાણકારી વિના અભિલેખમાંની હકીકત વિશે કંઈ જાણી શકાતું નથી. આથી લિપિની જાણકારી દ્વારા અભિલેખ વાંચવો ને એનું તે તે ભાષાની અર્વાચીન પ્રચલિત લિપિમાં લિપ્યંતર કરવું એ અભિલેખવિદનું પ્રથમ કાર્ય છે.

અભિલેખના વાચન માટે માત્ર લિપિનું જ્ઞાન પર્યાપ્ત નથી, તે તે લેખની ભાષાનું જ્ઞાન પણ અનિવાર્ય છે. એ ભાષાનું વ્યાકરણ, એનો શબ્દભંડોળ, એના છંદો વગેરેના પૂરતા જ્ઞાન વિના અભિલેખનો પૂરેપૂરો શુદ્ધ પાઠ તૈયાર થઈ શકે નહિ. ભાષા ઉપરાંત ઇતિહાસ, ભૂગોળ, રાજ્યતંત્ર, કાલગણના, ધર્મ-સંપ્રદાયો, પારિભાષિક શબ્દો ઇત્યાદિ આનુષંગિક બાબતોની જાણકારી પણ જરૂરી ગણાય.

## સંપાદન

લિપ્યંતર કરેલા અભિલેખના પાઠને સંપાદિત કરતી વખતે એના મૂલ લખાણમાં કંઈ સુધારા-વધારા સૂચવવા જરૂરી હોય તો તે કૌંસમાં કે પાદ-ટીપમાં સૂચવવામાં આવે છે. સુધારા ગોળ કૌંસમાં અને વધારા ખૂણિયા કૌંસમાં દર્શાવાય છે. લિપ્યંતર મૂળ લેખની પંક્તિ પ્રમાણે પંક્તિવાર કરવામાં આવે છે. અભિલેખના પાઠના પ્રકાશનની સાથે બને ત્યાં સુધી મૂળ અભિલેખની

છબી કે શાહીથી પાડેલી પ્રતિકૃતિ પણ પ્રકાશિત કરવામાં આવે છે. આથી લિપ્યંતરને મૂળ પાઠ સાથે સરખાવી જોવામાં અભ્યાસીઓને સરળતા રહે છે.

મોટે ભાગે લિપ્યંતર પછી લેખનું ભાષાંતર પણ આપવામાં આવે છે. કેટલીક વાર લેખ લાંબો હોય ને ઘણો ભાગ એવા બીજા અભિલેખોમાં આવેલો હોય, તો જરૂરી ભાગનું જ ભાષાંતર અપાય છે. ભાષાંતર અપાય કે ન અપાય, અભિલેખના પાઠની પહેલાંના પ્રાસ્તાવિક લખાણમાં લેખની મુખ્ય હકીકતનો સાર અવશ્ય આપવામાં આવે છે. પ્રાસ્તાવિક લખાણમાં સંપાદક પ્રસ્તુત અભિલેખને લગતી સર્વ ઉપયોગી બાબતોનો અભ્યાસ કરી એનાં પરિણામ રજૂ કરે છે.

એમાં એ પહેલાં લેખના પ્રાપ્તિસ્થાનનો, એના પદાર્થનો અને એના પરિમાણનો પરિચય આપે છે. દા. ત., અમુક શિલાલેખ અમુક રાજ્યના અમુક જિલ્લાના અમુક ગામમાં અમુક સ્થળે આવેલો કે મળેલો છે, એ શિલાનું માપ અમુક છે અથવા અમુક દાનશાસન અમુક સંખ્યાનાં પતરાં પર કોતરેલાં છે, એ પતરાંનું માપ તથા વજન અમુક છે વગેરે.

પછી અભિલેખની લિપિનો તથા ભાષાનો પરિચય આપવામાં આવે છે. પંક્તિઓની સંખ્યાનો તથા અક્ષરોના સરેરાશ કદનો પણ ખ્યાલ આપવામાં આવે છે. વળી લેખનશૈલીમાં અક્ષર–વિન્યાસની જે લાક્ષણિકતાઓ હોય તે પણ દર્શાવવામાં આવે છે, જેમ કે સંયુક્ત વ્યંજનમાં ર્ પછી વ્યંજનને બેવડાવવાનું વલણ (દા.ત. अर्क्क, धर्म्म, पार्त्थिव, दीर्घ्घ वगेरे), અનુસ્વારના ચિહ્નને બદલે અનુનાસિક વ્યંજનની પસંદગી (દા.ત. अङ्क, रञ्जित, कण्ठ, दन्त, रम्भा), વિસર્ગ–સંધિમાં વ્યંજનસંધિના વિકલ્પની પસંદગી (દા.ત. जातस्सुतस्तस्य, अस्तु वस्संविदितं, महाभातश्चैस्संचाधातकैस्स युक्तस्स्यादिति વગેરે), વિસર્ગના સ્થાને જિહ્વામૂલીય તથા ઉપધ્માનીયનો પ્રયોગ (દા.ત. शीलादित्यᳵकुशली, मनᳲपरितोष વગેરે). પ્રાચીન લખાણોમાં વિરામચિહ્નોનો ઉપયોગ ઘણો જૂજ થતો, તેથી ૧, ૨, ૩ વગેરે શ્લોકાંક, ઽ (અવગ્રહ), સંક્ષિપ્ત રૂપદર્શક વિરામચિહ્ન, શ્લોકાર્ધના અને શ્લોકના અંતે અપેક્ષિત । અને ॥ નાં વિરામચિહ્ન વગેરે મૂળમાં ન હોય, તો અર્થની સુબોધતા માટે સંપાદક કૌંસમાં એ ઉમેરે છે. અરબી–ફારસી લેખોમાં એ લેખ સુલેખનકલાની કઈ શૈલીમાં કોતરાયા છે તે પણ દર્શાવવામાં આવે છે.

પછી લેખની મુખ્ય હકીકતનો સાર આપવામાં આવે છે. એ પછી એમાં જણાવેલા રાજવંશ, રાજાઓ કે રાજા, અધિકારીઓ વગેરેનું અભિજ્ઞાન આપી

આ લેખમાં તેઓને વિશે કંઈ વિશિષ્ટ વિગત આપેલી હોય તો તેનું વિવેચન કરવામાં આવે છે. લેખમાં જણાવેલાં અન્ય માનવકુલો તથા વ્યક્તિઓનું પણ એવું વિવેચન કરવામાં આવે છે.

લેખમાં જે ભૌગોલિક સ્થળોનો નિર્દેશ આવતો હોય, તે સ્થળોનું અર્વાચીન સ્થળો સાથે અભિજ્ઞાન સૂચવી એ સ્થળ હાલ ક્યાં આવેલાં છે એ દર્શાવવામાં આવે છે. કેટલીક વાર અમુક ગામોનું કોઈ અર્વાચીન ગામો સાથે અભિજ્ઞાન બંધબેસતું નથી ને એનું અર્વાચીન સ્થાન દર્શાવી શકાતું નથી. પરંતુ ઉપલબ્ધ સામગ્રીની વિગતો પરથી સંપાદક વિગતવાર નકશાના આધારે તેમ જ સ્થળતપાસના આધારે તમામ પ્રયત્ન કરી છૂટે એ અપેક્ષિત હોય છે. કોઈ ગામ સમય જતાં સમૂળું લુપ્ત થઈ ગયું હોય કે કોઈનું નામ સદંતર બદલાઈ ગયું હોય, તો હાલ એનો પત્તો ન પણ લાગે.

એવી રીતે અભિલેખમાં સમયનિર્દેશની વિગત આપી હોય, તે પરથી એનો સંવત દર્શાવી એની બરાબરનું ઈસ્વી વર્ષ આપવામાં આવે છે. પ્રાચીન કાલગણનાના જાણકારોએ ઈ. સ. ૧ થી ૨૦૦૦ સુધીના દરેક ભારતીય વર્ષ અને માસ તથા દિવસને લગતાં એવાં કોષ્ઠક તૈયાર કરેલાં છે કે એ પરથી અભિલેખમાં આપેલી મિતિએ ઈસ્વી સનના કયા માસની કઈ તારીખ હતી તે શોધી શકાય. મિતિની સાથે વાર આપ્યો હોય તો આપેલ મિતિની યથાર્થતા તેમજ એમાં પ્રયોજાયેલી કાલગણનાની (ખાસ કરીને વર્ષના આરંભની અને માસના અંતની) પદ્ધતિ નિશ્ચિત થઈ શકે છે. અધિક માસ, સૂર્યગ્રહણ, ચંદ્ર-ગ્રહણ, સૂર્યસંક્રાંતિ, બાર્હસ્પત્ય સંવત્સર, પર્વદિન ઇત્યાદિની પણ ખાતરી કરી શકાય છે. અભિલેખનો સંપાદક આ કોષ્ઠકોનો ઉપયોગ કરી, અભિલેખમાં આપેલા સમય–નિર્દેશનું આવું વિવેચન કરે એ પણ અપેક્ષિત છે.

છેવટે પ્રસ્તુત અભિલેખ પરથી રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસની દૃષ્ટિએ કંઈ વિશિષ્ટ માહિતી મળી હોય, તો તેનું મહત્ત્વ પણ દર્શાવવામાં આવે છે.

અભિલેખ પદ્યમાં હોય, તો તેના છંદ બતાવવામાં આવે છે. લેખમાં અશુદ્ધિઓ હોય, તો તેના પ્રમાણ તથા પ્રકાર વિશે નોંધ ઉમેરાય છે. અભિલેખનો ઉપયોગ કરનાર માટે લેખના પાઠ તથા ભાષાંતર ઉપરાંત સંપાદકનું આ પ્રાસ્તાવિક લખાણ ઘણું ઉપયોગી નીવડે છે.

### પ્રકાશન

નવેસર પ્રકાશમાં આવતો દરેક અભિલેખ ઇતિહાસ-અન્વેષણ માટે ઉપયોગી હોઈ, એનું વાચન તથા સંપાદન તૈયાર થતાં એને કોઈ સંશોધન-સામયિકમાં પ્રકાશિત કરવામાં આવે છે. ઘણા અભિલેખ તે તે પ્રદેશના કોઈ સ્થાનિક સામયિકમાં તે સામયિકની ભાષામાં પ્રકાશિત થાય છે, વહેલા મોડા સરકારી પુરાતત્ત્વ ખાતાના અભિલેખવિદ્ વિભાગ તરફથી આ અભિલેખો Epigraphia Indica માં પણ પદ્ધતિસર પ્રકાશિત થાય છે ને સહુને સુવિદિત તથા સુલભ બને છે. એ સરકારી અભિલેખ-સામયિકના સંપાદક મૂળ લેખ કે એની પ્રતિકૃતિ મેળવી, આખો પાઠ અક્ષરશઃ તપાસે છે ને સંપાદક સાથે પત્રવ્યવહાર કરી એમાં જરૂરી સુધારા-વધારા કરાવે છે અથવા સંપાદક તરીકે પોતે એના લિપ્યંતર, ભાષાંતર અને પ્રાસ્તવિકમાં જરૂરી નોંધ ઉમેરે છે. આ અભિલેખ એની છબી કે પ્રતિકૃતિ સાથે છપાય છે. એના પ્રકાશનમાં વિલંબ થતો હોય છે, પણ એના વાચન તથા સંપાદનમાં વધુ ચોકસાઈ કરાતી હોય છે.

### અભિલેખ-સંગ્રહો

Indian Antiquary અને Epigraphia Indica માં સંખ્યાબંધ અભિલેખો પ્રકાશિત થતાં સરકારના પુરાતત્ત્વ ખાતા તરફથી કેટલાક વર્ગીકૃત અભિલેખસંગ્રહ તૈયાર કરાવી પ્રકાશિત કરવામાં આવે છે. Corpus Inscriptionum Indicarum નામે ગ્રંથમાલાના ગ્રંથ ૧ માં અશોકના અભિલેખો, ગ્રંથ ૨ માં ખરોષ્ઠી અભિલેખો, ગ્રંથ ૩ માં પ્રાચીન ગુપ્ત રાજાઓ અને તેઓના ઉત્તરાધિકારીઓના અભિલેખો, ગ્રંથ ૪ માં કલચુરિ-ચેદિ સંવતના અભિલેખો અને ગ્રંથ ૫ માં વાકાટક અભિલેખો ગ્રંથસ્થ થયા છે. આ ગ્રંથમાલામાં પછીના ગ્રંથો તૈયાર થતા જાય છે.[૧]

એવી રીતે માયસોર કે કર્ણાટકના તેમજ દક્ષિણ ભારતના અભિલેખોના પણ કેટલાક સંગ્રહ પ્રકાશિત થયા છે.[૨]

ગુજરાતના અભિલેખોના ત્રણ વર્ગીકૃત સંગ્રહ ગુજરાતીમાં પ્રગટ થયા છે.[૩] અંગ્રેજીમાં કાઠિયાવાડના અભિલેખોનો પણ એક સંગ્રહ પ્રકાશિત થયો છે[૪]. ગુજરાતના પ્રાચીન કાલના અભિલેખોમાં જે એ પછી પ્રકાશિત થયા છે તથા ઈ. સ. ૧૩૦૦ પછીના જે અભિલેખો છે તેનો સંગ્રહ તૈયાર થતો જાય છે.

જૈન દેરાસરોમાં સંખ્યાબંધ શિલાલેખો તથા પ્રતિમાલેખો હોય છે. એને લગતા કેટલાક સંગ્રહ બહાર પડેલા છે, જેમકે મુનિ વિશાલવિજયજીનો राधनपुरप्रतिमालेखसंदोह તથા શ્રી દોલતસિંહ લોઢાનો जैनप्रतिमालेखसंग्रह, મુનિ જિનવિજયજીનો प्राचीनजैनलेख संग्रह, પૂરણચંદ નાહરનો जैनलेखसंग्रह, મુનિ જયંતવિજયજીનો अर्बुदप्राचीनजैनलेखसंग्रह વગેરે અભિલેખસંગ્રહોમાં પણ અનેક પ્રતિમાલેખોનો સમાવેશ થાય છે.[૫] પાળિયા–લેખો તથા પ્રતિમા-લેખો એટલા સંખ્યાબંધ છે કે હજી એને લગતા કેટલાય અભિલેખસંગ્રહ કરવા ઘટે.

## અભિલેખ-સૂચિઓ

અભિલેખોના સંગ્રહ તૈયાર કરતાં ઘણો સમય લાગે ને એને પ્રકાશિત કરતાં ઘણું ખર્ચ થાય, પરંતુ પ્રકાશિત અભિલેખોની વર્ગીકૃત સૂચિઓ તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં આવે તો તે પણ ઘણી ઉપયોગી નીવડે છે. ઉત્તર ભારતના ૧૯૦૦ અને ૧૯૩૦ સુધીમાં પ્રકાશિત થયેલા અભિલેખોની સંવતવાર કાલક્રમે ગોઠવેલી સૂચિ અનુક્રમે કીલહોર્ને તથા ભાંડારકરે તૈયાર કરેલી તે Epigraphia Indica ના પરિશિષ્ટ રૂપે પ્રગટ થયેલી છે.[૬] દક્ષિણ ભારતના અભિલેખોની કીલહોર્ને કરેલી એવી સૂચિ પણ એમાં પ્રગટ થઈ છે.[૭] સંળગ સંવતોનો ઉપયોગ શરૂ થતાં પહેલાંના અભિલેખોની સૂચિ લ્યુડર્સે તૈયાર કરેલી.[૮].

ગુજરાતના અભિલેખોની પણ પાંચ સંદર્ભસૂચિઓ પ્રકાશિત થઈ છે. એમાંની પહેલીમાં ઈ. સ. ૧૩૦૦ સુધીના અભિલેખોને વર્ગવાર ગોઠવેલા છે, બીજીમાં ત્યાં સુધીના પ્રતિમાલેખોની તેવી સૂચિ આપી છે, જ્યારે ત્રીજીમાં ઈ. સ. ૧૩૦૧ થી ઈ. સ. ૧૭૬૦ સુધીના શિલાલેખોની અને ચોથીમાં ઈ. સ. ૧૩૦૧ થી ઈ. સ. ૧૭૦૦ સુધીના પ્રતિમાલેખોની સૂચિ આપવામાં આવી છે.[૯] પાંચમી સૂચિ ગુજરાતના અરબી–ફારસી અભિલેખોની છે.

ઇતિહાસ–નિરૂપણ કરવા માટે મૂલ સામગ્રીના સંદર્ભ શોધવામાં આવી સંદર્ભસૂચિઓ ઘણી ઉપયોગી નીવડે છે.

## સંરક્ષણ

અભિલેખો એ આપણા ઇતિહાસની એવી મહત્ત્વની સામગ્રી છે કે એને રાષ્ટ્રીય સંપત્તિ ગણવી ઘટે. આથી તમામ ઉપલબ્ધ અભિલેખોનું સંરક્ષણ કરવું એ સરકારનું તથા પ્રજાનું પરમ કર્તવ્ય છે.

ભારતમાં પુરાતત્ત્વને લગતાં અનેક મોટાંનાનાં મ્યુઝિયમ છે, જેમાં શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ વગેરે પ્રકારના અનેકાનેક અભિલેખ સંગૃહીત કરવામાં આવે છે. ખંડેરોમાંથી મળતા અભિલેખોને ઘણી વાર સાફ કરવા પડે છે. તામ્રપત્રો વગેરેમાં કાટ લાગ્યો હોય તો રાસાયણિક પ્રક્રિયાથી એને દૂર કરવો પડે છે ને હવે પછી એને કાટ ન લાગે તેની કાળજી રાખવામાં આવે છે.

ભારતમાં પહેલવહેલું મ્યુઝિયમ એશિયાટિક સોસાયટીએ કલકત્તામાં ૧૮૧૪માં સ્થાપ્યું, જે આગળ જતાં ઇન્ડિયન મ્યુઝિયમ તરીકે વિકસ્યું. પછી મદ્રાસમાં એવું મ્યુઝિયમ સ્થાપાયું. ૧૮૫૦થી ૧૯૦૦ દરમ્યાન લાહોર, લખનૌ, મથુરા, નાગપુર, કરાંચી, ઉદેપુર, રાજકોટ, મુંબઈ, વડોદરા, ફૈઝાબાદ, ભાવનગર, બેંગલોર, ત્રિચુર અને ત્રિવેન્દ્રમમાં આ પ્રકારનાં મ્યુઝિયમ સ્થપાયાં. ઉત્ખનનનાં પ્રાચીન સ્થળો પૈકી નાલંદા, સારનાથ, તક્ષિલા, હરપ્પા, મોહેં-જો-દડો અને નાગાર્જુની કોંડામાં પણ સ્થાનિક મ્યુઝિયમ સ્થાપવામાં આવ્યાં. પછી મુંબઈ, બીજાપુર, બારિપદા, ખિચિંગ, ચંબા, કટક, ઢાકા, ગૌહાટી, ગ્વાલિયર, હિંમતનગર, જયપુર, હૈદરાબાદ, જોધપુર, ખજુરાહો, માયસોર, પટના, પેશાવર, પૂના, ક્વેટા. સાંચી અને ઉદેપુરમાં પણ મ્યુઝિયમ સ્થપાયાં. નવી દિલ્હીમાં હવે નેશનલ મ્યુઝિયમનો પ્રબંધ કરવામાં આવ્યો છે ને એમાં પુરાતત્ત્વ ખાતાના હસ્તકનાં મ્યુઝિયમોના પસંદ કરેલા ઉત્તમ અવશેષો સંગૃહીત કરવામાં આવ્યા છે.[૧૦]

મુંબઈનું પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ, મથુરાનું કરઝન મ્યુઝિયમ, વારાણસીનું ભારત કલાભવન, હૈદરાબાદનું મ્યુઝિયમ, રાજકોટનું વૉટસન મ્યુઝિયમ, વડોદરાનું મ્યુઝિયમ, અને જૂનાગઢનું મ્યુઝિયમ અભિલેખોનો ઠીક ઠીક સંગ્રહ ધરાવે છે.

ઉપરાંત કેટલીક યુનિવર્સિટીઓ, રાજ્યનાં મ્યુનિસિપાલિટીનાં તથા યુનિવર્સિટીનાં પુરાતત્ત્વખાતાં તથા કેટલીક સંશોધન, સંસ્થાઓ પણ મોટાંનાનાં મ્યુઝિયમ રાખે છે ને એમાં અભિલેખો, સિક્કાઓ, હસ્તપ્રતો વગેરેનો સંગ્રહ કરે છે.

છતાં હજી અસંખ્ય અભિલેખો ઠેકઠેકાણે અસ્તવ્યસ્ત પડેલા છે. સંખ્યાબંધ પાળિયાઓ ખુલ્લામાં આબોહવાના પ્રહાર ઝીલી ખવાતા જાય છે. કેટલીય શિલ્પકૃતિઓ અને એના પરના અભિલેખો હથિયારની ધાર કાઢવામાં કે નવાં મકાનોના બાંધકામમાં રફેદફે થાય છે. ભારત સરકાર તથા રાજ્ય સરકારે સર્વ સ્થાવર (અચલ) અભિલેખોના સંરક્ષણની વ્યવસ્થા કરવી ઘટે તેમ જ સર્વ

જંગમ (ચલ) અભિલેખોને પોતપોતાનાં મ્યુઝિયમોમાં ખસેડી સુરક્ષિત કરવા ઘટે. જે અભિલેખો મંદિરો મસ્જિદો વગેરે ઇમારતોમાં સુરક્ષિત હોય તે ત્યાં રહે એ ઉચિત છે. પરંતુ જે અભિલેખો અરક્ષિત અને ઉપેક્ષિત પડેલા છે, તેને તેવી હાલતમાં લાંબો વખત ન રખાય. એના સંરક્ષણ માટે સરકાર પૂરતો પ્રબંધ કરી ન શકે તો ત્યાં સુધી સ્થાનિક ગ્રામ-પંચાયતો તથા શાળાઓએ એવા અભિલેખોને પોતાનાં સાર્વજનિક મકાનોમાં ખસેડાવી એને સાચવવા ઘટે ને એ રાષ્ટ્રિય સંપત્તિના જતનમાં એ રીતે પોતાનો ફાળો આપવો ઘટે.

સિક્કાઓ તથા તામ્રપત્રોની બાબતમાં સોનીઓ તથા કંસારાઓને પણ વધુ જાગ્રત થવાની જરૂર છે. અભિલેખોના ઐતિહાસિક મહત્ત્વની જાણકારીના અભાવે એમાંના કેટલાક એ ધાતુના પદાર્થોને ગાળી નાખે છે ને એના પર કોતરેલાં લખાણોનો હંમેશ માટે નાશ કરી બેસે છે. વ્યક્તિઓના ઘરમાં જૂનાં તામ્રપત્રો વગેરે હોય છે, તેને ઘણી વાર તેઓ ગુપ્ત ધનની જેમ સંઘરી રાખે છે, પરંતુ એના સંરક્ષણ માટે કાળજી રાખતા નથી ને ઘણી વાર તેઓના વંશજો તેને નિરર્થક સમજી ભંગાર તરીકે વેચી દે છે. ખરી રીતે આ સહુ વ્યક્તિઓ તથા વેપારીઓની ફરજ છે કે તેઓએ આ ઐતિહાસિક સાધન-સંપત્તિનો આ રીતે કદી નાશ થવા દેવો જોઈએ નહિ, પરંતુ જે મ્યુઝિયમો તથા સંસ્થાઓ એવી સંપત્તિ જાળવે છે તેને જ તે ભેટ કે વેચાતી આપતા રહેવું જોઈએ.

અભિલેખોની સામગ્રી એવી સાર્વજનિક સંસ્થાઓને હસ્તક એકત્ર થશે તો એ જલદી પ્રસિદ્ધ થશે, અભિલેખ-સૂચિઓ તથા અભિલેખ-સંગ્રહોમાં વહેલું સ્થાન પામશે ને ઇતિહાસ-અન્વેષકોને જલદી ઉપયોગી નીવડશે.

આથી આપણા અભિલેખોનું સંરક્ષણ એ દરેક સમજુ નાગરિકનું કર્તવ્ય છે, સરકારના પુરાતત્ત્વ-ખાતાનું તો એ આદિષ્ટ કાર્ય છે. ને સુરક્ષિત તથા પ્રકાશિત અભિલેખોની પૂરી અને અદ્યતન માહિતી મેળવી તેનો સર્વાંગ અભ્યાસ કરી, એ માહિતીનું શાસ્ત્રીય સંશોધન તથા અર્થઘટન કરવું અને એનો ઇતિહાસ-નિરૂપણમાં યથાયોગ્ય ઉપયોગ કરવો એ ઇતિહાસ-લેખકનું ઇષ્ટ કર્તવ્ય છે. ખરેખર અભિલેખો એ ઇતિહાસના અમૂલ્ય સાધન તરીકે રાષ્ટ્રીય સંપત્તિ છે.

## પાદટીપ

૧-૨. વિગતો માટે જુઓ ઉપર પૃ. ૧૦-૧૧.

૩. ગિ. વ. આચાર્ય (સં.), "ગુજરાતના ઐતિહાસિક લેખો" ભાગ ૧-૩. એ અગાઉ ભાવનગર રાજ્યે અભિલેખોના બે-ત્રણ સંગ્રહ બહાર પાડેલા. આગળ જતાં વડોદરા રાજ્યે પણ એના અભિલેખોનો એક સંગ્રહ પ્રકાશિત કરેલો (જુઓ ઉપર પૃ. ૧૧.)

૪. D. B. Diskalkar, "Inscriptions of Kathiawad", New Indian Antiquary, Vos. I-III માં પ્રકાશિત.

૫. વિગતો માટે 'ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ,' ભાગ ૩ અને ૫ની સંદર્ભસૂચિ.

૬-૮. જુઓ ઉપર પૃ ૧૧-૧૨.

૯. ગુજરાત ઇતિહાસ પરિષદે આ સૂચિઓ 'ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ'ની ગ્રંથમાલામાં અનુક્રમે ખંડ ૨-૩-૪-૫ તરીકે પ્રગટ કરી છે.

૧૦. "Archaeology in India," Ch. VII : Archaeological Museums

# વિશેષ નામોની

## શબ્દ-સૂચિ

# પરિભાષા

Administration = રાજ્યતંત્ર
Alphabet=વર્ણમાલા
Boustrophedon=બલીવર્દ-આવર્તન
Calendar=પંચાંગ
Christian=ઈસવી
Chronology = કાલગણના; આનુપૂર્વી; સાલવારી
Civilization=સભ્યતા
Commemorative=સ્મારક
Conjunct=સંયુક્ત
Cultural=સાંસ્કૃતિક
Cuneiform=કીલાક્ષર
Cycle of years=સંવત્સરચક્ર
Deccan=દખ્ખણ
Decipherment=ઉકેલ
Earthenware=મૃત્પાત્ર, મૃદ્ભાણ્ડ
Edict=શાસન
Epigraphic=આભિલેખિક
Epigraphist=અભિલેખવિદ
Epigraphy=અભિલેખવિદ્યા
Epoch=આરંભવર્ષ
Era=સંવત, સન
Excavation=ઉત્ખનન
Facsimile=છાપી
Harappan=હડપ્પીય
Indigenous=દેશી
Indo-Aryan=ભારતીય-આર્ય
Indo-Muslim=ભારતીય-મુસ્લિમ
Jovian=બાર્હસ્પત્ય
Ligature=બંધ
Lithograph=શિલાછાપ
Manuscript=હસ્તપ્રત
Medial=અંતર્ગત
Monogram=એકાક્ષરી બંધ
Numeral=અંકચિહ્ન
Obverse=અગ્રભાગ
Paleography=પ્રાચીનલિપિ-વિદ્યા
Period=કાલ
Phonetic=ધ્વન્યાત્મક
Pictographic=ચિત્રાત્મક
Political=રાજકીય
Proto-=આદ્ય-
Reverse=પૃષ્ઠભાગ
Regnal=રાજ્યકાલનું
Reign=રાજ્યકાલ
Rock=ખડક, શૈલ
Rule=રેખાપાટી
Scribe=લહિયો
Script=લિપિ
Seal=મુદ્રા
Sealing=મુદ્રાંક
Slab=ફલક
Syllabic=શ્રુત્યાત્મક
Tradition=અનુશ્રુતિ
Transliteration=લિપ્યંતર
Vowel-Sign=સ્વરમાત્રા

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૧૪ | o | of |
| ૫૦ | ૨ | પટ્ટ | આકૃતિ |
| ૫૨ | ૧૧ | પટ્ટ | આકૃતિ |
| ૬૪ | ૧૧ | પટ્ટ | આકૃતિ |
| ૧૦૧ | ૨૮ | તામિળ | તમિળ |
| ૧૨૬ | ૨૬ | રુદ્રાદામાનો | રુદ્રદામાનો |
| ૧૨૭ | ૧૭ | અનેક રણિકો | અને કરણિકો |
| ૧૨૮ | ૧૧ | પડતું.૧ | પડતું.૨૧ |
| ૧૩૧ | ૨૧ | પદ્ય | પદ્મ |
| ૧૩૫ | ૨૩ | કૃષાણ | કુષાણ |
| ૧૪૫ | ૧ | સૂતામ્બિલિકા | ભૂતામ્બિલિકા |
| | ૧૦ | ગદ્ય | ગદ્ય |
| ૧૪૯ | ૧૫ | થશોધર્મા | યશોધર્મા |
| | ૨૪ | યહ્લવ | પહ્લવ |
| ૧૫૮ | ૧ | તામિળ | તમિળ |
| ૧૭૪ | ૨૮ | હતું." | હતું.૨૨ |
| ૨૦૫ | ૪ | દક્ષિણી | દક્ષિણી |
| ૨૧૩ | ૨૩ | સવંતો | સંવતો |
| ૨૨૫ | ૨૫ | પટન | પટના |
| ૩૦૦ | ૧૭ | સ્કંદગુપ્ત | સ્કંદગુપ્ત |
| ૩૦૭ | ૧૯ | સૌરાસ્ટ્ર | સૌરાષ્ટ્ર |
| | ૨૨ | ચિહ્ન | ચિહ્ન |
| ૩૪૬ | ૧૪ | અને | ધરસેન ૨ જાનું વળા તામ્રપત્ર અને |
| ૪૫૦ | ૮ | હરપ્પીય | હડપ્પીય |